શ્રી આનન્દ હેમ જૈન ગ્રંથમાળા ગ્રંથ. ૩

આગમોદ્ધારક દેશના સંગ્રહ ભાગ ૨ જો.

# પર્વ વ્યાખ્યાન સંગ્રહ

પરમ પૂજ્ય આગમોદ્ધારક આચાર્ય શ્રી. આનન્દસાગર સૂરીશ્વરજીએ પર્વ દિવસોમા આપેલા વ્યાખ્યાનો

સંપાદક

પૂ. મુનિ શ્રી અમરેન્દ્ર સાગરજી મહારાજ

વીર સં ૨૪૮૩, વિ સં ૨૦૧૩, ઈ સ ૧૯૫૭

પ્રથમાવૃત્તિ ] કિં ૩-૦-૦ [ નકલ ૭૫૦

પ્રકાશક
ધનજીભાઈ દેવચંદ ઝવેરી
૫૦/૫૪ મોહસીન મઝીલ,
૩ ન ૧૯ મીરઝાં સ્ટ્રીટ,
મુબઈ નં. ૩

§

## પ્રાપ્તિ સ્થાન

૧. ઝવેરી ધનજીભાઈ દેવચંદ, ૫૦/૫૪ મોહસીન મઝીલ
મીરઝાં સ્ટ્રીટ, ૧૯, મુબઈ ૩.
૨. સરસ્વતી પુસ્તક ભંડાર. રતનપોળ, હાથીખાના, અમદાવાદ
૩ બાબુલાલ નાથુભાઈ મહેતા
નેમુભાઈની વાડી, ગોપીપુરા સુરત.
૪. શ્રી જૈનાનંદ પુસ્તકાલય ગોપીપુરા, સુરત
૫. મુલચંદ એસ કાપડીયા નવાપુરા ભાનનીપીઠ સુરત
૬ સોમચંદ ડી. શાહ જીવન નિવાસ સામે, પાલીતાણા

§

મુદ્રક –
વસંતલાલ રામલાલ શાહ,
પ્રગતિ મુદ્રણાલય,
ખપાટિયા ચકલા,
સુરત

य पू. आगमोद्धारक, आचार्यमहाराज
श्रीआनन्दसागरसूरीश्वरेभ्यो नमः

# પ્રકાશકીય – નિવેદન

શ્રી જિનેશ્વર ભગવંતોએ આ સંસારને એકાંત દુઃખસ્વરૂપ, દુઃખફળ, દુઃખાનુબંધ વાળો કહેલ છે જગતના તમામ જીવો દરેક પ્રકારના દુઃખથી દૂર ભાગે છે, એટલુજ નહિ પણ સુખની શોધમાજ નિરંતર રહે છે, છતાં ઇચ્છા માત્રથી સુખની પ્રાપ્તિ થઇ શકતી નથી થતી હોત તો કોઇ દુઃખી થાયજ નહિ, કારણ કે દરેક જીવમા સુખની અભિલાષા અને દુઃખથી ડરવાપણુ એક સરખા રૂપે રહેલા હોય છે, છતાં ઇચ્છા માત્રથી તે પ્રાપ્ત થઈ શકતુ નથી જ્ઞાની ભગવંતોએ સુખની અભિલાષા, દુઃખથી દૂર રહેવુ અને ક્લેશ પીડાના હેતુઓને ત્યાગ કરવા, સુખ–આનંદના હેતુઓને મેળવવાની ઇચ્છા દરેક આત્માને હોય છે તેમ જણાવ્યુ છે સુખની પ્રાપ્તિ–દુઃખનો અભાવ સહુ આત્મા ઇચ્છે છે લોક-લોકોત્તરમા બીજા મતોમા નજીકના કારણો મળી આવે, તેવાજ સુખોની અભિલાષા કરે છે તેથી ધર્મ–અર્થ–કામના સાધનો પાસે હોય તો તેમા જીવ જલ્દી પ્રવર્તિ કરે છે, પરન્તુ હજુ પારમાર્થિક સુખનુ સ્વરૂપ આત્મા યથાર્થ સમજી શક્યો નથી સુખ બે પ્રકારનું, એક વિષયજન્ય બીજુ આત્મિક અર્થાત્ નિર્વાણપ્રાપ્તિ-મોક્ષસુખ, એકાંતિક આત્યંતિક શાશ્વત અનતિશય અનાબાધ અને સ્વાધિનતાવાળુ છે શાશ્વતુ એ કે જે, મળેલુ પોષું ન જાય બીજા પદાર્થની જેમા અપેક્ષા ન હોય એવુ, એકાંતિક, જેનાથી બીજુ ચડિયાતુ સુખ નથી, તેથી અનતિશય, જીવોનુ ઉપમર્દન કરવાથી થતા લૌકિક-સુખથી વિપરીત હોવાથી અનાબાધ, લેશ

પણ દુ:ખ વગરનું એવું મુક્તિસુખ આત્મસ્વરૂપના સ્વરૂપ છે. તેમાં મનોજ્ઞ-ઇષ્ટ વિષય સંસર્ગની અપેક્ષા ન હોવાથી સ્વાધિનતાવાળું સુખ તેજ આત્મિક-સુખ છે તેવા સુખની પ્રાપ્તિનો મુખ્ય આધાર શ્રી જિનેશ્વરદેવની ભવોદધિથી તારનારી એવી વાણી છે જિનેશ્વર ભગવતના વિરહકાળમાં આચાર્યાદિ, ભગવતો ભવ્ય જીવોને સંસારસમુદ્રથી તારવા માટે એકાંત આત્મહિતકારી વાણીનું શ્રવણ કરાવે છે દરેક આત્મા શ્રવણ કરવા ભાગ્યશાળી બની શકતા નથી તેથી પરમપૂજ્ય આગમોદ્ધારક આચાર્યદેવની વાણી સાંભળનાર કોઈ કોઈ વખત સાંભળતી વખતે વ્યાખ્યાનનું અવતરણ યથાશક્ય કરી તે વાણીને દેહસ્વરૂપ આપી ક્ષેત્રાંતર અને કાળાંતરના જીવોને લાભ થાય તે આશયથી પર્વ દિવસોના વ્યાખ્યાનોનો કેટલોક સંગ્રહ હમોએ પૂ. અવતરણકાર પાસેથી મેળવી શક્ય તેટલો સુધારો-વધારો કરી વાચકવર્ગ સમક્ષ રજુ કરેલ છે આગળ 'પર્વદેશના' સંગ્રહરૂપે એક પુસ્તક પ્રગટ થયું છે, આ સંગ્રહમાં પ્રથમ ચોમાસી વ્યાખ્યાન સિવાય લગભગ બીજા બધા વ્યાખ્યાનો અમુદ્રિત અને અપ્રસિદ્ધ આપ્યા છે તેમાં પણ કેટલાક વ્યાખ્યાનો બેવડા-તેવડા જુદા જુદા વર્ષોમાં ને સ્થાનોના આપ્યા છે. છેલ્લે શ્રીસિદ્ધચક્ર, ચોમાસી વ્યાખ્યાન ઉપધાનતપનું મહાવીર કલ્યાણકનું વ્યાખ્યાન ઉપયોગી જણાવાથી છપાવ્યા છે.

પરમપૂજ્ય વિદ્વાન કાર્યદક્ષ આચાર્યશ્રી વિજયધર્મસૂરિજી મહારાજ ઉપધાનાદિ અનેક કાર્યોમાં ગુંથાયેલા હોવા છતાં સમય કાઢી આ પુસ્તક માટે ઉપક્રમ લખી આપવા કૃપા કરી છે તેથી હમો તેઓશ્રીના ઋણી છીયે

ઉદ્યમશીલ પૂ. ગણિવર્ય શ્રીચંદનસાગરજી મહારાજે આ પુસ્તક

પ્રસિદ્ધિમા દરેક પ્રકારનો સુંદર સહકાર આપ્યો છે જેથી તેઓ-શ્રીનો આભાર માનીયે છીયે,

આ પુસ્તક પ્રસિદ્ધિ માટે પૂ મુનિરાજશ્રી અમરેન્દ્ર સાગરજીમ. તથા પૂ મુનિશ્રી મનોજ્ઞસાગરજીમ. પ્રેરણા કરી આર્થિક સહાય અપાવી તે બદલ તેઓશ્રીને ધન્યવાદ ઘટે છે. પાના ૨૩ માં દિવાળીના ત્રીજા વ્યાખ્યાનમા 'આજથી ૮૦મી ચોવીશીને' બદલે 'આ ચોવીશી પૂર્વે અનતકાળ' એમ સુધારી વાચવુ. વાંચકવર્ગને શાસ્ત્રીય કોઈ અશુદ્ધિ જણાય તો જરૂર હમને સૂચન કરવા વિનતી છે, વાકયરચનાદિમા દોષ હોય તો વાચકવૃંદે હસવૃત્તિ રાખી સુધારી વાચવુ

પ્રેસની છપાઇમા ખામી હોય-અનુસ્વાર કાના રેફ માત્રા ઉડી ગયા હોય તો સુધારી વાચવુ, બની શકે તેટલો શુદ્ધિ કરવા પ્રયત્ન કર્યો છે, એમ છતા મતિમદતાથી અનુપયોગથી આમા કંઈ પણ ભૂલચૂક થઈ હોય તે માટે મિચ્છામિદુક્કડ

અતમા એકાત સુખકર એવા જિનેશ્વર પરમાત્માએ દુખમય સસારથી કટાળેલા ભવ્યાત્માઓને માટે ઉપદેશેલા પર્વો અને તેનુ મહાત્મ્ય આચાર્યદેવની વાણીદ્વારા સહુ કોઇ સમજી આરાધી કલ્યાણ પામો એજ અભિલષા.

લી પ્રકાશક

॥ अनन्तलब्धिनिधानाय श्रीगौतमगणधराय नमः ॥

# ઉપક્રમ

અનતકાળથી સસારમાં પરિભ્રમણ કરનાર તેમજ જન્મ જરા મરણ સાથે આધિ–વ્યાધિ–ઉપાધિઓની વિવિધ યાતનાઓ ભોગવનાર આ જીવાત્મા માટે અનત શાતિ અને અક્ષયસુખનુ સ્થાન મોક્ષ સિવાય કોઈ નથી મોક્ષનુ સ્થાન આપણા આત્મામા જ છે વર્તમાન અશુદ્ધ પર્યાયમાથી આત્માનો સપૂર્ણ શુદ્ધ પર્યાય પ્રગટ થવો, આત્માને યથાર્થ સ્વસ્વરૂપની પ્રાપ્તિ થવી તેજ સાચો મોક્ષ છે સસારમા પરિભ્રમણ કરનાર આ જીવાત્માને આજ સુધી બીજા અનેક વિષયોનુ જાણપણું થયુ છે, પણ સ્વ સ્વરૂપનુ ભાન આજ સુધીમા એને નથી થયુ એ જ અનન્ત સસારનુ પ્રધાન કારણ છે 'नाणकिरियाहिं मोक्खो' તેમજ 'ज्ञान-क्रियाभ्या मोक्ष' વગેરે શાસ્ત્રોના વચન મુજબ મોક્ષપ્રાપ્તિ માટે જીવનમા સમ્યગ્જ્ઞાનની પ્રથમ જરૂર છે તપ–જપ–વ્રત–પચ્ચક્ખાણાદિ સર્વ પ્રવૃત્તિ સમ્યક્જ્ઞાનપૂર્વક થાય તો જ મોક્ષ સાધક બની શકે છે અધારામા આથડતા આત્મા માટે સમ્યગ્જ્ઞાન એ અનુપમ દીવડો છે એ દીવડો જીવનમા જ્યા સુધી ન પ્રગટે ત્યા સુધી કોઈ પણ આત્માને અનત શાતિનો માર્ગ મળવાનો નથી એ નક્કી વાત છે

હે આત્મન્ ! એ દીવડો તારા આત્મામા જ અનાદિથી હોવા છતા મોહમાયાની વધુ પડતી કાલિમાના કારણે પ્રકાશ આપતો નથી મશી જામી ગયેલા કાચવાળા ફાનસમા ઝગઝગતી વાટ હોવા છતા જેમ તેનો પ્રકાશ બહાર આવી શકતો નથી, અથવા કાળા રગના કાચવાળા ફાનસમા વર્તતી જ્યોતનો પ્રકાશ ફાનસ હાથમાં રાખી અધારામા ચાલનારને ઉપયોગમા આવતો નથી તે જ પ્રમાણે આપણી જ્ઞાનજ્યોતિનો ઓછો વધુ પ્રકાશ મોહ-માયાની કાલિમાના કારણે આપણા કલ્યાણમાર્ગમા ઉપયોગી

બનતો નથી. આત્મામા અનાદિથી ઓછુ વધુ વિદ્યમાન એવું જ્ઞાન આ મોહ માયાનો પ્રબલ આવરણ, અને અજ્ઞાન બની ગયુ છે એ અજ્ઞાન સન્માર્ગદર્શક તો નથી બનતુ, પરંતુ અનન્તકાળથી આત્માને અવળા માર્ગે ચલાવે છે અને દુર્ગતિમા મૂકેલે છે એ અજ્ઞાનના નિવારણ માટે મહાપુરુષોએ યદ્યપિ અનેક ઉપાયો બતાવ્યા છે એમ છતા સતશાસ્ત્રનુ શ્રવણ વાચન ચિંતન–મનન નિદિધ્યાસન એ અન્ય ઉપાયોની અપેક્ષાએ પ્રધાન ઉપાય છે. કટાઇ ગયેલા ઠામ વાસણને પુન ચકચકાટવાળુ બનાવવા માટે આંબલી લીંબુ અથવા તેવા વિશિષ્ટ દ્રવ્યોની જેમ જરૂર છે, તેજ પ્રમાણે મોહમાયાજન્ય અજ્ઞાનના આવરણને દૂર કરવા માટે સતશાસ્ત્રનુ શ્રવણ વગેરે યોગ્ય આત્મા માટે ખૂબ જ હિતકારક છે જ્ઞાનનો અનતપ્રકાશ આત્માના અસખ્ય પ્રદેશો પૈકી પ્રત્યેક પ્રદેશમા ભરેલો છે બહારથી લાવવાનો નથી ફક્ત તેના ઉપર જામી ગયેલા મોહમાયાના પ્રબલ આવરણોને દૂર કરવાની જરૂર છે સામાન્ય પુરુષાર્થથી તે આવરણો ખસે તેમ નથી એ આવરણો ખસેડવા માટે પ્રબલ પુરુષાર્થ આવશ્યક છે એ પ્રબલ પુરુષાર્થ પ્રાપ્ત કરવાનુ પ્રકૃષ્ટ સાધન સતશાસ્ત્રનુ શ્રવણ વાચન ચિંતન મનન વગેરે છે

વર્તમાનમા સતશાસ્ત્રનુ શ્રવણ કરવુ, ઉત્તમ ગ્રન્થોનો અભ્યાસ કરવો અને તે તે વિષયોનું ચિન્તન મનન રૂપે આલોચન કરવું વગેરે પ્રવૃત્તિ એકદમ ઘટી ગયેલ છે, સાચા શબ્દોમા કહીએ તો એ પ્રવૃત્તિનો લગભગ અભાવ થઇ ગયો છે. "આજે શિક્ષણ વધ્યુ, હાઈસ્કૂલો, કોલેજો અને યુનિવર્સિટીઓ વધી અને તે દ્વારા વિજ્ઞાન ખૂબ વિકાસ પામ્યુ" એમ કહેવાય છે અપેક્ષાએ તે વાત ખોટી નથી, પરતુ એ વિજ્ઞાન વિશિષ્ટ આત્મ-હિતકર જ્ઞાન નથી સ્પષ્ટ કહેવામા આવે તો સ્વ પર (વિ, એટલે) વિનાશ કરનારૂ જ્ઞાન છે જે જ્ઞાનથી જીવનમા અહિંસા સત્ય અને સયમની પ્રતિષ્ઠા જામે, કામક્રોધાદિ અતરગ વિકારોનુ જોર

ઓળખું થાય તેજ સાચુ જ્ઞાન કહેવાય, પરંતુ હિંસા અસત્ય અનીતિ અને દુરાચાર જેનાથી વૃદ્ધિ પામે તેનું નામ વિજ્ઞાન ન કહેવાય

જીવનમા ધર્મપ્રેમી આત્મા માટે જેમ દેવદર્શન-પૂજન વગેરે પ્રવૃત્તિની જરૂર છે, તેમ ઓછામા ઓછી દશ મિનિટ કે પંદર મિનિટ પણ સતશાસ્ત્રના શ્રવણ વાચનની ખાસ જરૂર છે સંસ્કૃત પ્રાકૃત ભાષામાં રચાયેલા ગ્રન્થો તે તે ભાષાના અભ્યાસ વિના કેમ વાચી શકાય? એ પ્રશ્નના ઉત્તરમાં-સૌથી પહેલા તો એ ભાષાના અભ્યાસ સાથે પોતાના અધિકારને ધ્યાનમા રાખી શાસ્ત્રજ્ઞ ગીતાર્થ મહાત્માઓ પાસે શાસ્ત્રાભ્યાસ કરવો, એ મહા પુરૂષોના તત્ત્વભરપુર પ્રવચનો સાભળવા અને તેનુ ખૂબ ચિંતન મનન કરવુ એ સર્વશિરોમણિ માર્ગ છે પરંતુ આજના ઉપાધિ ભર્યા જીવનમાં એ માર્ગ અપનાવવો એ ખુબ મુશ્કેલી ભર્યું છે અને તેથી વધુ મુશ્કેલી તો એ છે કે એ વિષયની રૂચિનો લગભગ અભાવ થઈ ગયો છે.

આવા વિષમ સંયોગોમા પ્રાવચનિક મહાપુરૂષોના ધાર્મિક પ્રવચનોનો સંગ્રહ પુસ્તકરૂપે પ્રગટ થાય, અને લોકભોગ્ય બને તે ઘણું ઇચ્છવા યોગ્ય છે પ્રસ્તુત ગ્રન્થ પણ તે આશયથીજ પ્રગટ કરવામા આવેલ છે આ ગ્રન્થમા છપાયેલા પ્રવચનોના પ્રવચનકાર યદ્યપિ સ્થૂલદેહરૂપે આજે આપણી પાસે હાજર નથી એમ છતા આજ સુધીમા પ્રગટ થયેલ તેઓશ્રીના પ્રવચનોના સંગ્રહગ્રન્થો જો બરાબર ધ્યાન પૂર્વક વાચવા વિચારવામા આવે તો એ પ્રવચનકાર મહાપુરૂષ તત્ત્વજ્ઞાનના વિષયમા કેવા નિષ્ણાત હતા? અને સમ્યગ્જ્ઞાન રૂપ અંતરંગ આનંદના કેવા અનુપમ દાતા હતા, તેનો વાચકોનો જરૂર સુંદર ખ્યાલ આવશે

ઉપદેશ આપનારા કિંવા વ્યાખ્યાન પીઠ ઉપર બેસીને લોક રજન કરનારાઓની સખ્યા કદાચ આજે ઘણી મળી આવશે તેમજ તે તે વ્યાખ્યાનકારોના વ્યાખ્યાનો પુસ્તકરૂપે પ્રગટ થયેલા પણ અનેક સખ્યામા મળી આવશે પરતુ આ મહાપુરૂષના પ્રવચન ગ્રન્થમા સૂક્ષ્મ સૂક્ષ્મ વિષયોની જે છણાવટ જોવામા આવશે તે બીજાઓના વ્યાખ્યાન ગ્રન્થોમા પ્રાય નહિ પ્રાપ્ત થાય.

વાચના, પૃચ્છના, પરાવર્તના, અનુપ્રેક્ષા અને ધર્મકથા, સ્વાધ્યાય-ના આ પાચેય અગો જેના જીવનમા અવિચ્છિન્નપણે ચાલુ હોય, સમગ્ર જીવન સ્વાધ્યાયરૂપ અભ્યન્તર તપમા સમર્પણ કર્યું હોય. દ્રવ્યાનુયોગ, ગણિતાનુયોગ ચરણકરણાનુયોગ તથા ધર્મકથાનુયોગ ચારેય અનુયોગ ગર્ભિત સૂત્ર ભાષ્ય ચૂર્ણિ નિર્યુક્તિ અને ટીકા સ્વરૂપ પચાગીરૂપ પવિત્રગગામા સદાય જેઓનુ સ્નાન ચાલતુ હોય અને એ પવિત્ર સ્નાનદ્વારા જેઓના આત્મપ્રદેશો ચિરકાલના કામ-ક્રોધ મોહ માયાના મળથી સાફ થઈ ગયા હોય એ મહર્ષિઓના પ્રવચનો ગણુનાતીત આત્માઓને કલ્યાણપથમા પ્રેરક બને એમા શુ આશ્ચર્ય હોઈ શકે? આગમાદિ શાસ્ત્રગ્રન્થો કરતા પણ કોઈ કોઈ વાર આવા મહાપુરૂષના પ્રવચનો આત્મકલ્યાણના પવિત્ર પથમા વધુ પ્રકાશ આપનાર બને છે સુવિહિત, શાસ્ત્રાનુસારી, શુદ્ધપ્રરૂપક સયમપ્રધાન મહર્ષિની વાણી એ તો યુગ યુગના અધકારના પડળ ભેદનાર દિવ્ય પ્રકાશની અનુપમ જ્યોતિ છે જન્મ જન્મના પાપ પકના પ્રક્ષાલન માટે એ મહર્ષિઓના મુખની વાણી પવિત્રમા પવિત્ર પાણી છે

પ્રસ્તુત ગ્રન્થગત પ્રવચનોના પ્રવચનકાર સુગૃહીત નામધેય શાસનસરક્ષક આગમોદ્ધારક સ્વપરશાસ્ત્રપારગત પૂજ્યપ્રવર

આચાર્ય ભગવત ૧૦૦૮-શ્રી સાગરાનન્દસૂરીશ્વરજી મહારાજ છે. આ મહાત્માના મગલ નામાભિધાનથી જૈન સમાજમા ભાગ્યેજ કોઇ અજાણ્યુ હશે સમ્યગ્દર્શન-સમ્યગ્જ્ઞાન સમ્યક્ચારિત્ર એ રત્નત્રયીના તેઓશ્રી પરમ ઉપાસક હતા એમ છતા સમ્યગ્-દર્શનને પુષ્ટ કરનાર, અને સમ્યક્ ચારિત્રની પ્રાપ્તિ સાથે તેમા સ્થિરતા કરાવનાર સમ્યગ્જ્ઞાનની ઉપાસનાનુ સ્થાન તેઓશ્રીના જીવનમા ઉચ્ચ કક્ષાનુ હતુ જ્યારે જ્યારે તેઓશ્રીની પાસે જવાનુ થાય ત્યારે ત્યારે પ્રાય તેઓશ્રી સ્વય શાસ્ત્ર વાચન કરતા હોય અથવા શિષ્યાદિ સમુદાયને વાચના આપતા હોય, અથવા પાસે બેઠેલા પ્રશ્નકારોને યુક્તિયુકત શાસ્ત્રસગત ઉત્તરો આપતા હોય, કિંવા આગમાદિ ગ્રન્થોના સશોધનની પ્રવૃત્તિ ચાલતી હોય ચાલુ વિહારમા પણ સુદર વૃક્ષની શીતળ છાયામા બેસીને શ્રુત-જ્ઞાનની ઉપાસના થતી હોય તેઓશ્રી શ્રુતજ્ઞાનની ઉપાસનામા ઘણા અપ્રમત હતા તેઓશ્રીની બેઠક પણ અપ્રમત્તભાવને પોષક સિંહનિષદ્યાના આકાર સરખી બહુલતાએ રહેતી હતી વર્તમાન કાળમા તો શ્રુતજ્ઞાનની સાક્ષાત્ મૂર્તિસમા હતા અને ચતુર્વિધ સઘ માટે તેઓશ્રી શ્રુતજ્ઞાનની પાવનકારી પરબ સમા ગણાયા હતા શ્રુતજ્ઞાનની અજોડ ઉપાસનાના ફલ સ્વરૂપે તેઓશ્રી-નો જીવનમા સયમનુ સ્થાન અનુપમ હતુ અને શાસન તેમજ સિધ્ધાતના સરક્ષણ માટે ભગવાન મહાવીરના શાસનમા એક મહાન વફાદાર સેનાપતિ હતા આવા સમર્થ વ્યાખ્યાનકારના વ્યાખ્યાનો એટલે અનેક ગ્રન્થોનુ તારણ હોવા ઉપરાત વર્ષો સુધી સૂક્ષ્માતિસૂક્ષ્મ આલોચના દ્વારા નિશ્ચિત થયેલા શાસ્ત્રીય વિષયો સબધી દિવ્યપ્રકાશ ગણી શકાય ,આજ સુધી આ મહાપુરૂષના પ્રવચનવિષયક ગ્રન્થો ઘણા છપાયા છે સિધ્ધચક્ર

માસિકમા પણ લગભગ નિયમિતપણે તેઓશ્રીના પ્રવચનોના વાચનનો લાભ માસિકના ગ્રાહકોને મળે છે **પર્વવ્યાખ્યાન સગ્રહ** નામનો આ ગ્રન્થ પણ પ્રાતઃસ્મરણીય એ આચાર્યશ્રીના પ્રવચનોની પ્રસાદી રૂપે જ છે

આષાઢચોમાસી, પર્યુષણ સબધી અષ્ટાન્હિકા, દીવાળીપર્વ, જ્ઞાનપચમી કાર્તિકચોમાસી, કાર્તિકપૂર્ણિમા, મૌન એકાદશી તેમ જ સિદ્ધચક્રઆરાધન વગેરે પર્વોની મહત્તા સબધી વ્યાખ્યાનો આ ગ્રન્થમા અપાયા છે એક એક પર્વ અગે એક જ વ્યાખ્યાનથી પ્રવચનકારે પર્વની મહત્તા સપૂર્ણ નથી કરી, પરતુ લગભગ દરેક પર્વ ઉપર બબે યાવત્ ત્રણ ત્રણ વ્યાખ્યાનો આ ગ્રન્થમા રજુ થયા છે પ્રત્યેક પર્વની મહત્તામાં શાસ્ત્રીય પાઠો જેટલા જેટલા મળ્યા તેટલા આપવા ઉપરાત હૃદયમા ઉતરી જાય તેવી યુક્તિઓ સાથે તે તે પ્રસગે પર્વની આરાધના કરનાર મહાનુભાવોના જીવનચરિત્રો તેમ જ પ્રાસગિક બોધક દૃષ્ટાતો પણ આ વ્યાખ્યાન સગ્રહમા અપાયા છે અને વ્યાખ્યાનમા પૂજ્ય વ્યાખ્યાનકાર આચાર્ય ભગવતોએ જે જે સાક્ષિપાઠો ઉચ્ચારેલા તે તે સાક્ષિપાઠો કયા કયા સૂત્રાદિગ્રન્થના છે તે બાબત આ ગ્રન્થના સપાદક મહાનુભાવે સુંદર શ્રમ કર્યો છે પ્રત્યેક વ્યાખ્યાનોનો સાર જો અહિ આપવામા આવે તો આ ઉપક્રમનુ પ્રમાણ વધી જાય એ કારણે અહીં વ્યાખ્યાનોનો સારાશ ન આપતાં સુજ્ઞ બંધુઓને પ્રત્યેક વ્યાખ્યાન પૂર્ણ શાતિથી ચિતન-મનનપૂર્વક વાચવા માટે આગ્રહ કરુ છુ 'પર્વવ્યાખ્યાન સગ્રહ' નામક આ ગ્રન્થના સપાદક મુનિશ્રી અમરેન્દ્રસાગરજી છે શ્રીહેમસાગરસૂરિજી પ પૂ આગમોદ્ધારક આચાર્યદેવ આનદસાગર સૂરીશ્વરજી મહારાજના સુપ્રખ્યાબધ શિષ્યોમા એક વિદ્વાન્ મુનિવર છે પોતાના ગુરુદેવની કૃપા-

આચાર્ય ભગવત ૧૦૦૮ શ્રી સાગરાનન્દસૂરીશ્વરજી મહારાજ છે. આ મહાત્માના મગલ નામાભિધાનથી જૈન સમાજમા ભાગ્યેજ કોઇ અજાણ્ હશે. સમ્યગ્દર્શન-સમ્યગ્જ્ઞાન સમ્યક્ચારિત્ર એ રત્નત્રયીના તેઓશ્રી પરમ ઉપાસક હતા એમ છતા સમ્યગ્દર્શનને પુષ્ટ કરનાર અને સમ્યક્ ચારિત્રની પ્રાપ્તિ સાથે તેમા સ્થિરતા કરાવનાર સમ્યગ્જ્ઞાનની ઉપાસનાનુ સ્થાન તેઓશ્રીના જીવનમા ઉચ્ચ કક્ષાનુ હતુ જ્યારે જ્યારે તેઓશ્રીની પાસે જવાનુ થાય ત્યારે ત્યારે પ્રાય તેઓશ્રી સ્વય શાસ્ત્ર વાચન કરતા હોય અથવા શિષ્યાદિ સમુદાયને વાચના આપતા હોય, અથવા પાસે બેઠેલા પ્રશ્નકારોને યુક્તિયુક્ત શાસ્ત્રસંગત ઉત્તરો આપતા હોય, કિંવા આગમાદિ ગ્રન્થોના સશોધનની પ્રવૃત્તિ ચાલતી હોય. ચાલુ વિહારમા પણ સુદર વૃક્ષની શીતળ છાયામા બેસીને શ્રુતજ્ઞાનની ઉપાસના થતી હોય તેઓશ્રી શ્રુતજ્ઞાનની ઉપાસનામા ઘણા અપ્રમત હતા તેઓશ્રીની બેઠક પણ અપ્રમત્તભાવને પોષક સિંહનિષધાના આકાર સરખી બહુલતાએ રહેતી હતી વર્તમાન કાળમા તો શ્રુતજ્ઞાનની સાક્ષાત્ મૂર્તિસમા હતા અને ચતુર્વિધ સંઘ માટે તેઓશ્રી શ્રુતજ્ઞાનની પાવનકારી પરબ સમા ગણાયા હતા શ્રુતજ્ઞાનની અજોડ ઉપાસનાના ફલ સ્વરૂપે તેઓશ્રીના જીવનમા સયમનું સ્થાન અનુપમ હતુ અને શાસન તેમજ સિધ્ધાંતના સરક્ષણ માટે ભગવાન મહાવીરના શાસનમા એક મહાન વફાદાર સેનાપતિ હતા આવા સમર્થ વ્યાખ્યાનકારનાં વ્યાખ્યાનો એટલે અનેક ગ્રન્થોનુ તારણ હોવા ઉપરાંત વર્ષો સુધી સૂક્ષ્માતિસૂક્ષ્મ આલોચના દ્વારા નિશ્ચિત થયેલા શાસ્ત્રીય વિષયો સબધી દિવ્યપ્રકાશ ગણી શકાય આજ સુધી આ મહાપુરૂષના પ્રવચનવિષયક ગ્રન્થો ઘણા છપાયા છે સિદ્ધચક્ર

માસિકમા પણ લગભગ નિયમિતપુણે તેઓશ્રીના પ્રવચનોના વાચનનો લાભ માસિકના ગ્રાહકોને મળે છે પર્વવ્યાખ્યાન સંગ્રહ નામનો આ ગ્રન્થ પણ પ્રાતઃસ્મરણીય એ આચાર્યશ્રીના પ્રવચનોની પ્રસાદી રૂપે જ છે.

આષાઢચોમાસી, પર્યુષણ સબંધી અષ્ટાહ્નિકા, દીવાળીપર્વ, જ્ઞાનપંચમી કાર્તિકચોમાસી, કાર્તિકપૂર્ણિમા, મૌન એકાદશી તેમ જ સિદ્ધચક્રઆરાધન વગેરે પર્વોની મહત્તા સબંધી વ્યાખ્યાનો આ ગ્રન્થમા અપાયા છે એક એક પર્વ અંગે એક જ વ્યાખ્યાનથી પ્રવચનકારે પર્વની મહત્તા સંપૂર્ણ નથી કરી, પરંતુ લગભગ દરેક પર્વ ઉપર બબ્બે યાવત્ ત્રણ ત્રણ વ્યાખ્યાનો આ ગ્રન્થમા રજુ થયા છે પ્રત્યેક પર્વની મહત્તામાં શાસ્ત્રીય પાઠો જેટલા જેટલા મલ્યા તેટલા આપવા ઉપરાંત હૃદયમા ઉતરી જાય તેવી યુક્તિઓ સાથે તે તે પ્રસંગે પર્વની આરાધના કરનાર મહાનુભાવોના જીવનચરિત્રો તેમ જ પ્રાસંગિક બોધક દૃષ્ટાંતો પણ આ વ્યાખ્યાન સંગ્રહમા અપાયા છે અને વ્યાખ્યાનમા પૂજ્ય વ્યાખ્યાનકાર આચાર્ય ભગવંતોએ જે જે સાક્ષિપાઠો ઉચ્ચારેલા તે તે સાક્ષિપાઠો કયા કયા સૂત્રાદિગ્રન્થના છે તે બાબત આ ગ્રન્થના સંપાદક મહાનુભાવે સુંદર શ્રમ કર્યો છે પ્રત્યેક વ્યાખ્યાનોનો સાર જો અહિં આપવામા આવે તો આ ઉપક્રમનુ પ્રમાણ વધી જાય એ કારણે અહીં વ્યાખ્યાનોનો સારાંશ ન આપતા સુજ્ઞ બંધુઓને પ્રત્યેક વ્યાખ્યાન પૂર્ણ શાંતિથી ચિંતન-મનનપૂર્વક વાચવા માટે આગ્રહ કરું છુ 'પર્વવ્યાખ્યાન સંગ્રહ' નામક આ ગ્રન્થના સંપાદક મુનિશ્રી અમરેન્દ્રસાગરજી છે શ્રીહેમસાગરસૂરિજી પં પૂ આગમોદ્ધારક આચાર્યદેવ આનંદસાગર સૂરીશ્વરજી મહારાજના ગણ્યા-ગાંઠ શિષ્યોમા એક વિદ્વાન્ મુનિવર છે પોતાના ગુરુદેવની કૃપા-

તિમા તેઓશ્રીની નિશ્રામા રહીને સુંદર શાસ્ત્રાભ્યાસ કરવા ઉપરાંત લગભગ દરેકે પ્રવચનોનું તેઓને શ્રવણ કર્યું છે એટલુજ નહિ પણ વ્યાખ્યાનકાર આચાર્ય ભગવતની વાણીને લિપિબધ્ધ કરનાર કોઈ હોય તો તે આચાર્યશ્રી હેમસાગરસૂરિજી પણ છે વ્યાખ્યાનકાર આચાર્યશ્રીના લગભગ ઘણા ખરા વ્યાખ્યાનો તેઓએ વ્યાખ્યાન પ્રસંગે લખી લીધેલા છે અને એમ બન્યુ છે તોજ સ્વર્ગસ્થ આચાર્યશ્રીની વાણીરૂપ પ્રસાદીનો પવિત્ર લાભ જૈન સમાજ આજે પણ મેળવી શકે છે આ કારણે આ વ્યાખ્યાનોના સગ્રાહક પણ ભૂરિ ભૂરિ પ્રશસાનુ પાત્ર છે

સસ્થા તરફથી આ પર્વવ્યાખ્યાનસગ્રહ નામના ગ્રન્થનુ પ્રકાશન થાય છે આવા બીજા અનેક ગ્રન્થો આ સસ્થા તરફથી પ્રગટ કરવાની ભાવના છે એ સસ્થા હજુ પણ ચિરકાલ પર્યંત એ પૂજ્ય આચાર્યશ્રીની વાણીને આવા સુંદર પુસ્તકો રૂપે પ્રગટ કરે અને કલ્યાણના અભિલાષિ આત્માઓને કલ્યાણના પવિત્ર પથમા માર્ગદર્શન થવા માટે પોતાની શક્તિનો સદુપયોગ કરે એ અમારી શુભ ભાવના છે

અન્તે આ પર્વ વ્યાખ્યાન ગ્રન્થના વાચકબધુઓ આ ગ્રન્થમા અપાયેલા વ્યાખ્યાનો વાચે વિચારે પર્વની પાવનકારિ આરાધનામા ઉદ્યમી થાય અને શિવસુખના ભોકતા બને એ જ અતિમ અભિલાષા

સુરત–ગોપીપુરા
શેઠ નેમુભાઈની વાડી
સવત ૨૦૧૩ પોષ વદિ ૯

લે
વિજય ધર્મસૂરિ

## આઠ કર્મ બાંધવાના હેતુઓ-કારણો

શ્રુતજ્ઞાન અગર સામાન્ય જ્ઞાન જેની પાસે શીખ્યા હોય તેને ઓળવે, તેમનો દ્રોહ કરે, ભણતાને અંતરાય કરે, જીવનો કે જ્ઞાનનો ઉપઘાત-નાશ કરે, જ્ઞાની ઉપર પ્રદ્વેષ કરે, તેવા કારણે પાંચે પ્રકારનું જ્ઞાનાવરણીય અને દર્શનાવરણીય કર્મ બાંધે જીવ-ભૂતપ્રાણીની અનુકંપા કરે વ્રતનું-બરાબર પાલન કરે, ક્ષમાવાળો તથા દાન રૂચિવાળો તથા ગુરૂભક્તિ કરનાર શાતાવેદનીય શુભ કર્મ ઉપાર્જન કરે જીવનું સંયમ ન રાખે, અજયણાથી ચાલે બોલે ખાય પીએ સુવે કે કાર્યો કરે વ્રતનું યથાર્થ પાલન ન કરે, ક્ષમા ન રાખે દાન કરવાની ઈચ્છા ન રાખે, ગુરૂની ભક્તિ ન કરે, ગુરૂને ઉપતાપ પમાડે, અવર્ણવાદ બોલે એ વિગેરેથી અશાતાવેદનીય કર્મ બંધાય. મોહનીયકર્મ બે પ્રકારનું, દર્શન મોહનીય બીજું ચારિત્ર મોહનીય, અરિહંત, સિદ્ધ, આચાર્ય, ચૈત્ય-જીનમૂર્તિ, તપસ્વી, શ્રુત જ્ઞાન ધર્મ અને ચતુર્વિધ સંઘનું પ્રત્યનિકપણું કરનાર દર્શન-મોહનીય કર્મ બાંધે જેથી સમ્યક્ત્વની પ્રાપ્તિ દુર્લભ થાય. તીવ્ર ક્રોધ માન માયા લોભ કરે અતિમોહ રાગ-દ્વેષવાળાને ચારિત્ર મોહનીયકર્મ બંધાય અર્થાત્ સંસારસમુદ્રથી તરવાનું પરમ સાધન ચારિત્ર તે મળવું મુશ્કેલ બને મિથ્યાત્વ-મહારંભ-મહાપરિગ્રહ-માંસાહાર કરનાર-પંચેન્દ્રિ જીવનો વધ કરનાર-અને નિ:શીલ રૌદ્રધ્યાનથી નરકનું આયુષ્ય બાંધે તિર્યંચગતિના કારણો-પ્રભુના માર્ગથી અવળી દેશના કરવી, સાચા માર્ગનો નાશ કરવો, કપટીપણાથી છેતરવાના સ્વભાવથી, માયા-નિયાણુ-મિથ્યાત્વ ત્રણે શલ્યસહિત મરણથી ઈત્યાદિક કારણોથી જીવ, તિર્યંચયોનિમાં જાય તેમજ વિરતિરહિત, પાતળા કષાયવાળો, દાનરક્ત સર્વવિરતિવાળો, બાલ અજ્ઞાન તપ કરનાર, વગર ઈચ્છાએ આવી

દુખ-વેદના સહન કરનાર અને સમ્યગદ્રષ્ટિઆત્મા દેવાયુ બાંધે નામ કર્મ બે પ્રકારનુ, એક શુભ નામ કર્મ બીજુ અશુભ નામકર્મ મન વચન કાયાના યોગો વક્રપણે અશુભપણે પ્રવર્તાવે, માયાવી કપટી રસગારવ-રિદ્ધિગારવ-શાતાગારવમા આસકત હોય તે અશુભ નામકર્મ બાંધે શુભ નામ કર્મના હેતુઓ-ઉપર જણાવ્યા તેનાથી વિપરીત હોય અર્થાત્ મન-વચન-કાયાના યોગો શુભપણે વર્તાવે, સરળ હોય, ગારવો ન કરે તે શુભ નામકર્મ બાંધે હવે ગોત્ર કર્મના હેતુઓ જણાવે છે અરિહંત અને સાધુનો ભક્ત, અરિહંતે કહેલાં જીવાદિક પદાર્થોની રૂચિ કરતો, અપ્રમાદિ, સંયમાદિ ગુણાનુરાગી, ઉચ્ચ ગોત્ર બાંધે; વિપરિતપણે હોય તે અશુભ ગોત્ર બાંધે પાંચ પ્રકારના અંતરાય કર્મ બાંધવાના હેતુઓ -પ્રાણવધ, મૃષાવાદ વગર આપેલી પારકી વસ્તુ લેવી, મૈથુન, પરિગ્રહમા રતિ કરે, જીનપૂજાનો અંતરાય કરે, મોક્ષ માર્ગ પામનાર કે દીક્ષા લેનારને અંતરાય કરે; આવાજ બીજા હેતુઓથી પણ જીવ અંતરાય કર્મ ઉપાર્જન કરે જૈનશાસનમા વધારે મહત્વ અપાયુ હોય તો કોઈ પણ પ્રકારે જીવ કર્મના હેતુમા ન પ્રવર્તે, તેમજ જીવને અનાદિથી કર્મ સંયોગ થયો છે તે સર્વથા છુટી જાય તો ભવ્યાત્માએ આવા કર્મના હેતુઓ સમજી તે કર્મ ન બધાયે તે માટે પુરેપુરી જાગૃતિ રાખવી જરૂરી છે ઝાડ ઉપર ચડવુ તે સ્વાધિનતાની વાત છે પડતી વખતે પરાધીન છે તેમ જીવે નવા કર્મ બાંધવા તે સ્વાધીનતાની વાત છે ભોગવતી વખતે પરાધીન છે તેમ મન વચન-કાયાના યોગોને એવી રીતે પ્રવર્તાવવા જોઇએ કે જેથી અશુભ પાપ કર્મ ન બંધાય જે વિચાર પાપ કર્મના ઉદય વખતે આવે છે તે વિચાર નવા પાપકર્મ બાંધતી વખતે આવવો જોઈએ આટલુ સંક્ષેપથી જણાવ્યુ છે

# . .વિષય સૂચી. ..


| | | |
|---|---|---|
| પ્રકાશકીય નિવેદન | ૩ | ૫ |
| ઉપક્રમ | ૬ | ૧૨ |
| આઠ કર્મ બાંધવાના હેતુઓ | ૧૩ | ૧૪ |
| શ્રી દિવાલી પર્વ વ્યાખ્યાન ૧-૨-૩ | ૧ | ૩૪ |
| શ્રી દિવાલી મહાત્મ્ય અને સ્વપ્નફળાદેશ ૧-૨-૩ | ૩૫ | ૭૪ |
| શ્રી જ્ઞાન પંચમી વ્યાખ્યાન ૧-૨-૩ | ૭૫ | ૧૧૩ |
| શ્રી કાર્તિક ચોમાસી વ્યાખ્યાન | ૧૧૪ | ૧૩૨ |
| શ્રી ચાતુર્માસ પરિવર્તન વ્યાખ્યાન | ૧૩૨ | ૧૩૮ |
| શ્રી સિદ્ધગિરિનો મહિમા અને કાર્તિકી પૂર્ણિમા. | ૧૩૮ | ૧૪૪ |
| શ્રી ચાતુર્માસ પરિવર્તન-સાધર્મિક ભક્તિ | ૧૪૫ | ૧૫૬ |
| શ્રી મૌન એકાદશી વ્યાખ્યાન | ૧૫૬ | ૧૬૫ |
| શ્રી સિદ્ધચક્રના વ્યાખ્યાનો ૧ થી ૧૦ | ૧૬૬ | ૨૪૭ |
| શ્રી અષાઢ ચાતુર્માસી વ્યાખ્યાન | ૨૪૮ | ૨૭૧ |
| શ્રી ઉપધાન તપ વિષયક વ્યાખ્યાન | ૨૭૨ | ૨૮૨ |
| શ્રી જન્મકલ્યાણક વ્યાખ્યાન | ૨૮૩ | ૨૯૮ |

પર્યુષણા અષ્ટાહ્નિકા વ્યાખ્યાન ૧-૨-૩ (શરૂઆતના પાના) ૧-૬




## પૂજ્ય આગમોદ્ધારક આચાર્ય દેવ
## શ્રીમદ્ આનન્દસાગરસૂરીશ્વરજીમહારાજ



જન્મ સંવત ૧૯૩૧ અષાડ વદ ૦)) કપડવંજ

દીક્ષા સંવત ૧૯૪૭ મહાશુદી ૫ લીંબડી.

પન્યાસપદ સંવત ૧૯૬૦ રાજનગર

આચાર્યપદ સંવત ૧૯૭૪ વૈશાખ શુ ૧૦ સૂર્યપુર

સ્વર્ગસ્થ સંવત ૨૦૦૬ વૈશાખ વદ ૫ સુરત

જોઈએ, સામાયિકઆદિ કરનારાઓથી અઠ્ઠાઈની આરાધના તરફ દુર્લક્ષ કરાય નહીં અઠ્ઠાઈની આરાધનામા ઉત્સાહ આવવો જોઈએ એક દિવસ કરેલી આરાધના કેટલો લાભ આપે છે તે તમો જાણો છો, તો આઠ દિવસની સામટી આરાધનામા કેટલો લાભ મળે ?

કુળાચાર પણ આરાધના ક્યારે થાય ?

અઠ્ઠાઈમા રસ ન આવે તેવાઓ સામાયિક આદિથી આરાધના કુલાચારે પણ કરે છે આટલુય કરવાનુ કોને મલે છે ? કુળાચારે શરમથી, લાજથી-રૂઢીથી શરમ લાજ રૂઢીથી પણ જિનેશ્વરપ્રભુના શાસનની ક્રિયા કોને મળે ? મોહની કર્મની ૭૦ કોડાકોડીની સ્થિતિમાથી ૬૯ કોડાકોડીની સ્થિતિ ઉડાવી દીધી હોય તેવાને દ્રવ્યથી પણ જિનેશ્વરપ્રભુના શાસનની ધર્મક્રિયા મળે છે, આગળ વધુ ઉડાવી નહોય તો જુદી વાત છે, આવી રીતે પણ અહીં ફાયદો છે શાસ્ત્રકારો ધર્મક્રિયાના નિષેધવાળા નથી, તમને પાછા હઠાવવાનો મુદ્દો નથી અઠ્ઠાઈ આરાધી ન શકે તેઓએ રસપૂર્વક સામાયિક આદિ આરાધ્યા નથી, તે કહેવાનો મુદ્દો છે શિક્ષાવ્રત આરાધનાવાળાએ અઠ્ઠાઈની આરાધના જરૂર કરવી જોઈએ સામાયિકવાળાએ જરૂર અઠ્ઠાઈની આરાધના કરવી' એ નિયમ વિધિનો છે પણ નિષેધનો નથી

અઠ્ઠાઈઓના કહેનારા કોણ ?

અઠ્ઠાઈઓ કેટલી અને કોણે કહી છે ? અઠ્ઠાઈઓ છ કહી છે કોણે કહી ? અમુક તિથિએ અમુક જ ધર્મ આરાધન ફાયદો કરી શકે એ કોણ જાણી શકે ? અમુક દવા અમુક ફાયદો કરશે એ વૈદ્ય કે ડોકટર જાણે છે, તેવી રીતે ધર્મ કાળના સ્વભાવને જાણે એવો મનુષ્ય અઠ્ઠાઈ કહેનારા હોય તો અઠ્ઠાઈ પર્વની આરાધના કરવા દરેક તૈયાર થાય, આથી અત્ર ખુલાસો કરે છે કે સ્યાદ્વાદ અને અભયને દેનાર ઉત્તમ પુરૂષોએ આ કહેલુ છે

**સ્યાદ્વાદનું રહસ્ય**

स्याद्वादमयरोत्तमै —સ્યાદ્વાદ એટલે શું? 'જેની ના તેની હા' હા તેની ના' એનુ નામ સ્યાદ્વાદ નથી એક દૃષ્ટિએ ન દેખતા ચારે બાજુ દૃષ્ટિથી દેખો બાપ દીકરાને દીકરા તરીકે, સાસરો જમાઈ તરીકે, મા પુત્ર તરીકે, સ્ત્રી પતિ તરીકે દેખે છે છોકરામા પતિપણાનો ધર્મ, જમાઈપણાનો ધર્મ, પુત્રપણાનો ધર્મ, આ બધુ અપેક્ષાએ દેખીએ છીએ તેવી રીતે અપેક્ષાએ જોઈએ તો બધી વસ્તુ માલુમ પડે 'અપેક્ષાએ કથન કરવુ તેનુ નામ સ્યાદ્વાદ આવા સ્યાદ્વાદની નીતિએ કહેનારા ત્રિલોકના નાથ તીર્થંકર ભગવાન છે એકલી વાતો કરનાર નથી, અભયદાન દેવાવાળા સાધુ, ઉપાધ્યાય, આચાર્ય બધાયે છે પણ તેઓમા અભયદાનની ઉત્પત્તિ પહેલ વહેલી કરનાર તીર્થંકર ભગવાન છે સ્વાર્થ બધાને વહાલો છે જન્મથી માંડી મરણ સુધીની સમારિકદશા દેખીયે તો મારૂ માનુ કુટુંબનુ કરૂ, આજ ભાવના આ જગતમા છે કિન્તુ મ્હારૂ થાય કે ન થાય તેની મને દરકાર નથી, પણ આખા જગતના જીવોનુ હિત થવું જોઈએ મ્હારૂ અને મારા આશ્રિતોનુ કરૂ આ દશા ઉડી જવી, અને આખા જગતનુ થવુ જોઈએ આ દશા પ્રાપ્ત થવી—આતો મુશ્કેલ છે અરે આવી કલ્પના આવવી તે પણ મુશ્કેલ છે તો પછી તેવી પ્રવૃત્તિ કયા? પહેલવહેલી કલ્પના પહેલવહેલી પ્રવૃત્તિ આ મહાપુરૂષો એ કરી છે, તેથી તેઓને તે અંગે જ તીર્થંકર કહીએ છીએ મ્હારા તરફથી કોઇને અશરણ—જગપણ ડર ન થાય તેવી નિર્ભયસ્થિતિ જન્મ મરણના ઉપદ્રવથી, પીડાઓથી બચે તેવુ મ્હારે કોઇ પણ ભોગે કરવુ આવી મનોદશાએ જો કોઈ પણ પ્રવૃત્તિ કરનાર થયા હોય તો ત્રિલોકનાનાથ તીર્થંકર ભગવાન, અપેક્ષામાર્ગ કહેવામા પ્રથમ નંબરે તીર્થંકર ભગવાન છે તેઓએ આ અઠ્ઠાઈઓ કહી છે

**અઠ્ઠાઈની આરાધના દેવો પણ કરે છે**

દેવતાઓ અવિરતિ છે, વિષયોમા રાચેલા માચેલા છે તો

અસખ્યાત કોડાકોડ જોજનથી નદીશ્વર દ્વીપે આવે છે, અને ઓચ્છવ મહોત્સવથી અઠ્ઠાઈપર્વની આરાધના કરે છે આથી જ કહ્યુ છે કે–છએ અઠ્ઠાઈઓનુ સ્વરૂપ સાવધાન થઈ ધ્યાન દઈને સાભળવુ જોઈએ

છએ અઠ્ઠાઈઓ વારવાર આરાધવી જોઈએ

જાણવામા બાહ્ય જગતના પદાર્થો તો પોતાની મેળે જણાય છે કિન્તુ આત્મિક–ધાર્મિક પદાર્થો સ્વય જાણવાનુ બનતુ નથી કારણ કે તે જ્ઞાની મહાત્માના વચનથી જ જણાય છે, સાભળીને એક કાને આવ્યુ અને બીજા કાને ગયુ તેમ કરવાનુ નથી. સાભળવાની જરૂર, જાણવાની જરૂર, ફળમા તો આદરવા પર આધાર છે અજ્ઞાની દયાને પાત્ર છે, જાણ્યા પછી ન કરે તો ઠપકાને પાત્ર આધળો ખાડામા પડે તો બીચારો કહી બીજા ઉભો કરે' પણ દેખતો પડે તો જોતો નથી, આધળો થઈ ચાલે છે અવી રીતે બીજાઓ તેને ઓળભો આપે છે તેવી રીતે જે જાણતો નથી તે ન કરે તો તે દયા પાત્ર છે, પણ જાણતા છતાયે ન કરે તે તો ઓળભા પાત્ર છે 'દીવો લઈને કુવામા પડયો' આ કહેવતમા તત્ત્વ શુ? હાથમા દીવો ન હોય અને પડી જાય તો તે સ્વભાવિક ગણાય જે જાણ્યુ તેનુ અરિહત પ્રભુને માનનારાઓએ 'આસેવન આરાધન કરવુ જોઈએ, વારવાર પ્રવૃત્તિ હોય તેનુ નામ આસેવન, એક વખત આરાધે, પ્રવૃત્તિ કરે તો તેનુ નામ સેવન દરેક અઠ્ઠાઈઓની આરાધના દર વર્ષે પ્રવર્ત્તવી જોઈએ, આરાધના કરવી જોઈએ

છ અઠ્ઠાઈઓનુ નિયતપણુ અને અનિયતપણુ

तत्र अष्टाह्निका पट्‌ तास्वेमा–एका चैत्रमाससत्का, द्वितीया आषाढमासोद्भवा, तृतीया पर्यषणावासरजा, चतुर्थी आश्विनमासजाता, पञ्चमी कार्तिकमासप्रसूता, षष्ठी फाल्गुनमाससमर्थिनी। અઠ્ઠાઈઓ છ છે. તે આ પ્રમાણે ૧ ચૈત્રી ઓળીની,

૨ અષાઢ ચોમાસાની, ૩ પર્યુષણપર્વના દિવસોની, ૪ આસો મહિનામા ઓળીની, ૫ કાર્તિક ચોમાસાની, ૬ ફાગણ ચોમાસાની

અહીં પ્રશ્ન થશે કે ત્રણ ચોમાસાની અઠ્ઠાઈ અને એક પર્યુષણની અઠ્ઠાઈ આ કુલ ચાર અઠ્ઠાઇઓ બાવીસ તીર્થંકરોના શાસનમા હતિ નહી પ્રથમ અને ચરમ તીર્થંકર પ્રભુના શાસનમા છ અઠ્ઠાઇઓ છે તેનુ કારણ ? બાવીસ તીર્થંકરના શાસનમા ચોમાસીઓ અને સવત્સરી નિયમિત નથી

પ્રશ્ન—બાવીસ તીર્થંકરોના શાસનમા આ ચાર અઠ્ઠાઈઓ નિયમિત નથી, તેવી રીતે આસો, ચૈત્રમાં પણ અનિયમિત હશે ? ના, છ અઠ્ઠાઇઓમા બે શાશ્વત છે આથી તે બે બાવીસ તીર્થંકરોના શાસનમા નિયમિત છે ઉત્તરાધ્યયન બૃહદ્‌વૃત્તિમા આ માટે જણાવ્યુ છે કે—

'दो सासयजत्ताओ, तत्थेगा होइ चित्तमासम्मि ।
अट्ठाहियामहिमा, बीआ पुण अस्सिणे मासे' ॥१॥

બે શાશ્વતયાત્રાઓ છે, તેમા એક ચૈત્રમાસમા અને બીજી આસો માસમા છે આ બે શાશ્વતી અઠ્ઠાઈઓમા દેવો યાત્રા કરે છે, દેવતાઓને અસખ્યાત કોડાકોડ યોજનથી આવવુ પડે છે, તેમા આઠે દિવસ જિનચૈત્યમા મહોત્સવ કરી પ્રભુભક્તિ કરે છે

બે શાશ્વતી અઠ્ઠાઇઓ કોણ કયા કરે છે ?

'एआओ दोवि सासयजत्ताओ करेंति सव्वदेवा वि ।
नदीसरम्मि खयरा, नरा य नियएसु ठाणेसु ॥२॥'

આ બે શાશ્વતી યાત્રાઓ સવ દેવતાઓ, ખેચરો વિદ્યાધરો અને સામાન્ય મનુષ્યો અઠ્ઠાઇઓ કયા આરાધી છે ? ચોમાસામા નીકળી પડે ? કૃષ્ણ સરખા અવિર[illegible]

ચોમાસામાં બહાર નીકળવાનું બંધ રાખ્યું, રાજદરબાર બંધ રાખ્યો. કુમારપાલ મહારાજા ચોમાસામાં લડવા નીકળતા નથી આવી રીતે ચોમાસામાં આરાધના કરે છે

ગિરિરાજની ચોમાસામાં યાત્રા કેમ નહીં ?

બધા ચોમાસામાં યાત્રા ન કરે તો પણ મારે તો કરવી છે ભાગ્યશાળીઓ કોઈને પણ તીર્થંકર ભગવાનની ભક્તિ અળખામણી નથી લાગી પણ જયણાને અંગે ચોમાસામાં જાત્રા બંધ કરી છે ધર્મ સમજવાવાળો હોય તેનાથી એક પગથીઉં ગિરિરાજનું ચોમાસામાં ચઢાય નહિં જેને ધર્મદૃષ્ટિપણું હોય તેને માટે વાત છે સંઘે દીર્ઘદૃષ્ટિથી આ કરેલું છે આવો નિર્ણય હોય તેનાથી ગિરિરાજનું એક પગથીઉં પણ ચઢાય નહિં આજે આ ટેકરી પર ગયો તો કાલે બીજી ટેકરી પર જશે, બીજી ટુંક બંધાવી તો ત્યાં ગયો તેમ કરતાં ઉપર ચાલ્યો જશે બીલકુલ વરસાદ ન હોય તો ચોમાસામાં વિહાર કરશો કે ? કલ્પ કોનું નામ ? મર્યાદા ક્યાં હોય ? એક પગથીયું ચઢાય તો પાંચ કેમ નહિં ? લીલોતરીમાં ઠલ્લે જઈએ છીએ તો સડકે વિહાર કેમ ન કરવો ? ઠલ્લે જવું તેમાં દોષ છે, પ્રમાદથી જઈએ છીએ ટાળવાની બુદ્ધિ રાખવી જોઈએ, નહિં જવાનો ચાલુ રીવાજ છે જવાનું ક્યા શાસ્ત્રમાં છે ? દીર્ઘદૃષ્ટિથી ઠરાવ છે કૃષ્ણાદિક ચોમાસામાં દરબાર બંધ રાખતા હતા તે પૂરાવો છે

અઠ્ઠાઈઓ નિયત અનિયમિતપણાનો હેતુ

વિદ્યાધરો, મનુષ્યો આરાધના પોતપોતાના સ્થાનકોમાં કરે છે ત્રણ ચોમાસી અને આ બે શાશ્વતી યાત્રા બતાવી પ્રથમ અને છેલ્લા તીર્થંકરના શાસનમાં પર્યુષણાકલ્પનું નિયમિતપણું હતું તેથી ચાતુર્માસિકકલ્પનું નિયમિતપણું, પણ આસો ચૈત્ર એ પ્રતિક્રમણ માટે નથી, તેમ કષાયની શુદ્ધિ માટે નથી, કિન્તુ નવપદોની આરાધના માટે છે નવપદ એટલે આખું શાસન, નવપદમાં દેવગુરૂધર્મ આ ત્રણેની આરાધના માટે નવદિવસો છે કોઈ

પણ કાળે કોઈ પણ જીવ નવપદ આરાધ્યા વગર મોક્ષે જતો નથી. ૨૨ તીર્થંકરના શાસનમા મહાવિદેહમા બધામા નવપદની આરાધના કર્યા વગર છુટકો નથી તેથી નવપદની ઓળીના દિવસો નિયમિત છે જેમ એ અઠ્ઠાઈઓ તેમ ત્રણ ચોમાસીઓ એક પજુષણની અઠ્ઠાઈ આમ છ અઠ્ઠાઈઓ તો એકે એક શાસનમા રહેવાવાળી છે, પણ વ્યક્તિગત કોઈ વ્યક્તિગતને સબધ નથી, જિનેશ્વરના જન્મ-દીક્ષા-કેવલ-નિર્વાણ ઇત્યાદિકમા જે અઠ્ઠાઈની આરાધના કરાય છે તે વ્યક્તિગત હોવાથી અશાશ્વતી છે આ તો ગ્રથની વાત કરી, પણ સૂત્રમા છે? જીવાભિગમસૂત્રમા કહ્યું છે કે—

'तत्थ ण बहवे भवणवइवाणवतरजाइसवेमाणिआ देवा तीहिं चउम्मासिएहिं पज्जोसवणाए अ अट्ठाहिआओ महामहिमाओ करेंति नदीश्वरद્વીપમા અજિમ્ર પર્વતો છે ત્યા ઘણા ભવનપતિઓ, વ્યતરો, વૈમાનિકો અને જ્યોતિષી દેવો ત્રણ ચોમાસીમા અને પર્યુષણમા આમ ચારે અઠ્ઠાઈ વખતે ત્યા આગળ આવે છે અને અઠ્ઠાઈમહોચ્છવ કરે છે

**વૃદ્ધિમાસમા પર્યુષણા ક્યા કરવી?**

જેઓ શ્રાવણ અગર ભાદરવા બે હોય એટલે તેની વૃદ્ધિ હોય ત્યારે પ્રથમ શ્રાવણ કે ભાદરવામા પર્યુષણ કરે છે તેઓ એમ કહે છે કે ચોમાસાથી ૫૦ દિવસે પર્યુષણા કરવી જોઈએ 'वासाण सवीसइराए मासे विइक्कते' ક૦ સૂ૦ ૧ ૨૦ રાત્રિદિવસ સહિત એક માસ ગયે પર્યુષણ કરવા જોઈએ ઈતિહાસમા વિક્ટોરીયા શબ્દ આવ્યો તે ગાડી માટે કે મહારાણી માટે? તેમ પર્યુષણા શબ્દ રહેવા માટે, કે સવચ્છરી પડિક્કમણ માટે? પહેલું સૂત્ર એ છે કે મહાવીર મહારાજા પડિક્કમણ કરતા હતા એમ કબૂલ કરજો તેને લાગુ કરવુ હોય તો છેલ્લી હદ, પહેલી હદ એ નથી અષાડસુદમા પર્યુષણ કરવા એટલે સાધુએ સ્થિરતા કરી રહેવું તે પર્યુષણ બીજો અર્થ સવચ્છરી પર્વ

છેલ્લે દહાડે આવે તેવી આઠ દિવસની આરાધના, તે પર્યુષણા શ્રમણભગવાને કહી તે રહેવા લક્ષણ છે તેની જોડે લખે છે કે– કેણટ્ઠેણ ભંતે! 'एव वुच्चइ' ૨૦ રાત્રિ દિવસ સહિત એક મહિના પછી તેનુ કારણ? जओ ण पाएण अगारीण अगाराइं कडिआइं उक्कंपियाइं छन्नाइं लित्ताइं गुत्ताइं०' (કલ્પસૂ૦ ૧) ગૃહસ્થોના ઘરો સાદડીયુક્ત કરેલા હોય, ધોળેલા હોય, ઘાસઆદિથી ઢાંકેલા હોય, છાણઆદિથી લીંપેલા હોય, વાડઆદિ કરેલા હોય છે, પોતા માટે તૈયાર કરેલા ઘરો હોય છે આ હેતુ રહેવામા છે કે સવચ્છરી પડિક્કમણામા? હેતુ શેમા? મહાવીર ભગવાન પડિક્કમણું કરતા ન હતા, કેવલજ્ઞાની હતા, અહીં હેતુ ચોખ્ખો છે, અહીં પર્યુષણશબ્દ સ્થિરતા માટે છે સવચ્છરીમા સૂત્ર લાગતુ નથી મુખ્યતાએ અષાડ ચોમાસીએ સ્થિરતારૂપ પર્યુષણા કરવાની છે ક્ષેત્ર ન મળે તો છેલ્લે ઝાડના મૂળમા પર્યુષણા કરે આ સ્થિરતાને કે સવચ્છરી પડિક્કમણાને જણાવે છે? હજારો સાધુના સમુદાયમા પછી ક્ષેત્ર મળે તો પાચમે દસમે દિવસે પણ સ્થિરતા કરી લે, દેવતાએ પર્યુષણાનો અઠ્ઠાઇ મહોત્સવ કયારે કરવો? તે અઠ્ઠાઈ મહોત્સવ સવચ્છરીનો મહોત્સવ છે મુસલમાનો અધિકને આગળ લાવે છે, અધિકમા બારનો હિસાબ, અધિક નહીં ત્યાં તેર કયાથી ઠરીશ? પ્ર શ્રાવણમા કે પ્ર ભાદરવામા સવચ્છરી કરનારને બીજા વર્ષે તેર માસ આવે ભદરવેજ સવચ્છરી છે તો શ્રાવણમા કયાથી કરી? સ્થિરતાલક્ષણ સવચ્છરી નિયમિત છે સવચ્છરી રી રાતે પડિક્કમણુ કયા પછી ગુનો કયો તેની શરૂઆત કયા હિસાબે થાય? પ્રાયશ્ચિત્તની સવચ્છરી છે પર્યુષણ મેળવીશ શી રીતે? પ્રાયશ્ચિત્ત કરી ગુનો–લડાઈ કરી પદર દિવસમા ન ખમાવે તો સૂત્રમાડલી બધ કરે પછી ન ખમાવે તો ભોજન, તેમ પદર પદર દહાડે અનુક્રમે આલાપ બધ કરે આવી રીતે આચાર્ય પણ બધ કરતા જાય આમ પ્રાયશ્ચિત્તનો ક્રમ સ્થિરતા જોડે શી રીતે જોડીશ? સવચ્છરીએ છેડો છે, સવચ્છરીએ ગુનાનો છેડો આવે તો મૂલ પ્રાયશ્ચિત્ત, જ્યારે અધિક મહિનો હોય ત્યારે

ચોમાસાથી ૨૦ દિવસ અધિક ૧ મહીને પર્યુષણા કરવાની કહી છે વિક્ટોરીમા ગાદીએ બેઠી, તે જગો પર વિક્ટોરીઆ ગાડી ગાદીએ બેઠી, એવો અર્થ કરે તેનુ શુ? આપણે ૫૦ દિવસો ચોમાનીથી થાય પણ પકડવાની તો ભાદરવા સુદ ૪, તિથિ વધી જાય તો બાવન ભલે થાય, તિથિઓ ફૂગી જતી નથી પદર તિથિઓના નામ છે, પણ ૧૬ મી તિથિનુ નામ નથી સજ્ઞા અપેક્ષાએ ૧૭ ઉપર કોઈ જતું નથી ૧૫ દિવને પખ્ખી પડિક્કમણુ કરવા બેસીએ છીએ ચઉદશની વાટ જોઇએ છીએ ચોમાસાને અગે ચોમાસી ચઉદશની વાટ જોવી છે, તો ભાદરવાની વાટ જોનામા અડચણ શી? '૧૫ રાઈદિયાણુ'મા બીજી કે ૧૬મી તિથિ વધની નથી તેથી 'પન્નરસ રાઈદિયાણુ' કહેવાય છે

પ્રશ્ન–દેવના નદીશ્વરદ્વિપમા પર્યૂષણમહોત્સવ કરે તે કઈ પર્યુષણા?

ઉત્તર–રહેવા રૂપ સવત્સરી નહિં, પણ વાર્ષિકપર્વ રૂપ સવચ્છરી પર્યુષણા

નવપદજીની આરાધનામા રંગોની આવશ્યક્તા કેમ?

'યત્ર ચત્રાશ્વિનાષ્ટાહ્નિક્યો'—આરાધના કઈ જગો પર કરવી? ચૈત્ર આસોમા શ્રીપાળ મયણાસુદરી વિગેરેએ જેમ સિદ્ધચકની આરાધના કરી, યત્રમા સફેદ રગ નિર્વિકાર–સ્વાભાવિક છે, તેથી યત્રની બધી જમીન સફેદ લઈ તેના નવ ભાગ પાડવા તેમા બીજા ચાર રગો ગોઠવવા જ પડશે, ચારે દિશાએ ભાગ ગોઠવો તોજ નવભાગ પડે, ઉપર લાલ, જમણે પડખે, પીળો નીચે, લીલો, ડાબે પડખે કાળો, ચાર ખુણાના ચાર ધોળા, ચાર દિશાએ ચાર રગ પુરવા પડશે જ ચાર રગ વિદિશાએ કેમ ન ગોઠવવા? દર્શનાદિ લાલ, લીલા, પીળા કેમ ન કરવા? પહેલી સ્થાપના પરમેષ્ટીની છે તે ગુણીની છે સ્થાપનાએ ચાર ભાગ પાડો, પછી

સિદ્ધ–આચાર્યની વચમા દર્શન પદ છે જમીન નિર્વિકાર કરવી આ રગો ખરેખરા નથી અરિહતાદિકનો લાલ–લીલો રગ નથી. નવ વિભાગ કરવા માટે, ધ્યાન કરવા માટે, ભિન્નતા માલમ પડે તે માટે રગની કલ્પના છે ધ્યાનની સુગમના માટે રગો છે, વાસ્તવિક નથી એ શરીરના રગો છે હોય રાતા એમ કહેન તો પાચે રગ જિનેશ્વરમા આવી જાય કહેવાનુ તત્ત્વ એ કે નવ પદની ઓળીમા નવ પદની આરાધના ક્રમસર છે

યત્રમા એકી સાથે આરાવના

પ્રથમ દિવસે અરિહત, બીજે દિવસે સિદ્ધ અનુક્રમે અનુક્રમે આરાધન યત્રની આરાધનામા અરિહતનુ ગણું ગણો, પણ પૂજન વખતે નવે પદની યત્રમા આરાધના છે પદની જોડે યત્રનુ આરાધન છે

'बाह्यतो यन्त्रस्वरूप निधाय मनसा ललाटादिषु दशसु,
स्थानेषु यन्त्राकृतिं सस्थाप्य ध्यान चिन्त्य भावत ।

બાહ્યથી યત્રનુ સ્વરૂપ મનમા ચોકસ રાખીને લલાટ વિગેરે સ્થાનકોએ એજ યત્રોના આકારને કલ્પવો, અને ભાવથી ધ્યાન કરવુ

અમારી પડહો

સામાન્યથી બધી અઠ્ઠાઇમા અમારીપડહાની ઉદ્‌ઘોષણા કરવી કે કરાવવી જોઇએ અમારીપડહામા ના કહેવી ન હોય તો ઢોગ કરવા બેસે, પૈસા દઇને બચાવવા તે મહાપાપ ! એમ કહી દે, એને ગુજુ ભીવી રાખવુ છે ખમણા ઢોર લાવશે, આવું આવુ બોલે જે જીવને અભયદાન આપીએ છીએ તેનુ અભય દાનનુ ફળ લેવાનુ છે બચાવશે તે અઢારપાપસ્થાનક સેવશે તેનુ શુ ? તેરાપથિ સરખા બોલે છે કે બચાવવો પણ નહીં, કારણ કે બચાવશો તો તેના પાપનુ અનુમોદન લાગશે

મેઘકુમારને પહેલા ભવની સ્થિતિ કહી, સસલાને બચાવવા પગ ઉચો રાખ્યો, સસલાએ સર્વવિરતિ લીધી નથી, તો હાથીને

પાપ લાગ્યુ ને ? નરકે જવા જોઈએ ને ? મેઘકુમાર કેમ થયો ? ન માર્યો એ લાભ, બચાવ્યો એ લાભ નહીં, એવા કુવિકલ્પો કરે છે, જગતમા બીજા ઘણાને નથી માર્યા તો બધાની દયા થઈ, એકલા સસલાની દયા કેમ કહી ? બચાવવારૂપે દયા છે ના માર્યારૂપ બધાને નથી માર્યા, તેથી તો કસાઈ મોટો દયાળુ કસાઇ હજારને મારશે ને અમજેને નહીં મારે તો તેને બચાવ્યા ગણે તો મોટો લાભ થશે ને ? જેઓ જૈનશાસ્ત્ર, યુક્તિ પરપરા અને વસ્તુ ન જોવે તેની સાથે વાતમા શુ વળે ? પ્રભુ મહાવીરના સમયમ', મહાશતકના વખતમા અમારીપડહો રાજગૃહીમા હતો સૂત્રસિદ્ધ અમારીપડહો છે, છતા તેઓને માનવુ નથી

વિસ્તારથી આડ બર સાથે જિનેશ્વરના ચૈત્યમા અઠ્ઠાઈ મહોત્સવ કરવા જોઈએ જીવોની ભાવદયા હોય તો આજ છે, કોઇને કઇ આપવુ તે દ્રવ્યદયા—અનુક પા, જ્યારે ધર્મનુ કાર્ય ભાવદયા, જિનેશ્વરના બિ બોની પ્રતિષ્ઠા—પૂજા—મહોત્સવો એ ભાવદયા છે, આ દયા મોક્ષમાર્ગે જોડનાર છે અમારી પડહો અઠ્ઠાઇ મહોચ્છવ પારકાને, તમારે કઇ નહીંને ? જરા વિચારો !

**પર્યુષણના કૃત્યો**

'खण्डन–दलन–पेषण–भूमिखनन–वस्त्रधावन–स्त्रीसेवनादिक–करणकारणादिना निषेध्य तत्र आद्य सर्वत्रामारिप्रवर्त्तन स्वय પોતે પણ ખાડવુ–દળવુ–પીસવુ ખોદવુ નહિં લુગડા ધોવા નહીં, મૈથુન સેવવુ નહીં, તેમ બીજા પાસે કરાવવુ પણ નહીં. આ આરાધના તો દરેક અઠ્ઠાઈઓમા કરવી જોઈએ વધારામા પર્યુષણમા કરવાનુ શુ ? પર્યુષણાઅઠ્ઠાઇ તો આગળ જે પાચ વસ્તુઓ કહી તે દ્વારાએ વિશેષથી આરાધવાની છે પ્રથમ બધે અમારી પડહો વગડાવવો

'द्वितीय कृत्य साधर्मिकवात्सल्य' બીજુ કાર્ય સાધર્મીક વાત્સલ્ય. બારે મહિના નહિ અને પર્યુષણમા કેમ ? પર્યુ
કરવુ જ જોઈએ

નિરારભના દહાડામા આરભ કરવાનુ કહો છો, તેથી તે તત્ત્વ નથી લાગતુ ભાગ્યશાળીઓ! ભક્તિ ધર્મીઓની કરવી તેમા તત્ત્વ છે પજુસણમા દરેક ઉપવાસ આદિ તપ કરે છે, જૈનોનુ પ્રસિધ્ધ પર્વ દુનિઆમા હોય તો આ એકજ છે, દુનિઆમા છાયા શ્રાવકોના પજુસણની છે શ્રાવકની જ્ઞાનપચમી, મૌન-એકાદશીને કોઈ જાણતુ નથી

'तृतीय परस्परक्षामण' આરાધવા તરીકે ત્રીજુ કૃત્ય માહો-માંહે ખમાવવું જોઈએ કોઈ પણ જીવ સાથે વૈર વિરોધ કકાસ કર્યા હોય તે બધાને ખમાવવા જોઈએ કારણ કે તેને અને તમોને ભવાતરે વૈર વિરોધ ન નડે જુઓ! કુટ્ટણના વિરોધીએ મહા-વીર ભગવાન જેવાને પણ ભયકર ઉપસર્ગ પરિષહો કર્યા. પ્રભુએ વાસુદેવના ભવમા રાણીનુ અપમાન કર્યું હતુ, તે રાણીના જીવે મહામહિનામા શીતનો દુસ્સહ ઉપસર્ગ કર્યો વૈર–વિરોધ ક્ષાયના ઘરનો બાકી રહેવો, તેણે પણ આ દશા કરી ખીલા ઠોકનાર નોકર તો ઘરનો ને? પરભવનો નોકર ને? ખીલાના ઉપદ્રવો, શીતનો Cપદ્રવ આ બધી ઘરની ઉઠેલી આગ છે નાવડી ડુબા-ડવા મીંહના જીવે પ્રયત્ન કર્યો આ બધી પીડા ઘરની કે બહારની? આગ બાળશે માટે આગ ઓલવતા રહો ભાદરવા સુદિ ૪ એ ભવોભવની હોળીઓ હોલવવાનો દહાડો દુનિયામા હોળી સળગાવવાનો દહાડો, આપણે ઓલવવાનો દહાડો ખીલા ઘરની આગના છે, શીત ઉપસર્ગ એ ઘરની આગ છે, નાવડી ડુબાવવી તે બહારની આગ છે માટે ભાદરવા સુદિ ૪નો દહાડો હોળી ઓલ-વવાનો દહાડો છે એક દહાડો તો ઓલવવાનો રાખો બારે મહિના સળગે છે માટે માહોમાહે સામસામા ખમાવી દ્યો, જેથી વૈર વિરોધ આગળ ન [illegible] નો તો ભવાતરે પણ હેરાન કરશે, જેના વૈર [illegible] તે ભવાતરે ધર્મમા



લોકાવધિ થયુ

'चतुर्थमष्टमतप आराध्य' કર્મ તોડવા માટે ચોથાકૃત્યમા અઠ્ઠમની તપશ્ચર્યા કહી ચાહે તેવો અપ્રમત્તસાધુ હોય, આત્મકલ્યાણની બુદ્ધિએ રહેવાવાળો હોય, તો પણ તેને સાંજ પડવા ૧૦૦શ્વાસો-શ્વાસ કાઉસગ્ગનુ પ્રાયશ્ચિત્ત હોય છે, તેમ અપ્રમત્તને એક પક્ષે એક ઉપવાસ, ચાર મહિને એક છઠ્ઠનુ સંવત્સરીપર્વ અંગે અઠ્ઠમનુ પ્રાયશ્ચિત્ત છે આજનુ ચારિત્ર કોહેલી કઢી ઘેંસ-કાજી જેવુ છે એવા ચારિત્રમા પ્રાયશ્ચિત્તનો પત્તો શો? તપસ્યાથી દૂર ભાગે તો શુદ્ધિનુ સ્થાન કયુ? આ અપ્રમત્તદશાવાળાને પણ વાર્ષિક અઠ્ઠમનુ તપ કરવુ જ જોઈએ ચોથા આરામા દોષ સાથે રોકડુ પડિક્કમણુ હતુ, અહીં ઉધાર છે આપણા ચારિત્રના ઠેકાણા ન હોવાથી અવશ્ય તપ કરવું જ જોઈએ

'पञ्चम चैत्यपरिपाटीकरण' પાચમુ ચૈત્યપરિપાટિ તમામ ચૈત્યોને ચતુર્વિધસઘ સાથે આડબરપૂર્વક જુહારવા પહેલા અમારી પડહાનુ વર્ણન આગળ પૂ૦ આ૦ હીરસૂરિજીમ૦ના વર્ણનમા વિસ્તારથી કહેવાશે.

સાધર્મિક વાત્સલ્ય

સાધર્મિક વાત્સલ્યમા-તમામ સાધર્મિકનુ અગર શક્તિ ન હોય તો કેટલાકનુ પણ વાત્સલ્ય કરવુ જોઈએ બધા ભવમા છોકરા છૈયા મળ્યા છે, એનુ મળવું તેમા નવાઈની વાત નથી. નવાઈ તો ધર્મભાઈ મળવા એમા છે આપણે ધર્મ પામ્યા એ ધર્મ પામ્યો, તો ધર્મભાઈ તરીકે મળવાના તે ઘણા મુશ્કેલ છે.

'सर्वे सर्वेमिथ सर्वसम्बन्धान् लब्धपूर्विण ।
साधर्मिकादिसम्बन्धलब्धारस्तु मिता क्वचित् ॥

સૂત્રકાર કહે છે કે કોઈ પણ જીવની અપેક્ષાએ માતા પિતા, શત્રુ, મિત્ર, તરીકે સબધ અનતી વખતે થયો છે, અનતી વખત ઓઘા મુહપત્તિ કર્યા એવુ બોલનારા માટે કહેવુ કે તારી બાયડી મા કેટલી વખત થઈ છે? વધારે વખત બેમા કયુ બન્યુ છે?'

મા વધારે વખત બની છે કે ઓઘા મુહપત્તિ વધારે બન્યા છે? જેણે અનતી વખતે બીજા સસર્ગમા આવી સસારમા રખડાવ્યા તેને તુ ગણે છે, અને જેણે અનતી વખતે દેવલોકના સુખ દેવડાવ્યા, તેની તુ ગણતરી ગણતો નથી તારૂ કહેવુ શુ છે? એ સબધ અનતી વખત મળ્યો જ નથી, એમને સાધર્મિકપણાનો સબધ હજુ મળ્યો નથી તે સબધ મેળવવાવાળા પ્રમાણોપેત મળ્યા છે તે મળ્યો એટલે બસ, 'महते पुण्याय' મહાપુણ્ય માટે, તો તેને લાયકની–સાધર્મિકલાયકની સેવા મલી એ મહાભાગ્યનો ઉદય

'एगत्थ सव्वधम्मा, साहम्मिआण वच्छल तु एगत्थ।

बुद्धितुलाए तुलिया, दोन्नि वि तुल्लाइ भणिआइ ॥१॥

એક બાજુ બધા ધર્મો, શીલ સપૂર્ણ, તપસ્યા, ભાવના સપૂર્ણ એક બાજુ આ બધા સપૂર્ણ હોય, પણ સાધર્મિક આદર વત્સલતા એક બાજુ ધનભાગ્ય કે આ જીવને ધર્મપ્રાપ્તિ થઈ છે, ને સાધર્મિકનો સમાગમ થયો છે તે એનો યોગ થાય એ એને બુદ્ધિરૂપી તાજવાથી તોલીએ તો સાધર્મિકનુ તાજવુ જમીનથી ઉંચુ થતુ નથી કારણ? ધર્મની પ્રાપ્તિ કેટની દુર્લભ છે, તે અહીં જણાશે કોઈ જીવ ધર્મમા જોડાય તો આપણા આત્માને સતોષ થાય શિક્ષણના રાગવાળા નાના બચ્ચાને સાકરીઆ ચણા આપી એચે છે બેરિસ્ટરપણુ–ન્યાયાધીશપણુ શિક્ષણમા છે માટે આ પગથીયા ઉપર ઉંચે ચઢાવવા અહીં અરિહત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય ગીતાર્થપણું સારૂ એ ખરૂ પણ બધાની ચીડી સાધર્મિકપણામા છે અહીં ભરતચક્રિ કુમારપાળ પુણિયા શ્રાવક વિગેરેના દૃષ્ટાંત પોતાની મેળે સમજી લેવા

### પરસ્પર ખામણાથી ફાયદા

પજુસણમા ખામણા કરવા જોઈએ, ચડપ્રદ્યોતન રાજા ચોર–ચાડપાડુ, અધમવાસનાવાળો, એવા આક્ષેપવાળો છતા, એને અંગે

ગયો છે, આ જાણી ઉપાશ્રયે આવી મૃગાવતી સૂર્યના તેજના ભરોસે રહી, આટલુ બધુ અજવાળુ છે જઉં છું, વચન છે, પણ બરાબર ટાઈમનો ઉપયોગ ન રહ્યો, અજવાળાના ભરોસે રહી ગુરૂણી અને ચેલી મેળામા બને છે તેની માફક જુદી પડી ગઈ હોવી જોઈએ. સૂર્ય જવાથી અધકાર ફેલાઈ ગયો, અને રાત્રિ પડી ગઈ, આ જાણી ભય પામી અને ધ્રાસ્કો પડયો ત્યાથી ઉપાશ્રયે આવી ઈરિયાવહી પડિક્કમિને ઉઘતી ગુરૂણી ચદનબાળા જે પડિક્કમણુ કરીને સૂઈ ગયા છે અહીં સવારે પુછશે ત્યારે વાત એમ નહીં ધર્મસ્થાન છે પોતાનો અપરાધ પોતાને જ જણાવવાનો છે મારો અપરાધ થયો, ચુકી ગઈ, માફ કરો ચદનબાળા પણ કહે છે કે 'કુલીન સ્ત્રીએ સાવચેતી રાખવી જોઈએ જન્મની સાવચેતીની ટેવ કેમ ભૂલી?' મૃગાવતી કહે છે કે આવી ગફલત ફેર નહીં થાય ખમાવવા માટે ચરણમા પડી ગુરૂણી મૂળમા તો ઉંઘમા હતી, ફેર ઝોકુ આવ્યુ તેથી મૌન છે, આથી શુદ્ધિ ન થઇ, ગુરૂ ખમે માફ કરે ત્યારે શુદ્ધિ થાય વારવાર ખમાવ્યે જ જાય છે, માફ ધ્યાન ન રહ્યુ, ભૂલી ગઈ આમ ખમાવતા કેવલજ્ઞાન મેળવ્યુ એવામા ચદનબાળાને નિદ્રા આવી ગઈ છે મૃગાવતીને તો ખમાવતા કેવલનાન થઈ ગયુ છે, આ સમયમા ત્યા સર્પ આવે છે, સાધ્વી ચદનાનો હાથ નીચે છે, આથી હાથ ઉચો કર્યો એટલે ચદનાસાધ્વી જાગી ગયા અને પુછયુ, કેમ? સાપ જાય છે માટે હાથ ખસેડયો? મૃગાવતીએ કેવલજ્ઞાનથી હું ઉચકીશ એટલે નહીં કરડે, એમ જાણ્યુ હતુ પ્રવર્તિનીએ પુછયુ સાપ કયા છે? આ રહ્યો, આ જાય, મને નથી દેખાતો અને તને દેખાયો શી રીતે? જ્ઞાનથી કયુ? અપ્રતિપાતિ કેવલજ્ઞાન થયેલુ માલમ પડયુ, કે તૂરત જ ચદના ગુરૂણી મૃગાવતી શિષ્યાને ખમાવવા લાગી ખમાવતા કેવલનાન પામી પરિણામે બન્નેનુ આરાધકપણુ થયુ

કુભકાર જેવો મિચ્છામિ દુક્કડ ન દેવો જોઈએ કોઈ નાનો શિષ્ય કુભારના માટીના વાસણો કાકરા મારી કાણા કરે છે કુભારે

રોકયો, મિથ્યાદુષ્કૃત આપતો જાય છે પણ કાંકરા મારતો બંધ થતો નથી. કુભારે કાકરો લીધો ને આગળીમા કાકરો પકડી કાનને મરડવા માડયો ચેલો કહે છે કે અરર પીડા થાય છે પેલો કુભારપણ મિચ્છામિદુક્કડ દીધે જાય છે એમ કુભાર અને ઉલ્લક ચેલા જેવો મિચ્છામિદુક્કડ ન દેવો

અટ્ઠમનો તપ

હવે અટ્ઠમતપનુ કૃત્ય કહે છે પર્યુષણમા અટ્ઠમ જરૂર કરવો જોઈએ પખ્ખીમા એક ઉપવાસ, ચાતુર્માસમા છઠ્ઠ વાર્ષિક તપમા અટ્ઠમ કરવો જોઈએ એમ જિનેશ્વરોએ કહેલુ છે તે રહેવા રૂપ પર્યુષણાના અર્થમાં નહિ અટ્ઠમ ન થાય તો ત્રણ ઉપવાસ નહીં તો છ આબેલ, નવ નીવી, બારએકાસણા, સોળબેસણા અગર છ હજાર સ્વાધ્યાયધ્યાન અગર ૬૦ નોકારવાળી 'अनया रीत्याऽपि तपःपूर्ति कार्या' આ રીતે પણ જેમ બને તેમ વહેલો તપ પુરો કરવો જોઈએ આ રીતિએ પણ તપ વાળી આપવાનુ ન કરે તો જિનેશ્વરપ્રભુની આજ્ઞા ઉલ્લઘન થાય

તપનુ ફળ

એકસો વરસ નારકીનો જીવ નરકના દુ ખ ભોગવીને અકામ નિર્જરાથી જે પાપકર્મ ખપાવે, તેટલા કર્મ નવકારસીનુ પચ્ચખ્ખાણ કરવાથી તુટી જાય, પોરિસીના પચ્ચખ્ખાણથી એકહજાર વરસના, સાઢપોરિસીએ દસહજાર વર્ષના પાપો પુરિમુઢ્ઢમા એક લાખ વર્ષના, એકાસણાથી દસ લાખ, નીવીથી ક્રોડ, એકલઠાણાથી દસક્રોડ વરસનુ એકલદત્તિથી સો ક્રોડ વરસના પાપો, આયબિલ કરવાથી હજાર ક્રોડનુ, ઉપવાસથી દસ હજાર ક્રોડનુ, છઠ્ઠથી એક લાખ ક્રોડનુ, દસલાખ ક્રોડ વરસ જેટલુ પાપ અટ્ઠમથી ક્ષય થાય છે, તે પછી આગળ એક એક ઉપવાસની વૃદ્ધિએ દસ દસ ગુણા આક ચઢાવ્યા જવા

અટ્ઠમથી નાગકેતુએ આ ભવમા જ ફળ મેળવ્યુ છે, આલોચણ ચીજને ગમજો અહીં અટ્ઠમ કહ્યો, ત્રણ ઉપવાસ કહ્યા

એક ઉપવાસ ઉપર બીજા ઉપવાસે અનુક્રમે ઉપવાસ દસ થયા, તેવી રીતે અઠ્ઠમથી સો ઉપવાસ થયા, સો ઉપવાસ જેટલું ફળ મળે કર્મની નિર્જરાનું ફળ એ જુદી જ ચીજ છે આલોયણ એ જુદું વિધાન છે તેમા દસ ગુણાંક કરાય નહીં છઠ્ઠેણ બે ઉપવાસ વિગેરે તપ કાળજીથી શુદ્ધિ પૂર્વક કરવું જોઈએ.

શલ્યસહિત તપ નિરર્થક થાય છે તે પર લક્ષ્મણા સાધ્વીનું દષ્ટાન્ત

શલ્યવાળું તપ નિરર્થક જાય છે આજથી એંશીમી ચોવીશી પહેલા કોઈ રાજાને ઘણા છોકરા છે, કુવરી એકે નથી સે કઠો માનતાએ એક લક્ષ્મણા નામની પુત્રી જન્મી છે, તેના ઉપર ઘણો સ્નેહ રહે છે સ્વયવર મડપમા જ વરેલી, પણ કોઈ પાપોદયથી ચોરીમા જ ભતાર મરી ગયો આજે મુછો ધરાવનાર નામર્દો બાયડીઓની ખોટી દલીલ કરે છે, બાયડીઓના કહ્યા વગર દલાલી કરે છે ઉલટી બાયડીઓ ના કહે છે, છતા સુધારકો પુનર્લગ્નની વાતો કરે છે, તે સામા ઠરાવ કરે છે, તમને દુષ્ટબુદ્ધિ થઈ છે ગજીમતીને વચને દીધેલો ધણી હતો, ચોરીમા પણ વર આવ્યો નથી, લક્ષ્મણા પતિના ઘરે પણ ગઈ નથી છતા અત્યત પવિત્રશીલને પાળનારી સતીઓમા શિરોમણી ગણાય છે સદાચારવાળી શ્રાવકને લાયક મન પચ્ચખ્ખાણમા જોડાએલી છે જે ગર્ભહત્યાઓ થાય છે, તે તો કરાવનારા તમે પુરૂષો જ છો. છેલ્લા તીર્થકરની દેશનાથી લક્ષ્મણાએ દીક્ષા લીધી છે તે એક વખત ચકલા ચકલીનો સમાગમ જોઈ વિચારે છે, કે અરિહતે કેમ આ આજ્ઞા ન આપી ? તેઓ તો વેદ રહિત છે, માટે વેદીનુ દુખ અવેદીને ખબર ન પડે ક્ષણમા વિચાર પલટાયો, પશ્ચાત્તાપ થયો, આગળ સાભળશો તો તમને એમ લાગશે કે ઉગ્ર તપથી પણ શુદ્ધ થતી નથી મારે સતી પણાને અગે વિચાર અહીં કરવાનો નથી, અરિહતને અગે કેવો જુલમ થયો_ અરિહતને આમા એણે અજ્ઞાની બનાવી દીધા, સર્વજ્ઞને અજ્ઞાની બનાવ્યા એનું શું ? લક્ષ્મણાસાધ્વીએ આ વિચાર્યું, હુ આલોયણ કેવી રીતે લઉં ? મારૂ મન આમ વિષયસુખમા

ગયુ હતું તે શી રીતે જણાવવુ ? સતીપણાની વિચારણા ચાલે છે, લજ્જા થઈ છે, એ ચેષ્ટાને અગે શલ્ય રહેશે તો શુદ્ધિ નહીં થાય જરૂર આલોચના તો લેવી લેવા જતા ઓચિંતો કાંટો વાગ્યો, અપશુકનથી ક્ષોભ પામી, પડવામા શુકન આગળ ન કરવા, આલોચના લેવી છે અને લાજ રાખવી છે હાથ લેવી છે ને દોણી સતાડવી છે તે કેમ બને.

લક્ષ્મણા આર્યાએ પૂછયુ કે 'આવુ ખરાબ ચિંતવન કરે તેને પ્રાયશ્ચિત્ત શું ? આવુ બીજાને બ્હાને પ્રભુને પૂછયુ ૫૦ વરસ સુધી તીવ્ર તપશ્ચર્યા કરી, બે, ત્રણ, ચાર, પાચ ઉપવાસો કરે અને પારણે નીવી કરે, તેમ દસ વરસ લાગલગાટ તપસ્યા કરી એકાતરે ઉપવાસ બે વરસ, આંબેલ, એકાસણુ, નીવી બે વરસ, લાગલગાટ માસખમણ ૧૬ વર્ષ લગી. એકલા આંબેલ ૨૦ વર્ષ સુધી કર્યા એમ લક્ષ્મણાએ ૫૦ વર્ષ સુધી ઘોર તપ કર્યું દુષ્કર તપસ્યા કરી છતા શુદ્ધિ ન થઇ, ઉલટી આર્તધ્યાનમા મરી ગુલામ વિગેરેના અસખ્યાત ભવોમા તીવ્રદુ ખ વેઠ્યા આવતી ચોવીશીમા પ્રથમ તીર્થંકર પદ્મનાભ પ્રભુના વારામા તે મોક્ષે જશે.

ससल्लो जइवि कट्ठुग्ग, घोर वीर तव चरे।
दिव्व वाससहस्स तु, तओ त तस्स निप्फल॥१॥

શલ્યવાળો મનુષ્ય ઉગ્ર ઘોર એવી મહા તપસ્યા દેવનાઈ હજાર વરસ સુધી કરે તો પણ તે નિષ્ફલ જાય છે

સવચ્છરી–આદિના પ્રતિક્રમણમા આવતા કાઉસ્સગ્ગથી થતો લાભ

સવચ્છરી પડિક્કમણમા ૧૦૦૮ શ્વાસોશ્વાસ પ્રમાણ કાઉસ્સગ્ગ કરવો જોઈએ દરેક લોગસ્સમા ૨૫ શ્વાસોશ્વાસ આવે અને એક નવકારના આઠ શ્વાસોશ્વાસ, 'पायसमा उसासा' પાદ એટલા શ્વાસોશ્વાસ થાય તેમા ૪૦ લોગસ્સ ઉપર એક નવકાર અધિક ચોમાસી પડિક્કમણામા ૫૦૦, પખ્ખીમા ૩૦૦ શ્વાસોશ્વાસને કાઉ૦ થાય. એક શ્વાસોશ્વાસ ભગવાનના ધ્યાનમા જાય તો દેવતાનુ આયુષ્ય

કેટલુ બધાય? ૨૪૫૪૦૮ પલ્યોપમથી કંઇક અધિક પ્રમાણ એક શ્વાસોશ્વાસમા દેવતાનુ આયુષ્ય બધાય, ૨૪૫૪૦૮ પલ્યોપમ, કંઇક ઉના નવના ચાર ભાગ સપૂર્ણ નવકારમન્ત્રમા ૧૯૬૩૨૬૭ પલ્યોપમ પ્રમાણ દેવતાનુ આયુષ્ય બધાય, ૧ લોગસ્સના ૨૫ શ્વાસોશ્વાસમા દેવલોકમા ૬૧૩૫૨૧૦ પલ્યોપમ જેટલુ આઉખુ હોય તે દેવતાના સ્થાનકે તે ઉપજે

ચૈત્ય પરિપાટી

પર્યુષણામા ચૈત્ય પરિપાટી કરવી જોઇએ. શ્રાવકોએ આ અગે ચૈત્યપૂજા મહોચ્છવ કરી શાસનની ઉન્નતિ કરવી જોઇએ વજ્રસ્વામીજી દુષ્કાળમા સઘને પટ ઉપર સ્થાપન કરી સુકાળવાળી ભૂમિમા લઈ ગયા, ત્યા બૌદ્ધરાજાએ જિનેશ્વરના ચૈત્યમા ફૂલ બધ કર્યા છે, પજુસણ આવ્યા, શ્રાવકોએ કહ્યુ કે પજુસણમા અમારાથી ફુલપૂજા થતી નથી જેથી વજ્રસ્વામીજી આકાશગામિની વિદ્યાથી માહેશ્વરી નગરીમા પિતાનો મિત્ર બાગવાન હતો, વજ્રસ્વામીએ તેને ફૂલ તેયાર કરવા કહ્યુ, અને પોતે હિમવત પર્વત પર ગયા, ત્યા શ્રીદેવીએ દીધેલુ મોટુ કમળ અને હુતાશનવનમાથી બાગવાન પાસેથી ૨૦ લાખ ફૂલો લઇ, જ ભકનામના દેવનાએ વિકુર્વેલા વિમાનમા મહોચ્છવપૂર્વક આવી, જૈનશાસનની ઉનતિ કરી, બૌધ્ધરાજાને પણ શ્રાવક બનાવ્યો

અઠ્ઠાઈમા અમારી પડહો

અઠ્ઠાઈમા અમારી પડહો કુમારપાળ, સપ્રતિરાજા માફક કરવો જોઇએ આચાર્યશ્રી હીરસૂરિજીના ઉપદેશથી છ મહિનાનો અમારી પડહો વગાડયો છે, તે સક્ષેપથી કહીએ છીએ

કોઈક વખત રાજદરબારની અદર પ્રધાન પાસેથી શ્રીહીરસૂરિજીની હકીકત સાભળી અકબર બાદશાહે સ્વહસ્તાક્ષરનો હુકમ મોકલીને બહુમાનપૂર્વક શ્રીહીરસૂરિજીને બોલાવ્યા ઠેઠ ગધારથી વિહાર કરી સ ૧૬૩૯ જેઠ વદ ૧૩ના દિવસે દીલ્હીમા પ્રવેશ

કર્યો, શાહી સાથે મળ્યા રાજાએ આદરપૂર્વક આચાર્યને મુખશાતા પુછી, તેમણે એવો ધર્મોપદેશ આપ્યો કે તે બાદશાહે આગ્રાથી અજમેર સુધી એક એક ગાઉએ મિનારો ઉભા કરેલા, પોતાની શિકારકળામા બહાદુરી જણાવવા દરેક મિનારે મે કરો હરણીઆના શીંગડા આરોપણ કર્યા હતા. પૂર્વે આવો હિંસક હતો, તેને ઉપદેશથી દયાબુદ્ધિવાળો કર્યો. બાદશાહ કહે છે કે તમને દર્શનાર્થે દૂર દેશથી બોલાવ્યા છતા અમારૂ તો કંઈ પણ તમે લેનાજ નથી, માટે અમારી પાસેથી આપને જે યોગ્ય લાગે તે લેવું જોઇએ મુસલમાન બાદશાહ છે તેના સર્વ દેશ વિષે પર્યુષણમા અમારી પડહો વગાડવો બંદિવાનોને છોડી મેલવા જોઈએ. સ્વાર્થ છોડી પરમાર્થની વાત સાંભળી, તેના ગુણોથી ચમત્કાર પામેલા અકબર બાદશાહને વિચાર થયો, કે તેમા સુરિજીને મળવાનુ શુ ? તેમના અંતઃકરણમા પવિત્ર કેટલુ વમેલુ હોવું જોઇએ ? જગતનુ હીન વમેલુ છે દુનિયામા પણ એવો વ્યવહાર છે કોઇ કાંઇ વ્યવહાર કરે કે સપેતરૂ મોકલે તો તેમા વધારો કરી-ઉમેરીને મોકલાય છે અમારિના અમારા ચાર દિવસ વધારે. શ્રાવણ વદિ દસમથી માંડી ભાદરવા સુદિ ૬ સુધીના બાર દિવસ માટેના છ હુકમપત્રો સોંપી દીધા એક ગુજરાત દેશનુ, બીજુ મારવાડ, મેવાડ માળવાનુ ત્રીજુ અજમેર દેશ પત્તનપુરથી માંડી જયપુર સુધીનુ, ચોથુ સુધીનુ પાંચમુ પંજાબનુ અને ગુરૂ પાસે રખવા માટે છઠ્ઠુ સામાન્ય તે બધે દેશનો ઓર્ડર જેમા છે, તેથી તે સાધારણ આવી રીતે તે દેશોમા પર્યુષણમા અમારી પડહો વાગેલો છે, કેટલાક ગાઉના વિસ્તારવાળુ ડબર નામનુ સરોવર છે, ત્યા જઈને સાધુ સમક્ષ પોતાના હાથે અનેક દેશના લોકોએ ભેટ કરેલા પંખીઓને છોડી દીધા બંદિખાનામા બધા કેદીઓની બેડીઓ તોડી નાખી. તથા શ્રી હીરસૂરિજીને બાદશાહે જણાવ્યુ કે મહારાજ ! ઉપદેશ સાંભળવામા નહીં આવે તો તૈયાર થયેલ ધર્મબગીચો સૂકાઈ જશે. માટે ધર્મ સમજાવનાર મ્હારે જોઇએ. જંબુદ્વીપપ્રજ્ઞપ્તિની

ટીકા કરનાર, વરૂણદેવે વરદાન જેને દીધું છે તેવા ઉ૦ શાંતિચંદ્રજીને ત્યાં ઉપદેશ સંભળાવવા રાખ્યા મૂળમાં દયારૂપ વેલડી વાવી હતી કૃપારસકોષ નામનો નવો ગ્રંથ રચ્યો, તે બાદશાહને સંભળાવ્યો, તે ગ્રંથરૂપી જળથી દયાવેલડી સીંચાઈ આવી રીતે દયાવેલડી વૃદ્ધિ પામી

એક દહાડો એક શેઠે બાદશાહને બે મોતીનું ભેટણું કર્યું ચામર વીંજનારને બાદશાહે બે મોતી રક્ષણ કરવા આપ્યા તેણે ઘેરે જઈને પોતાની સ્ત્રીને આપ્યા તેણે પણ ન્હાવાની ઉતાવળથી લુગડાને છેડે બન્ને મોતી બાંધ્યા અને સ્નાન કરવા ગઈ બાદશાહે આપેલા છે તેથી ગુપ્તસ્થાને મેલી દીધા પેલી સ્ત્રી રોગથી મરી ગઈ એક વખત રાજાએ તે બે મોતી પાછા માગ્યા પેલો શું કરે ! હે સ્વામી ! મારા ઘેરથી લાવું, પછી મુનસફે આખા મકાનમાં મોતી ખોળ્યા, પણ ન મળ્યા ચિંતાથી દુ:ખી થયેલો મુનસફ દરબાર તરફ તેજ વગરનો જતો હતો, મોગલાઈ રાજ્ય છે, ચઢા દો શૂળી પર રાજા પાસે નિસ્તેજ ચહેરે પાછો આવે છે, વચમાં જ પુણ્યોદયથી શાંતિચંદ્ર ઉપાધ્યાયજી મળ્યા મુખની છાયાથી ઉદાસીનપણું માલમ પડયું ખાનગી રાખવામાં ફાયદો નથી કહેવા દો, ત્યારે ઉપાધ્યાયજીએ કહ્યું પાછો ઘેર જા, જેને આપ્યા છે તેની પાસે તું માગ ઘેર ગયો શ્રદ્ધાળુ છે, ઘેર જાય છે, અત્યારે સ્ત્રી સ્નાન કરવા તૈયાર થયેલી છે, મોતી માગ્યા, તેણે પણ વસ્ત્રનો છેડો ખોલી બન્ને મોતી આપી દીધા બાદશાહ પાસે આવ્યો, બાદશાહ આગળ મેલ્યા અને ચામર વીંજવા લાગ્યો કાયાથી વીંજે છે પણ મન તો શાંતિચંદ્ર ઉપાધ્યાયજીની કળામાં છે, આશ્ચર્યમાં ડુબ્યો, સ્તબ્ધ બની જાય છે, બાદશાહે અત્યંત આગ્રહથી પુછયું આજ કેમ આમ છે ? જે બનેલું તે કહ્યું શાંતિચંદ્રજીની હકીકત કહી, ત્યારે બાદશાહે કહ્યું આમાં આશ્ચર્ય શું છે ! એ તો ખીજે ખુદા છે હવે બીજી સવારે ધર્મ સંભળાવવા માટે સોનાના બાજોઠ પર ઉપાધ્યાયજી બેઠા છે, રાજાએ નમસ્કાર કરી વિનતિ કરી

મને કઈ આશ્ચર્ય દેખાડો તમારે હાલે ગુલાબબાગમા આવવું સવારે બાદશાહ ત્યા ગયો, શાતિચદ્રજી પણ ત્યા આવ્યા, બન્ને ધર્મ સબધી વાતો કરે છે, તેટલામા અકસ્માત બાદશાહી નોબત વાગવા લાગી, આશ્ચર્ય પામ્યો નોકરોને પુછ્યુ મારી આજ્ઞા વગર ૧૨ ગાઉમા નોબત વાગી શકે નહિ, તપાસો! તપાસનારા તપાસ કરી કહેવા લાગ્યા કે સાહિબ! તમારા પિતા હુમાયુ મોટા લશ્કરની સાથે તમને મળવા આવે છે કહેતાની સાથે અકબરને આલિંગન આપીને હુમાયુ ઉભો રહ્યો અકબર બાદશાહના લશ્કરીઓને મેવા મીઠાઈની ભરેલી ચાદીની થાળો આપી, બાદશાહને સિંહાસન આપ્યુ અને આવ્યો તેવો હુમાયુ તો ગયો બાદશાહ વિચારે છે, ઈંદ્રજાળ નથી મને અને નોકરને આપેલ મેવા મીઠાઈ એમને એમ છે માટે શાતિચદ્રજીએ જ ચમત્કાર કર્યો છે પછી નમસ્કાર કરી ગુરૂ સ્તુતિ કરી

એક વખત અટકદેશના રાજાને જીતવા સૈન્ય લઈ દીલ્હીથી નિકળ્યા, તે વખતે એક દિવસમા બત્રીશગાઉ દૂર પડાવ કર્યો બાદશાહે સાથે આવનારની નામાવલી મગાવીને તપાસી, તેમા વાચક શાતિચદ્રજીનુ નામ સાભળી વિચાર્યું, જુલમ થયો વાહન, જોડા વગરના એમને તો મોટી અડચણ થઈ હશે તેમને બોલાવવા માટે ખુદ પોતાના સેવકોને જ મોકલ્યા તમોને બાદશાહ યાદ કરે છે. માટે પધારો તે વખતે શાતિચદ્રજીને પગે સોજા આવેલા છે, કાચલીમા પ્રાસુક પાણીથી લુગડાનો છેડો ભીંજાવી છાતી પર મેલેલો છે, બે શિષ્ય વૈયાવચ્ચ કરી રહ્યા છે, આ દશા જોઈ સેવકો પાછા ગયા રાજાને જણાવ્યુ બાદશાહે પાલખી મોકલી ત્યારે ઉપાધ્યાયજીએ એક લાકડાની વળી મગાવીને તે ઉપર બેઠા, બે ચેલા પાલખી ખભા ઉપર લઈ ચાલ્યા, શાહે તેને આમ આવતા જોઈ વિચાર્યું અહો ગુરૂવચનના કેવા ભક્ત છે, ધન્ય છે, ભાગ્યશાલી છે, મારી પાસેથી એમને શું મળવાનુ છે? અહો

સ્હામો બાદશાહ પોતે આવ્યો ચરણકમલને આંખથી ફરસ્યા અને કહ્યું કે હે સ્વામી! આજથી મારા માટે તમારે લાંબુ પ્રયાણ ન કરવું, ધીમે ધીમે પાછળ જરૂર પધારો. બાદશાહે રાજધાનીને ઘેરો ઘાલ્યાને બાર વરસ થયા પણ કિલ્લો હાથ આવતો નથી મ્લેચ્છો બાદશાહને કહે છે, મુસલમાનોને દયા ખટકે છે તેઓએ વરાળ કાઢી તમે લુચ્ચા કાફરની સોબત કરો છો તેથી કિલ્લો તાબે થવાનો નથી તે વાત બાદશાહે ઉપાધ્યાયજીને કહી. શાંતિચંદ્રજીએ કહ્યું કે જે દિવસે કિલ્લો લેવા ઈચ્છા થાય તે દિવસે કહેજો, એક પણ સીપાઈ જોડે ન જોઈએ આપણે બે-એજ માત્ર જવું શત્રુના મુલકમા બાર વરસના ઘેરામા એકલા રાજાને જવું, કયો ભરોસો? શાન્તિચંદ્રજીના કહેવાથી નગરની અંદર કે બહાર કોઈએ કોઈને મારવો નહીં, હીંસાનો નિષેધ કર્યો પ્રભાતે બન્ને કિલ્લા પાસે આવ્યા, બધા બાડીયાભાઈ કહેવા લાગ્યા કે લુચ્ચો શાંતિચંદ્ર શત્રુના હાથમા અકબરને આપી દેશે આવી ટીકા કરી રહ્યા છે વાચક શાન્તિચન્દ્રજીએ એક ફુંકથી આખી ખાઇ પુરી દીધી, બીજી ફૂંકે શત્રુનું સૈન્ય સ્તંભિત કર્યું ત્રીજી ફૂંકે નગરના દરવાજા ફોડી નાખ્યા અકબરે આશ્ચર્યપૂર્વક પોતાની આણ પ્રવર્તાવી,

હવે અકબર કહે છે હે પૂજ્ય! મારી ઉપર મહેરબાની કરી કંઈ હુકમ કરો! વાચકે જીજીયાવેરો હિંદુને ભરવાનો હતો, તેમા ૧૪ કરોડની જેની આવક હતી તે બંધ કરાવી અકબર ૧। શેર ચકલાની જીભ રોજ ખાય છે તે બંધ કરાવી, શત્રુંજયનો મોંઘો કર હતો તે છોડાવ્યો આપણે યાત્રા મફત નથી કરતા, મુંડકું દઈએ છીએ જે લોકો જાત્રા કરે ને બે રૂપીયા પણ ભરી ન જાય તે આણંદજી કલ્યાણજીની પેઢીનો દેવાદાર છે તીર્થનું ખર્ચ શ્યાથી ચાલે છે, તેમા હું આપું, આવું વિચારતા નથી 'લાણું લે લાઓ ન ભરે તે રાડીરાડ' તેમ લાભ લે ને ફરજ ન બજાવે તે રાડીરાડ તીર્થને અંગે વહીવટ કરના નોકર ચાક-

રમા ખરચ થતા હશે તેનો લાભ લેવો, અને લાગો નથી દેવો, રાડીરાડ.પણ છોકરા માટે ખર્ચે છે આ માટે વિચાર સરખો પણ કેટલા ગામવાળાએ કર્યો નથી, ૯૦ હજારના ૪૦ કરી આવવા હતા ને? જે રજવાડામા સિદ્ધાચળ નથી, તે રજવાડા નિભાવ કરે છે કે નહિ? તમારે આટલા વરસ યાત્રા બંધ રહી તે જમાવટ હજુ થઈ નથી, દુષ્કાળના મરકીના વરસોમા હતી, તે જમાવટ અત્યારે નથી બે વરસ વધારે બંધ રહ્યુ હતે તો શું થતે? સરવાઈ કરવામા ભૂલ્યા છે આપણામા આળસથી મરવાઈ ન થઈ જે સિદ્ધાચળ અંગે એક મોનૈયો લે ત્યારે યાત્રા ચઢવા દેતા, તે કર છોડાવ્યો છ મહીનાનો અમારી પડહો પ્રવર્તાવ્યો મૂળ અધિકાર છ મહિનાનો અમારી પડહો વજડાવ્યો તે છે બાદશાહનો જન્મ મહિનો સર્વે રવિવાર, ૧૨ દિવસ પજુસણના, સંક્રાન્તિ તિથિઓ, નવરોજનો મહિનો, સર્વે ઇદ મીહીરના દીવસો, તેમ છ મહિનાના અમારી હુકમો ગુરૂ પાસે લાવી ભેટ કર્યા ધર્મની વૃદ્ધિ માટે અનેક પ્રકારની શાસનની ઉન્નતિ પર્યુષણની અટ્ઠાઈ વખતે પૂર્વે કહેલા પ્રકારો પ્રમાણે હે શ્રાવકો તમારે કરવી જોઈએ. જો સૌભાગ્ય લક્ષ્મીની ઇચ્છા હોય તો પર્યુષણના કર્તવ્ય કરવામા તત્પર રહેશો

## સ્થાપનાજી

### પંચપરમેષ્ઠિમહામન્ત્ર

નમો અરિહંતાણં, નમો સિદ્ધાણં, નમો આયરિયાણં, નમો ઉવજ્ઝાયાણં, નમો લોએ સવ્વસાહૂણં, એસો પંચનમુક્કારો, સવ્વપાવપ્પણાસણો,મંગલાણં ચ સવ્વેસિં, પઢમં હવઈ મંગલં ॥

પંચિંદિય સંવરણો, તહ નવવિહબંભચેરગુત્તિધરો,
ચઉવિહ કસાય મુક્કો, ઇઅઅટ્ઠારસ ગુણેહિં સંજુત્તો।
પંચમહવ્વયજુત્તો, પંચવિહાયારપાલણસમત્થો,
પંચસમિઓ તિગુત્તો છત્તીસગુણો ગુરૂ મજ્ઝ ॥૧॥

વિ. સ. ૧૯૯૨ પ્ર ભાદ્ર વદિ ૧૪ સોમ જામનગર (સૌરાષ્ટ્ર)

## 卐 પર્યુષણા અષ્ટાહ્નિકા વ્યાખ્યાન 卐

### દ્વિતીય દિવસ

सघार्चादिसुकृत्यानि प्रतिवर्ष विवेकिना ।
यथाविधि विधेयानि एकादर्शमितानि वै ॥ १ ॥

શાસ્ત્રકાર મહારાજા શ્રીમાન વિજયલક્ષ્મીસૂરીશ્વરજીમહારાજ ભવ્યપ્રાણીઓના ઉપકાર માટે ધર્મોપદેશ કરતા થકા પ્રથમ બારવ્રતોનુ સ્વરૂપ જણાવ્યુ તેમા ચારે શિક્ષાવ્રત ધારણ કરનારાઓએ આ પર્વની આરાધના બરોબર કરવી જોઈએ તે જણાવ્યુ

વાર્ષિક પર્વ માટે હિતશિક્ષા

જેમ છ અઠ્ઠાઈ આરાધનીય જણાવી છે તેમ પર્વો પણ આરાધવા જોઈએ પર્વોમા કયા કાર્યો કરવા કે જેથી આરાધના થઈ ગણાય? પર્વ છે પર્વ છે એવો જાપ કરવાથી પર્વની આરાધના થતી નથી તે માટે અમુક ધર્મકાર્યો કરવાના છે જેઓ છ અઠ્ઠાઈના પર્વો આરાધે છે તે આરાધન કરનારાઓએ જેમ ઓળીનુ અને પજુસણનુ કાર્ય કરી બતાવ્યુ, તેમ વાર્ષિક પર્વના કાર્યો પણ ધર્મિષ્ઠોએ કરવા જોઈએ સવચ્છરીપર્વ એટલે વાર્ષિકપર્વ તે દિવસે પડિક્કમણું કરી આવ્યા તેથી વાર્ષિક કાર્ય પુરૂ થયુ છે એમ ન જાણવુ પાઘડી ને બોતાણા–પાલવમા ફરક કેટલો? આગળ પાછળ પલ્લો હોય તો પાઘડી, ને બોતાણું, ન હોય તો? બોતાણા પર એકલો છુટો પલ્લો ન નખાય પાઘડી સાથે જોડાએલો પલ્લો શોભે, બોતાણા વગર એકલો પલ્લો ના શોભે, જોડે પાઘડીનુ બોતાણું જોઈએ તેમ સવચ્છરી પડિક્કમણું કરવા સાથે બીજા કાર્યો પણ કરવા જોઈએ કાર્યો કેટલા ને કયા કયા તે તો જણાવો! સઘપૂજા વિગેરે અગીયાર કૃત્યો કયારે કરવા? જીવન એ કાર્ય નથી, જીવન અને કાર્ય જુદા જુદા છે. આ વિષય શ્રાદ્ધવિધિમા છે તીર્થોદ્ધાર અને તીર્થયાત્રાદિ જણાવ્યા તે જુદા છે દરેક વર્ષે કરવાના કાર્યો, એ આપણી પાસે ખાતા

છે તે ખાતાઓમા ક્રિયા રૂપી રકમ પડી કે નહિં? દરેક વર્ષે સઘપૂજા વિગેરે શુભ કાર્યો કરવા જોઇએ.

યથાવિધિ ધર્મકાર્યો એ તો ભવરોગી માટે રસાયણ છે

- સજ્જનો સજ્જનતા બતાવે, સાધુઓ સાધુતા બનાવે સૂર્ય અજવાળુ કર્યા છતા દેખે કોણ? આખ ઉઘાડી રાખે તે ધર્મિષ્ઠોએ ધર્મ બતાવ્યો, છતા આદરે કોણ? વિવેકરૂપી આખ હોય તે શાસ્ત્રકારે કહેલો ધર્મ આદરે સઘપૂજા વિગેરે કાર્ય કરવા કબુલ થાય યથાવિધિ ધર્મના કાર્યો એ તો ભવરોગી માટે રસાયણ છે ભયકર રોગો રસાયણ વગર જતા નથી, તો પછી કર્મનો અનાદિકાળનો ભયકર રોગ ધર્મ રસાયણ વગર કેવી રીતે જાય? ન જાય, જેમ રસાયણ ભયકર રોગો મટાડે છે તેમ ધર્મરસાયણ કર્મનો અનાદિકાળનો ભયકર રોગ મટાડનાર અપૂર્વ રસાયણ છે ભયકર રોગવાળો ચરીથી ડરે નહિં રસાયણ લેવુ ને ચરી પાળવી તે ફરજ છે ધર્મરસાયણ લઇએ તો તેની ચરી બરોબર પાળવી જોઇએ યથાવિધિ કરવું તે ચરી છે જેમ દરિદ્રના મનોરથો ફળે નહિ તેમ ધર્મધન વિનાના મનોરથ ફળે નહીં વિવેકીઓએ જણાવેલ વિધિ પર આદર કરવો સઘપૂજા વિગેરે અગિઆર કાર્યો વિવેકીઓએ દરેક વર્ષે કરવા જોઇએ, વર્ષ ચાલે તેટલી ડાયરીઓ રાખો છો તેમા અગિઆર પાના વધુ રાખો તેમા કઇ રકમ આ અગિઆર કાર્યોના ખાતામા જમે પડી છે, તે વર્ષનો સરવાળે જુઓ. કોઈ પ્રશ્ન કરે કે અગિઆર સુકૃત્યોમા સઘપૂજા કહી છે બીજા કૃત્યો કહ્યા નથી ભાગ્યશાળી! પૂર્વસૂરિએ કહેલી ગાથામા અગિઆર કૃત્યો જણાવ્યા છે આ અમારી કલ્પનાથી અગિઆર કાર્યો નથી કહેતા

पइवरिस सघच्चण साहम्मिअभत्ति तहय जत्ततिग ।
जिणगिहिण्हवण जिणधणवुड्ढी महपूअ धम्मजागरिआ ॥

सुअपूआ उज्जवण तहेय तित्थस्स पभावणा सोहि । (श्राद्धवि पृ १६१) અગિઆર કૃત્યો સામાન્ય નામથી બતાવી, પછી

વિસ્તારથી જણાવાશે, દરેક વર્ષે ૧૧ કાર્યો કરવાના છે

(૧) સઘનુ પૂજન વારવાર, સઘનુ પૂજન સામળી શકા થાય કે, દેવગુરુનુ પૂજન વ્યાજબી પણ સઘનુ પુજન કયાથી કાઢયુ ? 'નમો અરિહંતાણં' 'નમો સિદ્ધાણ'થી દેવપૂજન હોય 'નમો આયરિયાણ' વિગેરેથી ગુરૂપૂજન હોય' પણ આ સઘનુ પૂજન કયાથી કાઢયુ ? 'નમો તિત્થસ્સ' એ પદ જૈનોમા અજાણ્યુ નથી તો પછી સઘની પૂજા કયાંથી લાવ્યા ? આવો સવાલ કયાથી થાય છે તીર્થમા ચતુર્વિધ સઘ આવી ગયો દેવપૂજા ગુરૂપૂજા તથા સઘની પૂજામા ફરક છે દેવની પૂજામા દેવને રાગ ઉત્પન્ન ન થાય કારણ કે તેમા વીતરાગપણુ છે રાગ વિનાના હોવાથી તેમને કર્મબધ નહિં થવાનો ગુરૂને સરાગપણું હોવાથી કર્મબધ થાય સમવસરણમા એક જોજન સુધી નકામા કાંકરા ઘાસ કે લાકડુ હોય તે બધું વાયરાથી ઘસડાઈ દૂર જાય, સમવસરણ માટે કહો વાયુની વિરાધનામા શી બાકી રહી ? એવો વાયરો વાય છે, કે ઘાસ કાકરો ટકે નહીં એવી જ રીતે એક જોજનના ભાગમા વરસાદ પડે છે અપકાયના એક બિન્દુમા અસખ્યાત જીવ છે, તો આખા જોજનમા કેટલા જીવ હોય ? કેવળ તીર્થકરો માટે કરેલુ સમવસરણ છે, તેમા તીર્થકરો કેમ બેસે ? દેવતાની એ કરણી છે તીર્થકર તેમા બેસે શું કરવા ? વિરાધનાથી તૈયાર થએલા સમવસરણમા બેસે, આ તેમની રીતિ ગણાય ? દેવતાએ જે કર્યું તે પર બેસવાથી સહી થઇ ગઈ, નહિતર તીર્થકરે બેસવું ન હતુ ? તીર્થકર વીતરાગ હોવાથી તેમને નિમિત્ત થએલી સ્વરૂપહિંસા હોય તો તેમને કર્મબધન નહિ ગુરૂ માટે મકાન કર્યું હોય તો ગુરૂથી ન રહેવાય કારણ કે તેઓ સરાગી છે

(૨) શ્રાવક શ્રાવિકાની ભકિત

શ્રાવક શ્રાવિકા સઘ તરીકે પૂજ્ય છે, છતા દેવગુરૂ માફક શ્રાવક શ્રાવિકાની પૂજા ન થાય કારણ કે તેમા ફરક છે

જગતમા રિવાજને અગે કેટલીક વખત કાર્યો થાય છે, આદર ઉલ્લાસ થતો નથી શ્રીમતો કેટલીકવાર જમણ કરી દે છે, બાકી ભક્તિ નહિ તેવું સઘપૂજાના કાર્યમા ન થાય આ માટે સાધર્મિકવાત્સલ્ય-ભક્તિ કહી છે તમારે ધર્મની પ્રાપ્તિ હજુ કરવી છે આ માટે એક જ રસ્તો છે ધર્મીઓની ભક્તિ-રાગ-બહુમાન અને હિતબુદ્ધિ આ તમને ધર્મ પમાડનાર છે દેવગુરૂને માનો તે પણ ધર્મને અગે માનો છો આપણે મોક્ષમાર્ગના મુસાફર છીએ સઘ નીકળ્યો ત્યારથી આખાય માર્ગમા સઘ તરીકે ગણાય છે અવિરતિ સમ્યગ્દષ્ટિ થયો ત્યારથી મોક્ષનો યાત્રિક થયો છે દેવ મોક્ષે પહોચી ગયા ગુરૂ વચમા છે, દેશવિરતિ શ્રાવક મોક્ષ તરફ પ્રયાણ કરતો, સમ્યક્ત્વીઓ પ્રયાણની ઇચ્છાવાળા છે માટે સાધર્મિકની ભક્તિ કહી છે સાધર્મિક ભક્તિ કરવાથી ભવિષ્યના ગુણો પ્રાપ્ત કરવાનો રસ્તો નક્કી થયો છે

(૩) યાત્રાત્રિક (૪) સ્નાત્રપૂજા

કયા ગુણો મેળવવા તે નક્કી કરવાનુ સ્થાન તીર્થયાત્રામા છે યાત્રાઓ ત્રણ કહી છે કેટલીક વખત રૂઢિમા હોવાથી યાત્રા કરવા જાય છે સેકડો-હજારો રૂપીઆ જાત્રામા ખરચે છે, અને પોતાના ગામના દેરાની દરકાર નથી કરતા, માટે જિનેશ્વરના ચૈત્યોમા સ્નાત્રપૂજાઓ થવી જોઇએ આથી 'जिणगिहिण्हवण' ચોથુ કાર્ય કહ્યુ

(૫) દેવદ્રવ્યની વૃદ્ધિ

'जिणधणवुड्ढी' જિનેશ્વર મહારાજનુ ધન વધારવુ સસરો છોકરાની વહુને વહુ કહે છે, આથી તેને તેની સાથે પરણેલી ગણવી? દેવદ્રવ્યને જિનદ્રવ્ય કહેવાથી જિનેશ્વરનુ દ્રવ્ય આવો સબધ કલ્પ-સમજી વહુ કહેવા જેવો અર્થ કહે છે, દુનિયાદારીના શબ્દોમા દૃષ્ટિ રાખવી પડે છે, તો પછી અહીં દૃષ્ટિ કેમ મીંચાઈ જાય છે? જગતનુ ધન વ્યવહારમા માલિકીનુ ગણાય છે, અહીં જિનેશ્વરની માલિકીનુ દ્રવ્ય નથી પછી દેવદ્રવ્ય

ને જિનદ્રવ્ય શાથી કહેવાય? જિનેશ્વરની ભક્તિમા ઉપયોગ આવે છે તે માટે નિયમિત થયેલુ 'દ્રવ્ય' તે દેવદ્રવ્ય

દેવદ્રવ્યના લુટારૂ પ્રત્યે હિતશિક્ષા.

દેવદ્રવ્ય ખાનારે ભક્તિ લુટાવી જિનેશ્વર મહારાજની ભક્તિ લુટાવવાનુ કાર્ય દેવદ્રવ્ય લુટાવનારો કરે છે

દેવદ્રવ્યનો ઉપયોગ કરવો જોઈએ મદિરોમા ઓચ્છવ મહોચ્છવ તે બધુ ઉપયોગમા છે કે નહિં? છે દેવદ્રવ્ય અનુપયોગી છેજ નહિં દેવદ્રવ્ય ભક્તિ માટે પુરેપુરૂ ઉપયોગી છે લોકો પયોગી-સમાજઉપયોગી બોલવાવાળા તેની બુમો પાડનારાઓ એ પૈસાના રામ જેટલોય પૈસો ધરાવે છે કે નહિ? કે દરિદ્ર ગેબરો છે? જે દેવદ્રવ્ય તરફ હાથ લબાવનારા છે તેજ તમારી સસ્થા તરફ હાથ લબાવે છે કેળવાએલા કેળવણીની કદર કરતા નથી અને બીજા કેળવાએલાને કહેવા આવે છે, જે જે વકીલો બેરિસ્ટરો સોલિસિટરો થયા તેઓ શુ કરે છે તેઓને તો એક કાંકરીએ બે પખી મારવા છે, દેવદ્રવ્ય ખસેડી ધર્મીઓને ધર્મ કરતા બધ કરવા છે, તમારા ધાર્મિકખર્ચનો સકોચ કરી કેળવણીમા આપો. અશિક્ષીતોના નાણાએ સસ્થા ચલાવવી છે અને કેળવાયેલાએ પોતે કઇ આપવુ નથી આ તો કેવળ બ્રાહ્મણના આશીર્વાદ જેવું છે મનસુખભાઇ કહેતા હતા કે એક બ્રાહ્મણને મણ લોટ સક્રાતિમા મળ્યો છે, તેને એક બ્રાહ્મણે જગલમાથી આવી આશીર્વાદ આપ્યો પેલો શેર લોટ તે બ્રાહ્મણને આપતો નથી કહો! બ્રાહ્મણના આશીર્વાદમા બ્રાહ્મણને કદર નથી પોતાને કદર કરવી નથી, અને બીજાને કદર કરવા કહે છે કેળવાએલા લોગ આપવા તૈયાર થાય તો જ કેળવણીની કદર થઇ ગણાય વકીલ સોલિસિટરોને સજ્જડ આવક છે વેપારીઓને ભાવોની ઉચ્ચા નીચી થાય ત્યારે આવક છે કેળવણીવાળાને કેળવણીનો રસ નથી. માત્ર ધર્મીઓને ધૂતવા માટે કેળવણીનો શબ્દ આગળ કરાય છે ત્રોશ વરસ થયા છતા પગભર ન થયા ધર્મીને ધક્કા મારી,

દેવગુરૂને ધક્કા મારી કેળવણીમા વધારવા છે બાયડી છોકરાના દાગીના ઉતારી આપ ! તેવું અહીં નથી કહેતા.

જિનેશ્વરપ્રભુની ભક્તિ માટે જે દ્રવ્ય એકઠુ થયુ છે તે વધારવાનુ છે આજકાલ દેરાસરોના ટ્રસ્ટીઓ શાબાશી શામા ગણે ? એકલા ધન ભેગુ કરવામા, એકલા ધન ઉપર ધ્યાન ન રાખી ભક્તિ વસ્તુ ખ્યાલ બહાર જાય તે ન પાલવે

(૬-૭) મહપૂઆ' 'ધમ્મજાગરિઆ' મોટા ઓચ્છવો અને પૂજાઓ વાર્ષિક કર્તવ્ય તરીકે કરવા જોઈએ, કેટલીક વખત બાહ્ય દેખાવ તરીકે પૂજાઓ પણ થઈ જાય, તે માટે રાત્રિજાગરણ સમ્યક્ત્વ કૌમુદીમા જણાવેલ સાતે સ્ત્રીઓ સાથે રાત્રિજાગરણ કરે છે, તેમા તેને ધર્મ કેમ પ્રાપ્ત થયો ? ધર્મના સસ્કાર કેમ દ્રઢ થયા તે વિચારો, 'સસ્કારની દ્રઢતા થાય તે ધર્મજાગરણ' તેનો આધાર શ્રુતજ્ઞાન છે

(૮) 'સુઅપૂઆ' શ્રુતપૂજા એટલે શ્રુતજ્ઞાનની પૂજા કરવી, શ્રુતજ્ઞાનની વૃદ્ધિ કરવી, શ્રુતજ્ઞાનનુ રક્ષણ કરવુ

(૯) 'ઉજ્જવણા' શ્રુતની પૂજામા, જે જે તપસ્યાઓ કરી હોય તેનુ ઉદ્યાપન કરવુ જોઈએ, માટે અહીં સામાન્યથી ઉજમણા કહીએ છીએ. તે વાર્ષિક કૃત્ય છે જેને ધર્મનુ તત્ત્વ ધ્યાનમા ન આવે, તેને ધુમાડો લાગે જેઓને ધર્મનુ આરાધન કરવુ છે, લોકોમા ધર્મના સસ્કાર નાખવા છે, તપસ્યા દ્વારા જ્ઞાનાદિકની આરાધનામા જોડવા છે, તેવાઓ માટે ઉજમણા એ વાર્ષિકકૃત્ય છે ઉજમણાનુ પર્યવસન અભિમાનમા ન આવતા શાસનની ઉન્નતિમા આવવું જોઈએ.

(૧૦) 'તિત્થપ્પભાવણા' તીર્થ પ્રભાવનાનુ ધ્યેય રાખે, શાસન ઉન્નતિ દેખીને જેઓ ધર્મ ન સમજતા હોય તેવાઓ પણ ધર્મ પામનારા થાય, આ ધર્મ સારો છે આટલુ માત્ર અન્યના મનમા આવે તો ભવાતરે ધર્મ પ્રાપ્ત કરનાર થાય શાસનોન્નતિની અનુમોદનાદ્વારા એ ગુણાનુરાગી જીવને ધર્મ પ્રાપ્ત કરાવે

છે ધર્મની પ્રશંસા દ્વારાએ ભવાંતરમાં ધર્મ પ્રાપ્ત કરવાના રસ્તા બનાવી દે છે

(૧૧) 'સાહિ' આટલા કૃત્યો છતાં આત્મા શુદ્ધ કરવો જોઈએ ખેડુતે જમીન સાફ કરી રાખી હોય તો પછી જ્યારે વરસાદ સારો વરસે ત્યારે તેનું સારૂ જમીનનું ફળ લે આત્મા એ જમીન-ધર્મ વાવવાની જગ્યા, તે ધર્મ વાવવાની ભૂમિ સ્વચ્છ કયારે રહે? ખેડુતો નકામુ ખડ, ઝાખરા, ઘાસ પ્રથમથી જ ઉખેડી નાખે, નહીંતર સારી ખેતીને પાણી ન મળે, અને ખડ પાણી પી જાય, તેમ ધર્મારાધન કરનારે પોતાના પરિણામમાં અયોગ્ય પદાર્થો રહેલા હોય તે પ્રથમ ખસેડવા જોઈએ, આ ખસેડવાનું કૃત્ય તે પ્રાયશ્ચિત્ત-આલોયણ-શુદ્ધિ કહેવાય છે

અગિઆરે કૃત્યોનું વિવેચન—

દરેક વર્ષે એકેકવાર-એક જ વખત, આવુ બોલનારે ધ્યાન રાખવુ કે અહીં જઘન્યથી એક વાર, ઓછામાં ઓછી એક વાર ચતુર્વિધશ્રીસંઘની પૂજા કહી છે હવે અહીં ગુણવાન પુરૂષો છે તેનું પૂજન અને પૂજનની રીતિ બતાવે છે સાધુ સાધ્વીનું પૂજન, નિર્દોષ આહાર-પુસ્તક-કંબલ વિગેરે તથા ઔષધ વગેરે આપવુ, અને શ્રાવક અને શ્રાવિકાઓનું શક્તિપ્રમાણે પૂજન કરવું જોઈએ દુનિયાદારીમાં લાખ લાખ તો સવા લાખ' 'હીંટી ભેળો લહરકો' અને ધર્મની વાતમાં શક્તિ નથી એમ બોલાય છે, ધર્મની વાત છે ત્યાં શક્તિ ઉડી ગઈ આજકાલનાઓને ધર્મના સ્થાનકો શક્તિ રહિત ભાસે, અને દુનિયાના કાર્યોમાં શક્તિ આવી જાય છે શક્તિને ઓળંગ્યા સિવાય ભક્તિ કરવી, અંતકરણના ઉલ્લાસ પૂર્વક સાધર્મિક ભાઈબહેનને પહેરામણી કરવી

શ્રાવક સંઘના દરેક શ્રાવકોને માથાથી પગ સુધીનો તમામ પહેરવેશ પાઘડી, અંગરખુ ધોતીયુ, બધુ આપે, તેમ શ્રાવિકાને પણ પહેરાવે તે પહેરામણી પોતાને ઘેર આમંત્રણ કરી કરે

તેનુ નામ સંઘપૂજા તે સંઘપૂજા ત્રણ પ્રકારે છે ઉત્કૃષ્ટ, મધ્યમ અને જઘન્ય સંઘપૂજા, આ ત્રણે પ્રકારની પૂજા સર્વ આદરથી કરવી સુરતમા માડવાસુહૂર્ત આવે છે, ત્યારે તો જેટલા આવે છે તેટલાને બેસવાને ખુરશી આપે છે, બધા સ્વજનોને બોલાવી ખુરશી પર બેસાડી પહેરામણી આપે છે અત્યારે આ દૃષ્ટાંત શાથી અપાય છે? તમે સાધર્મિક ભાઈને આદર પૂર્વક બોલાવો; સંઘના જમણમા ગોર નોતરા દેવા જાય છે, ઘરના લગ્નમા ઘરના બૈરાઓ જાતે ટીકળી નોતરા આપે છે, તેમ મર્યાદરથી નોતરા આપો, મહેરબાની કરી પધારજો તે આવે ત્યારે દરેકને બેસવાના જુદા આસન આપી સુરબ્બી તરીકે બેસાડો. વિસર્જનમા પણ આદર સહુ બોલાવી સંઘને પહેરામણી આપો તે ઉત્કૃષ્ટિ સંઘપૂજા સુતરની કોકડી છેવટે આપે તો તે જઘન્ય પૂજા થઈ અને બાકીની બધી મધ્યમપૂજા ગણાય જગતમા અંતરાયકર્મ સર્વના સરખા ત્રુટેલા નથી હોતા, અહિ દ્વાર બંધ નથી તે માટે રસ્તો બતાવે છે જે ઘણુ ખરચ ન કરી શકે, અધિક ન ખરચી શકે તેઓ ગુરૂમહારાજને મુહપત્તિ પણ વહોરાવે, અને બેચાર શ્રાવક શ્રાવિકાને સોપારી આપીને પણ પ્રતિવર્ષે ભક્તિથી સંઘપૂજાનુ કાર્ય સાચવે લુખો રોટલો ખાતી વખતે જો આપવાની ટેવ પડી હશે તો તે દુધપાકના કડાયા આપશે. ટેવ નથી પડી તેને શક્તિ હશે છતા પણ આપવા તરફ લક્ષ્ય નહિ જાય તેમા નિર્ધન હોય એણે આપેલુ-દીધેલુ સામાન્ય દાન મહાફળ આપનારૂ થાય છે કેટલીક વખત ગોળ નાખેલો લોટ ગળ્યો લાગે છે ગોળ નાખે તેટલુ ગળ્યુ થાય લોટની ટંકી પણ ગળી લાગે છે તેમ પુણિઓ શ્રાવક થોડુ દાન દેતો હતો, છતા શાસ્ત્રકાર તેનુ દાન વખાણ્યુ છે

> सवत्तौ नियम, शक्तौ सहन, यौवने व्रतं।
> दारिद्र्ये दानमप्यल्प, महालाभाय जायते॥ १॥

સંપત્તિ ઋદ્ધિ-સમૃદ્ધિ હોય તેવા વખતમા પૌષધ પડિક્કમણાનો નિયમ મહાફળ દેનાર થાય છે શક્તિ હોય ને સહન કરવું ઘણું કઠીન છે અસામર્થ્ય હોય તો બધા સહન કરે પણ તે દબાણ છે શક્તિમા સહન કરીએ તો સહન કર્યું ગણાય વૃદ્ધાવસ્થા હોય ત્યારે, શક્તિ ન હોય ત્યારે, સંપત્તિ ન હોય ત્યારે નિયમ કરે સહન કરે, તે કરતા યૌવન અવસ્થા વગેરે હોય ત્યારે વ્રત વધુ ફલ આપે છે વગર દારૂનો છાક હોય, જુવાની એટલે સવાશેર દારૂની કેફ તેવા વખતે ધર્મ-વ્રત--નિયમ સુઝવા તે ભાગ્યશાળીને સુઝે છે કેટવાક એવા હોય કે પોતાનામા દરિદ્રતા હોય છતા પણ અલ્પ દાન આપે છે તેઓ મહાન ફળ પામે છે, પાચ કોડીના ફુલમા કુમારપાળને ૧૮ દેશનુ રાજ્ય મળ્યુ દરિદ્રતામા શાલિભદ્રને ખીરના દાનથી દેવતાઈ ૯૯ પેટીઓ દરરોજ મળે છે દરિદ્રસમયમા દીધેલુ દાન મોટા લાભ માટે થાય છે તેથી જ છેવટે મુહપત્તિ વહોરાવવી અગર બે ત્રણ સોપારી અપાય તો પણ ઓછું ગણાયી નથી

હવે સાધર્મિકભક્તિ માટે કહે છે એક આસન પર બેસાડી વસ્રો વગેરે પહેરામણીમા આપે એટલુ જ નહિ, 'आपन्निमग्नाना स्वधनव्ययेनाप्युद्धरण' પણ આપત્તિમા ડુબી ગએલા હોય તેવા સાધર્મિકોને બચાવી લે, આપત્તિ વખતે જુદા રહેલ ભાઇઓ પણ સાથે ઉભા રહે છે, ભાઈ સમજી દુખમા સહાય કરે છે અનતા ભવચક્રમા ભમતા જે ભાઈઓ થાય છે તેના કરતા સાધર્મિકભાઈઓ જે અનતાભવોમા નથી મળ્યા, તેવાને અગે સકોચમા આવીએ તો ખરેખર હૃદયમા સાધર્મિકભક્તિ વસી નથી છતી મિલકતે પણ કેટલીક વખત આપત્તિમાં આવવાનુ થાય છે, એના ધનથી એની આબરૂ વચમા પડીને રાખી શકાય છે આવું જો ન હોય તો પોતાનુ ધન ખરચીને પણ તેનો ઉદ્ધાર કરવો જોઈએ કારણ ? મનુષ્યે ધ્યાનમા રાખવું કે આ જન્મ હાથમા મેળ્યો છે, જવાનો તો છે જ, જતા જતા જન્મનુ ફળ મેળવી લ્યો તો ગયો ન ગણવો, પણ સફળ ગણવો

કયુ ફળ મેળવવુ ? જમીન પામે છે, છના ચોમાસામા ખેતી કરે તો ફળ મેળવે, ન કરે તો ચોમાસાનો વગમાદ નકામો જાય.

न कय दीणुद्धरणं, न कय साहम्मिआण वच्छलं ।
हिअयमि वीयराओ न धारिओ हारिओ जम्मो ॥ १ ॥

તેમા દીન દુખી સાધર્મિઓનો ઉધ્ધાર કરે તો જન્મ સફળ! સાધર્મિકનુ વાત્સલ્ય ભક્તિ પ્રીતિથી કરે તો જન્મ સફળ! હૃદય વિષે વીતરાગ પ્રભુ ધારણ કર્યા તો જન્મ સફળ! નહીંતર જન્મ હારી ગયો.

સાધર્મિક બહેનોનુ પૂજન.

'વઢકણી વહુએ દીકરો જણ્યો' વહુ માથે ચઢે તેવુ છે. શ્રાવિકાના માન સન્માન કરશુ તો માથે ચઢશે તમે તો સીધા અને સરલ હશો. કેમ ? જે ધર્મિ તરીકે [illegible] તો શ્રાવક માફક શ્રાવિકામા ન્યૂનાધિકતાવગરનુ [illegible] માર્ગે પ્રવર્તેલી શ્રાવિકા છે, તેમા ધર્મની કિંમત [illegible] કારનાઓનો આખવાનો ધર્મ છે વધારે બોલે, [illegible] જરૂર વગરના ખાઇ જાય, માટે આખવાના ધર્મો ન [illegible] બાઈઓ પવિત્ર વર્તાવવાળી સામાયિકાદિ કરે છે [illegible] તરીકે પૂજાય છે, પછી સધવા હોય કે વિધવા હોય [illegible] શ્રાવિકા ક્ષેત્ર તરીકે સર્વ સરખી આરાધના કરવા લાયક છે

સ્ત્રીઓના સ્વાભાવિક દોષો

શિષ્ય પુછે છે કે હે સ્વામી! સ્ત્રીઓ દોષની ખાણ જેવી કહી છે તે માટે શાસ્ત્રમા પણ આ પ્રમાણે કહેવુ છે

अनृत साहस माया मूर्खत्वमतिलोभता।
अशौच निर्दयत्व च स्त्रीणां दोषा स्वभावजा ॥

અસત્ય, સાહસ, માયા, કપટ, મૂર્ખપણુ અ[illegible] અશૌચપણુ ને નિર્દ[illegible] । સ્ત્રીઓના સ્વાભાવિક દોષ

પ્રથમ તો જુઠુ ડગલેને પગલે જુઠુ, સાચાનુ સ્થાન નહિ સાસરે જાય ત્યા સાસુ સસરાથી છાની રમત રમે, ત્યારથી જુઠુ, તે છતા તેનુ પણ ઔષધ થાય, જો વિચારદૃષ્ટિ હોય તો સાહુસ, ધૃષ્ટતા, ધિઠાઈ, શરમનુ તો નામ નહિ લાજ કાઢે નાક વીંધેલુ હાત રગેલા હોવાથી શરમ જ નહિ, અને કપટનુ સ્થાન આ છતાયે જો ભણવા-ગણવાનો ધધો હોય તો તો ઠેકાણુ આવે, પણ નવરી થઇ કે એકઠી થાય ને આખા ગામની કુથલી કરે 'ચાર મળે ચોટલા તો આખા ગામના ભાગે ઓટલા' ભણવા ગણવાનુ ન સુઝે સ્રીઓને મૂર્ખપણું જ ગમે છે આ બધુ છતા ઉદારના ગુણ હોય તોય સારૂ મનુષ્યોના સમાગમથી શિખામણ મળે પણ ઉદારના હોય તો ને? અતિલોભતા જુઠુ, ધીઠાઈ, કપટ, મૂર્ખપણુ તે સાથે અત્યત લોભ. આ બધુ છતા દાનત પવિત્ર હોય તો સુઝે કે આત્માનુ શું થશે? પવિત્ર દાનત હોય તો બધા દુર્ગુણ કાઢી શકે એ બધુ છતા દયાળુતા હોય તો બધા અવગુણો નાશ પામે, નિર્દયતા આઠ આનાના પાપડ બગડતા હોય અને ઉપર લીલ ફુગ લાગેલી દેખે, તો લુછી સાફ કરી પાપડ શેકે, આ રીતે પણ તેનુ નિર્દયપણુ છે એ તો કવિ કહ્યા કરે, એવુ આ નથી અત્ર સુકુમાલિકા (ઉપ૦ પ્રા૦ વ્યા૦ ૯૩) સૂરિકાતા (ઉ૦ પ્રા૦ વ્યા૦ ૫૩) કપિલા અભયા નુપુરપડિતા (ઉ૦ વ્યા૦ ૧૦૩) નાગશ્રી (ઉ૦ પ્રા૦ વ્યા૦ ૧૪૯) પ્રમુખના દૃષ્ટાતો-વૃત્તાતો શ્રોતાએ સ્વય સમજી લેવા આગમમા પણ સ્રીઓની નિંદા કહી છે

'अणताओ पावरासीओ, जया उदयमागया ।

तया इत्थित्तण पत्त सम्मं जाणाहि गोयमा ! ॥ १ ॥

અનતી પાપરાશીઓ એકઠી થાય છે ત્યારે સ્રીપણું ઉદયમા આવે છે આ વાત ગૌતમસ્વામીજીને મહાવીર મહારાજા જણાવે છે, શાસ્રમાં રાજુ આર્યા (ઉ૦ પ્રા૦ વ્યા૦ ૨૭૯) આદિના

દૃષ્ટાંતો છે, આ બધુ કથન શિષ્યનુ છે બધી જગોએ સ્ત્રીઓની નિંદા છે માટે તેની ભક્તિ-દાન-સન્માન કરવું તે વ્યાજબી શી રીતે ગણાય? પાત્રતા જોઈએ ને? આમ શિષ્યે શ્રાવિકાને ઉડાવવા પ્રશ્ન કર્યો.

**સ્ત્રીઓના દોષારોપણનુ સમાધાન.**

ગુરુમહારાજ ઉત્તરમા જણાવે છે કે આ વાક્યો ખોટાજ છે એમ નહિ, ભલે ખરા છે પણ બધી સ્ત્રીઓ આવી હોય તેમ શુ કહી શકે છે? એક ખુનીના ગુનાએ તેની નાતને કે તેના ગામને ફાંસીએ ન દેવાય એક બાઈ આવી હોય તેથી આખી જાતિ દૂષિત ન ગણાય એવો કોઈ એકાંત નિયમ નથી કે સ્ત્રીઓ જ આવી દોષવાળી છે, પુરુષોમા અકલ્લાઉદ્દીનખુની, અપ્પખાઈ રાઠોડ (પુષ્પમાળા પાનુ ૫૮) જેવા, વિનયરત્ન, પાલક, અને મહાક્રૂર આશયવાળા, નાસ્તિક દેવગુરુને ઠગનારાઓના દૃષ્ટાન્તો ઘણાએ દેખાય છે

પુનર્વિવાહ માટે સ્ત્રીઓએ એક પણ ઠરાવ નથી કર્યો, આવા ઠરાવ કરવા કોણ તૈયાર થાય છે? ઉદ્ધતો, ઉદ્ધતોને સ્ત્રીઓની પવિત્રતાનો નાશ કરવો છે શીયળ તોડવા માટે ધર્મનો નાશ કરવા માટે ઉભા થએલા સુધારકવર્ગે આ તૂત ચલાવ્યુ છે ધર્મની હેલના કરનારા લોકો ધર્મની હેલના કરે છે છાપામા પોતે પ્રકાશિત કરે કે કદાચ કોઈ સ્ત્રી તેવી હોય ખરી પણ તેનુ પ્રમાણ કેટલુ?

**સ્ત્રીઓમા ગુણની અધિકતા**

કેટલીક સ્ત્રીઓ ગુણવતી એવી હોય છે કે તે ગુણો પુરુષોમા પણ નથી હોતા, સુલસા (ઉ પ વ્યા ૩૬) રેવતી-(વ્યા ૨) કલાવતી (વ્યા ૯૮) મદનરેખા વિગેરે શ્રાવિકાઓની શ્રી તીર્થનાથે પણ અનેકવાર પ્રશંસા કરી છે, માટે તે શ્રાવિકા શ્રાવક સમાન જ છે માતા, બ્હેન ભઈ છે બાઈ! પુત્રી સ્ત્રીજાત છે તો કાઢી મેલ! કોઈ કાઢી મેલતુ નથી, પણ ભાતૃપ્રેમ રાખે છે, મોટી શ્રાવિકાનુ—

માતા માફક, સરખી વયનીને બેન તરીકેની ઉપમા કહી છે અને નાની હોય તો પોતાની પુત્રી માફક દેખો, આથી તેઓનુ વાત્સલ્ય કરવું, ભક્તિ સત્કાર સન્માન કરવા તે યોગ્ય જ છે મોક્ષે ગયા તે જીવોમા સ્ત્રીલિંગમા વધારે ગયેલા કે પુલ્લિંગે વધારે ગયેલા ? ભગવાનના ૭૦૦ કેવલિ પુરૂષો તો ૧૪૦૦ કેવલિ સાધ્વીઓ, શ્રાવિકાઓ બમણી ત્રણ ગણી છે અત્યારે પણ દાન શીયલ તપ ભાવમા ચારે પ્રકારના ધર્મમા સ્ત્રીઓ પુરૂષો કરતા અધિક છે

ત્રણ પ્રકારની યાત્રા

હવે દરેક વર્ષે જઘન્યથી એક યાત્રા કરવી જોઇએ, ત્રણ પ્રકારની યાત્રા છે 'अष्टाह्निकाऽभिधामेका, रथयात्रामथापरां तृतीया तीर्थयात्रा चेत्यादुयात्रा त्रिधा बुधा' (श्रा पृ १३६) એક અઠ્ઠાઈ મહોત્સવ, બીજી રથયાત્રા અને ત્રીજી તીર્થયાત્રા બધી અઠ્ઠાઈમા ચૈત્યપૂજા મહોત્સવ કરવાના છે રથયાત્રા કુમારપાળ મહારાજે આવી રીતે કરી છે ચૈત્ર મહિનામા સુદિ આઠમને દિવસે ચોથા પહોરે મહાવિભૂતિથી રથ નિકળ્યો, નગરના લોકો હર્ષપૂર્વક એકઠા થઈ રહ્યા છે મ ગલિક જય જય શબ્દો જેમા થઈ રહ્યા છે, 'सोवण्ण जिणवररहा' સોનાનો જિનેશ્વર મહારાજનો રથ જાણે ચાલતો મેરૂપર્વત હોય તેવો ઉંચો, મોટા દડવાળો ધ્વજ તેમજ ચામરની શ્રેણીથી શોભતો દેદીપ્યમાન રથ નીકળે છે પાર્શ્વનાથપ્રભુની પ્રતિમાજીને પ્રક્ષાલ વિલેપન કરી મહાજન મહાઠાઠથી પ્રભુને રથમા સ્થાપન કરે છે વાજીત્રના શબ્દોથી આકાશ ભરી દીધુ છે જુવાન સ્ત્રીઓ નાચી રહી છે પ્રધાનમ ત્રી જોડે છે સોનાનો રથ રાજાના મહેલ તરફ જાય છે મહારાજા કુમારપાળ પણ પ્રતિમાને ચીનદેશના વસ્ત્ર અને સોનાના ઘરેણાથી પોતે પૂજન કરે છે અને અનેક પ્રકારના નાટકો કરે છે આવી રીતે રાત્રિ પુરી કરી રાજાના દરબારનુ સિંહદ્વાર છે ત્યા આગળ મમીયાણામા રથ સ્થાપન કરે છે, ત્યા પ્રભાતે કુમારપાળરાજા ચતુર્વિધ સઘ સમક્ષ પોતે આરતી ઉતારે છે પછી આખા નગરમા રથ ફરે

છે, હાથીઓ રથે જોડેલા છે સ્થાને સ્થાને સમીયાણા ખડા કરેલા છે દરેક પોળવાળા ઓચ્છવ મહોત્સવ કરે છે

તીર્થયાત્રામા શત્રુંજય ગિરનારજી વગેરે તીર્થો, તીર્થ કરના જન્મ, દીક્ષા, કેવલ મોક્ષ, વિહાર થયા હોય તે ભૂમી પણ તીર્થ છે, ઘણા ભવ્યજીવોને દર્શન શુદ્ધિ સાથે શુભ ભાવ કરાવનારી એ ભૂમીઓ છે તેથી સસાર સમુદ્રથી તારનાર છે માટે તીર્થ કહેવાય છે, તે પવિત્ર ભૂમિની સમ્યકૃત્વાદિની શુદ્ધિ માટે યાત્રા કરવી.

આ શ્રી સિદ્ધસેનસૂરિજીએ પ્રતિબોધ કરેલા વિક્રમરાજાના શત્રુજય સધમા સોનાના ૧૬૯ ચૈત્યો, ૫૦૦ હાથીદાતના, તથા ચદનના મદિરો હતા તથા શ્રી સિદ્ધસેનદિવાકરસૂરિજી વિગેરે ૫૦૦૦—પાચહજાર તો આચાર્યો હતા ચૌદ મુગટબદ્ધરાજા, સીત્તેર લાખ શ્રાવકના કુટુબો, એક કરોડ દશ લાખ નવ હજાર ગાડા, અઢાર લાખ ઘોડા ૭૬૦૦ હાથી, એમ ઊંટને પોઠીયા પણ જાણવા

સ્નાત્રમહોત્સવ (૪)

અવશ્ય કરવા યોગ્ય વાર્ષિકકૃત્યમા સ્નાત્રમહોત્સવ ચોથુ કૃત્ય છે, વાર્ષિક કૃત્યનો અર્થ વર્ષમા એકવાર નહિં હેતા જણાવવામા આવેલ અગીઆરે કૃત્યો સમસ્ત વર્ષો દરમ્યાન કરવા યોગ્ય છે, પરન્તુ શક્તિના અભાવે વર્ષમા એક વાર તો કરવા જ જોઇએ, દેરાસરમા મોટો સ્નાત્રમહોત્સવ કાયમ કરવો જોઈએ, પ્રતિવર્ષે જઘન્યથી એકવાર જરૂર કરવો જોઇએ સાધુ પેથડ શાહે છપ્પન ઘડી સુવર્ણની બોલી બોલીને ઇન્દ્રમાળ પહેરી હતી

દેવદ્રવ્યની વૃદ્ધિ (૫)

દેવદ્રવ્યની વૃદ્ધિ માટે દર વર્ષે જઘન્યથી પણ માળા પહેર વાનુ કૃત્ય જરૂરી છે કેટલાકને આ વાત ગમતી નથી. આથી બોલે છે કે ભગવાનને વળી આ શું ? હુ પુછુ છુ કે શોભા વિનાના દેરાસરોમા ભાવના કેવી રહેશે ? દેવદ્રવ્ય વિના શોભા થાય ? આખાયે સઘમા પરિણામની વૃદ્ધિ કરનાર દેવદ્રવ્યની વૃદ્ધિ છે,

આથી તે અત્યન્ત આવશ્યક કર્તવ્ય તરીકે છે, ઇન્દ્રમાળા કે બીજી માળાની ઉછામણીથી દેવદ્રવ્યની વૃદ્ધિ કરવી જોઈએ

શ્રીરૈવતાચલજી ઉપર શ્વેતામ્બર અને દિગમ્બરનો સઘ ભેગો થયો હતો, તીર્થ અગે વિવાદ થયો તે વખતે વૃધ્ધોએ કહ્યુ કે બોલી બોલો ? તેમા જે વધે તેનુ આ તીર્થ નિર્ણય પણ બોલીના આધારે થયો, બોલીનો રિવાજ કેવો તે વખતે પણ પ્રબલ હતો, તે અત્ર વિચારો ! આ સમયે સાધુ પેથડશાહે ૫૬ ઘડી સુવર્ણ બોલી ઇન્દ્રમાળા પહેરી, ઘડી સોનુ એટલે દશ શેર સોનુ તે સમયે તેઓએ ચાર ઘડી સોનુ તો યાચકોને આપ્યુ હતુ

એક વાત ખ્યાલમા રાખજો કે પહેલા દેવદ્રવ્યની બોલી બોલતા, તેના નાણા તુરત જ આપી દેતા, બેકમા પણ નાણા મૂકાય તેની સાથે તુરત વ્યાજ શરૂ થાય છે પેથડશાહ છપ્પન ઘડી સોનુ બોલ્યા અને માળ પણ પહેરી સોનુ આપવા જોઈએ તે માટે તુરત ઉંટડી–સાઢણી દોડાવી, એ સોનુ આવે નહિં, દેવાય નહિં ત્યા સુધી અન્ન પાણી લેવા નહિ, આવો સકલ્પ કર્યો હતો, આથી છઠ્ઠ થયો બીજે દિવસે જ્યારે બેઘડી દિવસ બાકી રહ્યો ત્યારે સોનુ આવ્યુ, સૂર્યાસ્તની છેલ્લી બેઘડી પાણી પીવાય નહિં રાજ્યના મન્ત્રી હતા, કહો કેવી શ્રદ્ધા ! આ બધાઓના નામો શાસ્ત્રના પાને ખોટા નથી ચઢયા શાસ્ત્રનો વિધિ છે કે બોલવુ તે તરત ચુકવી દેવુ આ માટે નામે ચઢાવવુ પડે, નોકર રાખવા પડે ઉઘરાણીઓ કરવી પડે છે તે રીત વ્યાજબી નથી, તુરત તે નાણું ન આપે તો વ્યાજભક્ષણનો દોષ લાગે છે તે સમજો ! બોલાય છે કે પડતી કેમ આવી ? પણ તમારાથી દરેક કાર્યોમા પુણ્ય પાપનો વિચાર કેટલો કરાય છે તે વિચારાતુ નથી

**મહાપૂજા (૬)**

મહાપૂજા દર વર્ષે વિસ્તારપૂર્વક જિનાલયોમા ભણાવવી

**રાત્રિ જાગરણ (૭)**

તીર્થદર્શન વખતે, કલ્યાણકોના દિવસોએ, ગુરૂ નિર્વાણદિના

પ્રસંગોએ વીતરાગ દેવના ગુણગાન કરવા નૃત્ય કરવા વગેરેથી રાત્રિજાગરણ કરવું, ભક્તિ માટે રાત્રિજાગરણ કરવાનુ છે

શ્રુતપૂજા (૮)

શ્રુત એટલે આગમાદિજ્ઞાનના પુસ્તકોનો ઉધ્ધાર કરવો. સાધુ ભગવંતોને ભણાવવા માટે પુસ્તકો આપવા, આગમ પૂજા દરરોજ કરવી જોઇએ શક્તિના અભાવે દરમાસે દરવર્ષે યથાશક્તિ જરૂર ભક્તિ કરવી તથા જુના અપ્રસિદ્ધ ગ્રંથો લખાવવા, ઉદ્ધાર કરવો

ઉદ્યાપન (૯)

ઉદ્યાપન એટલે ઉજમણું જેમ દેરૂ કળશ વગરનુ બાડુ લાગે તેમ ઉદ્યાપન વગરનુ તપ બાડુ સમજવુ ઉજમણુ, એ તપગુણને દીપાવનાર છે, વીશસ્થાનક, શ્રીસિદ્ધચક્રની આરાધનાને અંગે, એકાદશી, પંચમી રોહિણી વિગેરેના તપોને અંગે, જ્ઞાન-દર્શન ચારિત્ર વિગેરેના વિવિધ પ્રકારના તપોને અંગે દર વર્ષે જઘન્યથી એક એક ઉજમણું વિધિપૂર્વક કરવું જોઈએ અને જ્ઞાન દર્શન ચારિત્ર અંગે તથા સાધર્મિક અંગે સરખા ભાગે વસ્તુઓ મૂકવી બધા શ્રાવકો ધર્મના રસિયા હોય તો એક દિવસ પણ એવો ન હોય કે જે દિવસે ધર્મ પ્રભાવક કાર્ય થતુ ન હોય આજે તો દશા જુદી છે, 'ભાદરવો ભીંજાવામણો' 'સંવત્સરીના પારણા ને મૂક્યા ઉપાશ્રયના બારણા ભાગ્યશાળીઓ કલ્યાણના દરવાજા તો હંમેશા ખુલ્લાજ હોય

ગુરુપ્રવેશ મહોત્સવ (૧૦)

તીર્થ પ્રભાવના એ સ્થાવરતીર્થની પ્રભાવના છે, સ્થાવર-તીર્થની પ્રભાવનાની જેમ જંગમ તીર્થની પ્રભાવના કરવી જોઇએ, વર્ષમા એકવાર જઘન્યથી તો આ કાર્ય અવશ્ય કરવુ જોઇએ ગુરુમહારાજા એ જંગમ તીર્થ છે ગુરુમહારાજનો પ્રવેશ મહોત્સવ પણ તીર્થ પ્રભાવનાનુ કારણ છે માટે ગુરુમહારાજનો પ્રવેશ ઉત્સવ ઘણાજ આડમ્બરથી કરવો જોઇએ, ઔપપાતિકસૂત્રમા (સૂત્ર ૩૦થી ૩૩મા) પ્રવેશમહોત્સવ અંગે કોણિકરાજાનો અધિકાર આવે છે પ્રદેશીરાજાએ ઉદાયનરાજાએ, દશાર્ણભદ્રરાજા

વીર પરમાત્માનો પ્રવેશ મહોત્સવ અપૂર્વ આડમ્બર પૂર્વક કરાવ્યો છે, પ્રદેશીરાજાએ કેશીગણધરને પ્રવેશ મહોત્સવ કરાવ્યો હતો

દશાર્ણભદ્ર રાજાએ 'કોઈએ વદન ન કર્યુ હોય તેવુ વદન કરૂ' એવી ભાવના કરી, આખા નગરમા દાદી પીટાવી, આખા નગરને શણગારવામા જરાયે કમીના રાખી નહી સવારે હાથી પર બેસી મોટા આડમ્બરથી ભગવાનને વદન કરવા જાય છે અને વિચારે છે કે, આજે મારો જન્મ સફળ! આજે મ્હારી ઋદ્ધિસિદ્ધિ કર્મના ક્ષય માટે વપરાણી વરઘોડા જાય, ત્યા સુધી કર્મબન્ધનની વાતો થાય અને કર્મ બાધતો જાય, જ્યારે ભગવાનને વદન કરવા જાય, ત્યા કર્મબન્ધનોને તોડતો તોડતો જાય, સાધુ મહાત્માનો વરઘોડો-સામૈયુ હોય તેમા આટલી બધી ભક્તિ શાની? સાધુ મહાત્માઓ કેવા ત્યાગી છે, ભાવિકો મહાત્માઓના દર્શન કરે, અહાહા! ધન્ય છે! આ બધામા કાર્ય શુ થાય? કર્મબન્ધનોને તોડવાનુ અને પુણ્યાનુબધી પુણ્યનુ કાર્ય થાય છે.

સૌધર્મઈન્દ્રને દશાર્ણભદ્રરાજાની ભક્તિ જોઈ વિચાર થયો કે, ભક્તિ તો આની શ્રેષ્ઠ છે, પણ સાથે ભક્તિનુ અભિમાન થાય છે, આ ઠીક નથી સૌધર્મઈન્દ્રે ઋદ્ધિ વિકુર્વી, તે જોઈ દશાર્ણભદ્રને થયુ કે હુ કયા અને આ કયા? આની ઋદ્ધિ કયા અને મારી ઋદ્ધિ કયા? અભિમાન ઉતરી ગયુ, આ ત્રણલોકના નાથને મસ્તક ઝુકાવનાર મ્હારા કરતા કઈક અધિક ભક્તો પડ્યા છે ભાવના લુખી ન હતી પણ હૈયાની ભાવના હતી, દશાર્ણભદ્રે રાજમુગટ ઉતાર્યો અને દીક્ષા લીધી, અધિક ઋદ્ધિ બતલાવનાર સૌધર્મઈન્દ્રે વિચાર કર્યો, ઋદ્ધિથી તો હરાવ્યો પણ મ્હારાથી આ થાય તેવુ નથી માટે હુ હાર્યો આથી દશાર્ણભદ્રમુનીશ્વરને ઈન્દ્રમહારાજા કહેવા લાગ્યા કે હવે હુ હાર્યો ને તમે જીત્યા હુ તો પુદ્ગલનો સગી ને તમે તો આત્માના રગી! આવા પ્રવેશ મહોત્સવો શાસનની ઉન્નતિ કરનારા છે, અનેક આત્માઓ તેની અનુમોદના કરવાથી બોધી બીજને પમાડનારા હોવાથી તીર્થકર પદની પ્રાપ્તિના ફળને આપનારા બને છે.

આલોચના કૃત્ય (૧૨)

'गुरुयोगे जघन्यतोऽपि प्रतिवर्षं आलोचना गुरुभ्य आदेया' આ આત્માને જે પાપરૂપી કીચડ લાગ્યો' હોય તે કીચડ ધોઈ નાખવો જોઈએ, આ કીચડ ધોવાનો-શુદ્ધ કરવાનો ઉપાય? કરેલા પાપનુ આલોચન-નિન્દન-ગર્હણ ગુરૂપાસે કરવું, પાપની નિંદા કરવી અને ગુરૂમહારાજ આલોચન-પ્રાયશ્ચિત્ત આપે તે તપાદિ કરવુ, વદિત્તામા પણ તમે હમેશા બોલો છો 'आलोइय निंदिय गुरुसगासे' પાપને ધોવાનો, પાપથી શુદ્ધ થવાનો ઉપાય આજ છે, દાન વિગેરેથી પાપ ન ધોવાય આલોચનામા એક વાત ખ્યાલમા રાખવાની તે કઇ? બાલકની જેમ કપટરહિત આલોચના કરવી તેમ કરે તો શુદ્ધિ થાય, આ માટે શ્રીઉત્તરાધ્યયન સૂત્રમા કહ્યુ છે કે-'सोहि उज्जुभूयस्स'-સરલ આત્માની શુદ્ધિ થાય

લક્ષ્મણા સાધ્વીજીએ જે આલોચના કરી તે પોતાના પાપ ધોવા માટે કરી હતી. આલોચના ગુરૂ પાસે લેવી પરતુ પાપ કર્યા પછી પાપની પ્રશસા ન કરવી પ્રશસા કરવામા આવે તો રેશમની ગાઠ પર મુકેલા તેલના ટીપાની જેમ નિકાચિત કર્મનો બધ પડી જાય છે

ખધકમુનિ પૂર્વભવમા કોઠાની (કોઠમડાની) છાલ ઉતારીને પ્રશસા કરીને રાચ્યા, હુ કેવો હોશિયાર! આથી નિકાચિત કર્મ બાધ્યુ તેથી તેમને છેલ્લા ભવમા ચામડી ઉતારવાનો પ્રસગ પ્રાપ્ત થયો શ્રેણિકરાજાએ ગર્ભવાળી મૃગલીને બાણ વડે મારી નાખી અને પ્રશસા કરી કે કેવો બહાદુર કે એક બાણથી બે જીવને માર્યા, આથી નરકનો નિકાચિત બધ પડયો

કોર્ટમા ખુની લાચ આપી છુટી જાય પણ અહીં ન છુટી જવાય કર્મ ભોગવવુ જ પડે માટે પાપની પ્રશસા ન કરવી, કિન્તુ પાપની નિંદા-ગર્હા કરીને તેનુ ગુરૂમહારાજ પાસે પ્રાયશ્ચિત્ત લઇ પાપને ધોઈ નાખી શુધ્ધ થવુ

વિવેકી શ્રાવકોએ-વ્રતધારીઓએ અટ્ઠાઇઓ આરાધવાની છે, તેમા પર્યુષણપર્વની અટ્ઠાઈ પણ વિધિપૂર્વક આરાધવાની છે

પર્યુષણપર્વ એ વાર્ષિક પર્વ છે

આઠમ ચૌદશ પાચમ વિગેરે તિથિઓ માસિક પર્વો છે, તે પર્વોની ગણના માસિક પર્વ તરીકેની છે જ્યારે પર્યુષણ પર્વની ગણના વાર્ષિકપર્વ તરીકે છે વર્ષમા એકજવાર થાય, અનેક વખત થાય તો તે વાર્ષિકપણામાથી ઉડી જાય, ઓળીનુ પર્વ છમાસિક છે આથી ઓળી વર્ષમા બેવાર આવે છે, પર્વનો છેલ્લો દિવસ ભા૦ શુદિ ૪ છે તે વાર્ષિકપર્વનો દિવસ છે, આથી તે દિવસનુ નામ સવત્સરી છે તે દિવસના પ્રતિક્રમણને પણ સવત્સરી પ્રતિક્રમણ કહેવામા આવ્યુ છે દુન્યવી વ્યવહારમા પણ ખાતા ફેરવવાનો દિવસ એક જ હોય છે ખાતા વારવાર ફેરવાય નહિ, દિવાળીએ જ ફેરવાય, અર્થાત્ કારતક સુદિ ૧ થી આસો વદિ ০)) સુધીના ખાતા બીજા વર્ષના કા સુ ૧ મે ફરે, એવી રીતે અહીં પણ વાર્ષિક પર્વનો હિસાબ વર્ષમા એકજવાર હોય, ગયા ભાદ્ર સુ૦ પચમીથી ભા૦ સુ૦ ૪ના પ્રતિક્રમણ પર્યન્ત સુધીનો હિસાબ, સવત્સરી પ્રતિક્રમણનો અવસર વર્ષમા એકજવાર હોય આખા વર્ષ દરમ્યાન જ્ઞાનાચાર દર્શનાચાર, ચારિત્રાચાર તપાચાર અને વીર્યાચાર આ પાચે આચારમા જે કઈ અતિચાર આદિ ગુન્હાઓ કર્યા હોય તેમા જે પ્રાયશ્ચિત્ત આવે તેનુ પ્રાયશ્ચિત્ત સવત્સરી પ્રતિક્રમણ પૂર્વે લેવાનુ છે, માટે ચોથ એ શુદ્ધિ (સોહિ) કરવાનો દિવસ છે જે આત્મા તે દિવસે શુદ્ધિ ન કરે તે શ્રીસઘથી દૂર કરવા યોગ્ય છે, જૈનશાસનમા આત્મશુદ્ધિ માટે વાર્ષિક પર્વ રૂપ આ એક જ દિવસ નિયત કરેલો છે સાધુનો દીક્ષા પર્યાય પણ જેટલા પર્યુષણપર્વ જાય તેટલા વર્ષનો નિશીથભાષ્યમા ગણવાનુ કહ્યુ છે

આ પ્રમાણે બીજા દિવસના વ્યાખ્યામા ૧૧ કૃત્યોનુ સ્વરૂપ જણાવ્યુ તે સાભળી સમજી જેઓ તેનો આદર કરશે તે આત્મા આ ભવ પરભવ કલ્યાણ મગલિક માળા પહેરી મોક્ષ સુખને વિષે બિરાજમાન થશે

સ ૧૯૯૨ પ્ર ભાદ્ર ૦)) ને મગળ જામનગર

# 卐 પર્યુષણા અષ્ટાહ્નિકા વ્યાખ્યાન 卐

## તૃતીય દિવસ

ये पोषधोपवासेन तिष्ठन्ति पर्ववासर
अनिम इव राजर्षिर्धन्यास्ते गृहिणोपि हि ॥ १ ॥

પૌષધની આવશ્યકતા

શાસ્ત્રકાર મહારાજા શ્રી વિજયલક્ષ્મીસૂરીશ્વરજી મહારાજા ભવ્ય પ્રાણીઓના ઉપકાર માટે અષ્ટાહ્નિકા સમ્બન્ધી તૃતીય-દિનનુ વ્યાખ્યાન કરતા પહેલા એ વ્યાખ્યાનોમા બાર વ્રતોનુ સ્વરૂપ નિરૂપણ કર્યું, તેમા પાચ અણુવ્રતોથી દુર્ગતિના બારણા બ ધ કરાયા, છતા જે પાપો હજુ આત્માની મલીનતા કરવા વાળા બાકી રહ્યા હતા, તે નિવારવા તૈયાર છતા સ સારની આસકિત ન છુટેલી હોવાથી સર્વથા મ સાર ત્યાગ ન કરી શકે, તેવાઓ સૂક્ષ્મપાપો છોડવા માટે જે પ્રયત્ન કરે તેનુ નામ ગુણવ્રત સૂક્ષ્મપાપોથી પરેજ રહેવુ, મોટા અને સૂક્ષ્મપાપોની પરેજી કરે.

ક્ષેત્રથી પરિમાણ ૫૦૦ ગાઉથી બહાર ન જવું એમ પચ્ચખ્ખાણ કરે, એટલે ૫૦૦ ગાઉ બહારનુ પાપ છુટયુ પણ અદરનુ પાપ રહ્યુ, અનર્થદ ડ બ ધ કર્યો પણ અથદ ડ એમને એમ રહ્યો છે, સૂક્ષ્મ-પાપોની પરેજી માટે ત્રણ ગુણવ્રતો લીધા છતા તેમા સૂક્ષ્મપાપો ન જ લાગે તેમ થઇ શકયુ નહિ મર્યાદિત કરેલા પાપો ઉપ ભોગમા છુટા રાખેલા પાપો, અર્થદ ડના પાપો હજુ એમને એમ રહે, તેનુ નિવારણ પણ વચમા વચમા કરતા રહેવુ જોઇએ આ માટે શિક્ષાવ્રતમા સાવદ્ય કાર્ય કરવુ કરાવવુ નહીં તેવી વ્યવસ્થા શિક્ષાવ્રતોમા છે

સામાન્યથી શ્રાવક માત્રને એ ધ્યાનમા રહેવુ જોઇએ કે ઘરમા, કોથળીમા, ગલ્લામા, કે દાટેલી મિલકતને તેઓ તત્ત્વરૂપ ગણે છે આકસ્મિક જરુર પડે તેવા વખતે કામ લાગે, આ

નથી ઉપજતુ, વૃદ્ધિ નથી થતી, છતા ખરી વખતે તે મિલકત કામ દેનારી ગણે છે પહેલાના સમયમાં ટેપલે ઘર હતા ત્યારે ખરી મિલકત એ જ હતી, ગુજરાતમા કાઠી લોકનો હલ્લો આવે ત્યારે તેઓ ભાગી જાય, આવા વખતે એક જગાથી બીજી જગાએ જવુ પડતુ, નાશી જવુ પડતુ, આવા વખતે મિલકત કઈ? જે મિલકત પાસે હોય તે જ, ઘરેણુ-સોનુ-હીરા એજ મિલકત, ટેપલે ઘર જેવા વખતે જે મિલકત પાસે હોય તે જ ખરેખરી સ્વાધીન મિલકત ગણાય તેમ મનુષ્ય જિંદગી મેળવી તેમા પાસે રહેવાવાળો વખત કયો? જે પરભવમા આપણને જવાબ દે, સમયે સમીપમા રહેવાવાળો વખત તેનુ નામ પરભવ માટે સફળતા કરાવનારૂ જીવન

સામાયિક પૌષધ વિનાનો વખત એ લુટારાની લૂટ જેવો છે

તુગીયાનગરીના શ્રાવકો આયુષ્ય માપતા, આજ પાચ સામાયિક કયા તો દસ ઘડી સફળ ગણે, જિંદગીને અતે ધર્મ કરેલા સમયનો સરવાળો થાય જેટલા વરસ-દિવસ મહિના ઘડીનો સરવાળો થયો, તેટલુ જીવ્યે. ગણે, બાકીનુ જીવતર એળે ગયુ ગણે

એળે જાય તે સારૂ ઘરેલું જાય ને ઉપર મોત પણ થાય, જગલના ભીલો માર્યા પછીજ લે સીધે સીધુ ન લે તેમ સામાયિક પૌષધ વગરનો જન્મારો એળે શું નથી ગયો? ગયો છે તો પણ બીજુ નુકશાન નહિ જેમ લુટારૂ લૂટે ને મારે છે તેમ સામાયક પૌષધ વગરનો વખત તે લુટારૂની લૂટ

લુટારૂની લૂટ કેવી રીતે? તે વિનાના સમયમા કર્મ બધાય, મનુષ્ય ભવ હારી જાય ને ઉલટા પાપો બધાય એ તુગીયા નગરીના શ્રાવકોના ધ્યાનમા રહેતુ હતુ, તેથી સામાયક પૌષધમા રહેતા થકા જે કાળ જાય તેટલુ જ જીવતર સફળ ગણતા, બાકીનો નિષ્ફળ નહીં પણ સસારના કડવા ફળો વધારનાર ગણતા, એ તો સસાર વધારનાર છે, આ બુદ્ધિ હતિ, આથી સામાયિકાદિ શિક્ષાવ્રતો કરવામા આવતા હતા.

બારે મહિનાની છ એ અટ્ટાઇઓ આરાધવાવાળા થાય પહેલા દિવસના વખાણમા સામાન્યથી પર્યુષણની અટ્ટાઇનુ સ્વરૂપ જણાવ્યુ હવે બીજામા જે છએ અટ્ટાઇઓ આરાધે તે વર્ષનો સરવાળો કરતા ન ચુકવુ વર્ષમા બારે શું શું કરવા લાયક કામો છે, તે ધ્યાનમા રાખી કયા કાર્યો થયા ને કયા ન થયા, તેનો સરવાળો કરવો તે માટે અગિઆર વાર્ષિક કૃત્યો બતાવ્યા અગિઆરમાથી કયા થયા ને કયા બાકી રહ્યા તે તપાસી બાકી રહ્યા હોય તે ફરી લેવા લેણાદેણાની મુદત ત્રણ વરસની હોય છે તેમ અગિ આર કૃત્યોની મુદત એક વરસની

વારની અબતરી અસલની નથી

જેઓ બારવ્રત ધારણ કરનારા અટ્ટાઈપર્વ આરાધનારા છે તેવાઓએ એકવાત ધ્યાનમા રાખવી જોઇએ ક્રીશ્ચિયન-મુસલમાન હિન્દુની રીતિ જાણો છો? અને તમારી રીતિ જાણો છો? ક્રીશ્ચિ યનો રવિવારે ધધો બધ કરે છે, પરમેશ્વરે જગત કરતા કરતા રવિવારે વિસામો લીધો હતો તે બહાને તેઓ રવિવારની રજા રાખે છે મુસલમાનો શુક્રવારે, હિન્દુઓ સોમવારે રજા રાખે છે બાર મહિને તેઓને પર, ૫૪ દહાડા રજાના આવે છે તમારે રજાના કેટલા દહાડા છે? તમો કેટલા દહાડા રજા રાખો છો? તમે કયા વર્ષમા? તમે શામા? વર્ષમાજ નહિ, એ લોકોને વાર પર તત્ત્વ છે જે લોકો ઇતિહાસ અને જ્યોતિષ જાણનારા છે, તેઓ કબુલ કરશે કે વારની ગણતરી અસલથી નથી. મહિના તિથિ-વર્ષ આ જુના શીલાલેખમા છે વારની કલ્પના પાછળની છે તેની રચનાઓ પાછળથી છે • તિથિની રચનાવાળાઓની રજા દેખી પોતાને વારની રજા રાખવી પડી છે, આઠેમ ચૌદશ એટલે દરેક પખવાડિયાની આઠેમ ચૌદશ, તે પ્રમાણે મહિનાની બે આઠમ બે ચૌદશ તે તમારી તિથિઓ મુકરર હતી

ચતુષ્પર્વીમા જરૂર પૌષધ કરવો

'ચતુષ્પર્વી' ચારપર્વીમા ઉપવાસ વિગેરે સસ માટે કરવાના છે સાસારિક વ્યાપાર બધા રોકી દેવા

તિથિની કલ્પનાથી વારની કલ્પના કરી આઠમ ચૌદશ એ નિવ્યા
પારની સ્થિતિ માટે નિયમિત થએલી છે તિથિઓ નિયમિત નથી
તે માટે જણાવે છે કે જેઓ બારમત આરાધે, અઠ્ઠાઈ આરાધે
અભિઆગ કૃત્યો કરે, તેણે પર્વદિવસે પૌષધ ન છોડવો જૈનોથ
આઠમ ચૌદશ પૌષધ ન છોડાય

કેટલાક ફુરસદ નથી એમ કહે છે અર્થાત્ હૃયે હોય તે
હોઠે આવે ફુરસદ નથી એ શબ્દ હોઠે આવ્યો તે હૈયામા હત
તે હોઠે આવ્યુ છે મનુષ્ય ઉંડો વિચાર ન કરે કે અ ગોપાગ શૂન્ય
છે, અર્થાત્ ઠડા પડયા છે શરીરમા તાવ નથી, ફક્ત શ્વાસ
નથી ચાલતો, હાથીને અગે કહ્યુ ફક્ત શ્વાસ નથી ચાલતો એમ
કહ્યુ તેની કિંમત નહિ, ફક્ત શબ્દ લગાડવાથી શ્વાસની કિંમ
ઘટી જતી નથી બોલવાથી વસ્તુની કિંમત ઘટી નથી પણ
હૃયે હતુ તે હોઠે આવ્યુ સગામા નજીકનુ સગુ હોય તે વધાર
બીમાર હોય તો ત્યા જોવા જવાની વખતે ફુરસદ નથી એમ
કહો છો ખરા ? તે વખને તમારા કાગળમા ફુરસદ નથી એમ
કેમ નથી આવતુ ? ફુરસદ નથી એમ બોલીએ તો મૂર્ખા ગણા
પડે, ત્યા જ્યારે જરૂરી કામ છે ત્યારે વગર જરૂરી અ
ધર્મનુ કામને ? આ ફુરસદીયાનુ કામને ? દુનિયાદારીની ચીજ
જરૂરી લાગે છે, અને ધર્મનુ કાર્ય તે ફુરસદ મળે તો કરીએ

ઘેર રકમ લેવા આવ્યો હોય તે વખને ગલ્લામા નથ
એમ બોલાય કે ? લેણદાર આવે ત્યારે એમ ન બોલો, કો
પણ લેણદારને દેણદાર એમ જવાબ ન દઈ શકે, કે ગલ્લામ
નથી, ગલ્લામા ન હોય તો બહારથી લાવી સગવડ કરવી જ
જોઈએ, નથી તેવો જવાબ ન દેવાય તો પછી ધર્મના કાર્યોમ
ફુરસદ નથી એ શબ્દ કેમ બોલાય છે ? ફૂટકલીયો બાવો માગવ
આવે તો ગજવામા નથી બોલાય, પણ લેણદાર માગવા આવે ત્યા
ગલ્લામા કે, ગુજામા નથી એમ ન બોલાય અહીં શા રૂપે કહ
છો ? તમે ધર્મની કેટલી કિંમત કરી છે ? ફુરસદ ખાતા જે ટ

કિમત ધર્મની ગણી છે, ભાગ્યશાળીઓ! ધર્મ લટકસલામીય ચીજ નથી બહુમાનની ચીજ ધર્મ છે સલામ કરી તો એ ઠીક, ન કરી તો એ ઠીક તેવુ ન થાય' માટે અહીં કહેવુ પડે છે ફુરસદનો સવાલ ધર્મિષ્ઠના મોઢે ન હોય! નિયમિત આઠમ ચૌદશના દિવસો પૌષધથી આરાધવા જોઇએ જ જાળ વગરના કરી શકે, પણ જ જાળવાળા શી રીતે કરી શકે? પૌષધ અને ઉપવાસ કરી, પર્વ દિવસે રહેનારા જે હોય તે સામાન્ય નહિ. પૌષધ કરનારા ભાગ્યશાળીઓ છે

ઉદાયન રાજર્ષિએ કેવા વખતે પૌષધ કર્યો છે તે વિચારો! શત્રુના ઘરમા–જગલમા વસવુ પડેલુ છે, તેવા વખતે પણ પર્વનો પોષધ ન છોડ્યો સિધ સૌવીર દેશના ઉદાયન રાજા માળવામાં સપડાઇ રહ્યા છે, તે વખતે પણ પૌષધ છોડયો નથી તેઓને ધન્ય છે ગૃહસ્થ છે, માયા મમતામા ફસાએલા છે છતા એ પૌષધ કર્યો છે

ઉંટના અઢારે વાકા છતા ઉંટ મુસાફરીમા કામ લાગે છે, રણમાં ઉંટ કિમતી છે અઢારે અગ વાકા છે છતા એક ગુણ જબરજસ્ત છે, કે જેથી એ કિમતી ગણાય છે તેમ સસારી આરભાદિકમા ખુચી ગએલા છતા તે ગૃહસ્થો ભાગ્યશાળી કે જે પર્વ દિવસે ઉદાયન રાજાની માફક જગલમા પણ પૌષધ કરે છે, તેઓ ગૃહસ્થ છતા ભાગ્યશાળીઓ છે, તે કોણ? અને કઇ રીતિએ ધર્મ પામ્યા, કઇ રીતે પૌષધનો વખત આવ્યો તે જણાવે છે. શ્લોકમા સૂચવેલો સબધ 'अतिम इव राजर्षिर्धन्यास्ते गृहिणोऽपि' કહી જણાવે છે સિધુ સૌવીર દેશમા વીતભયાદિક ૩૬૩ નગરના માલિક ઉદાયન રાજા છે, તેને કેશી નામનો ભાણેજ છે અહીં તે વાત ચાલુમા બાજુ રાખી સબધ આગળ કહીશુ

## જીવનસ્વામિની પ્રતિમાનો પ્રબધ

જીવતસ્વામિની પ્રતિમાની પૂજા કરનારી પ્રભાવતી રાણી કેવી રીતે થઇ, તે માટે જીવતસ્વામિનો અધિકાર લે છે

કામાન્ધ સોનાર

ચંપાનગરીમા જન્મથી લંપટી એવો કુમારનંદી નામનો સોની રહે છે તે જે જે સારા રૂપવાળી કન્યાને જુએ છે, તેના પિતાને ૫૦૦ સુવર્ણ મહોરો આપી તેને પરણે છે આમ કરતા તેણે ૫૦૦ સ્ત્રીઓ એકઠી કરી છે આ બધી સ્ત્રીઓને એક થંભીયા મહેલમા રાખી છે આ સોનીને નાગિલ નામનો શ્રાવક દોસ્ત છે

કોઇક વખતે પંચશૈલનો માલિક વિદ્યુન્માલીદેવ દેવીઓ સાથે નંદીશ્વરે જાત્રા કરવા જાય છે દેવ જે વિદ્યુન્માલી હતો તે માર્ગમા ચવી ગયો તે પછી હાસા ને પ્રહાસા નામની બે દેવીઓ આ સોનીને કામાન્ધ સમજી ત્યા આવી તે બને દેખીને "कामांधो नैव पश्यति" તે દેવીને આલિંગન કરવાની બુદ્ધિવાળો સોની કહેવા લાગ્યો, કે તમો કોણ છો? અહીં કેમ આવી છો? તે કહેવા લાગી કે તમારે માટે? સોની લંપટ હતો, દેવાંગના પોતા માટે આવેલી છે એમ જાણ્યુ ત્યારે સોનીએ તેની પાસે પ્રાર્થના કરી, તે વખતે હાસા-પ્રહાસા કહે છે કે તુ પંચશૈલ દ્વીપે આવજે, ત્યા આપણો સમાગમ થશે તેમ કહી તે દેવીઓ તો ઉડી ગઇ હવે સોનીને તો ભરેભાણે ભુખ્યા જ રહેવાનુ થયું લંપટીને પાન કરીને તે તો ચાલી ગઈ તેથી વિહ્વળ દશા થઇ, કેવી રીતે પંચશૈલે જવુ! સોનીએ રાજાને સોનૈયા ભેટ આપી પડહો વગડાવ્યો કે જે કોઇ મને પંચશૈલદ્વીપે લઇ જશે તેને એક ક્રોડ સોનૈયા આપીશ! એટલા માટે 'પુત્ર સારો હોય તો ધન સંચે કુપુત્ર હોય તો તે ધન ખર્ચે, પાછળથી પુત્ર માફ કરનારો હોય તો લાખો સોનૈયા મેલી જાવ તો પણ બધા ધનને ગુમાવવાનો છે

પંચશૈલદ્વિપે પહોચવાનો પ્રયત્ન

એક બુઢ્ઢો ખલાસી હતો તેણે દરીયાઇ મુસાફરી ઘણી કરી હતી, તેણે ક્રોડ સોનૈયા પ્રથમ લેવાનુ કબુલ કરી પડહો છીંટ્યો અને વહાણુ તૈયાર કરી હંકાર્યું ઘણા લાભે આવી સોનીને કહે છે, કે

કુમારનદી! દૂર પેલુ શું દેખાય છે? માલમ પડે છે? ત્યારે સોની કહે છે હા. એક ઝાડ દેખાય છે' જુઓ ત્યારે એ ઝાડ છે, તે દરિયાના કાંઠે એક વડ છે વડનુ ઝાડ પચશૈલદ્વીપના બેટના મૂળમા છે તે વૃક્ષના નીચે જ્યારે વહાણ આવે ત્યારે વહાણ છોડી વૃક્ષની ડાળ પકડી લેજે હાસા પ્રહાસા મળી નહિં ને ઘરની સ્ત્રીઓ ગુમાવી' જો ડાળીએ વળગીશ તો રાત્રે ભારંડ પખી આવશે તે તને પચશૈલદ્વીપે લઈ જશે, બોલી પ્રમાણે પચશૈલદ્વીપે હું તને મૂકુ છુ, કામાધીની દશા શી? અધવચમાં મૂકે છે જો સજ્જન! ભારંડ પક્ષી સુઈ જાય ત્યારે તારૂ શરીર તેને શરીરે બાધજે સજ્જડ મુઠ્ઠીથી તેનો પગ પકડજે સવારે તે ભારંડ પખી ઉડશે તે વખતે ત્યા તને લઈ જશે. ઘરનો નહીંને ઘાટનો નહીં આ દશા થઈ, જો વડલે ન વળગશે તો આ વહાણ મોટા આવર્તના વમળમા પડી ભાગી જશે. ને તુ મરી જઈશ, મોટી બાઈ સપડાયા. હવે પચશૈલ હોય કે સાતશૈલ હોય પણ કુમારનદીને તો એમ ફરજીયાત કરવુ પડયુ, વહાણવટીઆએ કહ્યા પ્રમાણે કરતા ભારંડ પખીઓ તેને ત્યા લઈ પણ ગયા. હાસા પ્રહાસાને દેખી કુમારનદીએ ભોગ માટે તેની પાસે માગણી કરી

નિયાણાનુ ફળ

બન્ને દેવીએ સાફ કહ્યુ મર્યા વગર માગવો ન મળે' આ શરીરે હમારી સાથે સમાગમ ન થાય. ચોખ્ખુ પરખાવ્યુ, રોકડુ પરખાવી દીધુ ચિતા સળગાવીને તેમા પ્રવેશ કર' તેમા પહેલાથી વિચાર કર કે 'હાસા પ્રહાસાનો હુ ભરતાર થઉં' તો પચશૈલનો માલિક થઈશ, હવે સોનીએ શુ કરવુ? ઘરના ગયા વનમા, તો વનમા ઉઠી આગ' બન્નેથી રખડયો, પણ હાસા પ્રહાસાને ભર્તાર-પણે ઉપજાવવો હતો, તેથી તેના મૂળ ચપાગામમા મૂકી દીધો, 'સ્વપ્નુ ચાલ્યુ જાય પણ સ્વપ્નાની સુરકી ન જાય એમ હાસા પ્રહાસાએ અહીં મેલી દીધો. પણ હાસા પ્રહાસાનો ચટકો ન ગયો, નિયાણું કરી બળી મરવા તૈયાર થયો કામાધીની દશા આ

તે વખતે નાગિલ શ્રાવક મિત્રે જાણ્યુ, મિત્ર હોય તે કુટુંબ કામ ન આવે તે આવે વખત કામ આવે દોસ્તે આ વાત જાણી, કુટુંબીઓએ અ તે કટાળી પડ ખાડમા કઢી છોડી દીધો પણ એનો દોસ્ત શ્રાવક છે, તેને ભાવ દયા આવી મરે તો પણ મરણને સુધારવું આ મૂર્ખતાનુ મરણ લે છે, તે લાયક નથી મને શરમ લાગે છે, મને બીજા પુછશે ત્યારે મારે શું કહેવુ? બાયડી માટે મિત્ર મર્યો તે મારાથી શી રીતે સહેવાય? બીજાઓ મને ઠપકો આપશે ઘણુ નિવારણ કર્યું છતા અધને સૂર્યોદય નકામો, કામાંધને મિત્રનો ઉપદેશ કાર્ય કરનાર ન થયો, નિયાણુ કરી અગ્નિપાત કરી કુમારનદી એનાર પચશૈલનો માલિક થયો, એ તો બની મયો પણ મિત્રને વરાગ્યનુ સાધન થયુ બીજાને ઘેર ચોરી થાય તો આપણે સાવચેત થઇએ છીએ કુમારનદીને ત્યા ધાડ પડી ને સાવચેત નાગિલ શ્રાવક થયો અહો આ કામની આ દશા! તેના પજામા રહેવું કામનુ નથી, વૈરાગી થઇ દીક્ષા લીધી, નાગિલ શ્રાવક બારમે દેવલોકે દેવતા થયો 'કુમારનદીની દુર્ગતિ અને નાગિલની સુગતિ થઇ' કોઈ વખત નદીશ્વરદ્વીપે દેવતાઓ જાય છે, તે વખતે હાસા પ્રહાસા વ્યતર દેવીઓ દેવતાના હુકમથી આગળ આવી પોતાના ભર્તાર વિદ્યુન્માલીને પડહો વગાડવાનુ કહે છે, એકાદશી સારી લાગે છે, શીવરાત્રી ખરાબ લાગે, દેવતાપણુ મલી ગયુ એટલે ન્યાલ થયો, પણ ઉપરી દેવતાનો તો ગુલામ જ પડહો વગાડવાની વાત આવી તે ન પાલવે, હુ ઢોલી થઉં? અહકારથી તે વગાડતો નથી પણ દુષ્કર્મને લીધે ગળે ઢોલ લાગી ગયો લોકો એને 'હાસાપ્રહાસાના માદળીયા' કહે છે તે વખતે હાસાપ્રહાસાએ કહ્યું હે સ્વામી! આપણા કુળને લાયક કાય કરો તેમા શરમાવાનુ નહિં, વિદ્યુન્માલી દેવતા હાસાપ્રહાસા સાથે ગાય છે, ને પોતે પડહો વગાડે છે દેવતાઓની આગળ ચાલે છે

**દેવલોકમાં બંને મિત્રોનો મેળાપ**

આ વખતે નાગિલ જે તેનો મિત્ર હતો તે બારમે દેવલોકે ઉપજેલો હતો, તે આ યાત્રામા આવેલો છે, તેણે અવધિજ્ઞાનથી

આ કોણ છે તે વિચાર્યું, ધમાલ થવાથી વિચાર કર્યો, અહો આ તો પહેલા ભવનો મારો દોસ્ત સોની, ત્યા આગળ આવી વિદ્યુન્માલીને કહ્યુ તુ મને ઓળખે છે? હે તેજસ્વી! તમને કોણ ન જાણે? વીજળી આવે ત્યારે આખ મીંચાઈ જાય તેમ બારમા દેવલોકના દેવતાનુ તેજ સહન ન થવાથી તને હું નથી ઓળખતો. તેમ કહ્યા નાગિલે દેવતાનુ રૂપ સહરી શ્રાવકપણાનુ રૂપ કર્યું હે વ્યતર! તુ સ્પષ્ટ અવધિજ્ઞાનથી જો! પહેલા ભવે તુ અહીં મારો મિત્ર હતો, નહીંતર તારી હાસા પ્રહાસાને પુછ! મરીને અહીં ઉપજ્યો, પેલી બે કબૂલ કરે છે ભાઈસાહેબ ક્યા જાય? તેને જ્યારે જાતિસ્મરણજ્ઞાનથી ખ્યાલ આવ્યો ત્યારે પૂર્વભવનુ સ્વરૂપ જણાવ્યુ, જો મે ધર્મ કર્યો તેનો પ્રતાપ આ, અને ધમ તુ બળી મર્યો તેનો પ્રતાપ આ, એ સાભળી તે વ્યતરદેવને પશ્ચાતાપ થયો. શેર વેચી નાખ્યા પછી ભાવ વધે તો કેમ થાય? તેમ વિદ્યુન્માલીને એવો વખત આવ્યો. એક ભવમા આટલુ મેળવ્યુ ને હુ નોકરદેવ થયો, મનુષ્યભવ હારી ગયો.

બારમા દેવલોકના દેવતાએ કહ્યુ, હજુ ગયુ નથી મિત્ર? ગૃહસ્થપણામા રહેલા વીરવિભૂની મૂર્તિ કરાવી પૂજન કર કાઉસગ ધ્યાને શ્રીમહાવીર ચિત્રશાળામા રહેલા છે, તેની મૂર્તિ ભરાવ! આવતા ભવે તને તેનાથી સમ્યક્ત્વ થશે

જિનેશ્વરની મૂર્તિ સમ્યક્ત્વનુ કારણ, વધારે હશે તો જ રાજ્યસક્રાંતિના વખતે થોડી રહેશે, લાખો કરોડો પ્રતિમા સપ્રતિરાજાએ ભરાવી હતી, તેમા અત્યારે નામની પ્રતિમાઓ દેખાય છે એક રાજા સવા ક્રોડ ભરાવે તેમા ખડકવા ન લાગ્યા તેઓ પોતાને ન કરવુ અને બીજાની નિંદા કરે છે આવો કામાધ યોની દેવના, બાયડી માટે બળી જવાવાળો તેવાએ જિનેશ્વરની મૂર્તિ કરાવી, તે સમ્યક્ત્વ આપનાર થાય છે તે કબુલ કરી વિદ્યુન્માલી દેવે ક્ષત્રિયકુડમા આવી, વીર પરમાત્માને દેખી હિમવાન પર્વત પર જઈ બાવનાચદન લાવીને વીર ભગવાનની ઘરેણાગાઠાવાળી

મૂર્તિ કોતરી અને મૂર્તિ માટે સુખડની એક પેટી કરી, કપિલ કેવલી પાસે પ્રતિમાજીની પ્રતિષ્ઠા કરાવી, ઉજ્જયની નગરીમા મહાવીર વખતે કપિલકેવલીએ પ્રતિષ્ઠા કરી, નવા બિંબની પ્રતિષ્ઠા પણ કપિલ કેવલીએ કરી છે

મારવાડ મેવાડને અનાર્ય કહેનારાઓ વિચારે ! શાસ્ત્રકાર કહે છે કે કેવલી શુદ્ધા ત્યા વિચારતા હતા, પેલા દેવે મૂર્તિને પેટીમા પધરાવી એક વહાણવટી જેને ઘુમતા ઘુમતા દરિયામા છ મહિના થઈ ગયા પણ ઠેકાણું પડતુ નથી દેવતાએ તેને દેખ્યો, લે આ પેટી, તુ પેટીના પ્રતાપે સહિસલામત પહોચી જશે વીતભય નગર જઈને તુ આમ ઉદ્‌ઘોષણા કરજે, જાનમાલ બન્નેનો બચાવ કરી તેના પર ઉપકાર કર્યો દેવ કહે છે કે વીતભયનગરમા જઈ આમ ઉદ્‌ઘોષણા કરવી કે આ પરમાત્માની મૂર્તિ છે જેને લેવી હોય તે લ્યો' એ પ્રતિમાના પ્રભાવથી વીતભયે પહોચ્યો, પ્રતિમા લઇ ગયો, ઉદ્‌ઘોષણા કરી બ્રાહ્મણ-તાપસો-રાજા વિગેરે ઘણા લોકો આવ્યા, પોતપોતાના ઇષ્ટદેવને યાદ કરી પેટી ઉઘાડેછે, પણ પેટી ઉઘડતી નથી મધ્યાહ્ન સમયે રાણીએ રાજાને બોલાવવા દાસી મોકલી, ભોજન કરવા પધારો. કહેવડાવ્યુ, રાજાએ કહ્યું કે તને ખાવાપીવાનુ સૂઝે છે, આનો નિકાલ ન થાય તો ખસવું વ્યાજબી નથી પ્રભાવતી ત્યા આવી, પરિસ્થિતિ જાણી વિચાર્યું-પરમાત્મા શબ્દ બીજાને લાગુ પડતો નથી, આવીને કહે છે કે દેવાધિદેવ કેવળ અરિહત મહારાજ છે બ્રહ્માદિ દેવાધિદેવ ન બની શકે ચદનાદિકના છાટણા દઈ ને તે બોલે છે

प्रातिहार्याष्टकोपेत, प्रास्तरागादिदूषण ।
देयामे दर्शन देवाधिदेवोऽर्हस्त्रिकालवित् ॥१॥

દેવાધિદેવ તરીકે સબોધી જનાનાની બાઈઓ પણ આટલુ ઘરમમા સમજે છે તમારી બાઈઓ શીતલાસાતમ વિગેરે મિથ્યાત્વી પર્વો કરે મિથ્યાત્વનો ડર ન હોય ત્યા ધર્મના સસ્કાર કેવી રીતે થાય ? આઠ પ્રાતિહાર્ય સહિત, રાગાદિદોષો નાશ

કરનારા, ત્રણ કાળનું જ્ઞાન ધરાવનાર, હે પરમાત્મા! મને દર્શન આપો આમ જ્યા બોલી કે તુરત પેટીમાથી પોતાની મેળે મૂર્તિ બહાર આવી

વીરપ્રભુનીમૂર્તિનું ત્રણે કાળ પ્રભાવતીદેવી પૂજન કરે છે, કેટલીક બાઈઓ પૂજા કરતા શરમાય છે, શરમાવું ન જોઈએ! રાજાની રાણી ત્રિકાલ પૂજા કરે છે તે વિચારો, કોઈ વખત દ્રવ્ય પૂજા કર્યા પછી રાણી ખુશ થએલી પ્રભુ આગળ નાટક કરે છે, અને રાજા વીણા વગાડે છે રાજાના દેખવામા ડોક વગરની પ્રભાવતી દેખાઈ તે દેખી ક્ષોભિત થએલા રાજાના હાથમાથી વીણા પડી ગઈ આ દેખી ક્ષોભ પામેલી રાણીએ કહ્યુ 'હે સ્વામી? વીણા કેમ પડી, ઓના કદાગ્રહથી સાચી વાત કહી રાણીએ વિચાર્યું આ અનિષ્ટ દેખાવાથી મારૂ આયુષ્ય ઓછુ જણાય છે, એક દિવસ સ્નાન કરી, દેવપૂજાને લાયક વસ્ત્ર દાસીદ્વારા મગાવે છે, વસ્ત્રો સફેત મગાવ્યા છે, પણ ભવિષ્યમા વિઘ્ન થવાનુ છે તેથી વસ્ત્ર લાલ દેખાયા અયોગ્ય વસ્ત્રો દેખી કોપથી આરિસો દાસી પર ફેંક્યો, પછી સફેત વસ્ત્ર દેખ્યા

પાપનો નાશ કરનાર દીક્ષા.

રાણી અફસોસ કરે છે, ધિક્કાર હો મને! મત તૂટી ગયુ આ મ્હારા પાપનો ક્ષય કેમ થાય? પાપનો નાશ તેજ પ્રવ્રજ્યા વસ્ત્રો અવળા રગે દેખાવાથી મારૂ આયુષ્ય થોડુ છે ઉદાયન રાજાને પૂછી પ્રભાવતી રાણી સાધુપણું લેવા તૈયાર થઈ છે રાજા કહે છે દેવત્વ પામે તો મ્હારે મને પ્રતિબોધ કરવો સમજેલાને ધર્મની લાગણી છે રાણીનો જીવ ચારિત્ર પાળી સૌધર્મદેવલોકે દેવ થયો

વીરપ્રભુની પૂજા કુબડીદાસી કરે છે,પ્રભાવતી દેવલોકે ઉપજી, પણ વચનથી બધાએલ દેવતા વચનપાળવામા વચનના બધનવાળા રહી શકે છે, પ્રભાવતીદેવને પોતાનુ પ્રતિબોધ કરવાનુ વચન યાદ આવ્યું પ્રતિબોધ કેમ કરવો? કારણ કે–રાજા

બની ગયો છે આથી તાપસનુ રૂપ કર્યું, જ્યા રાજા ફળના સ્વાદથી મોહ પામ્યો અરે આવા સ્વાદિષ્ટ ફળ ! રાજા–મુનિને પુછે કે આ ફળ કયા નિપજે છે તે બતાવો મુનિએ કહ્યુ–મારા આશ્રમના બાગમા આવો, ત્યા ઘણા ફળ છે તેથી વેગથી તાપસ સાથે રાજા ગયો, ૩૬૩ નગરનો માલિક, એક ફળ માટે તાપસ સાથે ગયો તે દેવતાએ દેવમાયાથી આગળ જઈ આખો બગીચો તેવા ફળવાળો બનાવ્યો–વિકુર્વ્યો રાજાએ બગીચો દેખ્યો, હુ તો આ તાપસોનો ભક્ત છુ, આ પ્રજા ગણાય પણ તેનો બગીચો પોતાની માલિકીનો નહિં, કિન્તુ હ તેમનો ભગત છુ માટે જેટલા ફળ ખાવા હશે તેટલા ખવાશે, તેઓ મારી ઇચ્છા પુરી કરશે, તેમ વિચારી વાદરા માફક ફળ ખાવા દોડયો એટલામા દેવમાયાથી વિકુર્વિત બીજા તાપસો લાકડી લઈ નિકળ્યા, રાજાને પડકાર્યો, ત્યાથી જીવ લઈ ચોરની માફક ભાગી જવું પડયુ, નાશીને જતા માર્ગમા સાધુ દેખ્યા, સાધુએ આશ્વાસન આપ્યુ હવે રાજા વિચારે છે, અરે ક્રોધી તાપસોએ મને ઠગ્યો પ્રભાવતી રાણીનો જીવ તે દેવ આ વખતે હાજર થાય છે, તપેલા લોઢાનો ઘાટ ઘડી શકાય રાજા તાપસ ઉપર ધમધમ્યો છે, પ્રભાવતીદેવ પ્રત્યક્ષ થયો, પ્રભાવતીદેવે પ્રતિબોધ કરવા આમ કર્યું છે, એમ કહી પ્રબોધ્યો અને પ્રભાવતીદેવ સ્વર્ગમા ગયો રાજા પણ જૈનધર્મમા દ્રઢ થયો અને રાજા પોતાને સભામા બેઠેલો દેખે છે

કુબ્જિકા સુવર્ણગુલિકા

ગાધાર નામનો શ્રાવક શાશ્વતી પ્રતિમાના દર્શન કરવા વૈતાઢય પર્વતમા તપસ્યા કરી રહ્યો છે પ્રસન્ન થએલી દેવીએ તેને ૧૦૮ દિવ્ય ગુટિકાઓ આપી ૧ એક ગુટિકા મોમા નાખી શ્રાવક- ચિંતવે છે કે હુ વીતભયમા દર્શન કરવા જઉં, ચિંતવવા માત્રમા મૂર્તિ પાસે દેવીએ લાવી મૂકયો જીવતસ્વામીની મૂર્તિનુ પૂજન કરી ત્યા રહ્યો બુદ્ધિશાળી પોતાનુ મરણ નજીક જાણી સાધર્મિક

દેવદત્તા જે કુબડીદાસી છે, તેને ગુટિકાઓ આપીને ગાધર શ્રાવકે દીક્ષા લીધી

રૂપની ઇચ્છાવાળી કુબડીદાસીએ તો એક ગુટિકા મુખમા નાખી રૂપ ચિતવ્યુ ને દેવતાઈ કાતિવાળી થઈ રાજાએ તેણીનુ સુવર્ણગુલિકા નામ રાખ્યુ

પ્રશ્ન-વ્યાકરણ વિષે મૂળમા આ દ્રષ્ટાત છે સૂત્રને ન માનનારાને સુવર્ણગુલિકા માને તો ગાધારશ્રાવક-ગુટિકા-પ્રતિમા, બધુ માનવુ પડે તેથી કેટલાક છપાવવાવાળાએ ગાધાર જોગીએ ૧૦૦ ગુટિકા આપી આવુ ખોટુ લખ્યુ છે ભગવાનની ભક્તિને અગે આપેલી શ્રાવકની જગોએ જોગી તેઓએ ગોઠવી દીધો, ફેર એક બીજી ગુટિકા મુખમા મેલી દાસી વિચારે છે, કે યોગ્ય વર ન મળે તો રૂપ શા કામનુ? આ રાજા તો મારા પિતા જેવા છે, માટે ચડપ્રદ્યોતન રાજા મારો પતિ હો,

માલવપતિ મારો ભર્તાર થાવ!

મૂર્તિ અને દાસીની ચોરી

આથી દેવીએ જઈ ચડપ્રદ્યોતનને સ્વપ્નુ આપ્યુ અને સ્વપ્નામા આ દાસીના રૂપનુ વર્ણન કર્યું રાજાએ દાસીની માગણી કરવા દૂતને મોકલ્યો, દૂત ત્યા જઈ જ્યારે માગણી કરે છે ત્યારે રાજકુળમા કેળવાએલી અને ચકોર દાસી હોવાથી સુવર્ણગુલિકા દૂતને કહે છે, રાજાને એક વખત દેખુ પછી બધુ ઠીક થશે સુવર્ણગુલિકાએ રાજાને દેખ્યા પછી બધુ યોગ્ય થશે રાજાના મુલકમા ઉજ્જયનીથી અહીં આવવું એટલો તાકાત હોય તો મારો ધણી થાય, તેમા વળી મરજી થશે તો કાર્ય થશે કોઈ જાતની સ્પષ્ટ કબૂલાત આમા કરતી નથી, પેલા દૂતે જઈ કહ્યુ કે આમ કહે છે અમૃદ્ધિવાળો તેમ કામાધ વધારે ગતોરાન અનિલવેગ હાથી જે પવનવેગ હાથી હતો તે ઉપર બેસી ત્યા આવ્યો બન્ને જણ જનાવમા મળ્યા, ચડપ્રદ્યોતનને કહ્યુ કે હે પ્રિયે! ચાલ મારી નગરીએ! દાસી કહે છે કે હુ આ જિનમૂર્તિ વગર નહિ જીવુ, માટે આના જેવી બીજી મૂર્તિ કરાવી અહીં પધરાવો, તે મૂર્તિને અહીં મેલી, અહીંની પ્રભુની

મૂર્તિને સાથે લઈને આપણે જઈએ ચન્દ્રપ્રદ્યોત રાજા કબૂલાત કરીને ગયો. અવંતિમા જઈ જાત્યચંદનની જિનેશ્વર વીર ભગવાનની મૂર્તિ બનાવડાવી, ૫૦૦ મુનિથી પરિવરેલ કપિલકેવલી મુનિ પાસે વાસનિક્ષેપ કરાવવા પૂર્વક પ્રતિષ્ઠા કરાવી તે પછી વિધિપૂર્વક તે મૂર્તિ લઈને અનિલવેગ હાથી પર બેસી વીતભયે આવી તે મૂર્તિ દાસીને આપી તે દાસીએ પણ મૂળ મૂર્તિ લઈને પેલી નવી મૂર્તિ ત્યા મૂકી, ચડપ્રદ્યોત સાથે અવંતિનગરીએ સુખે આવી.

ચડપ્રદ્યોતનને પ્રચડ શિક્ષા

અહીં ઉદાયન રાજા સવારે સ્નાન કરી જિનમન્દિરમા આવ્યો. જિનેશ્વરને નમસ્કાર કરી મૂર્તિ દેખી અને ફૂલની માળા કરમાએલી જોઇ કરમાએલી માળા જોતા જ આ મૂર્તિ બીજી જણાય છે માળા કરમાએલી છે તેમ થાભલે લાગેલી પુતળી જેવી અહીં રહેવાવાળી દેવદત્તા દાસી જે સુવર્ણગુલિકા છે તે પણ દેખાતી નથી. ગ્રીષ્મઋતુમા મારવાડનુ પાણી સુકાય તેમ હાથીઓનો મદ ઝરી ગયો છે માટે અનિલવેગ હાથી લઈને ચડપ્રદ્યોતન રાજા અહીં આવ્યો હોવો જોઈએ, તે મૂર્તિ અને દાસીને લઈ ને આવ્યો ગયો હોવો જોઈએ અરે રાજા ચોર બને અને તે મારા ઠેઠ જનાના સુધી પહોચે દશ મુગટબદ્ધ રાજાઓ સાથે લશ્કર લઈ અવતી પર ચઢી આવ્યો બનેને માહોમાહે યુદ્ધ થયુ ઉદાયન રાજાએ બાણોથી હાથી પરથી ચદ્રપ્રદ્યોત રાજાને નીચે પાડયો, બાધ્યો ને કપાળે 'મારો દાસી પતિ'–ગુલામડીનો ધણી, એટલે મારો ગુલામ, આવી અક્ષરની શ્રેણી તપેલી લોઢાની સળીથી કપાળમા છાપીને કેદમા નાખ્યો

પ્રદ્યોતનના દેરાસરમા જઈ જિનેશ્વરને નમી સ્તુતિ કરી ઉપાડવા લાગ્યો પણ મૂર્તિ ચલાયમાન થઈ નહિ હે નાથ! મે શો ગુન્હો કર્યો? આપ મારી સાથે પધારતા કેમ નથી, હે રાજા! ત્હારૂ નગર ધૂળથી દટાઈ જવાનુ છે, માટે ત્યા નહીં આવુ! અફસોસ ન કરીશ અવતીદેશથી ઉદાયનરાજા પાછો ફર્યો,

વચમા ચોમાસુ બેઠુ આથી જ ગલમાં જ્યા ચોમાસુ બેઠુ ત્યાજ પડાવ કર્યો અને જ્યા પડાવ કર્યો ત્યા નગર વસાવ્યુ, દશ રાજા સાથે હોવાથી દશપુર નામ પાડયુ અત્યારે તે દશપુરને મદસોર કહેવાય છે.

શત્રુને ક્ષમાપના

પર્યુષણમા ઉદાયનરાજાએ પૌષધ કર્યો છે પર્વ દિવસે જરૂર પૌષધ કરવો તે ઉપર આ દૃષ્ટાત છે હવે રસોઇયાએ ચ ડપ્રદ્યોત રાજાને પુછયુ કે હે રાજન્ ! આજે શુ જમશો ? ચ ડપ્રદ્યોતનને વિચાર આવ્યો કે, અરે આટલા દહાડામા કોઇ દિવસ ન પુછયુ ને આજે પુછે છે તો પુછવાનુ કારણ શુ ? વિચારીને રસોઇયાને પુછે છે કે આજે પુછવાનુ કારણ શુ છે ? ત્યારે રસોઈઓ કહે કે આજે પજુસણપર્વ છે, ઓચ્છવ છે મારા માલિકને આજે ઉપવાસ છે, તેથી તમારા એકલા માટે રસોઈ કરવાની છે પર્વ સભાર્યુ તે ઠીક કર્યુ મારે પણ આજ ઉપવાસ હો ! રસોઈયાયે ઉદાયન રાજાને આ કહ્યુ ત્યારે ઉદાયનરાજા વિચારે છે કે મારો સાધર્મિક કેદમા હોય તો મારા પજુસણ ન શોભે ! એમ ધારી કેદમાથી બહાર કાઢી ખમાવ્યો. ચોરટો, લુચ્ચો, ધાડપાડુ કહીએ તો ચાલે, છતા ઉદાયનરાજા ચ ડપ્રદ્યોતનને ખમાવે છે, પણ ભાલ કપાલના ડાઘાનુ શુ ? તે ઢાકવા માટે રત્ન અને મણીથી જડેલો સુવર્ણ પટ પોતે તેના કપાળે બધાવ્યો, ચોમાસુ પુરૂ થયુ એટલે પોતાને નગરે ગયો, ઉદાયનરાજાએ મૂળ પ્રતિમાની પૂજા માટે બાર હજાર ગામ ચ ડપ્રદ્યોતનને આપ્યા

તરતી અને ડુબતી સ્ટીમરના વાવટા

પ્રભાવતી દેવના હુકમથી નવી મૂર્તિની પૂજા કરે છે ઉદાયન રાજા પૌષધ કરે છે પોતાના બળના મકાનમા, ડુબતી સ્ટીમરમા બેસીને શું કર્યું ? લાલવાવટો મુસાફરીની સ્ટીમરમા હોય કાળો વાવટો ચડે તો ડુબતી સ્ટીમર જાણવી. તેવી રીતે
હોય ... વાવટો, ધુમાડા નીકળે તો ડુબતી

પૌષધમા મધ્યરાત્રે શુભધ્યાનમા ઉદાયનરાજા બેઠેલા છે પૌષધને અગે મધ્યરાત્રિએ આત્મચિતવન કરે છે, તે રાજાઓ ધન્ય અને વધ છે, કયા? જેઓએ વીર ભગવાનની પાસે દીક્ષા અગીકાર કરી છે જો સ્વામી વીરપ્રભુજી મને પવિત્ર કરે તો હુ પણ તેમના ચરણકમલમા દીક્ષા લઈ પવિત્ર થાઉ રાજાના આ વિચાર જાણી ભગવાન સોળસોમાઇલથી વિહાર કરીને આવ્યા ભાગલપુરથી મુલતાન ભેરા સુધી ગયા! ચોમાસુ રાજગૃહી નગરીમા કર્યુ એક ચેલા ખાતર કેટલુ ગયા આવુ અત્યારનાને ન સૂઝે તારવા માટે આટલો પરિશ્રમ કર્યો તે ન સમજે આખમા કમળો થયો હોય તે ધોળુ ન દેખે અધર્મીપણાની ચક્ષુ થઈ હોય તેને ધર્મ સ્વરૂપે દેખાય નહિ ઉદાયન રાજા કોણિક માફક ઠાઠમાઠથી પ્રભુની દેશના સાભળી ઘેર જઈને વિચાર કરે છે અહો! 'નરકાત રાજ્ય' અભિચિ પુત્રને ન આપવુ, ઝેર આપણે ન ખાવુ તો છોકરાને કેમ ખવડાવાય? નરકના ડરથી હુ રાજ્ય છોડુ તો તે કુવરને કેમ આપુ? તો શુ કરવુ રાજ્યને વહેતુ મેલવુ નથી, રખડતુ મેલાય નહીં કેશી ભાણેજ છે, ભાણેજ પણ એના પોતાના રાજ્યનો માલિક છે, આથી તેણે રાજ્ય કરવાનુ છેજ તો ગાથે સાથે આ પણ રાજ્ય તે કરશેજ કેશી ભાણેજને રાજ્ય સોપ્યુ, કેશી મહારાજાએ ઉદાયન રાજાની દીક્ષાનો મોહોત્સવ કર્યો

ઉદાયન રાજાએ દીક્ષા અગીકાર કરી, માથે વાસક્ષેપની મુઠી પડી એટલે જગત તણખલા સમાન અહીં સાધુપણામાં હથીયાર બાધ્યામા સુભટના નથી, સાધુપણામા તો પરિષહો રૂડામુ ઝઝુમવાનુ છે જ્ઞાનાદિકમા આગળ વધો તો મોક્ષના મુસાફર દીક્ષાના દિવસથી તીવ્ર તપસ્યા આદિ કરવામા મને નહીં ફાવે, તેમ નહિ પોતાના શરીરને સુકવી નાખ્યુ, શરીર કેમ સુકાય? પોતાના શરીરને તીવ્ર તપસ્યા પરિષહોથી સુકવી નાખ્યુ એક વખત નિરસ આહારથી વ્યાધિ ઉત્પન્ન થયો, રાજર્ષિ તપસ્યા

કરનારા શરીરે સુકાઈ ગએલા તેમા પાછે આગળ રોગ આવ્યો તેમને એની ચિંતા નથી, તેમ આ રોગને કાઢવો છે તેવો પણ વિચાર નથી મુનિને વૈદ્યે દેખ્યા, કહ્યુ કે 'મહારાજ વાતપિત્ત થયેલુ છે, આ શરીરનુ દહીંથી રક્ષણ કરો ! સ્પૃહાવગરના મુનિ ગોકુળમા જાય છે પૃથ્વી પર વિહાર કરતા ભેરાનગરે પોતાની રાજધાનીમા આવ્યા, અધિકારી અમાત્ય કેશી રાજાને ભરમાવે છે પ્રધાનો રાજાની મુરાદ સમજી યુક્તિથી કાર્ય બર લાવે, કર્મચારી લાખ આપવાના હોય છતા ન આપવા એમ ન કહે. ભડારીને કહે દસ હજાર રૂપીઆ ભરી થાળમા લાવ ભડારી લાવે એટલે અમાત્ય કહે, ખોબાથી લ્યો? હાથે તે સાથે કહે, લાખની જગો પર હજાર બે હજારમા બસ કરાવે તેનુ નામ કર્મચારી રાજા પ્રજાને ભેટો ન મલવા દે કેશીકુમાર રાજ કરે છે ઉદાયન રાજર્ષિ પધાર્યાં છે

કર્મચંડાળ પ્રધાન

પ્રધાન કેશી રાજાની પાસે આવી કહે છે, એ તમારા મામા ઉદાયન રાજર્ષિ તપસ્યાથી કટાળેલા છે તમારૂ રાજ્ય પાછુ લઈ લેશે. કેશીને રાજ્ય દેવામા વાધો નથી, પણ કર્મચારીએ કર્મ-ચડાલપણુ જણાવ્યુ, તારૂ રાજ્ય લઈ લેશે માટે તેનો વિશ્વાસ ન કરીશ. અધિકારીઓ પોતાનો પગદડો કરવાના હોય તેને બીજો કુશળ ખટકે ભૂલે ચૂકે તેનો વિશ્વાસ ન કરીશ. ઉદાયન આવ્યો છે મહાત્મા-તપસ્વી છે, એમ જાણી ભરોસો ન કરીશ, કેશી કુમાર ભાણેજ છે, રાજબીજ છે આથી પ્રધાનને કહે, તેનુ રાજ્ય છે, ભલે સુખેથી લે, મને માલુમ પડે તો હુ પ્રથમ નબરે દેઉ! કર્મચારીઓ કાચા ન હોય, રાજન્! વસ્તુ લેવી દેવી એમા કિંમત નથી મોટાઓ માનની કિંમત ગણે બેવકુફ બને તે કામનુ નહિ રાજ્ય તો પુણ્યાઈથી મળે છે કેમ સગા છોકરાને ન આપતા તમને આપ્યુ? તમારા ભાગ્યે રાજ્ય મળ્યુ છે તે આપતો હતો પૂર્વે એવુ પણ ભાગ્યોદય

જિન્દગીમા કોઇને શહેર કે ગામ આપ્યુ છે? આ તો 'કાગડાના મોમા રામ થયા' તમારા ભાગ્યથી તમને મલ્યુ છે, રાજ્ય ઘો કે લ્યો તેનુ કઇ નથી, પણ નાલાયક બનશો! મુર્ખાઇ ગણાવે, નાલાયકી ગણાવે તેવી મુર્ખાઈ કરવી રાજવીને ન શોભે, પાપી કર્મચારીઓને કોઇ બાહોશ આવે ત્યારે મોત' લગીર જો ગફલત થઇ તો જીવી શકવાના નથી, રાજન્! રસોઈયા તેના છે સરદારો હાકેરો શુ બોલ્યા હતા? કે અમારા અન્નદાતા છે, તે બધાએ તેના છે, માટે પહેલાથી ચેતો, લાબી ચોડી થવા ન દેવી, ઝેરનુ પડીકુ આપી ઘો બીજુ કઇ નહિ, મહત્તાની ખાતર ઝેર ખાનગીમા અપાવી દેવુ

મત્રીથી પ્રેરિત કેશીરાજાએ ગોવાલણ પાસે દહીંમા ઝેર અપાવ્યુ 'રવૈયો ફરે ત્યારે ઘી અને છાશ જુદા પાડી નાખે' ચીકાશ નામ રહેવા ન પામે, તેમ કર્મચારીની બુદ્ધિ રૂપી રવૈયો ફરી ગયો, મામા ભાણેજના સ્નેહની ચીકાશ તોડી પાડી, ઝેર કેમ દેવુ? ઉદાયન રાજર્ષિ ગોવાળીઆના ઘરોમા દહીં લેવા જાય છે પ્રધાન કહે છે કે તે દહીંમા ઝેર ખાઇ જશે, ગોવાળીયણોએ દહીં ઝેરવાળુ દીધુ, છતા નશીબ બે ડગલા આગળ એ ઝેર દેવતાએ લઈ લીધુ-હરી લીધુ રાજર્ષિને દેવોએ ચાવચેતી આપી કે ઝેરવાળુ દહીં ન ખાવ, દહીંની પચાત છોડી ઘો દહીં ન ખાવાથી રોગ વધવા લાગ્યો, ફેર દહીં લેવા માડયુ દેવીએ ત્રણ વખત ઝેર દૂર કર્યુ એક વખત દેવના પ્રમાદથી ઝેરવાળુ દહીં ખાવામા આવ્યુ, ઝેરનુ વ્યાપકપણું શરીરમા દેખ્યુ મરવાનો, હવે સાવચેત થઉ! મરતા શીખવુ જોઇએ 'ટાટીયા ઘસડતા મરે તે કુતરા ટાટીયા ઘસડતા મરે જાનવર' મનુષ્યપણે મરો તો સમાધિથી મરો 'નમો અરિહતાણ 'ખામેમિ સવ્વજીવે' બોલતા ઝેર વ્યાપી ગયુ આથી અનશન અગીકાર કર્યુ, ત્રીશ દિવસ અનશનમા ગયા અને રાજર્ષિને કેવલજ્ઞાન થયુ, કાળધર્મ પામી મોક્ષે ગયા પેલા દેવતાને ખ્યાલ આવ્યો કે મુનિએ ઝેર ખાધુ અને મરી ગયા, દેવને

ગુસ્સો ચઢયો આથી તેણે આખુ નગર ધૂળના ઢગલાનું કર્યું, ઉદાયન રાજર્ષિના છોકરા અભીચિએ વિચાર્યું કે, મારા બાપે મને છોડી ભાણેજને રાજ્ય આપ્યુ, માટે તેમના વિવેકને ધિક્કાર છે પોતાની બુદ્ધિનો આવો ઉપયોગ કર્યો! બાપની સેવા છોડી, કોણિક રાજા પાસે ગયો ત્યા મહાવીરપ્રભુના વચનથી બોધ પામીને શ્રાવક ધર્મ પાળે છે પણ ઉદાયન પરનુ વેર જતુ નથી વેર આલોવ્યા વગર મરી એ ભવનપતિમા દેવતા થયો. ત્યાથી ચ્યવી મહાવિદેહમા અભીચિનો જીવ મોક્ષે જશે

મહાવીર ભગવાનના નિર્વાણ પછીથી ૧૬૩૯ વરસ પછી ધૂળના ઢગલામાથી કુમારપાળ મહારાજા આ પ્રતિમાને બહાર કાઢશે, અને પહેલાની માફક તેને પૂજશે! જેમ આ ઉદાયન રાજાએ પર્વના દિવસે સાવદ્યનો ત્યાગ કરીને નિરવદ્ય અનુષ્ઠાન કર્યું, તેમ ગૃહસ્થોએ પણ સાવદ્ય વ્યાપાર તજી નિરવદ્ય વ્યાપાર રૂપ ધર્માનુષ્ઠાન અવશ્ય કરવુ જોઇએ, એવુ જાણી જે કોઇ પણ નિરવદ્ય અનુષ્ઠાન કરશે, પાળશે, આરાધશે તે જીવો આ ભવ તથા પરભવને વિષે માગલિકમાલાને પામી મોક્ષ સુખને વિષે બિરાજમાન થશે



શ્રીવિજયલક્ષ્મીસૂરિજી વિરચિત

શ્રીઅષ્ટાહ્નિકાપર્વવ્યાખ્યાન ઉપરની

આગમોદ્ધારકશ્રીની દેશનાઓ

卐 સ મા પ્ત 卐

अनंतलब्धिनिधानाय श्रीगौतमगणधराय नमः

# ॥ દિવાળીપર્વ વ્યાખ્યાન ૧ ॥

સં ૧૯૯૧ આસો વદ ૧૩ પાલીતાણા

અક્ષીણ મહાનસીલબ્ધિ

શ્રમણ ભગવાન મહાવીર મહારાજાના પ્રથમ ગણધર શ્રી ગૌતમસ્વામિજીએ અષ્ટાપદપર્વત પર જઈ પંદરસો તાપસોને દીક્ષિત કરી 'अक्खीणमहाणसिलद्धिसामत्थेण य सव्वे जहिच्छाए पज्जे मिया (મ૦ વી૦ ચ૦ પૃ૦ ૩૩૬) અક્ષીણમહાનસીલબ્ધિથી પારણુ કરાવ્યુ અક્ષીણમહાનસીલબ્ધિ કોને કહેવાય? મહાનસ એટલે રસોડુ તેમા પાકવાવાળી ચીજો તે મહાનસીક તે અક્ષીણ છે જેને, એટલે જેની લબ્ધિના પ્રભાવથી રસોડામા પાકેલી ચીજ ક્ષય ન પામે શ્રી ગૌતમસ્વામિજી માત્ર એક પાત્રુ ક્ષીર લાવ્યા છે, તેમા અગુઠો સ્થાપન કર્યો જેમ ચિત્રાવેલીવાળા ભાજનમાથી વસ્તુ કાઢવામા આવે છતા ભાજનભર્યું રહે તેમ આ પાત્રમા લબ્ધિવત શ્રીગૌતમસ્વામિજીનો અગુઠો રહે, ત્યા સુધી પાત્ર ઉણુ થાય નહિ, તેમાથી બધાય તાપસોને પારણા કરાવ્યા

વગર ઉઘરાણીએ સામેથી આવુ આપવા જનાર કેવા?

'जो नियमत्तिए अट्ठावय विलग्गइ सो तेणेव भवेण सिज्झइ, इम च सोचा' (મ૦ વી૦ ચ૦ પૃ૦ ૩૩૪) 'જે સ્વલબ્ધિએ અષ્ટાપદ પર ચઢે તે તેજ ભવમા મોક્ષે જાય' આવુ વીરપ્રભુનુ વચન શ્રવણ કરી, તાપસો તપસ્યાથી શરીરે કૃશ થઈ અષ્ટાપદ પર્વત ચઢવા માટે તૈયાર થાય છે આ બધા તાપસો ને કયાય સુધી મનુષ્યને લાયક ખોરાક મળ્યો નથી, જેથી 'सचित्तकंद मूलाइपरिसडियपडुपत्तसुक्कसेवालमाइणो' પાદડા-કદમૂળ-ફૂલ-સેવાલ વિગેરે ખાઈને રહે છે, એવી રીતે તાપસો અષ્ટા પર ચઢવા પ્રયત્ન કરે છે, સુકલકડી જેવા થઈ ગયા છે

તપસ્યા કરીને પછી શરીર સામુ જોઇએ છીએ, પણ તપસ્યા શાને માટે ? શરીરે સુકર્વોનો સાધન તરીકે તપસ્યા લીધી છે, પછી શરીર સુકાયુ એમ જોયા કરીએ તો તપસ્યાની મહત્તા કઇ ? જો તેની મતલબ તારા મગજમા વસી હોય તો શરીરને જેમ બને તેમ કસીને તપસ્યાને આગલ ચલાવવા દે હજુ આ શરીર ભાડુ માગતુ નથી, ત્યા તો ભાડુ સામે દેવા જાય, તે ભાડુત કેવો ? શરીર ઉઘરાણી ન કરે પછી ભાડુ દેવા કેમ જવાય ?

અહિયા તાપસોની પણ સુકાશરીરવાળા જેવી દશા થઇ છે, એવી સ્થિતિમા 'तरुणतरणिमासुरोदारसरीर गोयमसामि' ગૌતમસ્વામિજીને તાપસો દેખે છે, અનુત્તરના દેવતા કરતા પણ જેનુ અધિક રૂપ છે, એવા ગણધરમહારાજાને દેખે છે, અને મનમા વિચારે છે કે આટલો અમે તપસ્યા કરીએ છીએ નિરાહાર રહીએ છીએ, નિર્જનસ્થાને પાદડા-ફળ-ફૂલ અને સેવાલ ઉપર નિભાવ કરી, આટલી મુદત કાઢી શરીર ઘસાઇ ગયા છતા અષ્ટાપદપર્વત ઉપર જઇ શકતા નથી, તો આ લાવણ્યદકાયાવાળો 'पीवरसरीरो समणो' પુષ્ટ શરીરવાળો શ્રમણ કેવી રીતે ચઢવાનો ? તેવામા તો તેઓના તારણ એવા શ્રીગૌતમસ્વામિજી 'जंघाचारणलद्धीए लूयातंतुरविकरमेसिंपि' જંઘાચારણલબ્ધિએ કરી ચડી ગયા. એમની શકિતનો ખ્યાલ ન આવવાથી, તેઓ નીચે આવે કે તુરત તેને પકડીએ તેમ કહેવા લાગ્યાં

પંદરસો તાપસોની દીક્ષા

'रविकर' સૂર્યના કિરણો પૌદ્ગલિક છે, કરોળીયા પોતાની લાળ કાઢી એ લાળના આલંબને ચઢે છે, તેની આ મહાપુરૂષની શક્તિ જોઇ અત્યન્ત આશ્ચર્ય થયુ, જે અમોને કૃશપણામા શક્તિ નથી ઉપજી તે આ લાલણ્યપણામા કેવી રીતે ઉત્પન્ન થઇ ? હમણા ઉતરશે, હમણા ઉતરશે, એમ અધીરતાથી રાહ જોયા કરે છે, પરંતુ શ્રી ગૌતમસ્વામિજી તો 'त रयणीवासमुवगओ' તે રાત્રિ અષ્ટાપદ પર્વત પર રહ્યા, તેવામા આ તાપસોની અધીરતા,

અને આકાક્ષા વધુ તીવ્ર બની 'गोयमसामी वि निसाहसाणे जिणबिंबाइ नमंसिऊण नगवराओ ओयरतो' બીજા દિવસે સવારે શ્રી ગૌતમસ્વામિ જીનબિંબોને નમસ્કાર કરીને ઉતરતા જોઇ, तापसेहिं भयव ! अम्हे सिस्सा तुम्हे' ત્રણ સ્થાને રહેલા પાચસો પાચસો તાપસો હતા, તે પદરસો તાપસો ગૌતમસ્વામિજીને કહેવા લાગ્યા કે અમે તમારા તાબેદાર શિષ્યો છીએ; 'समप्पियाणि तेसिं देवयाए रयहरणाइं' દેવતાએ તે પંદરસો તાપસોને સાધુવેષ આપ્યો અને તેઓએ દીક્ષા લીધી, તે પદરસોને શ્રી ગૌતમસ્વામિજી પારણુ કરાવે છે

અનુક્રમે ૫દરસોને કેવલજ્ઞાન

પારણુ કરતા શ્રી ગૌતમસ્વામિજીની અક્ષીણમહાનસીલબ્ધિનો અતિશય દેખ્યો, આ તો સર્વલબ્ધિનિધાન છો એમ માની ગણધરપદની ઉત્કૃષ્ટતા-વિચારતા વિચારતા, પારણુ કરતા કરતા ૫૦૦ને કેવલજ્ઞાન થયુ, ૫૦૦ને માર્ગમા ચાલતા ચાલતા કેવલ જ્ઞાન થયુ, સમોવસરણ દેખતાં દેખતા બાકીના ૫૦૦ને કેવલજ્ઞાન થયુ આમ ૧૫૦૦ ૫દરસો કેવલિની સાથે શ્રી ગૌતમસ્વામિજી ભગવાન મહાવીરપ્રભુના સમોવસરણમા આવ્યા

ભગવાન વિહાર કરી મિથીલા નગરીમા આવ્યા અહિયા દુષમાકાળનુ વૃત્તાત આવે છે તે કહીશ જેથી શ્રમણભગવાન મહાવીરે કયા ક્ષેત્રમા, કયા પ્રસગે શું કર્યું છે તે ખ્યાલમા આવે તાપસોના પ્રતિબોધ પછી મિથીલા નગરીમા આવ્યા છે, અને ત્યા દુષમાકાળનુ સ્વરૂપ પ્રગટ કર્યું છે આ આપો આપ પ્રગટ પ્રશ્ને કે પ્રશ્ન પુછવાને અગે વર્ણન કર્યું છે? તે જણાવે છે—

અતિપરિચયથી અવજ્ઞા થાય

દેશના સાભળી કોઇક સર્વવિરતિ, કોઈએ દેશવિરતિધર્મ, સમ્યક્ત્વ ગ્રહણ કર્યા આમ દેશના અને ફળ

ગૌતમસ્વામિજી શ્રી મહાવીરપ્રભુને પ્રશ્ન કરે છે, સામાન્ય નિયમ છે કે-'અતિપરિચયાદવજ્ઞા' અતિ પરિચયથી શતદિવસ એકસરખુ ઉકડુ રહેવું થાય તો અનાદર-અવજ્ઞા થાય દૂરથી દુગન્ધ આવવા માંડે ગુણવાળી વસ્તુ હોય તો પણ અવજ્ઞા થઈ જાય છે તેમ તમારૂ દૃષ્ટાંત લ્યો ! ગળપણમાં ફીકાપણુ નથી, ન ખાધુ હોય તો ઈચ્છા રહે, પણ પાંચ સાત દહાડા લાગલાગટ ખાવામાં આવે તો અરૂચિ થાય ગળપણ એમનુ એમ રહે છે, છતા અરૂચિ થાય છે વસ્તુ સદ્ગુણવાળી છતા અત્યંત પરિચયથી અવજ્ઞા થાય છે વિશિષ્ટ વસ્તુમા અવજ્ઞા થાય, તો અવગુણવાળીમા તુરત અવજ્ઞા થાય, થશે, પણ ઇન્દ્રિય કષાયનો અનંતાકાળથી પરિચય હોવા છતા અવજ્ઞા થતી નથી વિષય-કષાય આરંભ પરિગ્રહ વિગેરે અનંતાકાળથી પરિચયમા આવેલા છે, છતા તેમા અવજ્ઞા થતી નથી જેને અભિલાષાપૂર્વક લેવામા આવતા નથી, કર્મના ઉદયથી આપોઆપ વિકૃત થઈ જાય છે ઘણે ભાગે સારી અને અત્યંત પરિચયવાળી વસ્તુમા અવજ્ઞા થાય છે

શ્રી ગૌતમસ્વામિજીએ ત્રીસ વર્ષની સેવામા શું મેળવ્યુ ?

*શ્રીગૌતમસ્વામિજી મહાવીરપ્રભુના શરણમા કેટલા વરસેથી* છે ? પ્રભુના નિર્વાણના વખતની અપેક્ષાએ પ્રભુ મહાવીરની સેવા કરતા ૩૦ વરસ ગયા છે ૩૦ વરસ જેટલો અત્યંત પરિચય થયો છે, આ તો પ્રતિબોધ સાથે ૧૨ અંગ રચવાવાળા, ૪ જ્ઞાન પામેલા, ગણધર પદવી ઉપર આરૂઢ થયેલા તે પણ તાજુ નહિ, એ વસ્તુને પણ ત્રીસ ત્રીસ વરસ થઈ ગયા છે એવી શક્તિવાળી વ્યક્તિએ પણ ૩૦ વરસ મહાવીર ભગવાનની સેવા કરીને મેળવ્યુ શું ? તો કે કંઈ નહિ, કેમ કંઈ નહિ ? એમ હુ કહું છુ ! જે મેળવવાનુ હતુ તે તો દીક્ષા સાથેજ મેળવી લીધુ છે, ૪ જ્ઞાનથી પાંચમુ જ્ઞાન નથી મેળવ્યુ, દીક્ષા સમયે શ્રુતજ્ઞાન મેળવ્યુ તેથી અધિક શ્રુતજ્ઞાન નથી મેળવ્યુ સામાયિક-છેદોપસ્થાપનીયથી

વધારે ચારિત્ર નથી મળ્યુ મહાવીર મહારાજાની સેવાથી નવો લાભ નથી થયો પહેલા મળ્યુ તે મળ્યુ છતા અખંડ સેવા.

એક વખતને ઉપકાર જીદગી સુધી ખમે નહિ

સેવા લાભની અપેક્ષાએ ન હતી, બદલા તરીકે ન હતી, પણ તેના કલ્યાણ કરનાર તરીકે હોવાથી ૩૦ વરસમા કાઈ ન મળ્યુ તેની દરકાર નથી પહેલા સમોસરણમા પ્રતિબોધ પામ્યા કે તુરત ઉત્કૃષ્ટ શ્રુતજ્ઞાન, ૪ જ્ઞાન અને સમ્યગદર્શનાદિ ત્રણ ત્યા મળી ગયા તે પછી લગીર પણ વધારો થયો નથી વધારા વગરની ૩૦ વરસની સેવા છતા, વિનય એવાજ પ્રકારનો' જરાય ખામી નહીં એક વખતનો ઉપકાર જીદગી સુધી ખમે નહિ અને અપકાર પણ એકે વખત ન થાય

રાજા મહારાજાઓમા સામતો કે ભાયાતોને દેશ કે ભાગ કાઢી આપવામા આવે પછી પેઢીની પેઢીઓ ચાલી જાય પણ ત પછી જમીનનો ટુકડો નવો ન મળે એક ટક પણ નવો ન મળે તો પણ યુદ્ધમા પ્રાણ આપવા તૈયાર રહે છે માનમરતબામા વધારો ન થાય તો પણ તે સરદારો કુલીન હોવાથી યુદ્ધમા ઉભા રહેવા તૈયાર થાય છે એટલે કે, ઉપકાર ભૂલતા નથી, તો શ્રીગૌતમ સ્વામીજી સરખા એક વખત ઉત્કૃષ્ટ શ્રુતજ્ઞાન, ચરિત્ર, ૪ જ્ઞાન મળ્યા, તેને અગે કઈ વધારો ન થાય, તો પણ ૩૦ વરસ સુધી એક સરખા વિનયમા રહે તેમા નવાઇ નથી

एयतरे गायमसामी परेण विणएण पणमिऊण जयगुरु भणइ-भयव! महत मे कोऊहल दूसमाए सरूवसवणविसए, कुणह अणुग्गह, साहह जहाभाविरति, भणिय जिणेण – गोयम ! भाविस्सवि दूसमाए वुत्तत्त साहिज्जत एगग्गमणो निसामेसु (महा० च० पृ ३३६)

ઉત્કૃષ્ટ વિનયવત શ્રીગૌતમસ્વામિજી ભગવાન સાથે રહે છે મોક્ષ આપનારા એ જ છે રાયણ ૧૦૦ વરસે ફળે, જ્યારે

લીંબડો આંબો, કેળના ઝાડ જલ્દી ફળે, છતાં રાયણદેવી તે તો રાયણ જ તેમ જેને નિશ્ચય થયો કે ૩૦–૩૦૦ કે ૩૦૦૦ વરસ સેવવા પડે તો ભલે, પણ મોક્ષ એમની પાસેથી જ મળવાનો છે, બીજાપાસે મોક્ષ મેળવી શકાય તેમ નથી તેથી અખંડ વિનયવાળા ઉત્કૃષ્ટ વિનયપૂર્વકની અંતઃકરણની ભક્તિ એ બાહ્ય-ભક્તિને આપોઆપ ઉત્પન્ન કરનારી છે બચ્ચાને માના તરફ પ્રેમ થાય તો માને દેખતા સાથે હાથ લાંબા કર્યા વગર નહિ રહે અંતઃકરણમાં પ્રેમ છતાં હાથ ઉંચા ન કરે તે બને જ નહિ,

અનુત્તરવિમાનવાસીઓની સ્થિતિ એવી છે કે બહાર જવા આવવાનું નથી બાહ્ય પ્રતિપત્તિ-વિનય ન હોય તે ચાલી શકે બાકી છુટવાળા બાહ્યપ્રતિપત્તિ વગરના હોય તો અંદર મીંડું છે બાહ્ય એ જ અંદરનું ફળ તેથી 'परेण विनयेण' ઉત્કૃષ્ટ વિનયથી, બીજું 'वणमिऊण' પ્રકર્ષપણે મન વચન કાયાની એકાગ્રતા કરવા સાથે બહુમાનપૂર્વક થનો જે નમસ્કાર તે નમસ્કાર કરીને, એકલી ભક્તિ બહુમાન નહિ, પણ અંતઃકરણની ભક્તિ અને જોડે બાહ્ય ઉપચાર વિનયપણ ખરો.

**તીર્થંકરની ભક્તિ કલ્યાણ કરનારી શું નથી ?**

શ્રી ગૌતમસ્વામીજીને શ્રમણભગવાન મહાવીર મહારાજા સિવાય વિનયનું સ્થાન બીજું કોઈ ન હતું તીર્થંકર મહારાજની ભક્તિ કલ્યાણ કરતી નથી, ત્યારે કલ્યાણ કોણ કરે છે ? તીર્થંકર જો કલ્યાણ કરતા હોત તો જગતના સર્વજીવોનું કલ્યાણ થઈ જાત ભક્તિને લીધે કલ્યાણ કરે તો દુનિયામાં જેમ પૈસા–માનની લાલચ તેમ અહીં ભક્તિની લાલચ સમજવી પડશે લાલચીયા મિથ્યાત્વી દેવ તેમની ભક્તિ કરે તો પાપનો નાશ કરવા તૈયાર અને ભક્તિ ન કરે તો દંડ દેવા પણ તૈયાર! એવું અહીં નથી તીર્થંકર તો વીતરાગ છે વીતરાગપણું સાદિઅનંત ભાગાનું છે વીતરાગપણું આવ્યું તે આવ્યું પછી જાય નહિ, જો તીર્થંકર કે તેની ભક્તિ કલ્યાણ કરે છે એમ કહીએ તો તો ભવ્ય અભવ્યોએ

અનતી વખત ભક્તિ કરી, જો ભક્તિથી કલ્યાણ થતે તો ભવ્યો સસારમા હતે જ નહિ, અને અભવ્યો પણ સસારમા ન રહેત એટલે કે ભગવાન પોતે નથી કલ્યાણ કરતા કે, નથી ભક્તિ કલ્યાણ કરતી, ત્યારે કલ્યાણ કરે છે કોણ? તેમના ગુણોની બહુમાનપૂર્વકની ભક્તિ, તેમની ભક્તિ ત્યારે જ કલ્યાણ કરે કે તેમના ગુણો ખ્યાલ આવે તેમનુ બહુમાન થાય અત્યારે નીચા નબરે અરિહતને બેસાડયા, તે કરતા ચડતા નબરે ભક્તિ, અને તે કરતા પણ ચડતા નબરે ગુણનુ બહુમાન છે

**નવકારમા અરિહત શબ્દની પહેલા 'નમો' કેમ?**

'નમા अरिहनाण' શાસ્ત્રકાર કહે છે તેમા નવુ શુ?' અહીં શિષ્ય શકા કરે છે, अरिहनाण नमो કહો તો શો ફરક? શકાકારે એ મુદ્દાથી શકા કરી કે કોઇ નમા કહેતા મરી ગયો તો અરિહતાણ પદ રહી જાય ને? તો પછી અરિહતાણ કહેતા મરી ગયો તો નમો રહી જાય તેનુ શું? નમો એ નમન કરવારૂપ અરિહતની ભક્તિ છે, ભક્તિ અરિહતથી ચડતા નબરે છે, તેથી નમનનો ઉચ્ચાર ન રહેવો જોઈએ 'नमो એ વિનય-ભક્તિનુ ઉચ્ચારણ છે, તે બાકી રહેવુ ન જોઈએ, માટે 'नमो अरिहनाण' કહેવુ જોઇએ અરિહત પોતે કલ્યાણ કરનાર નથી, પણ નમસ્કાર કલ્યાણ કરનાર છે સર્વજીવોનુ કલ્યાણ નથી થતુ તેનુ કારણ એ કે ભક્તિમા પરોવાય તેનુ કલ્યાણ થાય, માટે નમસ્કાર મુખ્ય તેથી પ્રથમ 'नमो મુકયો છે

**સ્થાપના માન્યા વગર નમો બોલનાર મૃષાવાદી**

નમસ્કાર એટલે માથુ ઝુકાવવુ, હાથ જોડવા, શાસનનુ સામ્રાજ્ય नमो अरिहनाण હોય તે મૂર્તિ એ જ નમો. શાસ્ત્રકાર કહે છે કે નમોક્કારેણ પદથી સ્થાપના સિદ્ધ થઈ, નમસ્કાર એટલે હાથ જોડવા, કોની સામા હાથ જોડાય? માથુ નમાવાય? સિમધર સ્વામિને, તો એકલા ઇશાનખુણામા જ બોલાશે ઇશાનખુણે નમો અરિહતાણ બોલો તો ધારણાથી સ્થાપના, પ્રત્યક્ષમા નહિ

દેરાસરમાં મુવકો પાછળ હાથ રાખે છે નમસ્કાર કરનારો હાથ જોડે, શીર નમાવે ત્યારે જ નમસ્કાર કહેવાય અરિહંત ભગવાનને અંગે સ્થાપના કર્યા વગર છુટકો નથી અરિહંતને માને તો તેની સામે નમસ્કાર, જેઓ સ્થાપનાને-મૂર્તિને નહિ માનનારાઓ છે, તેઓ નમસ્કાર તો બોલે છે તેને પુછો કે ભાઇ! હાથ કોને જોડયા? તે નમસ્કાર કોને કર્યો? નમો અરિહંતાણ મા નમો શબ્દ બોલનારે સ્થાપના ન માની તો પણ ગળે વળગાડી, કોની સામે નમો બોલ્યો? અહીં ભાવ-દ્રવ્ય-સ્થાપના-નામ અરિહંત છે? કોની સામે તે માથુ ઝુકાવ્યુ? નામ-સ્થાપના-દ્રવ્ય-ભાવ કર્યું તેનાથી બોલાય તેમ નથી એક જ રસ્તો છે, અરિહંતનો આકાર અહીં કલ્પ્યો, અને એને માથુ ઝુકાવ્યુ અરિહંતની સ્થાપના કર્યા વગર નમો બોલનારો મૃષાવાદી સમજવો મનની કલ્પનાએ આકાર કલ્પ્યો તે જ આકાર સ્થાપના, અને તેથી સ્થાપના સિદ્ધ થઇ સ્થાપના ઘટેલી ન માન તો કલ્પિત માન, નહીંતર હાથ કોને જોડીશ? કહે કે નહીંતર આકાશને હાથ જોડુ છુ આખો ધર્મ કલ્પનામા છે સુપાત્રને સુપાત્ર કલ્પિને દઈએ તો કલ્યાણ છે

ભક્તિ કલ્યાણકારી છે

અરિહંત પ્રત્યે નમસ્કારની ભક્તિ જબરજસ્ત હોવાથી પહેલા નમોનુ ઉચ્ચારણ કર્યું શબ્દભેદને અઘડો ગણનારાએ ધ્યાનમા રાખવુ કે અહીં શબ્દભેદ નથી, અને અર્થભેદ પણ નથી નમો અરિહંતાણ કે અરિહંતાણ નમો તેમા શબ્દ કે અર્થભેદ નથી પૂર્વાપરનો ભેદ જ્યા થયો ત્યા આખો પાઠ બગડી જાય તે માટે નમો પ્રથમ મૂકયુ અરિહંત કલ્યાણ કરે છે તે ભક્તિના વિષયમા આવી કલ્યાણ કરે છે, ભક્તિ કરણીય છે, એવી ધારણા થાય એથી એમની ભક્તિ કરૂ છુ ભક્તિ કલ્યાણકરનારી છે ગુણ લાવનારી છે એવી માન્યતાપૂર્વક કરવા લાયક છે,' એમ ધારી ભક્તિ કરે તો કલ્યાણ જરૂર કરે અને ગુણો પ્રાપ્ત કરે

આરસી ભક્તિ સૂર્યનું પ્રતિબિંબ અરિહંત

આરસીમા પડેલુ સૂર્યનુ પ્રતિબિંબ આખમા પાણી લાવે છે, આરસીની તાકાત આખમા પાણી લાવવાની નથી છતા આરસી-દ્વારાએ પાણી આખમા આવે છે, તેમ આરસી એ ભક્તિ અને સૂર્ય એ અરિહંત, અરિહંત લાવ્યા આવે, પોતે ન આવે અહીં સૂર્ય ખસી ગયો નથી, છાયાદ્વારાએ કાચમા પેઠો, એટલે કે સૂર્ય ત્યાને ત્યા જ છે, પણ સૂર્યનો આકાર આવે તેનુ તેજ આવે, છાયાદ્વારાએ પેઠેલો સૂર્ય આખમા ઝગઝગીમા લાવે છે ભગવાન એક જ સ્વરૂપે છતા ભક્તિદ્વારાએ કલ્યાણ કરે આરસી તેજસ્વી-પણાની છાયા છે, તેમ ભક્તિ ભગવાનના વિષયની છે તો કલ્યાણ કરે. કુદેવની હોય તો ન કરે, સુદેવ વિષયક ભક્તિ હોય તો કલ્યાણ કરે ભક્તિમા ગુણીનો વિષય કરવો જ પડયો હવે ભગવાન અને ભક્તિ એ બેમા ભક્તિની જ તીવ્રતા છે ભગવાન કલ્યાણ ન કરે પણ ભગવાનની ભક્તિ કલ્યાણ કરે છે તે છતા ભક્તપણાની બુદ્ધિ ન હોય તો શુ થાય ? ઇન્દ્રમહારાજના હુકમથી હરિણગમેષીદેવ શ્રમણભગવાન મહાવીરને દેવાનદાની કુખમાથી ત્રિશલાદેવીની કુખમા લઈ જાય, તે અતિતાદિ ત્રણકાળના ઇન્દ્રનો આચાર છે ગર્ભ ફેરવે હરિણગમેષી, છતા આચાર ઇન્દ્રનો કહેવાય ઇન્દ્રનુ કાર્ય કરનારા હરિણગમેષી, જેના અતકરણમા આવા કુળમા તીર્થંકર આવે તે આશ્ચર્ય જણાય, અને તેથી રાજકુળમા ગોઠવુ એ વિચાર કરનાર આચારવાળો તે જ ભક્ત

તીર્થંકરને દેવાનદાની કુખમાથી ત્રિશલાની કુખમા લઈ જવાનો આચાર ઇન્દ્રનો કાર્ય કર્યું હરિણગમેષીએ, બધી ગોઠવણ પણ કરી તેણે, છતા આચાર ઇન્દ્રનો અરે ! કરે તોએ ન કરે તો એ આચાર ઇન્દ્રનો કહેવાય કલ્યાણકોના મહોત્સવ પોતે જ કરે દીક્ષા, કેવલ મોક્ષ, જન્મ વખતે પોતે અદિ હરિણગમેષીને મોકલે છે તે આ જીત (કલ્પ) પ્રત્યે મહોત્સવ છે, કલ્યાણક પ્રત્યે મહોત્સવ નથી- જીતપણું ઇન્દ્રનુ તેમ એ બુદ્ધિ થાય કે

ત્રણુ જગતને પૂજ્ય કેવલજ્ઞાન, દર્શનવાળા માટે પૂજવા લાયક એ ભક્તિ વગે, તેના વિષયવાળી ભક્તિ કલ્યાણુ કરે

શ્રુતકેવલી ગણધરોને પ્રશ્ન કરવાનુ પ્રયોજન

અરિહુત પૂજાય છે, અરિહુતની પૂજા ભક્તિ વગર થાય તો તેમા કલ્યાણુનો રસ્તો નથી, અરિહુતપણુાની બુદ્ધિ જોઈએ આટલા માટે શ્રીગૌતમસ્વામિજી વિનયપૂર્વક નમસ્કાર કરે છે અરિહુતપણુાની બુદ્ધિ હોય તો જ ફળ થાય, માટે કહે છે કે 'जय गुरू' જગતગુરૂને પોતે નમસ્કાર કરીને કહેછે તો 'જયગુરૂ' પ્રથમ કહેવું હતુ, એ પ્રશ્નને અગે દેહુલીદીપક ન્યાયે ઉમરામા દીવો પડેલો હોય તો બહાર અને અદર બને બાજુ અજવાળુ કરે, તેમ બન્ને બાજુ જયગુરૂ પદ જાય તેમ જવાથી 'જગત ગુરૂ ધારીને નમસ્કાર કર્યો, અને પ્રશ્ન કર્યા તે એટલા માટે કે પોતે ૧૪ પૂર્વધર, ૪ જ્ઞાનના ધાણી અને બાર અગના જાણુકાર છે, છતા કેવલજ્ઞાનથી જે તેઓ જાણે છે, તેવી તાકાત મારી પાસે નથી, માટે તેમને પ્રશ્ન કરી જાણવુ જોઈએ, તેથી 'પ્રશ્ન કરતા કહે છે —'भयव ! महन्त मे कोऊहल दूसमाए सहयण त्रिसपं, कुणह अणुग्गह साहह जहा भाविरति' હે ભગવાન! પહેલા સબોધન કરે છે પણુ ભગવાન તો પૂછવાની ઈચ્છા પહેલા જ જાણી બેઠા છે સન્મુખ કરવામા હે! શબ્દ સબોધનમા વપરાય છે પણુ કેવલજ્ઞાનવાળાને સન્મુખ કરવાનુ શુ?

કેવલજ્ઞાનીને કેવલજ્ઞાનના બળથી ત્રણુ જગત દરેક સમયે ઉપયોગમા હોય છે, પણુ ભકને સન્મુખતા કરવી જોઈએ તેથી અર્ધે ભન્તે! શબ્દ વાપરેલો છે 'दुसमाए' દુષમાકાળ એટલે કે પાચમો આરો, અહીં શ્રી ગૌતમસ્વામિજી કહે છે કે દુષમાઆરાનુ સ્વરૂપ સાભળવાના વિષયમા મને કુતુહલ થયુ છે કુતુહલનો અર્થ અપૂર્વ ઉલ્લાસ થાય છે, માટે મહેરબાની કરી ભવિષ્યકાળમા દુષમકાળને લીધે જે બનવાનુ છે તે જણાવો! આટલો પ્રશ્ન કરી બોલવું ખતમ કર્યું, પછી જિનેશ્વરે કહ્યુ—ગૌ તેવા

સમર્થ જણાવનારાએ પ્રશ્ન પુરો થયા પહેલા બોલવુ નહિં, વર્તમાનની સમીપનો ભૂત હોય તો વર્તમાનકાળ વપરાય, તેમ અતીતની પાસેનો ભૂત હોય તો ભૂત કથન હોવાથી 'મણિત' કહ્યુ, 'ગોયમા' હે ગૌતમ! ભાવિ દુષમાકાળનુ સ્વરૂપ ભવિષ્યમા થવાનુ છે, અત્યારે કઇ નથી માટે એકાગ્ર મન રાખી તુ સાભળ! શિષ્યને ઉપદેશ આપતા ગુરૂએ સાવચેત કરવાની જરૂર છે, સૂત્રની શરૂઆતમા અનુક્રમ કહેતા કહે છે કે સાવચેત રહે, અપ્રમત્ત રાખવા માટે સાભળવાની આજ્ઞા કરવામા આવે છે

'मइ निव्वाणमुवगए पचमअरओ उ दूसमा होही।
तीए वमा भ-गोऽविहु न जणो धम्मुज्जम काही' ॥१॥
पृ ३३७

દિવાળી પ્રવર્તવાનુ કારણ

હુ નિર્વાણ પામીશ, નિર્વાણ શબ્દ દિવાળીની જડ છે મહાત્માના મોક્ષમા કે કાતો અગ્નિના ઓલવવામા, એ બેમાજ નિર્વાણ શબ્દ વપરાય છે મહાવીરનુ નિર્વાણ ખટકયુ કોને? શ્રમણસઘને, સકળદેશના ભક્તોને, અને હાજર રહેલા ગણરાજાને, તેમજ નવમલ્લકી, નવલેચ્છકી, કાશી અને કોશલના જે રાજાઓ છે તેમને ખટકયુ અત્યારે જે પાવાપુરીમા જળમદિર છે ત્યા ચિતા કરેલી અને પ્રભુ ત્યા મોક્ષે ગયેલા જેમ દિવો ગુલ થયો હોય મોટા શહેરમા ઇલેક્ટ્રીક ઓચિંતી બધ પડી હોય ત્યારે બીજા દિવાના સાધનો તરફ ધ્યાન ખેચીએ છીએ, તેમ ભાવ દીપક નિવૃત્ત થયે દ્રવ્યઉદ્યોત પ્રવર્તાવ્યો જે મનુષ્યને જે ચીજનો અર્થ યથાસ્થિત રૂપમા ન મળે તો તેને બનાવટી રૂપમા પણ દાખલ કરી દે, શુરા સરદારને સાચી તલવાર ન મળે તો લાકડાની તલવાર બનાવીને મ્યાનમા રાખવી પડે, તેમ ભાવ ઉદ્યોતનુ સર્વત્ર અજવાળુ હોય તેવુ તે ગયે થકે સર્વત્ર તેવો ઉદ્યોત કરવા માટે દીપકની આવલી, આવલી એટલે શ્રેણી, એટલે કે સખ્યાબધ દિવા કરવા પડે, તેથી જગો જગો પર દિવા કરવાની

પ્રવૃત્તિ થઈ ધર્મકેન્દ્રનુ જે સ્થાન હોય, અને તે જગો પર જે પ્રવૃત્તિ થાય તે પ્રવૃત્તિ બધે જાય તો તેમા નવાઈ શુ? ભક્તે કરેલુ કાર્ય બીજો ભક્ત પોતાના રાજ્યમા કરે તો તે આશ્ચર્ય નથી શ્રમણ ભગવાન નિર્વાણ પામી ગયા, તે વખતે અઢાર દેશના રાજાઓનુ અનુકરણ કરી માલવાધિપતિ ચડપ્રદ્યોત પણ પોતાના દેશમા દિવાળી પ્રવર્તાવે છે કેશીરાજા પણ દિવાળી પ્રવર્તાવે છે એવી રીતે ઉત્તર પૂર્વમધ્ય હિન્દુસ્તાનમા બધે દિવાળી પ્રવર્તે અને બધે દિવાળીનુ મહાત્મ્ય થાય તેમા આશ્ચર્ય નથી અહીં પૌષધોપવાસ અને દિવાળી બને કર્યા છે, તેજ વાત અહીં નિર્વાણ શબ્દમા જણાવીએ છીએ ૨૪ તીર્થકરની વાત સાભળીયે છીએ ત્યા 'પરિનિવ્વુડે' કહ્યુ છે તે એજ કે નિર્વાણને અગે ભાવઉદ્યોત ગયો તેને અગે દ્રવ્યઉદ્યોતની પ્રવૃત્તિ થઈ હુ નિર્વાણ પામીશ ત્યાર પછી ત્રણ વરસ ને સાડાઆઠ મહિને પાચમો આરો બેશશે જેનુ નામ દુષમા છે દુષ્ટ વરસો—દુ ખદેવાવાળા વરસો જેની અદર છે તે દુષમા

દુષમા કાળની કઠીનતા

એ કાળમા બીજી વિચિત્રતા એ છે કે મનુષ્ય સયોગને પ્રતિકુળ રહી ભાવના ચડાવનારા હોય છે, પણ ઘણા સયોગ ઉપર ભાવના ચડાવનારા હોય છે દુષમાકાળની એવી ખગળી છે અભ્રજય ઘણા હોય, ભવ્ય પણ ધર્મની લાગણીવાળો ધર્મ કરવા તૈયાર થયેલો હોય છતા સયોગની ખામીને લીધે ધર્મમા જે ઉદ્યમ, અપ્રમત્તપણું—કટીબદ્ધપણું તે કરી લેવાનો નહિ ભવ્ય પણ દુષમાઆરાને લીધે ધર્મમા ઉદ્યમ કરવાવાળો નહિ થાય, આથી ધર્મનો ઉદ્યમ થશે નહિ પાચમાઆરાવિષે ધર્મમા ઉદ્યમ કરવો તે જ્ઞાનીના વચનને લોપવાનો અર્થ ન કરશો.

આખા ભાકરૂ મુનિઓ અશાતનશીલ બનવાના

જે છકાયના કટામા માચી રહ્યા છે તેવાઓ ધર્મનો ઉદ્યમ ન કરે, પણ આરભાદિકનો ત્યાગ કરી મોક્ષનુ નિશાન લઈ નીકળી

પડેયા છે તે સાધુઓ તો ધર્મનો ઉદ્યમ કરશે ને?' અહિં સામાન્ય શબ્દ સર્વને લાગુ થાય, છતા વિશેષને લાગુ કરવા મુનિરાજોની સ્થિતિ દર્શાવે છે

मुणिणोऽवि परोप्पर कलहकारिणो बहुपरिग्गहासत्ता।'
'गड्डिम्मति न सम्म घाइल्लेण सधम्ममि' ॥२॥

ગૃહસ્થ જે આરંભાદિકમા આસક્ત થયેલા હોય તેની વાત દૂર રહી, તે તો નદીના ઘાટ જેવો ધર્મ ગણે છે નાહીને ઘેર ચાલ્યા આવવુ, તેમ થોડો વખત દેહરે ઉપાશ્રયે ધર્મ કરી ઘેર ચાલ્યા જવુ એવડી વિસામાનુ સ્થાન. પણ મુનિમહારાજાઓ મોક્ષનુ નીશાન લઈ બહાર પડેલા છે તે પણ પરસ્પરના કલેશને કારણે જેમ કાટા-કણિયો-સુતરનો તાતણો પણ આખ ન ખમે, પણ નાક છોડાના છોડા ખમે, જીભ છારીઓ ખમે, શરીર મેલ ખમે બધુ ખમે, પણ આખથી કઇ ન ખમાય, તેમ જેનાથી કઇ ખમાય જ નહિ ન પડિક્કમણામા, ન પડિલેહણમા, ન સ્વાધ્યાય કે બેસવામા, કશામા ન ખમાય આખ જેવી નાજુક સ્થિતિવાળા મુનિ છે આખમા કણિયો પડે તો પણ આસુ તણખલુ, સુતર પડે તો પણ આસુ, આખે અસહનશીલતા રાખી છે, તેથી જરી જરીમા આસુ પાડવા પડે છે, તેવી રીતે મુનિઓએ સહનશક્તિ નેવે મેલી છે, તેથી ટટો કરે છે મિત્રતા શત્રુતા સબધવાળા સાથે જ હોય છે દુષમાકાળને લીધે સાધુ માહોમાહિ કલેશ કરનાર વાડના કાટા પહેલાં પગનો કાટો પ્રથમ કાઢે શ્રમણસઘ એટલે ચાલવાનો રસ્તો, શ્રાવક શ્રાવિકા એટલે વાડો પાચમાઆરાના પ્રભાવને લીધે પરસ્પર કલેશ કરનારા મુનિઓ થશે કલેશ ક્ષતવ્ય છે, કલેશનુ કારણ કુટિ કહાય તો આપોઆપ કલેશ સમી જાય છે પરસ્પર કલેશ કરવાવાળા સાધન વગરના હોય તો આપોઆપ કલેશ દૂર જાય જેમ ઘણા પરિગ્રહ વસ્ત્ર, પાત્ર, પુસ્તક, શિષ્ય, શ્રાવક, શ્રાવિકા મારા જેમ ગૃહસ્થ મકાન પોતાના કરવા મહેનત કરે, તેમ સાધુઓ આ મારો કેમ કરૂ? સાધુ બીજાને શિષ્ય થયા

સાંભળી, દેખી બળે અમાસની ઇચ્છા, ને ગ્રામની મૂર્છા અહીં પરિગ્રહમા ધનમાલ હવેલી નથી, મુનિપણુ છે, તે છતા પરસ્પર ક્લેશ કુથલી 'પારકુ તપાસવામા પહોર ગયા, મારૂ તપાસવામા મિનિટ પણ નથી ગઈ,' બહુપરિગ્રહ એટલે પાત્રાદિકમા મૂર્છાની સ્થિતિ દુષમાકાળના પ્રભાવને લીધે ક્લેશ કરવાવાળા, અને પરિગ્રહમા આસક્ત થશે

ભાવિ સાધુ કેવા હશે?

જગતમા ભલે રાત હોય, પણ હાથમા દિવીવાળાને દહાડો છે, તેમ ક્લેશવાળા-પરિગ્રહવાળા હોય, છતા કલ્યાણનુ કામ કરનારા હોય તો સારૂ! પણ ઘણે ભાગે સ્વધર્મમા તો સાધુઓ વર્તશેજ નહિ ઘણો ભાગ એટલે ૮ આનીથી વધવોજ જોઇએ તોજ ઘણો ભાગ શ્રમણધર્મ ૧૦ પ્રકારનો ક્ષાંતિઆદિ છે તેમા ૨૪ કલાકમા કેટલો કયો ધર્મ કર્યો? સરવાળો કાઢી જોયો! ક્રાન્તિવાળાને સાધન મળે તો તરત ક્રાન્તિ થઈ જાય વાયરો આવી પાનુ ઉડાવે તો વાયરા સામે લડવા તૈયાર છીએ, આપણી સ્થિતિ કઇ છે? ઢેમ વાગે તો પથરા ફોડવા તૈયાર છીએ, ક્ષમા ધર્મ ક્યા રહ્યો છે તે તપાસો! ક્ષાંતિની જગો પર આપણે ક્રાન્તિમા પડ્યા આપણને પલટાવવા એ લોકોની રમત છે "પાડોશીનુ ઘર બળતુ હોય તો બેડા ચડાવીએ કે ઉબાડીયા મેલાય?

ક્ષાંતિ ધર્મવાળાને ઇન્દ્ર પણ ન પલટાવે, ક્રાન્તિવાળાને વાયરો યે પલટાવે ક્રોધનો કણિયો હોયજ નહિ શ્રમણ ભગવાન, ત્રણલોકના નાથ, જેને ઇંદ્રાદિક સેવામા હાજર છે એવાને, દેવદેવેન્દ્રોથી પરિવરેલ તેવા ભગવાનનો એક વખતનો શિષ્ય-ગોશાળો કાશ્યપ કહી જાય છે કાશ્યપ એ હજામનુ રૂઢનામ છે, તમને આવીરીતે કહેનારા મળે તો શુ કહો? મને કેમ કહ્યું? ભગવાન કહે છે કે એને અજ્ઞાનતાનો ઉદય છે, એની ઝુપડી બળી રહી છે, પાડોશીનુ ઘર બળતુ દેખીએ તો બેડા ચડાવીએ કે ઉબાડીયા મેલાય? તે વખતે 'બેડા ભરીને' ન ખાય, ઉબાડીયા ન

નખાય મમતાના બેડા તૈયાર રાખ! તેનુ ઘર સળગ્યું ને મારે ઘેર આગ ન લાગે તે ઠીક ન કહેવાય, ત્રિલોકનાથ ઇન્દ્રાદિકને પણ પૂજ્ય એવાને ગોશાળો તુ તા કરી જાય છે બીજાસાધુઓને બોલતા બધ કરે છે તે અહીં સમતાની સેર વહેવડાવે છે કોઇ સાધુએ ક્રોધ કર્યો હોય અને પૂછે કે ક્રોધ કેમ કર્યો? તો શુ કહે? ભાઇ! હુ તો ભણતો હતો, એણે મને નકામો ક્લેશ કરાવ્યો બીજાનુ બ્હાનુ નકામુ કાઢે છે તારે શું કરવા આખ ઉચી કરવી પડી? જો શ્રમણધર્મમા લીન હોય તો તારે આખ ઉચી કરવાની જરૂર નથી કોઇ ગામમા આપણી માલમિલકત હોય, અને ત્યા આગ લાગી સાભળીયે, ત્યારે જે બચ્યુ એ આપનુ એમ માનીયે છીએ તેમ જગતમા અજ્ઞાની જીવો તો ક્રોધ માનાદિએ ભરેલા જીવો છે, જગતમા આગ લગાડી રહ્યા છે, તેમાથી બળ્યાની બળતરા ન ગણુ, પણ બચ્યાનો ફાયદો ગણુ! અજ્ઞાની જીવો શુ ન કરે! ગાળ દીધી તેથી કઈ ગુમડા થતા નથી, તે બોલતો હતો અને તને ગાળ દીધી, તો તને ગુમડુ થઈ ગયુ? ના, ત્યારે ગુમડુ નથી થયુ, તો પછી ચકમક કેમ ઝરી વગર આગે ફોટલો થયો એમ માનવું એ તો વગર જ્ઞાને બોટ્યો પણ તે તો જીન્દગીથી જ્ઞાન મેળવ્યુ હતુ તે બોળ્યુ બીજો આક્રોશ કરે તે વખતે સુક ન ઉરાડયા કરો! મારવા આવે તે વખતે વિચારવું કે મારી નાખતો તો નથી ને? અથવા મારી નાખે છે, પણ મારો ધર્મ તો નથી જતોનો આક્રોશ કરવો, મારવુ, વધ કરવો, જીવથી મારી નાખવો, ધર્મથી નાશ કરવો આ બધુ બાળજીવો હોય ત્યા બને, ત્યા આ ચીજ બનવી અસભવીત નથી

સમતા કઈ રીતે આવે?

આખા શહેરમા આગ હોય ત્યા બચ્યુ તેની બોલબાલા, આ સ્થિતિ કયારે આવે? શાતિ મારો ધર્મ છે, ક્રોધ મારા આત્માના ધર્મને ચુકવનારો છે, તેમ માર્દવ-નમ્રતા મારો ધર્મ છે કોણિક સરખાને શ્રીમહાવીરપ્રભુ મહાનુભાવ! કહે છે બાપને

બેડીમા નાખનાર, કેદમા પુરનાર, ૧૦૦ ચાબખા મારનાર, માતા-ના નખ્ખોદ કાઢનાર એવો કોણિક છે; છતા મહાવીર મહારાજા | મહાનુભાવ! કહે છે

સુગંધ લેનારો ભમરો થડ-ડાળ પર ન બેસે, ખોળી ખોળી ફુલ પર બેસે. માખી ખોળી ખોળી વિષ્ટા પર બેસે માટે ભમરો બન, અને ગુણ તરફ જા! દોષ પર નજર ન કર! દમપ્રકારમા શ્રમણધર્મના નામથી આપણું વર્તન મારૂ કેમ નથી થતું! પરંતુ તેના કારણ વિગેરેનો વિચાર આપણને સુઝતો નથી. અહીં દુષમાકાળનું ફળ જણાવ્યું પ્રાયે પોતાના ધર્મમા સાધુ વર્તવાના નહિ, તેમ સર્વથા ધર્મનો અભાવ પણ નહિ, પરંતુ સમ્યગ્ પ્રકારે વર્તવાના નહિ હવે આગળ પાચમા આરાનું સ્વરૂપ કેવું છે તે અધિકાર અગ્રે વર્તમાન.



## ॐ દિવાળી પર્વ વ્યાખ્યાન ૨ ॐ

વિ સ ૧૯૯૧ આસો વદ ૧૪ પાલીતાણા.

पासडिणोऽवि नियनियपयपयडणपरमुहा मयणमूढा ।
पम्मुक्कधम्मकम्मा ओलग्गिस्सति रायण ॥ २ ॥

પાચમા આરામા પ્રથમ ઘણો ધર્મને

શાસ્ત્રકાર મહારાજા ગુણચંદ્રસૂરિજી મહારાજ ભવ્યજીવોના ઉપકાર માટે મહાવીર ચરિત્રમા જણાવે છે કે ૧૫૦૦ તાપસોને પ્રતિબોધી યાવત્ પારણું કરાવે છે, કેવલજ્ઞાન થયુ છે, તે પરી વાર સાથે મહાવીર પ્રભુ મિથિલામા સમોસર્યા છે, ત્યા મિથિલામા શ્રીગૌતમસ્વામીજી મહાવીર પ્રભુને નમસ્કાર કરી પૂછે છે કે— હે ભગવાન! ભવિષ્યના દુષમકાળનું સ્વરૂપ સાભળવાનું કુતુહલ થયુ છે તો તે સમજાવો!

હુમેશા જગતમા ધર્મને આધા થાય તે કોઇને નડતી નથી, એમ કહીએ તો ચાલે, પરતુ પરસ્પરના દુનિયાદારીના કલેશ શમાવ્યા સિવાય છૂટકો થતો નથી, કારણ એની ગરજ એને ને, એની ગરજ એને, એમ પરસ્પર ગરજ હોવાથી પતાવવાજ પડે છે કોઇ વખત રિદ્ધિ વધારે હોય તો અભિમાનવશ થયો તેથી કલેશ કરે છે, પણ ધર્મનો કલેશ એવો કે પતવાનુ કારણ નહિં ધર્મમા કલેશ પડે તો કશુ અટકતુ નથી, મોક્ષાર્થીને અટકે તો તે ધર્મને ખસેડનો નથી ભવાભિનદીને ધર્મ વગર કશું અટકતુ નથી, તેથી ભગવાન મહાવીર પ્રભુ કહે છે કે પાચમો આરો પ્રથમ ધક્કો ધર્મ ઉપર લગાડશે !

જે ભ ય ત્રસપણુ પામ્યો તે ચોક્કસ મોક્ષે જવાનોજ

ધર્મ એ ઉદ્યમથી થવાવાળી ચીજ છે ધર્મનો ઉદ્યમ તીવ્ર તો ધર્મ તીવ્ર, ઉદ્યમ કરવાવાળાના ઉપર ધર્મની તીવ્રતા-મદતા હોય છે, દુષમાકાળ મોક્ષે જવા લાયક હોય એવા ભવ્યપુરૂષ ઉપર અડ્ડો જમાવે છે જે ભવ્ય ત્રસમા આવ્યો તે ચોક્કસ મોક્ષે જવાનો, ચાહે જેટલી મુદતે ચાહે તેટલા પુદ્ગલપરાવર્તે ત્રસ ભવ્ય હોય તો કોઈપણ દિવસ તે મોક્ષે જવાનો, ત્રસાદિ પરિણામ પામ્યો હોય તે જાતિભવ્ય ન હોય, નિગોદમા જ જાતિભવ્ય હોય ત્રસાદિપણાને પામ્યા હોય તે જીવો ભવ્ય હોય તો તેણે ધર્મનો ઉદ્યમ કરવાનો ને કરવાનોજ સીધો ખરચ ન આપે તો કોર્ટથી ખરચ સાથે ભરપાઈ કરવો પડે, તેમ સીધેસીધા ધર્મ ન કરીયે તો પાપ ભોગવી પછી પાછા અહીં આવી ધર્મ કર્યે જ છૂટકો છે ત્રસાદિ ભવ્યને મોક્ષે જવાનુ ને જવાનુ જ નકામી કોર્ટની ફી સાથે દેવુ આપવુ પડે તેના કરતા વગરફીએ દેવુ આપવુ પડે તો વાધો શો? પણ દુષમાકાળના જીવોને ઘણે ભાગે એ સુઝવાનુ નહિં ભવ્ય છતા તે ઉદ્યમ નહિં કરે તેમા દુષમાકાળ હેતુ છે તેમા મોક્ષનુ નિશાન લઈ નીકળેલા મુનિઓને ગૃહસ્થોના નિશાન જુદા જુદા હોય છે

બેડીમા નાખનાર, કેદમા પુરનાર, ૧૦૦ ચાબખા મારનાર, મોટા ભાનુ નખખોદ કાઢનાર એવો કૌણિક છે, છતા મહાવીર મહારાજ ! મહાનુભાવ ! કહે છે

સુગંધ લેનારો ભમરો થડ-ડાળ પર ન બેસે, ખોળી ખોળી પુલ પર બેસે ! માખી ખોળી ખોળી વિષ્ટા પર બેસે. માટે ભમરો બાન, અને ગુણ તરફ જા ! દોષ પર નજર ન કર ! ઇસપ્રકારના શ્રમણધર્મના નામથી આપણું વર્તન સારૂ કેમ નથી થતુ! પરંતુ તેના કારણ વિગેરેનો વિચાર આપણને સુઝતો નથી. અહીં દુષમાકાળનુ ફળ જણાવ્યુ પ્રાયે પોતાના ધર્મમા સાધુ વર્તવાના નહિ તેમ સર્વથા ધર્મનો અભાવ પણ નહિ, પરંતુ સમ્યગ્ પ્રકારે વર્તવાના નહિ હવે આગળ પાચમા આરાનુ સ્વરૂપ કેવું છે તે અધિકાર અગ્રે વર્તમાન.



## ॐ દિવાળી પર્વ વ્યાખ્યાન ૨ ॐ

વિ સ ૧૯૯૧ આસો વદ ૧૪ પાલીતાણા.

पासंडिणोऽवि नियनियगाधयपरमुहा मयणमूढा ।
पमुक्कधम्मकम्मा होलंगिस्सति राइण ॥ ३ ॥

પાચમા આરામા પ્રથમ ધક્કો ધર્મને

શાસ્ત્રકાર મહારાજા ગુણચંદ્રસૂરિજી મહારાજ ભવ્યજીવોના ઉપકાર માટે મહાવીર ચરિત્રમા જણાવે છે કે ૧૫૦૦ તાપસોને પ્રતિબોધી યાવત્ પારણું કરાવે છે, કેવલજ્ઞાન થયુ છે, તે પરીવાર સાથે મહાવીર પ્રભુ મિથિલામા સમોસર્યા છે, ત્યા મિથિલામાં શ્રીગૌતમસ્વામીજી મહાવીર પ્રભુને નમસ્કાર કરી પૂછે છે કે- હે ભગવાન ! ભવિષ્યના દુષમકાળનુ સ્વરૂપ સાભળવાનુ કુતુહલ થયુ છે તો તે સભળાવો !

હું મેશા જગતમા ધર્મને બાધા થાય તે કોઈને નડતી નથી, એમ કહીએ તો ચાલે, પરતુ પરસ્પરના દુનિયાદારીના કલેશ શમાવ્યા સિવાય છૂટકો થતો નથી, કારણ એની ગરજ એને ને, એની ગરજ એને, એમ પરસ્પર ગરજ હોવાથી પતાવવાજ પડે છે કોઈ વખત રિદ્ધિ વધારે હોય તો અભિમાનવશ થયો તેથી કલેશ કરે છે, પણ ધર્મનો ક્લેશ એવો કે પતવાનુ કારણ નહિં. ધર્મમા કલેશ પડે તો કશુ અટકતુ નથી, મોક્ષાર્થીને અટકે તો તે ધર્મને ઍસેડનો નથી ભવાભિનદીને ધર્મ વગર કશું અટકતુ નથી, તેથી ભગવાન મહાવીર પ્રભુ કહે છે કે પાચમો આરો પ્રથમ ધક્કો ધર્મ ઉપર લગાડશે !

જે ભવ્ય ત્રસપણુ પામ્યો તે ચોકસ મોક્ષે જવાનોજ

ધર્મ એ ઉદ્યમથી થવાવાળી ચીજ છે ધર્મનો ઉદ્યમ તીવ્ર તો ધર્મ તીવ્ર, ઉદ્યમ કરવાવાળાના ઉપર ધર્મની તીવ્રતા–મદતા હોય છે દુષમાકાળ મોક્ષે જવા લાયક હોય એવા ભવ્યપુરૂષ ઉપર અડ્ડો જમાવે છે જે ભવ્ય ત્રસમા આવ્યો તે ચોક્કસ મોક્ષે જવાનો, ચાહે જેટલી મુદતે ચાહે તેટલા પુદ્ગલપરાવર્તે ત્રસ ભવ્ય હોય તો કોઈપણ દિવસ તે મોક્ષે જવાનો, ત્રસાદિ પરિણામ પામ્યો હોય તો જાતિભવ્ય ન હોય, નિગોદમા જ જાતિભવ્ય હોય ત્રસાદિપણાને પામ્યા હોય તે જીવો ભવ્ય હોય તો તેણે ધર્મનો ઉદ્યમ કરવાનો ને કરવાનોજ સીધો ખરચ ન આપે તો કોર્ટથી ખરચ સાથે ભરપાઈ કરવો પડે, તેમ સીધેસીધા ધર્મ ન કરીયે તો પાપ ભોગવી પછી પાછા અહીં આવી ધર્મ કર્યે જ છૂટકો છે ત્રસાદિ ભવ્યને મોક્ષે જવાનુ ને જવાનુ જ નકામી કોર્ટની ફી સાથે દેવુ આપવુ પડે તેના કરતા બજારફીએ દેવું આપવુ પડે તો વાધો શો ? પણ દુષમાકાળના જીવોને ઘણે ભાગે એ સુઝવાનુ નહિં. ભવ્ય છતા તે ઉદ્યમ નહિ કરે તેમા દુષમાકાળ હેતુ છે તેમા મોક્ષનુ નિશાન લઈ નીકળેલા મુનિઓને ગૃહસ્થોના નિશાન જુદા જુદા હોય છે

શનિ માફક દુષમાકાળની અસર મન ને સરખી

અર્થ કામ કુટુંબ છોડી નીકળેલા, હાથમાં મોક્ષનો વાવટો લઈ નીકળેલા મુનિઓ ધર્મનો ઉદ્યમ કરશેને ? ભાઈ રાત પડે ત્યારે બધાને સરખી, બીજા જીવો ઉપર જેમ પચમઆરો અસર કરશે, તેમ મુનિ ઉપર પણ અસર કરશે મહાવ્રતની જડ વાવશે, છતા બિલાડી જેવડા હોલમા પુરીએ તેટલા હોલમા દોડાદોડી કરશે મુનિઓ પચમહાવ્રતમા રહેશે, માહોમાંહે કલેશ કરશે, બહુપરિગ્રહ રાખશે સયમના સાધન તરીકે છુટ મળી છે, પણ તેનો ઉપયોગ સાફસુફી, વસ્ત્ર, પાત્રા, ઓઘા વિ સુદર રાખવામાં બહુ કાળજી રાખશે. તમારો પાટો અદર ગમે તેવો હોય, બીજાને શું ? આપણા મમતાભાવે આપણે મરીએ છીએ, ધર્મોપકરણોમા મમતાનુ નાટક કરવાવાળા મમતાને દોષ માને છે પેલા નાગા (દિગબર) રહી એકપણ મહાવ્રત નથી પાળતા, કારણ કે રજો-હરણ–ઓઘો, પાત્રા વિગેરે સયમના સાધનો નહિ હોવાથી સમિતિ પણ પાળી શકે નહિ, તેથી એકે મહાવ્રત રહેતુ નથી, તે કરતા તો જાનવર નાગા જ છે, ત્યા ત્યાગપણું નહિ હોવાથી મહાવ્રત કોઈ ગણતુ નથી મહાવ્રત ત્યાગપણામા આવે છે દેવનાગા, ગુરુનાગા, નાગાના દર્શન કરનારને વિકાર થવાનો, તો તેમની સ્ત્રીઓ મોક્ષે શી રીતે જાય ? એકબાજુ કલેશ મમતા, બીજીબાજુ ધર્મકર્મમા ઉદ્યમ કરી શકે નહિ જે મનુષ્ય જે લાઇને ચાલે તે લાઇને વધ્યા કરે સુવાથી ઉઠવા સુધી ને ઉઠવાથી સુવા સુધી તો ઉપકરણ, શરી-રની મમતા, તેમજ શ્રમણધર્મ સબધી વિચાર બહુ ઓછો કરે છે શ્રમણધર્મમા ઘણે ભાગે તેઓ વર્તશે નહિ

પરધર્મ ઉપર અસર

દુષમાકાળ અહિંજ છાયા પાડશે તેમ નહિ, પરધર્મમા પણ છાયા પાડશે જૈનધર્મથી ઇતરધર્મવાળા પાખડીઓ પણ પોતપોતાના શાસ્ત્રમા જે આચારો હશે તેથી પરાગમુખ થશે સન્યાસીના આચારમા પોતે નહિ રહે, એટલુ જ નહિ પણ હજુ

જૈન સાધુ કલેશ મમત્વમા રહેશે, પણ બીજાના સાધુઓ તો કામથી મુઝાવાના, બાયડીઓ રાખશે ધર્મના કાર્યો છેટાજ મેલી દેશે, અને ધર્મ કર્મ સર્વથા છોડી રાજામહારાજાની સેવામા ધર્મ ઘુસાડશે રાજાપાને ધર્મ સભળાવવો કરાવવો ને તેથી પોતાનો નિર્વાહ કરવો સામાન્ય લોકો પર તેની અસર થવાની કે નહિ ? તારાનુ ગ્રહણ ન હોય, સૂર્ય ચન્દ્રનુ ગ્રહણ હોય.

पायपलगो मोत्तु कुलमेर समु सेसु दंफ्ज़ेसु ।
अच्चतगरहिपसुवि पट्टिस्सद जीविगाहेउ ॥ ४ ॥

જનસમુદાય ઉપર અસર

પ્રાકૃતલોક, સામાન્યજનસમુદાય એને આજીવિકાની પડશે. પેટ કેમ ભરવુ ? પેટ ભરવાની પચાતમા પાપી પેટ ભરવા માટે એમને હજારે પાપ કરવા પડશે માત્ર આજીવિકા માટે આખી જીદગીનુ ધ્યેય રહેશે જીવનના છેડે-જીદગીના છેડે માણસ તપાસે તો નીરાતે ખાધુ પીધુ, જીવિકા માટે જ જન્મ પુરો કરવાના ધ્યેય બદલાયુ પણ ધધો તો નથી- બદલાયોને ? ના, અત્યત નીંદવાલાયક ધધા કરશે જે ધધો ઝટપે નહિ તે પ્રાકૃતલોકો પેટ માટે કરશે કુલની મર્યાદા પણ નહિં જાણે કુળની મર્યાદા તદ્દન છોડીને તે નીંદવાલાયક ધધો રોજગાર કરશે અત્યતગર્હિત કાર્યો માત્ર પેટ ભરવા માટે કરશે, કુલમર્યાદા છોડી ધધો કરશે ચાલો ! એ ભલે કરે, પણ રાજા ધર્મપરાયણ હોય તો રાજા લોકોને-મુનિને-શ્રાવકોને-પાખડીઓને ફરજ પાડે તો આપોઆપ ધર્મની પ્રવૃત્તિ થાય, પણ રાજા પૈસાના લોભી થવાના.

अत्थपिया य अद्दप्पिया य परछिद्देपेच्छणपरा य ।
पीडिस्सनि जणोह पयडदंडेहिं नरजइणो ॥ ५ ॥

રાજાઓ ઉપર અસર

રાજાઓ શુ કરવાના ? અર્થ એ જ વહાલો, આબરૂ કરતાં પણ અર્થ વહાલો. અત્યારે મોટા મોટા સામ્રાજ્યોને શહેનશાહતો

ગણનરી શાની ગણે છે ? કેવળ પૈસાની ભયકર ૧૪ની લડાઈ તે પણ પૈસાની ઐશ્વર્ય માન પૈસાની પાછળ ગણે, પૈસામા નુકસાન દેખે તો આબરૂમા વાધો નથી ફ્રાન્સ સરખી શહેનશાહત દેવાળી યામા નામ નોંધાવે અમેરિકાના દેવાના અગે જર્મન શહેનશાહત અમે પહોંચાયે તેમ નથી બ્રિટિશને કહેવુ પડયુ કે વ્યાજ આપી શકીયે તેમ નથી એટલે કે માન-આબરૂ કરતા મિલકત કિમતી ગણાઈ છે. તેથી કળજુગમા-દુષમાકાળમા કેવળ પૈસાના પુજારી છતા, એ અહકાર તો ચક્રવર્તીને પણ કયા ન હતો ? દેશાભિમાનને નામે અહકાર એટલો રેડાયો કે જેનો પાર નહિં ૧૪ની લડાઈના સાહિત્યનો અભ્યાસ કરો તો માલમ પડે કે અભિમાન ખૂબ ચડાવી દેવાયુ હતુ ઘડીમા મિત્ર બને ઘડીમા છિદ્ર દેખતો જાય તે દેખી ઉતારતો જાય, અને છેવટે ગુલામીમા લાવે પ્રથમ દરો ઘુસ્યા ઘુસીને તેઓએ પહેલા ભરોસા દઈ, પછી છિદ્રો ખોળી અનર્થો ખોળી ગુલામ બનાવ્યા છે કેવળ પૈસાના જ પુજારીન માનમા માતા હાથી જેવા, બીજાના છિદ્ર દેખવા માટે કાળા નાગ જેવા, આ ત્રણ છતા એક વસ્તુ વિચારમા રહેતો આ ત્રણનુ નુકશા ન થાય મનુષ્યને હેરાનગતિ હોવી જ ન જોઈએ, આ ધારણ દૃઢ હોય તો, અર્થપ્રિય હોય તો નવા ઉદ્યોગ ખોલે, પણ લોકો હેરાન કરવાનુ ન હોય પારકા છિદ્ર દેખે તેના છિદ્ર કાઢનાર કદાચ રોકે, પણ વાડ ચીભડા ચોરે ત્યા ખેડુત ખાય શું આખા જનસમુદાયને રાજાઓ પીડશે !, શાથી ? પ્રચડ દડો કરીને વિચારશો ? ગુન્હાની પાછળ દડ અને કેદ દડ શા માટે ગુન્હાની પાછળ કાયદાએ દડ શા માટે રાખ્યો ? કહો ધન હર માટે કાયદાના દડ જુદી વસ્તુ, પણ રાજકીય દડના કરોડ અબજો પણ છેડા નથી ૧૮-૧૯ની સુલેહમા જર્મની પાસેનો દડ લીધો છે, તેના આકડા તપાસસો તો ખબર પડશે ભયકર દડો પ્રજાને રાજાઓ પીડવાના મુનિ ઉપર પાખડી-પ્રાકૃતજન,-શા પર અસર દુષમાકાળની થાય, પણ કુટુબીઓ માહિમાહે સ રહે તો એટલી અસર નહિ થાય

पक्खजणणी पसूयावि माइणा जणगदंसलोभेण।
अन्नोन्नजीरयायं काउ ददमभिलसिस्सति॥ ३॥

કુકડીઓ ઉપર અસર

ભાઈઓ છતા પણ અન્યોન્ય એક બીજાને મારવા માટે અભિલાષા કરવાના એક જ માતાના જણેલા ભાઈઓ પણ માહો-માંહે જીવથી મારવાના દૃઢ વિચારવાળા હોવાના વચમા કોઈ આવે તો તે પણ કુટાઈ જાય વડરે મિલકત મેળવવા માટે, વધારે હિસ્સો મેળવવા માટે પરસ્પર જીવ-જાન ઘાત કરવાના, દૃઢ અધ્યવસાયવાળા થવાના, ઘરમા આગ, બજારમા આગ, રાજ્ય-ધર્મગુરૂમા આગ, બહાર પ્રાકૃતલોક તરીકે આગ, રાજાના ક્રૂરપણાની આગ, પાખંડી ગુરૂઓની આગ આગ વગરનુ સ્થાન કયુ? દુષમાકાળમા હરકોઈ કોઈ જગો પર આગ આગ ને આગ જ દેખાવાની

धम्मच्छलेण पाय विमूढमइणो समायरिस्सति।
पसुमेहकूरघणणारद्ध कम्मेसु पट्टता ॥७॥

લોહીથી ખરડાયેલુ કપડુ લોહીથી ધોઈએ તો સાફ ન થાય

જેમ કાયદો ચોરીની સજા કરે પણ આગ લગાડી ચોરી કરનારો હોય તો આગ સળગાવી તેના બહાને ચોરી કરનારને વધુ સખત સજા છે તેમ અહીં જગતમા આગ સળગાવી છે, તેનો લાભ લઈ મિથ્યાત્વમોહે મુંઝાયેલા, મૂઢમતિવાળા શુ કરશે? લોકો ધર્મ કરે યા ન કરે, પણ લોકો ધર્મની કિંમત ગણે તેથી ધર્મના જ બહાને વાસ્તવિક ધર્મ નહિ કરે, પણ ધર્મના બહાને પાપ કરવાના. ધર્મનો આશ્રય પાપથી બચવા માટે લેવાય છે, ધર્મના બહાને પાપો કરાય છે, તો પાપથી બચવાનુ સ્થાન કયુ? શ્રાવકને ધર્મ કરતા શ્રાવકપણાને અનુચિત પ્રવૃત્તિ ન હોવી જોઈએ મૂર્તિ હદેરૂ બાંધવાનુ, તેના અધિકારમા લાયક બનવાનુ પ્રથમ જણાવ્યુ છે, પ્રથમ ચોપડા ચોકખા કરે, દિવાળીએ સરવૈયુ કાઢયુ, એટલે ચોપડાઓ ચોકખા નહિ, પણ મારે ત્યા અન્યાયની-વગર હકની

કઈ કઈ રકમ આવી છે, તે તારવી તે રકમ પાછી આપી દે, મૂર્તિ ભરાવવા કે મંદિર બંધાવવા તરફ જિનઆજ્ઞાની કિંમત હોય તેની પ્રથમ આ ફરજ છે અનધિકારીને લાયકવાળાના ફળ નહિ મળે, મહુડાના પાણીએ શીરામાં મીઠાશ આવે, લોટમાં મહુડાનું પાણી નાખી શીરો બનાવીએ તો સાકર જેવી મીઠાશ ન આવે મોર નાગો થઈ કળા કરે નાટક બતાવે શાસ્ત્રકાર શું કરે? શાસ્ત્રવિધિ બતાવે છે સૂર્યનું કામ અજવાળું કરવાનું, તેમ પ્રથમ હિસાબ ચોકખા કરે, અન્યાયની રકમ લાગે તે માલિકને સોંપી દે, તે પહોંચાડે એટલેથી પણ ચોપડા ચોકખા થતા નથી, પણ સંઘને ભેળો કરી જણાવે, અને કહે કે મને માલમ પડી છે ત્યાં સુધી મારી મિલકત મેં ચોકખી કરી છે, પણ મારી ધ્યાન બહાર કંઈ હોય ને તે લક્ષ્મી આ ધર્મકાર્યમાં ખર્ચાય તો તેનું ફળ તે રકમવાળાને તેનું ફળ હું લેવા માગતો નથી તો ધર્મ કરતી વખતે દુનિયાદારીમાં થતા પાપો ધોવાના છે ધર્મ કરતી વખતે જો પાપો કરે તો? લોહીથી ખરડેલું કપડું લોહીએ ધોઈએ તો કેટલું સાફ થાય?

ધર્મના બ્હાને પાપ કરનારા અત્યંત મૂઢમતિ

દુષમકાળમાં મૂઢમતિઓ એવા થશે કે ધર્મના બ્હાના નીચે ધર્મના નામે પાપ કરશે બાઈ હોય ડચકા ખાતી હોય, મિલકત હોય, કાયદેસર વારસો બીજાનો થવાનો હોય, તો વીલ ઉભું કરે, ધર્માદામાં નાખી દેવડાવે, પણ તે ધર્મના નામે પાપ છે શાહુકારી ચોરી છે ડોસીને ભાન ન હોય પછી વીલ કરે તો, ભાઈ વારસ વગરનો હોય, મરતો હોય ત્યારે દસ્તાવેજ ઉભો કરે બાઈ-ભાઈને ભાન પણ ન હોય, તેનો અંગુઠો શાહીમાં બોળાવી વીલ કરાવે સદુપયોગ ભાવ ચીજ છે આને ધર્મ ન ગણો! પાપને પાપ રૂપ માનો! ધર્મના બ્હાને પાપ કરવામાં આવે તેને મૂઢ ન કહેતા અત્યન્ત મૂઢમતિ કહેવાય કરશે પાપ' માનશે ધર્મ' તેને અંગે રાજી થઈ અનુમોદન કરશે કાકી પાસે કાગળ કરાવ્યું, ભત્રીજા

લડવા આવે, વીલ વચાવી દે તો બત્રીજાનુ કંઈ પણ ન ચાલે, કાઢી જાણવી યે નથી, તેમ પ્રશ્ન અંગત સ્વાર્થનો પણ નથી, ધર્મ ચોરીપાટ વાડુલો ચલાવવા માટે પણ નથી, જુઠી સામી પુરવા માટે યે નથી—નારી સામી તો પુરૂ પણ જો પાજરાપોળમા ૧૦૦ રૂા આપે તો આમ કરૂ, ધર્મના બ્હાને પાપ કરનારા અત્યંત મૂઢ મતિવાળા છે જૈનશાસનમા એક વસ્તુ ચોક્કસ રાખી કહે છે કે હિંસામા નહિ માનો, ધર્મના બ્હાને હિંસામાં નહિ ઉતરો અન્ય-મતિઓ જાનવરને હોમવાને બ્હાને આટલા જાનવર મ ર, સ્વર્ગ મળશે, એમ કહી ધર્મના બ્હાને પાપમ પ્રવૃત્તિ કરાવશે. કુવાઓ ખણાવશે, તળાવો ખણાવશે, અન્ય મતના ધર્મગુરૂઓ કુવા તળાવની ટીપો લઈ ફરશે અને મારી જીંદગીમા મે એક ધર્મનુ કાર્ય કર્યું એમ વિચારી જીંદગી મહત્વ માનશે. માસ ખવડાવે તો ધર્મ ગણવો કે નહિ ? નીપટો ધરાવ છે તો કસાઈને ધર્મ અગે કે નહિ ! માટે વ્યવહારને વ્યવહાર રૂપ ગણો પણ ધર્મરૂપ ન ગણો. ધર્મનુ રૂપક અપાય તે પાપ છે સાધુ તો મૌન રહે, કહે કે દુનિયાદારીથી તુ જાણે

> नृपमविस्मयंतु य विमाण दरवायपारो या।
> विज्ञा मिद्धो य यरा याहुलेण म हाहिंति ॥ ८ ॥

મનુષ્યની પ્રવૃત્તિની ઉથલપાથલને અગે જણાવ્યુ એ બધા યે સામાન્ય પ્રવૃત્તિમા રહેલાને અગે જણાવ્યુ સાધકો જણાવ્યા પછી સ્થિતિની સ્થિતિ ચોથામા હતી, પાચમામા કયુ આંતરૂ છે ? પણ આગે આ ચીજ બનશે જ નહિ કંઈ ચીજ ? ભૂતકાળના અને ભવિષ્યકાળના બધાનુ જ્ઞાન લડાઈમા જોષીના ટીપણા તળાવમા ધોવાઈ ગયા ૧૩ની સાલમા કોઈએ લડાઈનુ નામ પણ લખ્યુ નથી આવા ગ્રહ ભેગા થયા છે, એમ લડાઈ શરૂ થયા પછી બધાયે કહ્યું છે ૧૮-૧૯ની સાલ પછી ફલાણો મહિને આમ ને ફલાણે મહિને આમ થશે, એમ ચાલ્યા કરે છે, વર્તારાઓ મોટા મોટાએ કાઢ્યા તિલકની ને ગાધીની બાબતમા, લડાઈની બાબતમા

વર્તારો કાઢયો-એકે સાચા ન પડયા મૂર્ખા મળે ત્યાં બદ્ધા શું કરવા ચુકે ? ભૂત-ભવિષ્યના અધોનુ જ્ઞાન ઘણે ભાગે થશે નહિ, કોઇક નેજ થાય

દેવતા સિદ્ધ થાય તો ધર્મના કાર્યો કેટલા થાય ?

દેવનાનુ આવવું થવાનુ નહિ દેવતાને પ્રમત દશા છે માટે વિષયમા જ પ્રવર્તે છકાયનો કુટો છોડીને નીકળેલા અણગારો કયા ઉંઘી ગયા ? અણગારો જાગ્યા હતે તો બસ છે સિદ્ધાચલ બધ થવાનો હતો ત્યારે બધા એકઠા કેમ ન થયા ? તીર્થને અગે સપ નહિ કરે તો સાધુ બીજુ શું કરશે ? કુસપ કરી શું કર્યો ! આરીસો તૈયાર કરી નાકકટ્ટાના હાથમા આપવાનો ? દેવતા તમને તીર્થ સ્વાધીન કરી આપે પછી સ્વાધીન તો તમને જ કરવાનો એ તો ચોક્કસ છે કે — નિર્માલ્યના હાથમા આવેલો નેકલેમ-મોતીનો હાર નિર્માલ્યનુ નખોદ વાળે' જો દેવતા સિદ્ધ હતે તો ધર્મનુ એક કાર્ય ન થાય, પણ કર્મના ઢોરો કામ થાય ધર્મના માટે કષાય કરવાની મનાઈ છે, પણ ધર્મની કિંમત હોય તેનાથી રહેવાય નહિ માનુ અડપાણું કર્યું હોય તો મા એંગને જવા દે-કહે, પણ દીકરાથી રહેવાય નહિ ધર્મની કિંમત હોય તેનાથી ઝળકયા વગર રહેવાય નહિ. શિવજીલાલનને સઘ બહાર મુકયા, અમુક સાધુઓએ નિર્દોષ જાહેર કર્યા મને પુછયુ નહિ ? તારા સરખા ભાડુતને પુછવાનુ ? તે વખતે ચેલેજ તે કેમ ન કરી ! તારા મને જ તુ શાસનનો ભાડુત છે

માથામા ટીપણુ ઘાલી આવ્યો તો બાઈઓ તો બેઠી જ છે, ખ્યાલ રાખવાની જરૂર છે કે ભૂત-ભવિષ્યના જ્ઞાનથી જો દોરવાયા છો તો ખત્તા ખાશો કોઈ અણુના તો કોઇ ઠાણાના ભવિષ્યવાદી થાય છે, પેલો કહે મારે અબાજી હાજર થાય છે, તો કોઇ કહે મને ચક્રેશ્વરી હાજર થાય છે પણ દેવનાનુ આવવુ ઘણે ભાગે થવાનુ જ નહિ ભલે દેવતા ન આવે, પણ વિદ્યા તો હશેને ? એવી વિદ્યા પણ ઘણે ભાગે થવાની નહિ કલાપણા મહારાજ

વચન સિદ્ધિવાળા છે તે તો ધૂતી ખાનારા છે વિદ્યાસિદ્ધિ, દેવતા સાક્ષાત્ ન આવે, ભૂત ભવિષ્યનુ જ્ઞાન ન હોય, પણ માહો માહે પ્રીતિવાળા હોય, તે સાક્ષાત ન આવે, પણ વરદાન તો આપે ને ? દેવતાના વરદાન પણ ઘણે ભાગે નહિ હોય. હવે સાધુ આચારમા વર્તશે કેવી રીતે ? શાસન ૨૧ હજાર વર્ષ રહેવાનુ, તે શાસનમા વર્તવાવાળા કઈ સ્થિતિએ વર્તશે ? તે સ્થિતિ તેમજ સૂર્ય-ચદ્ર ધરતી વિગેરેને અગેનો અધિકાર અત્રે વર્તમાન .



# 卐 દિવાળી પર્વ વ્યાખ્યાન ૩ 卐

સ. ૧૯૯૧ આસો વદિ અમાવાસ્યા, પાલીતાણા

उम्मग्गदेसणामग्गनासणाविचरणामिरयंचित्ता ।
गुरुणोऽवि अहिच्छाए धम्मायार चरिस्सति ॥ ९ ॥

ઉ માર્ગનિદેશના

શાસ્ત્રકાર મહારાજા શ્રીમાન ગુણચન્દ્રસૂરિજી ભવ્ય જીવોના ઉપકાર માટે મહાવીર ચરિત્રની અદર યાવત્ ૧૫૦૦ તાપસોને પ્રતિબોધી મહાવીરસ્વામી પાસે શ્રીગૌતમસ્વામિજી લાવ્યા, અને ભગવાન મિથીલામા સમોસર્યા ત્યાં દુષમાકાળના ભાવો સબધી શ્રી ગૌતમસ્વામીજીએ પ્રશ્ન કર્યો કે દુષમાકાળ સબધી વૃત્તાત સાભળવાની મારી જીજ્ઞાસા છે તેને તૃપ્ત કરવાને અગે ભગવાને જે વૃત્તાત કહેવાનુ શરૂ કર્યું, તેમા સાધુ, પાખડી, સામાન્ય લોકો, રાજા, કુટુબીઓની અને મૂઢમતિની સ્થિતિ ગણાવી ભૂત અને ભવિષ્યકાળના વૃત્તાતની સામાન્ય સ્થિતિ જણાવ્યા પછી, દુષમકાળમા ગુરૂ કેવી સ્થિતિમાં હશે ? સમ્યક્ત્વ પામે ત્યાર પછીથી માર્ગ વિરૂદ્ધ પ્રરૂપણા પહેલે નહી. 'इच्छ‍ित्ति हृदयपि' નો વિકાર કેટલો થયો ? નિન્હવોનો અધિક [illegible] છીએ કે એક વિરૂદ્ધ વચનમા છેદો કર [illegible] આવે વાળાને પ્રરૂ[illegible] [illegible]તા હોય, તેમા ભેદ ન

વફાદારીની ન્યૂનતા ન પાલવે, તેમ આ શાસનમાં પ્રરૂપણાનો ભેદ ન પાલવે દુષમાકાળ પ્રભાવ કયાં નાખશો ? ઉન્માર્ગની દેશનામાં ચૈત્યવાસીની કુયુક્તિ.

ઉન્માર્ગદેશના એટલે જિનેશ્વર ભગવાનનો માર્ગ છે તેનાથી ઉલટી દેશના દુષમાકાળમાં જીવો પ્રમાદી થાય તેમાં નવાઈ નથી, પણ પોતે પ્રમાદથી આચરે, તેને માર્ગરૂપ બનાવી દે, તેને જ માટે ભગવાન સુધર્માસ્વામિએ આચારાંગસૂત્રમાં શિથિલાચારી શિથિલ આચાર કરે એટલું જ નહીં પણ તેને મુખ્યમાર્ગ બતાવવાની ઉદ્‌ઘોષણા કરે, ચૈત્યવાસીઓએ ચૈત્યવાસ પ્રમાદથી ચલાવ્યો, પણ એ ચૈત્યમાં વાસ કરવો ઉચિત નથી જેની જે બાજુ બુદ્ધિ થાય તેને તે તરફ યુક્તિ ખેંચી જાય તેથી જ નીતિકારો કહે છે કે-

आग्रही बत निनीषति युक्तिं तत्र, यत्र मतिरस्य निविष्टा ॥
पक्षपातरहितस्य तु युक्तिर्यत्र तत्र मतिरेति निवेशम् ॥

આગ્રહવાળો યુક્તિને બુદ્ધિ તરફ એંચી જાય છે, ખોટો મત હોય તોપણ દુનિયા યુક્તિને અંગે માનવા તૈયાર થાય છે, તેથી યુક્તિને ત્યાં લઈ જાય છે, જ્યાં પોતાની બુદ્ધિ-ઈચ્છા-મતલબ હોય ત્યાં યુક્તિ લઈ જાય છે, હવે પક્ષપાત વગરનો હોય તે તો મધ્યસ્થ હોય, તે પોતાની બુદ્ધિ ગતિ કરવાવાળો ન હોય, આગ્રહવાળાને યુક્તિ ગતિ હોય, પક્ષપાત રહિત ને યુક્તિ હોય ત્યાં બુદ્ધિ લઈ જાય, એટલે બુદ્ધિમાં ગતિ હોય. એમ ચૈત્યવાસીઓ જુદી વર્તાવ કરવા નીકળ્યા. ભગવાનને અંગે સમોસરણ થતું હતું, તેમાં સાધુને રહેવામાં બેસવાનો ભોગવટો કરવાનું કોઈ જાતનું દૂષણ ન હતું સકળસંઘને અંગે થયેલું હોય ત્યાં યાવન્ત્યદૂષણ એટલે ગૃહસ્થ કે સાધુ કોઈ પણ અર્થી માટે તૈયાર થયેલું હોય તે દૂષણ લાગે, પણ ભગવાનને અંગે થયેલામાં દૂષણ નથી સમવસરણ ભગવાનની ભક્તિને અંગે ઉભું થયું છે ભગવાન માટે તૈયાર થયું તો ભગવાન કેમ વાપરે ? તો કે ભગવાન ક્ષીણ-મોહી છે, તેથી ખુદ જિનેશ્વર મહારાજ માટે હોય તે સાધુને

એમાં આધાકર્મી નથી, તો બીજી વસ્તિમાં રહેવું, તે કરતાં જિનમંદિરમાં રહેવાથી કોઈ જાતનું દૂષણ નથી વનવાસ વસ્તિવાસ છોડયો, અને મંદિરવાસ કર્યો, તેના બચાવમાં આધાકર્મીની વાત આગળ કરી. જિનમંદિરમાં દેવવંદનથી વધારે ટાઈમ સાધુ રહે તો આશાતના લાગે, તે શબ્દ આગળ ન કરતાં તેણે યુક્તિ આગળ કરી તીર્થંકરની આશાતનાનો ખ્યાલ ન કર્યો. પછી માસકલ્પ વિહાર કરવો, નિયમિતવિહાર કરવો તે ઉઠાવવો પડયો પછી આખી પચાતમાં પડયા ગીતાર્થોને બદલે પેરાઈ લાવે તેમ તેનો બધો ખટલો વધાર્યો. દુષમાએ મુખ્યતાએ બકુશ કુશીલ ચારિત્રમાં પ્રમાદના પોટલા હોય, તેમાં પ્રરૂપણા ચોકખી થવી મુશ્કેલ છે તેથી વિહારમાં ઢીલો હોય સાધુપણામાં ઢીલો હોય પણ પ્રરૂપણા સીધી હોય તો પણ બોધિ સુલભ કરે, અસંખ્યાત ભવના કર્મ તોડે એ શુદ્ધમાર્ગની પ્રરૂપણા કરે તો.

કમલપ્રભાચાર્યની ઉન્માર્ગપ્રરૂપણાથી સંસારમાં રખડપટ્ટી

કમલપ્રભાચાર્ય શ્રીના આકસ્મિક થએલા સંઘટ્ટાના બચાવમાં 'જિનશાસન સ્યાદ્વાદ છે' આટલો જ શબ્દ વાપર્યો હતો, છતાં કમળપ્રભાચાર્યે સ્યાદ્વાદ શબ્દ સ્વબચાવમાં વાપરવાથી તેના પ્રતાપે ૮૦ ચોવીશી સુધી તેમને દુઃખમય રીતે સંસારમાં રખડપટ્ટી કરવી પડશે. તીર્થંકર નામકર્મ બાંધ્યું હતું તેવો જબરજસ્ત આત્મા પોતાના પ્રમાદના બચાવમાં ઉતર્યો, તેમાં શબ્દ તો ફક્ત સ્યાદ્વાદ જ કહ્યો છે સ્વાર્થ સિદ્ધ કરવામાં સ્યાદ્વાદ શબ્દ આગળ કરીએ તો ખોટી-ઉલટી પ્રરૂપણા છે અયોગ્ય સ્થિતિએ એ શબ્દ શિખરે ચડાવાય તો ઘાણ વળી જાય, તે માટે કમળપ્રભાચાર્યનું દૃષ્ટાંત ધ્યાનમાં રાખવા જેવું છે આપણે કામ પડે તો આપણું કામ કાઢવા સ્યાદ્વાદ તરત સંભારી લઈએ પોતાનું કામ કાઢવા સ્યાદ્વાદ શબ્દ શિખરે ચડાવે તેનું શું થાય? આજથી ૮૦ મી ચોવીશી પહેલા થયા છે, અને આવતી ચોવીશીમાં મોક્ષે જશે. આ સ્થિતિ વિચારી શું તો આજકાલ પોતાની ખોટી પ્રવૃત્તિ થાપવા માટે

જેઓ મથે છે તેનુ શુ થાય ! એનો શો અર્થ થાય ? મહારાજ અ
કેમ ? શાસ્ત્રમા આમ છે પોતાનો પ્રમાદ ન છુપાવો, સીધી અ
જણાવો પોતે જે રસ્તે જાય તે રસ્તો પોષવા માટે અ
જોયા વગર પ્રરૂપણા થાય તે ઉન્માર્ગદેશના નમ્યગ્દર્શનાદિ
મેળવી દેનારો માર્ગ તેથી વિરૂદ્ધ સંસારમા રખડાવનારો માર્ગ

પોતાના પ્રમાદને શાસ્ત્રની છાપ ન મારો !

સાધુથી રાત્રે જવાય તે વાત સાચી લાંબી અટવી ઉલ્લંઘન
કરવાની હોય, મોટા સાર્થ સાથે જતા હોઈએ, સાર્થ રાત્રે નીકળે
પડે તેમ હોય, ભયાનક જંગલ ઓળંગવાનુ હોય, તે વખતની
વાત હોય તો વસ્તુ જુદી પણ આ તો તળાટી, ધર્મશાળા
વચ્ચે જંગલ માની લો, સવારના વહેલા નીકળી પડો, એ વિ
વિહારની છુટ આગળ કરો તે વ્યાજબી નથી તળાટીએ જ
માટે રાતના ન નીકળાય, તેથી આ દૃષ્ટાંત દઉં છું બાકી દરેક
પ્રમાદની જગોપર શાસ્ત્રકારની છાપ ન મારો દુષમાકાળની સ્થિતિ
કે પોતાના પ્રમાદને શાસ્ત્રની છાપ મારી દો છો.

ઉન્માર્ગદેશના સાથે શુદ્ધ માર્ગનું ખંડન કરશે

ક્રોધ કરે પછી કોઈ કહે કે દયા ક્યાં રહી ? ચક્રવર્તિની
સેના ચૂરે તો પણ દયા ન જાય પણ એ સ્થિતિ ક્યારે ? તે
સ્વાર્થને અંગે કષાય કરો, અને તે પુલાકલબ્ધિમાં ગોઠવે તે
ખરાબ છે ઉન્માર્ગની દેશના થવાથી જો કે માર્ગનો નાશ થયે
ગણાય, છતા કેટલાક એવી સ્થિતિમા શુરૂ થશે કે ઉન્માર્ગદેશના
કરે અને માર્ગ દૂષિત કરે ચૈત્યવાસી ચૈત્યવાસ પોષીને બેસી ન
રહે પણ વનવાસ, વસ્તિવાસનુ ખંડન કરે સન્માર્ગનો નાશ કરે
અને ઉન્માર્ગનુ પોષણ કરે જિનેશ્વરની પૂજાને અંગે ફાનસો
પુરા નથી પાડી શકયા મારી કંજુસાઈ, ઉદારતાની ખામી છે
એક પણ દિવો ઉઘાડો કેમ રહે ? પણ દિવાને જોવા જશો તો
ફૂલ પણ નહિ ચડાવાય ડીંમા તરફ ધ્યાન રાખશો તો પાણી
પણ નહિ વપરાય, વિધિએ કરાતી પૂજા તેમા પાણી ફૂલ વપરાય

આગળ લવાય છે મહાનુભાવ ! જે મનુષ્યને માર્ગ ઉપર રાખવુ નથી, અને, બોલવુ છે તેને જીભ છુટી જ છે ર્ગની દેશના એકલી કરી બેસી નથી રહેતા, પણ માર્ગની ા કરનાર સામે ધુરકીયા કરે છે ઉન્માર્ગની દેશના શરૂ થાય માર્ગ રહેવો મુશ્કેલ પડે માર્ગનો નાશ થાય જ આમ છતા હજુ શાસ્ત્રકાર કહે છે કે બચવાનુ સ્થાન છે, ચમકશો નહિ ! લક્ષમા ઉતારશો વિપરીત પદાર્થ માને, વિપરીત પદાર્થની ણા કરે, સત્યપદાર્થ ન માને, સત્યપદાર્થનુ ખડન કરે વી સ્થિતિ ના સમ્યક્ત્વ રહે, તે કયારે રહે? શાસ્ત્રકાર તે કહે છે

सम्मद्दिट्ठि जीवो उवइट्ठ पवयण तु सद्दहइ ।
सद्दहइ असब्भाव अणभोगा गुरुनिओगा वा ॥
॥उत्तरा० निर्यु० गा १६६॥

અર્થ —સમકિતદૃષ્ટિ આત્મા ઉપદેશથી મેળવેલ શાસ્ત્રના ને યથાર્થસ્વરૂપ માને અને તેમા અનાભોગ—અનુપયોગથી ગુરૂપરતત્રતાથી અસત્ય પદાર્થને સત્યસ્વરૂપે સદ્દહણા કરે ા માત્રથી મિથ્યાત્વી ન કહેવાય.

ાન અને અનુપયોગનો ફરક

જીવ સમકિત હોય, જિનેશ્વર મહારાજના જ સિદ્ધાતને નારો હોય, શુદ્ધ દેવાદિને માનનારો હોય, તેને શાસ્ત્ર જણાવી અર્થ કહેવામા આવે તેની બરોબર શ્રદ્ધા થઈ જાય. સમ્યગ્ શાસ્ત્રકારોએ કહેલા વચનો ઉપર શ્રદ્ધા કરે, તેમા બે મત , પણ અસદ્ભાવ-ખોટા પદાર્થની શ્રદ્ધા થઈ જાય, ઉપયોગની ીથી પ્રથમ નરકમા ત્રણ સાગરોપમનુ આયુષ હોઈને ધ્યાનમા , પણ એક સાગરોપમ ખોટી વાત છે, ત્રણ સાગરોપમ છે, એમ ની વાતને ખોટી કહેવા લાગ્યો, પણ એને હજુ શાસ્ત્રમાથી બતાવે, એક લખ્યુ છે તો મિચ્છામિ દુક્કડ દે છે હવે ાત્વી માનવો ! ઉન્માર્ગની દેશના, માર્ગ ખડન કરે છે

છતા અણાભોગથી અનુપયોગથી, જુઠાની શ્રદ્ધા થાય તેટલ માત્રથી મિથ્યાત્વ કહી શકાય નહિ ચોકૂખા શબ્દમા કહુ અનુપયોગ અને અજ્ઞાનમાં ફરક શો? અજ્ઞાનમા જાણ્યુ હોય અને અનુપયોગમા પ્રથમ જાણ્યુ હોય, પછી ભૂલી ગયો હોય અજ્ઞાનમા બોલવાનો હક્ક નથી, અનાભોગ કરતા પણ અજ્ઞાન વધારે ખરાબ છે અજ્ઞાન હોય ત્યા બોલવાનો હક્ક નથી પણ સમ્યગ્દૃષ્ટિ હોય, શાસ્ત્ર માનતો હોય, શાસ્ત્રની વાત સત્ય માનતો હોય, તે અનુપયોગમા જાય તો? આનંદશ્રાવકે પોતાના અવધિજ્ઞાનથી જણાવ્યુ, શ્રી ગૌતમસ્વામિજીએ તેને ખોટું કહ્યુ તો શ્રી ગૌતમસ્વામિજીએ ખોટાનો મિચ્છામિ દુક્કડ દીધો, તો તેમને શામા મેલવા? આનંદને કહ્યુ તારૂ જુઠુ છે, માફી માગ પણ આનંદનુ સર્વાંશે સાચુ હતુ, ત્યા ગૌતમસ્વામીજીને મિચ્છામિ દુક્કડ દેવો પડયો તો અનુપયોગે સાચાથી જુઠુ કહેવાઇ જાય, ત્યા સુધી મિથ્યાત્વની છાપ આપી શકાય નહિ આ ઉપરથી આપણા મુખમા મિથ્યાત્વ શબ્દ બહુ ભરેલો હોય છે, લગીર આવ્યુ કે મિથ્યાત્વી, પણ તે છાપ દેતા બહુ વિચારવાનુ છે, ભવ્ય અભવ્યની છાપ દેવાની તાકાત સર્વજ્ઞની છે, તો મિથ્યાત્વની કે સમ્યક્ત્વની છાપ આપણાથી કેમ અપાય? અવધિજ્ઞાનવાળા, ભક્તિમા લીન એવા ઇન્દ્રો પણ પોતાના આત્માના નિર્ણય માટે ભગવાન પાસે આવી પુછે છે આત્માની પરિણતિ અવધિજ્ઞાનથી ન જણાય આપણા અધ્યવસાયનો આપણે નિર્ણય કરાવાની તાકાતવાળા નથી, મિથ્યાત્વની છાપો મારવી તે આત્માને ભારે પડનારી ચીજ છે આનંદ શ્રાવક તમારા જેવા ન થયા કે જેથી શ્રીગૌતમસ્વામિજીને મિથ્યાત્વી વિગેરે બીરૂદ ન આપ્યા પોતે જે પ્રત્યક્ષ જોયુ તેની શ્રી ગૌતમસ્વામિજી ના પાડે છે તે વખતે આણંદ શ્રાવકનો પારો કેટલો ચડવો જોઈએ? કદાચ કહેશો કે આ હકીકતની તકરાર છે, પણ હકીકતની તકરાર નથી ગૃહસ્થને થાય જ નહિ, એમ શ્રીગૌતમસ્વામિજીએ કહ્યુ મુદ્દાની તકરાર થઈ, તને નથી થયુ એમ નથી કહ્યુ ગૃહસ્થની જાતને તેટલુ જ્ઞાન ન થાય, શ્રાવકને આવું અવધિજ્ઞાને

થાય જ નહિ, હકીકતથી, સુત્રથી વિરૂદ્ધ પડ્યા, તે વખતે કઈ સ્થિતિમા ? જો આ વાત ધ્યાનમા રાખશુ કે અણાભોગથી, અનુપયોગથી, અસદ્ભાવથી અપદાર્થની શ્રદ્ધા થઈ જાય તો સમ્યક્ત્વ ગયુ ન ગણાય

ગુરૂના નિયોગથી જે વખતે જે સૂત્રો વિદ્યમાન નથી, ગુરૂ પરંપરાએ કોઈ વાત આવી પૂર્વમાથી શ્રી હરિભદ્રસૂરિજીએ સ્તવ પરીજ્ઞા જ્ઞાનપરીજ્ઞા ઉદ્ધરી, તેની વ્યાખ્યા કરતા સ્તવપરીજ્ઞા જ્ઞાનપરીજ્ઞામા ફરક હોય તો, આપણી માન્યતા ખોટી થઈ કે નહિ ? પુસ્તક કોઈ લહીયાએ અવળારૂપે લખ્યુ તે રહ્યુ, ને બીજા પુસ્તકોનો નાશ થયો, તો બધા તે માનનારા મિથ્યાત્વી ગણવાને ? સાચુ મળવાનો માર્ગ ન રહ્યો, અને ગુરૂપરંપરાએ અવળુ આવી જાય, તેટલાથી મિથ્યાત્વી થઇ જાય નહિ

લાખ મનુષ્યના વચન કરતા એક શાસ્ત્રવચન બળવાન છે

સમ્યગ્દૃષ્ટિ વચનનો ઉદ્દેશ દેખે ત્યા જરૂર શ્રદ્ધા કરે શાસ્ત્રના વચનો નીકળે ત્યા લાખ મનુષ્ય આમ કહે છે, ત્યા લાખના વચનને સ્થાન નહિં પણ શાસ્ત્રલખાણ કહે તે ખરૂ પણ જે જગોએ અનુપયોગ હોય અગર પ્રવચન-ઉપદેશ ન હોય, તેવામા ગુરૂપરંપરાના વચન આવે, તેમા અસદ્ભાવની શ્રદ્ધા થઈ જાય અનુપયોગથી કે ગુરૂનિયોગથી અસદ્પદાર્થની શ્રદ્ધા થાય તો સમ્યક્ત્વ ગયુ ગણાય નહિં કારણ અંદર કુટીલતા નથી, તેથી બચાવ થઈ ગયો, પણ દુષમાકાળમા ઉન્માર્ગની દેશનામા, માર્ગનો નાશ કરવામા પ્રથમ નંબર અને ઠગવામાં જ રાત દહાડો તૈયાર માર્ગ શુ કહે છે એ સ્થિતિ વિચારતો નથી ત્રણ વાતો ડગલે પગલે આગળ આવશે ૧ ઉન્માર્ગની પ્રરૂપણા, ૨ માર્ગ નાશ અને ૩ ઠગારાપણુ, મારે કઈ લુચ્ચાઈ કરી તેની પાસેથી લેવાનુ છે ? પણ બીજા તરફનો રાગ ખસેડી આપણી તરફ રાગ ઊભો કરવી તે ઠગારાપણું છે આ સ્થિતિ માટે જે કઇ કહેવાય તે માટે શાસ્ત્રકાર મૃષાવાદ કહે છે વિરૂદ્ધમાર્ગ પ્રરૂપણા હોય

તો પણ તેનુ નામ મૃષાવાદ છે જ્યારે અધ્યાત્મભાષા ક્રોધ નિશ્રિત વચન સાચુ બોલે તો પણ જુઠુ અભિમાનમા, માયામા, લોભમા ઉતરી સાચુ બોલે તો પણ જુઠુ છે

ગુરૂપર પણ કાળની અસર

શાસ્ત્રકારોએ કહ્યુ કે વિચારી લો કે તારૂ વચન ક્રોધ–માન માયા–લોભથી લીંપાયેલુ તો નથીને ? ક્રોધાદિકનો જે લેપ લાગ્યો હોય તે ખસેડ, પછી બોલ તે ન ખસેડે તો સત્ય છતા અસત્ય છે જે મહાવ્રતની પાચ ભાવનામા ક્રોધ–લોભ–ભય–હાસ્ય ટાળવાના રાખ્યા એથી દૂર હોય તો સત્યવ્રતમા આવી શકીશ દ્રવ્યથી સત્ય હોય તો પણ ભાવથી સાચુ નથી ક્રોધ–લોભ–ભય હાસ્યને ઉદ્દેશીને બોલાયુ હોય તો તે દ્રવ્યથી સાચુ, ભાવથી સાચુ નથી લેવાની બુદ્ધિ એ જ્યા લથડીયાં મારીશ ત્યા તારૂ ખોઇશ. તેથી દુષમાકાળમા ગુરૂઓ પણ એટલે કે સાધુપણામા જે રહ્યા તેવા પણ ઉન્માર્ગની દેશના માર્ગનો નાશ અને ઠગાઈ કરશે. ગુરૂ સિવાયના શિથિલોની વાત દૂર રહી એ ત્રણનો કુણુ ઉદ્ધાર થાય, પણ મનસ્વીપણુ ન હોય તો, શાસ્ત્રસાપેક્ષ રહેલો કુણુ બચી શકે, પણ દુષમાકાળના ગુરૂઓ પોતાની મરજી મુજબ મગજમા ફાકો આવ્યો તે થવુ જ જોઇએ એ, લોકો ઉન્માર્ગની દેશના કરે ત્યા શુ બાકી રહે ? શિથિલતા આચરે છે છતા બચાવ છે પોતાની શિથિલતા અધર્મ છે એમ જાહેર કરે તો બચાવ છે શ્રાવકો આરભ–પરિગ્રહ–વિષય–કષાયનો ધધો કરે, શ્રાવક માર્ગથી દૂર રહે છે 'કોઈકનુ પડે ને મને જડે' એ બુદ્ધિ રાખે પણ 'त निंदे त च गरिहामि' એમ બોલે છે. પ્રરૂપણા તો ૪થે થી ૧૩ સુધી એક સરખી હોય શ્રાવકો પ્રરૂપણા તો પોતે ગમે તેમ આચરે છતા માર્ગની જ કરે, ધર્માચારને બતાવે આ શાસનની સ્થિતિ બતાવી હવે જગતની સ્થિતિ બતાવે છે

સૂર્યનો સખત તાપ, અનિયમિત વરસાદ અને રોગોનો ઉપદ્રવ

तविहिंति तर रविणो, नो वरिसिस्सति समुचिय मेहा ।
रोगायंकामारी य, विद्दविस्सति जणनिवहं ॥ १० ॥

સર્વ ઋતુનો આધાર સૂર્યના કિરણો ઉપર. સૂર્યો પણ સખ્ત તાપ કરનારા થશે, જેટલું તપે તેટલું જ ઠરે, જેટલા પ્રમાણમા તીવ્ર તાપ થાય, તેટલા પ્રમાણમા વૃષ્ટિ હોય, પણ તેટલી વૃષ્ટિ વરસશે નહિ. સમુચિત નહિ વરસે-તપાવે અહીંને વરસાવે દરિયામા વરને એવે વખતે કે અનાજ પાકીને તૈયાર થયુ હોય તે વખતે ધોઈ નાખવા વરસે અનાજમા દૂધ થવા વખતે વરસે નહિ અગવડ ઉદ્યમને ઉભો કરે છે વરસાદની પુરી સ્થિતિ ન હોય ત્યા કુવા, તળાવ, નહેર ઉપર આધાર રાખે છે મેવાડને આધાર નહેર ઉપર છે વરસાદ આવે તે વખતે પાણી ભરી લે, આઉ નાઉના તળાવો ભરી રાખે, જયસમુદ્ર-સરોવરોને સાગર નામ આપેલાં છે પર્વતના ભાગો ભરી દીધા છે અગવડ ન હોત તો ઉદ્યમ ન કરતે રોગ આતંક થયો ને જે તરત જીવનો અત લાવે, રોગ લાંબો કાળ ચાલે, આતંક જલ્દી જીવનો નાશ કરે, તે ઘર ઘાલે તેમ તેની દવા દારૂ ખર્ચ વધારે થશે મારી મરકીઓ કે જેના ઉપાય કરવાનો વખત જ નહિ, તે મનુષ્યના સમુદાયને ઉપદ્રવ કરી ખલાસ કરશે

उम्मिल्लस्सलजणहीलणाहिं अणिमित्तडणत्थपयडणाहिं ।
चाविस्सइ जणसंघो, नेय सोक्खं चिसिङ्गजणो ॥ ११ ॥

દુકાળ પડે ત્યારે મનુષ્યને પચાત હોય, ગીધડાને પચાત ન હોય ગીધડાને તો વધારે મરે તો વધારે ખાવાનુ મળે તેમ સાના મનુષ્યો દુષમાકાળમા ક્ષણ પણ સુખ નહિ પામે ઉચ્છૃંખલ એટલે સાંકળ તોડીને નીકળેલો આથી ઉચ્છૃંખલ કહેવાય, તેમ મર્યાદા છોડનારા લોકો ઉચ્છૃંખલ કહેવાય ખલ એટલે લુચ્ચા, સાંકળમા નહિ, તેવાઓ આખો દહાડો કુથલી કરશે બરીને બેસી નહિ રહે પણ અનર્થ ઉત્પન્ન કરવા, ઉપજાવના રસ્તા-

કરવા, પીડાઓ કરે પ્રમાદમાં આપણે આવીએ તો પીડા કરેજ ને? અનર્થની ઘટના આપણા માટે શા માટે કરે? અનિમિત્તે પીડા કરે ખલપુરૂષો, વગર કારણે અનર્થકારી વર્તનો કરે તેને લઈને શ્રેષ્ઠપુરૂષોને ક્ષણમાત્ર સુખ નહિ મળે.

> वाससहस्सा इह एकवीसइ जाव दोसपरिहीण।
> दुप्पसहत चरण, पविचित्तिहि भरहखेत्तमि ॥ १२ ॥

મારવાડનો પ્રદેશ નિર્જળ કહેવાય સારૂ ઝાડ ન ઉગે છતાં કુવામા ઉંડી પણ પાણીની સેર વહે મારવાડમા સેર નથી હોતી તેમ સમજે તો ભૂલ થાય છે તેમજ રસાળ જમીનો નથી, તેમ કહેતો કામ ન લાગે તેમ ગુરૂની આવી સ્થિતિ દેખી શાસન નથી, એમ કહેતો ચાલે નહિ, પણ ૨૧ હજાર વરસ સુધી દુપ્પહસૂરિ સુધી ભાવચારિત્ર રહેશે તેમ જૈનશાસન ત્યા સુધી રહેવાનુ છે ઉપર જણાવેલ દોષો, આજ ભરતક્ષેત્રમા દોષહીન ચારિત્ર શ્રીદુપ્પહસૂરિજી સુધી સપૂર્ણપણે રહેવાનુ આમ પાચમા આરાની સ્થિતિ જણાવી આવો પચમઆરો અનેક દુખ સ્વરૂપ હોવા છતા પણ ભગવાનનુ શાસન તે પાચમા આરાના છેડા સુધી જયવતુ વર્તશે શાસનનાછેડા સુધી નજીક મોક્ષગામી આત્માઓ હશે જે શાસનની આજ્ઞા આરાધી ત્રીજે ભવે મોક્ષે જશે. તો આપણે પણ સસારનુ દુષમાકાળનુ સ્વરૂપ સમજી ધર્મારાધન વિશેષ પ્રકારે કરવા ઉદ્યમવત બનવું

卐 પાચમા આરાનુ ત્રીજુ વ્યાખ્યાન સપૂર્ણ 卐

## 卐 દિવાળી મહાત્મ્ય અને સ્વપ્નોનો ફલાદેશ. 卐

स्वामिन् स्वप्ना मयाद्याष्टौ दृष्टास्तत्र गज कपि।
क्षीरद्रु काकसिंहाब्जबीजकुम्भा इमे क्रमात्॥ ३०॥
तदाख्याहि फलं तेषां भीतोऽस्मि भगवन्नहं।
इति पृष्टो जगन्नाथो व्याचख्याविति तत्फलम्॥ ३१॥
विवेकवन्तो भूत्वापि हस्तितुल्या अत परं।
उत्स्यन्ति श्रावका लुब्धा क्षणिकर्द्धिसुखे गृहे॥ ३२॥
(त्रि पर्व १०, सर्ग १३)

હજારો વર્ષ પૂર્વે કહેવાએલુ સ્વપ્નફળ આજે સાચુ પડે છે દુષમાકાળનો દુષ્ટ પ્રભાવ પરિણામીની ચચળતા સુક્ષેત્રે આપેલુ દાન ઉત્તમ છે પાખડી પૂજાશે અને ગીતાર્થો વિસારાશે, છતાએ અન્યદર્શનોને મુકાબલે જૈનમત સિદ્ધ સમાન છે અને રહેશે

શાસ્ત્રકાર મહારાજા કલિકાલસર્વજ્ઞ ભગવાન શ્રીહેમચદ્રસૂરીશ્વરજી મહારાજા ભવ્યજીવોના કલ્યાણને માટે ત્રિષષ્ઠિશલાકા પુરૂષચરિત્ર નામના ગ્રથની રચના કરતા થકા તીર્થ કરદેવ, શ્રીમહાવીર ભગવાનના ચરિત્રના લગભગ છેલ્લા ભાગમા જણાવે છે, કે ભગવાન મહાવીરદેવનુ નિર્વાણ જે સમયે સાભળવામાં આવ્યુ હતુ તે સમયે જનતામા હાહાકાર વર્તાયો ન હતો કે રડારોળ મચી જવા પામી ન હતી વિચાર કરજો કે "મહાવીર" એટલે નામના જ મહાવીર નહિ, પરતુ અપૂર્વ આત્મબળવાળા ખરેખરા મહાવીર. તે ભગવાન મહાવીર જેમનો શબ્દ ઝીલી લેવાની લાખો લોકોની તૈયારી હતી જેમની દયાવર્ષાથી અ સારસાગરના પશુ પક્ષીઓને અભયતા મળી હતી પરતુ તે છતા જે સમયે તેમના નિર્વાણનો પ્રસગ આવે છે, ત્યારે લોકો ચતુર્વિધ સઘ પૌષધ કરે છે, ઉપવાસ કરે છે, અને ભગવાન શ્રીમહાવીરદેવની અમૃત વરસતી દેશના શ્રવણ કરે છે જૈનેતર આર્યોના

પૂર્વ પુરૂષોના મૃત્યુને માટે તેમના સાહિત્યમા જુઓ તો જોઈએ તેટલા શોકના વચનો મળી આવે છે ખ્રિસ્તિ પેગંબરના મરણ માટે ખ્રિસ્તિઓએ પણ આનંદ નથી માન્યો, મુસલમાનોના પેગંબરનુ મોત એને પણ મુસલમાનો આનંદનો અવસર માનતા નથી, ત્યારે જૈનદર્શન આરાધનાવાળુ મૃત્યુ એને પરમાનંદ ગણે છે

મૃત્યુનો એ આનંદ શાને ?

મહાપુરૂષોનુ મૃત્યુ એને પરમાનંદ ગણવાનુ કારણ શું ? અને બીજાઓ એ પ્રસંગે શોક કરે છે એનુ કારણ શું ? આ પ્રશ્ન તમારા હૃદયમા વિચારી જુઓ ! એટલે તમોને માલમ પડી આવશે કે અન્યદર્શનોમા અને જૈનદર્શનમા શો તફાવત છે. બીજા શાસ્રો એમ માને છે કે ભવસબધ સારો છે, માટે ત્યા જ્યારે તેમના માન્યપુરૂષોના ભવસબધનો ત્યાગ થાય છે, ત્યારે રડારોળ ફરી વળે છે જૈનશાસને ભવસબધ સારો માન્યો જ નથી ભવસબધને તજવા યોગ્ય માન્યો છે માટે જૈનશાસનના માન્યપુરૂષો જ્યારે જ્યારે સસારત્યાગ કરે છે, ત્યારે ત્યારે આનંદ માનવામા આવે છે તીર્થંકર ભગવાનને આલબન તરીકે સ્વીકારીએ છીએ, તે પણ એટલા જ કારણથી કે એથી આત્માનું હિત થાય છે જૈનશાસને જણાવેલુ એવુ ગમે તે પ્રકારનું આલબન લો, પરતુ તે સઘળાનો હેતુ આત્મિકકલ્યાણછે બીજા કોઈ પણ પ્રકારનુ આલબન યોગ્ય માનવામા આવ્યુ જ નથી. સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા એ ચારે પ્રકારનો સઘ એક એ જ મુદ્દા ઉપર તદ્રૂપ છે આત્માનુ સાધન પ્રાપ્ત કરવુ એ જ સઘળાનુ ધ્યેય છે જો એ ધ્યેય ચૂકી ગયા તો ધ્યેય ચૂકનારને સઘમા ઉભા રહેવાનો કશો અધિકાર જ નથી શાસનની આ તદ્રૂપતા જોવી હોય તો હસ્તિપાળ ( પુણ્યપાળ ) રાજાને આવેલા સ્વપ્નોની શાસ્રકારોએ જણાવેલી સપૂર્ણ સત્ય ઘટના આપણે જોઈએ

**શાસન સાથે પુણ્યપાળ રાજાની અભેદતા.**

શ્રેયાસકુમારનો ઇતિહાસ તમારા સ્મૃતિપટ ઉપર જરા જાગૃત કરજો! શ્રેયાસકુમારને અંગે સુબુદ્ધિ નગરશેઠને તથા એક રાજાને સ્વપ્ના આવ્યા હતા, પરંતુ એ સ્વપ્નાનો માત્ર શ્રેયાસકુમાર સાથે સબંધ જોડાયો હતો. તેનો સબંધ શાસન સાથે જોડવામાં આવ્યો ન હતો. આ વસ્તુ તદ્દન સ્વાભાવિક લાગે છે, કારણ કે બીજી વ્યક્તિને જે સ્વપ્ના આવ્યા હતા, તે સ્વપ્ના શ્રેયાસકુમારને અંગે આવ્યા હોવાથી તેનો સબંધ શ્રેયાસકુમાર સાથે જોડવામાં આવ્યો હતો. જ્યારે વજ્રસ્વામી, ભદ્રગુપ્તસ્વામી, પુણ્યપાળ રાજાને અંગે જે સ્વપ્ના આવ્યા છે, એના પરથી શાસ્ત્રકારોએ તેનો ફલાદેશ આખા શાસનને લાગુ પાડી દીધા છે. વિચાર કરજો કે સ્વપ્ન રાજાને આવ્યું, સ્વપ્નાનો વિષય પુણ્યપાળનો હતો, છતાં તેનો ફલાદેશનો સબંધ શાસન સાથે શા માટે જોડાયો છે? આમ થવાનું કારણ એક જ છે કે પુણ્યપાળરાજા અને શાસન બંને એકરૂપ છે. શાસન અને પુણ્યપાળ રાજા એ બંને ભિન્ન હોઈ શકતા નથી. સૂર્ય અને સૂર્યનો પ્રકાશ જેમ ભિન્ન હોઇ શકે નહિ, તેજ પ્રમાણે પુણ્યપાળ અને શાસન પણ જુદા હોઈ શકે નહિ. જે શાસનની સ્થિતિ છે તેજ સ્થિતિ પુણ્યપાળની છે, અને પુણ્યપાળની જે સ્થિતિ છે તેજ સ્થિતિ શાસનની છે એટલા જ માટે શાસનાધીશ વજ્રસ્વામી, ભદ્રગુપ્તસ્વામી જે શાસનના માલિક છે, તેમને જે સ્વપ્નાં આવ્યા છે. તેના ફલાદેશ શાસનને લાગુ પડયા છે, શાસનાધીશ, શાસન અને ચતુર્વિધસંઘ કેવા એકતાર છે, એક બીજામાં કેવા તદ્રૂપ છે એ સઘળું આ ઉદાહરણ ઉપરથી જણાઈ આવે છે. હવે સમે વિચાર કરો કે આપણે 'શાસન શાસન' બોલીએ છીએ પરંતુ શાસન એ શું છે? શાસન એ કાંઈ દૃશ્યમાન વસ્તુ નથી, એનો પૂરેપૂરો ખ્યાલ રાખજો

સમાન એટલે જેમ મહાવત હાથીને માર્ગમા રાખે છે, તેજ પ્રમા
શ્રાવકોને માર્ગમા રાખનાર મહાવ્રતધારી સાધુઓ છે હાથી
નવી હસ્તિશાળામા દાખલ કરે છે પરતુ તેઓ જતા નથી, અ
જે જાય છે તે બહાર નીકળી જાય છે, એનો સબધ અહીં ગૃહ
અને સાધુપણા સાથે છે હાથીઓ જુનીશાળામાથી નીકળ
નથી, તેનો સબધ શ્રાવકો સાથે એ રીતે સયોજાએલો છે
શ્રાવકો પણ ધન, સમ્પત્તિ, પરિવાર ઈત્યાદિના લોભથી જુ
શાળારૂપી ઘરમાથી બહાર નીકળતા નથી, અર્થાત્ ચારિત્ર અ
કરતા નથી માણસો મત્તા, સમૃદ્ધિ ઉપર મોહ રાખી મૂકે
અને એ ઘર ઉપરનો મોહ લોકોથી છોડાતો નથી પ્રાચી
કાળની સ્થિતિનો વિચાર કરો, પ્રાચીન કાળમા દેવતાઓ મનુ
પર પ્રસન્ન થતા અનેક ઉપભોગનીય વસ્તુઓ શ્રાવકોને આપ
હતા હજારો દેવતાઓ ચક્રવર્તિની સેવામા હાજર રહેતા હ
આ અમલની પ્રાચીનકાળની અપૂર્વ રિદ્ધિ હતી

રિદ્ધિ માત્ર ક્ષણિક છે

પરતુ એ રિદ્ધિ પણ સદા સર્વદા ટકવાવાળી તો નથી
રિદ્ધિઓ સઘળી જ ક્ષણિક છે, તે પાર્થિવ અને ન
પામવાના સ્વભાવવાળી છે આજની દશા તો એનાથીએ વધ
બુરી છે! સોનુ એ, પૌદ્ગલિક દૃષ્ટિએ મહામૂલ્યવતી વસ્તુ
પરતુ આજે તો તે પણ પડયુ પડયુ ધુળ ખાય છે એના
ભાવ પણ સટ્ટો રમનારાઓના હાથમા છે, અને ખેલ કેવો છે
જુઓ સટોડીયાઓ ભાવની તેજી કરે જાય અને ભાવ ની
પાડે, તે ભાવે શરાફો અને વેપારીઓને વેપાર કરવો પડે
ચાદીનો ભાવ ૧૦૭ રૂપીઆ પણ થયો હતો અને ત્યાથી
૯૩ પણ થયો હતો! આ બધા દૃષ્ટાતો ઉપરથી તમે
સમૃદ્ધિ કેવી ચચળ છે તે સારી રીતે જાણી શકશો ક્ષણિક રિ
એજ એનુ લક્ષ્ય છે, રાજ્યનો કારભાર પણ તેવો જ જુઓ
તેમા કાંઈ આશ્ચર્ય નથી તેઓ મોટી યોજનાઓ ઉભી કરશે અને

ઘટશે તો પ્રજા પર કર નાખશે. યુદ્ધો થશે અને દ્રવ્યહાનિ થાય તો પણ પરિણામ એ જ રીતનુ ક્ષણિક રિદ્ધિસિદ્ધિનો મોહ આમ જાગે છે, તે છતા સ્વપ્નમા દર્શાવેલા હાથીઓ જેમ જુની હસ્તિ શાળામાંથી બહાર નીકળતા નથી, તે જ રીતે બુદ્ધિમાન શ્રાવકો રિદ્ધિસિદ્ધિના ખોગ મોહને વળગી રહી તેઓ જુની શાળારૂપ ગૃહનો ત્યાગ કરીને ચારિત્ર ગ્રહણ કરતા નથી.

દુષમકાળનો દુષ્ટ પ્રભાવ

હાથીઓ જુની હસ્તિશાળામાથી બહાર નીકળતા નથી એનો ફળાદેશ આપણે જોઈ લીધો છે હવે હાથીઓ નવીશાળામા પ્રવેશે છે તે પણ બહાર નીકળી જાય છે એનો ફળાદેશ જોઇએ. નવીશાળા તે સાધુપણુ છે પ્રાચીન કાળમા સત્ય અને જ્ઞાનપૂર્વક ત્યાગમાર્ગ લેનારા હતા, અને તે જ રીતે ત્યાગની ભાવના આરભમા ન હોય છતા, આફતને અગે સસારનો ત્યાગ કરી દઈને ચારિત્ર લેનારા પણ નીકળતા હતા દારિદ્ર આવતુ, પત્ની પુત્રો ગુજરી જતા, સકટ આવી પડતુ હતુ એટલે દુ ખીને એવી ભાવના થતી કે "અહા ! આ સસાર અસાર છે ! હવે તેનો ત્યાગ કરીને ચારિત્ર લેવુ એ જ હિતાવહ છે' શત્રુનુ સૈન્ય ચઢી આવતુ હતુ એટલે એવી ચિંતા રાજાઓને અને તેમના સૈનિકોને પણ થતી હતી કે લડાઈમા હાર્યા કે જીત્યા, જીવ્યા કે મરણ પામ્યા તેના કરતા આ સસાર જ છોડી દઇએ તો કેવુ સારૂ ? આવા પ્રસગે પણ ચારિત્ર ગ્રહણ થતુ જ હતુ આ પ્રાચીન કાળની વાત કરી, પરતુ આ તો દુષમકાળ છે દુષમકાળનો પ્રભાવ જ એવો છે કે તેણે માણસોને દુષ્ટ બનાવી દીધા છે પત્ની મરી જાય છે તો આ સસાર પર તેથી ત્યાગભાવના આવતી નથી પરતુ તરત જ તે જ ક્ષણે એક પત્ની ચિતા ઉપર બળતી હોય, ત્યા જ બીજી સાથે સગપણ થાય છે ! આ કાળમા તો માથે લય આવી પડે છે તેઓથી પણ સસાર છોડાતો નથી, પરતુ બહુજ વહાલો લાગે છે કોઈ ચારિત્ર ગ્રહણ કરે તો બીજા જોઈએ એટલા હાથીની પાછળ

શ્રમના કુતરા મળી આવે છે, જેઓ એમ બોલતા હોય કે “હવે સાધુ થયા! દુનિયાનું શું ભલું કરવાના હતા, કપાળ! આજના સાધુઓ તો ભારરૂપ છે!” અને આટલું છતા હાથીઓ નવીશાળામા પ્રવેશે છે, પરંતુ પાછા નીકળી જાય છે, એનો ફળાદેશ એ છે કે શ્રાવકો નવી શાળારૂપી ચારિત્રમદિરમા પ્રવેશ કરે છે, પરંતુ દુષ્ટમ સર્ગથી પાછા ત્યાથી ચાલી જાય છે વીરવાજ નવીશાળામા રહી આનંદ ભોગવે છે

વીરપુરુષોની ઉણિમ તો ખરીજ

હાથીઓ જુનીશાળામાથી બહાર નીકળતા ન હતા અને નવીશાળામા પેસીને બહાર નીકળી જતા હતા, એનો ફળાદેશ આપણે જોઈ લીધો છે હવે કેટલાક હાથીઓ નવી શાળામા રહ્યા છે, એવું જે સ્વપ્નમા દેખાયુ છે, તેનો ફળાદેશ તપાસીએ એનો ફળાદેશ એ છે કે જેમ થોડા હાથીઓ શાળામા રહ્યા છે, તેમ દુષમાકાળ હોવા છતા પણ એવા વીરપુરુષો પાકશે, કે જેઓ ભાગવતી દીક્ષાને અંગીકાર કરશે અને આખો જન્મ પુરો થતા સુધી અખંડ ચારિત્ર પાળશે અર્થાત્ લીધેલું ચારિત્ર સંપૂર્ણરીતે પાળશે આજે ચારિત્રની સામે આટલા આટલા હુમલાઓ થાય છે દીક્ષા છોડનારાઓને માટે પૈસા, નોકરી, ધંધો, સ્ત્રી, ગૃહસ્થાશ્રમ બધું દીક્ષાદ્રોહીઓએ તૈયાર રાખ્યુ છે, છતા આવા દુષ્ટમા દુષ્ટકાળમા પણ આપણે જોઈએ છીએ કે સેંકડો વીરપુરુષો એવા નીકળે છે કે જેઓ એકાંત કલ્યાણકારી દીક્ષા અંગીકાર કરે છે એટલુંજ નહિં, પણ તે આજન્મ પાળીને પોતાને અને જૈનશાસનને શોભાયમાન બનાવી રહ્યા છે

પારકું દેખાય છે, પોતાનું નહિં!

> प्राय कपिसमा लोलपरिणामाऽल्पसत्त्वका ।
> आचार्यमुख्या गच्छस्था प्रमाद गामिनो व्रत ॥२५॥
> ते विपर्यासविप्यं त धर्मस्था नितरामपि ।
> भाविनो विरला पेव धर्मोद्योगपरा पुन ॥२६॥

धर्मस्थलेषु ये शिक्षां प्रदास्यन्त्यप्रमाण्नि ।
न नैवाहमिप्य न ग्राम्यैर्ग्रामस्थपौरवत् ॥२७॥
इत्थं प्रवचनाचशात पर हि भविष्यति ।
स्वप्नमस्यप्रफलमिदं जानीहि पार्थिव ! ॥२८॥

ત્રીજા સ્વપ્નમા વાનરો દેખાય છે તેનો ફળાદેશ શુ છે તે સમજો એનો ફળાદેશ એ છે કે માણસો વાનરો જેમ ચચળ છે, તેના જેવા ચચળ પરિણામવાળા થવા પામશે હવે આજની જનતા સામે જુઓ. કોઈનુ દુખ જોઈને "અરેરે! બિચારો મરી જાય છે!" એમ કરતાએ લોકોને વાર લાગતી નથી અને બીજી બાજુએ તેજ માણસ પાચસો રૂપિઆ રોકડા આપી સાતસો આપ્યા છે એમ લખાવી લઇ વ્યાજ સાથે હજાર નો દાવો માડે છે અને હુકમનામુ થાય કે બીજેજ દહાડે જપ્તીઓ કરીને દેણદારને હેરાન–પરેશાન પણ કરી મૂકે છે જનના બીજાની નિંદા કરવામા આજે તો પ્રવીણ બની ગઇ છે "અરે ફલાણો તદ્દન દેશદ્રોહી ચુટણીમા ફલાણાને મત આપી દીધો હડહડતો દેશદ્રોહ કર્યો!" એવા વચનો ઉચ્ચારી પારકાની નિંદા કરવામા જગત તૈયાર છે આ રીતે નિંદા કરીને નિંદાખોર સામાને સમાજમા હલકો પાડી શકે છે બીજી બાજુએ પોતાનો ભાઈબધ કે મિત્ર હોય તો તેની ખોટી પ્રશસા કરતા પણ વાર લાગતી નથી, "ઓહ! ફલાણાલાલ! પહેલા નબરના દેશભક્ત! ગાધીજીના તો જાણે દાસ, દેશની હાકલ થઈ કે લડવાને તૈયાર!" આમ બોલીને પોતાના મિત્રોને વખાણનારા પણ છે વખોડીને તમે બીજાને સમાજમા હલકા પાડો છો, અને વખાણીને બીજા આત્માને પ્રસશાપાત્ર બનાવો છો, પરતુ એ સઘળામા તમે શુ કર્યું છે, તમારા પોતાના આત્માનુ સ્થાન ક્યા રાખ્યુ છે, તમે તમારૂ કેટલુ સુધાર્યુ છે, એનો તો કોઈ વિચાર જ કરતુ નથી! 'ફલાણો માણસ મારે માટે આમ બોલતો હતો

એ મારા પ્રત્યે રાગદ્વેષ રાખે છે અને ફલાણો આમ કરતો હતો" એવુ બીજણુ તમે જ્યા જુઓ ત્યાં સમાજમા ચાલ્યાજ કરે છે ચચળતા કેવી રીતે ટકે?

હવે આ પરિસ્થિતિનો બચાવ શું છે તે જુઓ આ બધી ચચળવૃત્તિનો પ્રભાવ છે પરતુ એ ચચળવૃત્તિ સ્થિર કેવી રીતે થાય તેની કોઈપણ શોધ કરવાની તકલીફ લેતુ નથી ધૈર્ય હોય, ધીરતાથી બીજાનુ કથન સાભળવાની વૃત્તિ હોય, સાધુઓનો સદુપદેશ શાતિથી સાભળવા જેટલી ધીરજ હોય, તો તેનુ પરિણામ એવુ આવી શકે છે, કે જેથી ચચળતાનો અત આવે. પરતુ પહેલી વાત એ છે કે આજે કોઈને ઉપદેશ સાભળવાનો અવકાશ નથી જો કોઈને સાભળવાનો અવકાશ હોય તો તે સાભળેલુ ત્યાને ત્યાજ મૂકી જાય છે જીવનમા ઉતારતાજ નથી એટલે એવાઓનો ઉપદેશશ્રવણનુ કાઇ મૂલ્ય નિષ્પન્ન થતુ નથી ધૈર્યવાન હોય તો તે પોતાની સ્તુતિ અથવા નિંદા પણ ચચળ પરિણામે સાભળે છે, અથવા તેમ ન થાય તો નિંદા કે પ્રશસા એક પણ સાભળતાજ નથી અને સાભળવાનો સમય આવી જ પહોચે કે અનાયાસે ઉત્પન્ન થાય છે, તો પોતાની સ્તુતિ કિંવા નિંદા સાભળતી વખતે ધૈર્ય રાખે છે આજના જનસમુદાયનુ માનસ આથી ઉલટ્ ઉપર દર્શાવ્યુ તે પ્રમાણેનુ ચચળ છે, અને આ ચચળતા એકલા શ્રાવક શ્રાવિકાઓમાજ હશે એમ ન માનશો એજ ચચળતાથી આચાર્યાદિક પણ ઘેરાએલા હશે. દુષમાકાળ ચાલતો હોવાથી અને સઘયણની ખામી હોવાથી શાસનના માલિક આચાર્યભગવાનો તે પણ મતમા પ્રમાદવાળા થવાના, સ્વપ્નમા વાદરો દેખાયો તેનો આ રીતે ફળાદેશ છે જેમ વાદરો ચચળ છે, તેજ પ્રમાણે જનતા પણ ચચળ પ્રકૃતિવાળી-ચપળ પ્રભાવવાળી થશે, અને તેમના જીવનમા પણ ચચળતાનીજ છાપ જણાશે આજે પ્રત્યક્ષ રીતે આપણે આ પરિણામ જોઈ રહ્યા છીએ, એટલે આ સ્વપ્નનો ફળાદેશ કેવો સત્ય છે એની આપણને ખાતરી થશે

**પ્રવૃત્તિ અને પદ્ધતિ**

સ્વપ્નમાં બીજુ એ દશ્યં જણાય છે કે વાદરાઓ કે જે ચચળવૃત્તિના છે તેઓ બીજાઓને અડપલા કરે છે, એનો ફળાદેશ એ છે કે કહેવાતા જૈનઆચાર્યો પણ ધર્મમાં રહેલા શ્રાવકોને વિપર્યાસ–વિપરીત કરી નાખશે ! જૈનશાસનમાં પ્રવૃત્તિ નથી પરંતુ પદ્ધતિ છે ઢુંઢીયાઓના સપ્રદાયમા શાસ્ત્રોથી નહિ કહેવાએલા એવા સમકિતોનો સ્વીકાર થએલો છે તેઓ ચોથમલનુ સમકિત, છોગમલનુ સમકિત એવુ કહે છે એજ પ્રમાણે આ પતિતપાવન જૈનશાસનમા પણ એવા આચાર્યાદિક થશે કે જેઓ બીજા દર્શનોમાં રહેલા ભદ્રિક ભવ્યજીવોનો વિપર્યાસ કરી નાખશે શાસ્ત્રે આ એક સામાન્ય લક્ષણ વર્ણવ્યુ છે, પરતુ તે તમોને જણાવતા, તેની સાથેજ બીજી એક મહત્વની વાત તમોને સ્મરણમા રખાવવાની જરૂર છે બધાજ આચાર્યાદિકો એવા થશે અથવા એવા છે એમ માની લેવાનુ નથી કોઇ કોઈ એવા પણ થશે કે જેઓ ધર્મમા અને ધર્મકાર્યોમાજ દૃઢ ઉદ્યમવાળા હશે, અને અપ્રમાદપણે શાસનસેવા એજ તેમનુ ધ્યેય હશે, છતા ઉપરનું જે લક્ષણ કહ્યુ છે તે સામાન્યપણે સમજવાનુ છે શાસ્ત્રકારોએ તો 'જિનપન્નત્ત તત્ત' એવુ સ્પષ્ટ રીતે કહ્યુ છે શાસ્ત્રકારોએ ચોથમલનુ સમકિત એમ કહ્યુજ નથી, છતા સ્થાનકવાસી સપ્રદાય ચોથમલસમકિત સ્વીકારે છે ! શાસ્ત્રોના શબ્દે શબ્દને વફાદાર રહેવાનો જૈનસાધુનો ધર્મ છે જૈનશાસનનો રક્ષણહાર તે જૈનસાધુ છે આટલું છતા જૈનસાધુ થઇને શાસ્ત્રે ન કહેલા શાસ્ત્રના અર્થો કરવા, એ તો મહાભયાનક પાપ છે, એટલુ જ નહિ પરતુ ચારિત્ર અગીકાર કરતી વખતે શાસનને વફાદાર રહેવાની પ્રતિજ્ઞાનો તેથી લોપ થાય છે પણ તેઓ તેની એ દરકાર રાખતા નથી. એ મહાખેદજનક છે આ સ્થિતિમાં કોઇ સુધારનારા અથવા કોઇ શિખામણ દેવાવાળા પણ સાપડશે નહીં આ સંઘળો

વ્યવહારમાં કબૂલ પણ ધર્મમાં કબૂલ છે?

વળી વાદરાની ચચળતા ઉપરાંત તેની અડપલા કરવાની વૃત્તિનો ફળાદેશ એ છે, કે એવી જ ચચળતા માણસો પણ ધારણ કરશે કેટલાક જીવો અનાદિના સસ્કારને લીધે-કર્મસયોગોને લીધે ધર્મકાર્ય પરત્વે પ્રમાદવાળા હોય છે આવા પ્રમાદવાળાને જેમનામા ધર્મના સસ્કારો જાગૃત હોય છે તેઓ શિખામણ આપે છે, કે ભાઇ! અત્યારે ગમે તેટલુ સુખ હોય પણ જગત તો અસાર છે સસાર આજે છે પણ કાલે નથી ધન, પુત્ર, કલત્ર યૌવન, આબરૂ સાગરની ભરતીને ઓટ જેવા છે મળે છે ને ચાલ્યા જાય છે! પ્રાપ્ત થાય છે અને નષ્ટ પણ થાય છે, માટે સઘળુ છોડીને ધર્મપ્રવૃત્તિમા દૃઢ થાઓ તો ઠીક!" આવી શિખામણ કાંઈ એકલા ધર્મકાર્યોમા જ દેવાય છે એવુ નથી, પરંતુ વ્યવહારમા પણ એમ જ થાય છે એક સ્થળે મૃત્યુ થયુ હોય તો પાડોશની બાઇ જઇને જ્યા મૃત્યુ થયુ હોય તેમને શિખામણ આપશે આશ્વાસનના બે શબ્દો કહેશે અને ધીરજ આપશે વળી એ ધીરજ આપનારીને ત્યા મરણ થશે તો વળી પેલી બાઈ આવીને એને શિખામણ આપશે બને બાઇઓ સારી રીતે જાણે છે કે આવી રીતે આશ્વાસન આપવામા કશી જ નવીનતા નથી માત્ર એક સામાન્ય વસ્તુ છે છતા પરસ્પર બને એક બીજાની શિખામણને સાભળી રહે છે ત્યારે ધર્મમા પરાગમુખ થએલાને કોઇ શિખામણ દેવા જાય કે, "અલ્યા! આઠ દહાડામા એક દહાડો તો સામાયિક ઉપવાસ કર!" તો પેલો પ્રમાદી સામો ગાળો દેતો આવશે! 'બસ! બેસ! હવે તુ મોટો ભગતડો થઇ ગયો છે જોયો! પારકા છોકરાને જતિ બનાવવા આવે છે!" હવે ખ્યાલ કરો કે ધર્મમા દૃઢ રહેવાની શિખામણ પણ ન સાભળી શકનારો પ્રમાદી વધારે બુદ્ધિશીલ છે, કે પેલી દુ ખી બાયડીઓ કે જે પરસ્પરનુ આશ્વાસન સાભળી લે છે તે સ્ત્રીઓ વધારે બુદ્ધિશાળી છે? શહેરનો મનુષ્ય શીખેલો ભણેલો જ્ઞાનવાળો હોય, અને તે ગામડામા જઈને અભણ ગામડીઆઓને શહેરની સમૃદ્ધિની કિંવા વૈજ્ઞાનિક ચમત્કારોની વાત

કરશે તો તે વાતનું કાંઈ જાણવાનું તો બાજુએ રહ્યું પરંતુ ઉલટા ગામડીઆઓ પેલા શહેરીને જ હસવા મડી જાય છે, એ જ રીતે અપ્રમાદી પ્રમાદીને શિખામણ આપવા જશે તો પ્રમાદી અપ્રમાદીની જ મશ્કરી કરવા નીકળશે.

આપણું એટલું સોનું અને પારકું એટલું પિત્તળ

શ્રીમાન્ ભદ્રગુપ્તસૂરિજીને સ્વપ્નું આવ્યું હતું ત્યારની મધની સ્થિતિ પ્રવચન જેવી હતી, તે પલટાઈ જવાની તેથી ફળાદેશ જણાવવામાં આવ્યો છે પહેલા શાસનમાં સઘળાની સ્થિતિ પરમ પવિત્રપ્રવચન જેવી હતી દરેકના અંતરમાં ભાવના એ હતી કે "શાસન મારૂં છે અને હું શાસનનો છું શાસનની ઉન્નતિ કરવી એ મારો ધર્મ છે, મારી ફરજ છે" તે સ્થિતિ હવેથી પલટાશે, એ સ્થિતિ ગૌણતાને ધારણ કરશે, એ વ્યક્તિ પોતે પોતાને મહત્તા આપી પોતાની સ્થિતિને આગળ કરશે અત્યાર સુધી મહત્તા શાસનની હતી, અને પોતે તેના એક સોગટા જેવો હતો. હવે મહત્તા પોતાની આગળ કરશે અને શાસનને એક સોગટા માફક રાખશે 'શાસન ? શાસન ? શાસનસેવા" એવા શબ્દોચ્ચાર મોઢેથી કાઢશે ખરા પણ મહત્વ તો પોતાને જ આપશે ! 'મારે લીધે આમ થયું મારે લીધે ફલાણા તીર્થનો જીર્ણોદ્ધાર થયો ! મારે લીધે શાસનસેવાના ક્ષેત્રમાં આટલા રૂપીઆનો ફાયદો થયો !' વાત શાસનની કરે છે પણ બધું થયું તે કોને લીધે ? તો કહેશે કે મારે લીધે !" પોતે આવે તે સમયે જો હજારો ગામડાઓમાથી માણસો ભેગા થઈને આવે, લાખો રૂપીઆનો ખર્ચ થાય અને પોતાનું સામૈયું થાય તો કહેશે કે "અહો ! શાસનની કેટલી ઉન્નતિ થાય છે ખરેખર શ્રાવકોને ધન્યવાદ ઘટે છે કે તેઓ શાસનસેવાના કાર્યમાં આવા ઉદ્યમવંતા છે" પરંતુ પંદર દિવસ પછી એવો જ બીજો બનાવ બને તો કહેશે કે "અરે ! આ પૈસાનો કેટલો ધુમાડો ' એમ કલ્પી લો કે એક ગામમાં નગરશેઠને ત્યાં લગ્ન છે ગામડામાથી હજારો માણસો

મુનિ કીર્તિસાગર કે મુનિ હેમસાગર એ નામના જૈનસાધુ આવી ચઢે, અને પેલા લગ્નનિમિત્તે ભેગા થએલા માંણસો મહારાજનું ભવ્ય સ્વાગત કરે તો કહેશે કે "અહોહો કેવા મૂર્ખા જૈનો! આમ સામૈયામા આટલો બધો ખરચ કરી નખાય? એના કરતાં આટલી રકમ સમાજ સેવામા અથવા કેળવણીમા આપી હોત તો હજારો વિદ્યાર્થીઓનુ કલ્યાણ થઇ જાતને હવે આ સ્થિતિ વિચારો પોતાને અગે સામૈયુ થયુ અને હજારોનો ખર્ચ થયો તે છતા એ સ્થિતિ ચાલતી નથી! ત્યારે તો એમ કહેવામાં આવે છે કે "કેવો આ ભાવિક જૈનોનો ગુરૂપરત્વે અપાર પ્રેમ!' "અને બીજાને અગે અન્યનિમિત્ત હોવાથી ભવ્ય સામૈયું થાય છે, અને પૈસાનો પણ ખર્ચ ન થયો હોય તો પણ કહેશે કે 'જૈનો તો જાણે તેમા એકામા જ જીવે છે! છે એ લોકોને પૈસાની કિંમત! મહાનુભાવો' આ આપણું એટલુ સોનું અને પારકુ એટલુ પિત્તળ! આ સડેલી મનોદશાનો જરા વિચાર સરખો પણ કરશો તો તમારા હૈયા કપવા લાગશે. બીજાને અગે ખર્ચ ન થયો હોય તો પણ કહેવુ છે કે હજારોનુ પાણી થઈ ગયુ છે અને પોતાને અગે ખરેખર ખર્ચાયા હોય તો પણ એવુ કહી દેવાને જીભ તૈયારં જ છે કે "કેવી શાસનોન્નતિ થઈ!' અફસોસ! બીજાને અગે પાણી અને ધુમાડો શબ્દો વપરાય છે અને પોતાને અગે ખર્ચ થયો હોય તો કહે શાસન ઉન્નતિ થાય છે

શાસનને પડદા તરીકે જ રાખે છે

આવી મનોવૃત્તિવાળાઓનું માનસ તમે સ્પષ્ટ રીતે સમજી શકશો કે તેઓ માત્ર શાસનને પડદા તરીકે જ વાપરે છે, મદારી જેમ પ્રેક્ષકોને ભૂલાવામા નાખવા માટે પડદો વાપરે છે, પરતુ અંદર–પડદામાં જાતજાતની નવીનતા, કૃત્રિમતા અને વિચિત્રતાને રચીને જ્યારે પડદો ખોલે છે, ત્યારે સમાજને ચકિત બનાવી દે છે, તેજ પ્રમાણે શાસનને માત્ર પડદા તરીકે વાપરવું છે પરંતુ મહત્વ પોતાને આપી શાસનને નામે પોતાની કાઇ કાઇ વાતો,

વિરોધો વગેરે રચ્યું કર્યું છે પોતાની ભૂલ પોતે ભૂલી જાય છે અને બીજાની ભૂલ શોધી શોધી આગળ કરવામાં આવે છે પોતાની ભૂલ પર્વત જેટલી હોય તો પણ તે દેખાની નથી, પરતુ બીજાની ભૂલ રઈ જેટલી હોય તો પણ તે પર્વત જેટલી લાંબી પહોળી કરીને દેખાડવામા આવે છે મહારીની માફક એ બધી માયા લીલાની આગળ પડદો રાખેલો હોય છે શાસનનો! શાસનના પડદાની નીચે જ આ રીતે સ્વાર્થ સંધાય છે આ સઘળુ શા માટે થાય છે તેનો હવે જરા વિચાર કરી લેજો સઘળાનું કારણ એ જ છે કે પહેલા શાસનની સેવાનું ધ્યેય હતુ, શાસનની ઉન્નતિનુ જે ધ્યેય હતું, પછી એ કાર્ય ગમે તેને હાથે થાઓ, પણ શાસન-ઉન્નતિ થવી જોઈએ એ વાત હતી. હવે એ ધ્યેય જ પલટાયું છે શાસનની ઉન્નતિની વાત નથી રહી, અને પોતાની જ પ્રશસા-કીર્તિની વાતને આગળ કરવામાં આવે છે આ રીતે શાસનની સેવા થાય છે એવો કોઈને ખ્યાલ હોય તો તે ખોટો છે આ રીતે તો સાફ સાફ આત્માની અને શાસનની અવજ્ઞા જ થાય છે વાદરો તેની ચપળતા અને તેનુ અડપલાપણું એ બધાનો ફળાદેશ એ કહેવાયા છે કે હવેથી મોટે ભાગે શાસનની અવજ્ઞાનુ કાર્ય થયા કરશે.

> क्षीरद्रुतुल्या सुक्षेत्रे दातारः शासनार्चका ।
> धात्रकास्ते तु रोत्स्यन्ते लिङ्गिभिर्वंचनापरे ॥ ३९ ॥
> तेषां च प्रतिभास्यन्ति सिंहसत्त्वभृतोऽपि हि ।
> महर्ष्य सारमेया इवासारमतिस्पृशाम् ॥ ४० ॥
> आगम्यन्ते सुनिहितविहारक्षेत्रपद्धतिं ।
> लिङ्गिनो बब्बूलसमा क्षीरद्रुफलभोदराम् ॥ ४१ ॥

સુક્ષેત્રનો મહિમા

હવે ત્રીજા સ્વપ્નમા જે ક્ષીરવૃક્ષ દેખાયુ છે અને તેની આસપાસ ચારે બાજુએ કાટા દેખાયા છે તેનો ફળાદેશ જુઓ. ક્ષીરવૃક્ષનો ફળાદેશ એ છે કે ક્ષીરવૃક્ષ સમાન સુક્ષેત્ર છે આ

એવુ પૂછનારાને પણ સંતોષકારક ખુલાસો તો આપવો જ રહ્યો સાધર્મિકવાત્સલ્ય તો તેને કહી શકાય કે પોતાનો સ્વાર્થ ન હોય એ રીતે નિઃસ્વાર્થપણે અને મોક્ષમાર્ગની બુદ્ધિથી સાધર્મિકની જે કાંઈ સેવા થાય છે તે જ સાધર્મિકવાત્સલ્ય છે અન્ય રીતે જૈનોને પોષવા તે સાધર્મિવાત્સલ્ય નથી જ શેઠ જૈન નોકર રાખી તેને બાર રૂપીઆનો પગાર આપી, સવાર સાંજ દાળ, ભાત, શાક આપતો હોય તો શેઠ સ્વામિવાત્સલ્ય કરે છે એમ નહિ જ કહી શકાય વ્રતધારીઓમાં તીવ્રતા મંદતા ભલે હોય, પરંતુ ભક્તિ કરનારાઓએ તો માત્ર એટલુ જ જોવાનુ છે કે જેની તે સેવા કરે છે તે પોતાને જૈન કહેવડાવતો હોય એટલે બસ છે જેને ગણધરભગવાનોને વંદના કરવી હોય તે ગણધર-ભગવાનોને પણ વંદના કરી શકે છે જે આત્માને જે બાજુએ ધર્મસેવા કરવાનો ઉલ્લાસ થાય તેને તે માર્ગે ધર્મસેવા કરવાની છૂટ છે શાસન આવી છૂટ આપે છે, પરંતુ જગતમા દેવદ્રવ્યને ભોગે જેને પોતાની પેટપૂજા કરવી છે, તેઓ તો સાધર્મિકવાત્સલ્ય ઉપર પણ પિકેટિંગ કરવા તૈયાર થાય છે પૈસો ખરચનારનો પોતાનો છે, તેને એ પૈસો પોતાની ઇચ્છા પ્રમાણે ધર્મમાર્ગે વાળવો છે, પરંતુ તે છતા ત્રીજા માણસને એમા દખલગીરી કરવી છે, અને તે પાછો દખલગીરી કરવાનો પોતાનો હક જણાવે છે આવા શઠાનંદોને એટલુ જ કહેવું કે "મહાનુભાવો! તમે જરા ધર્મમા રહી તો બતાવો! ધર્મ એ શી ચીજ છે તે જરા સમજો તો ખરા! પણ એ પિકેટિંગની પાઘડી પહેરી ફરનારા કોણ છે તેનો તમે કદી ખ્યાલ કર્યો છે? આ ભાઈઓ આપણી બેદરકારીને પરિણામે સંસ્કારરહિત થએલા નામધારી જૈનો છે કે જેમને વિદ્યા આપીને તમે જ તૈયાર કર્યાં છે વિદ્યાલયો પાછળ છેલ્લા ચાલીસ વર્ષ સુધી સતત પરિશ્રમ કરનારા કોણ હતા? એ સંસ્થાને ધનથી પોષનારા કોણ હતા? ત્યાં ભણનારાઓ માટે બોર્ડિંગો બંધાવી દેનારા કોણ હતાં? તમે તમારા છોકરાને માટે પૈસા ખર્ચ્યા ન હતા તેમને કપડાં લત્તાનું ઠેકાણું ન હતું,

પરંતુ તે છતા પણ તમે તમારી ફરજ વિચારીને, તમારો ધર્મ સમજીને એ સંસ્થાઓને હજારો રૂપીઆ આપ્યાં હતા, પરંતુ એ સઘળી સંસ્થાઓનુ આજ ચાળીસ વર્ષે સરવૈયુ તપાસશો તો જણાઈ આવશે કે તમારા જ પૈસાથી તમારા એ વિદ્યાલયો શાસનની સામા પડ્યા છે ચાળીસ વર્ષનો સતત પરિશ્રમ અને પૈસો સંઘનો વપરાયો હતો, સંઘના દાનનો પ્રવાહ એ સ્સ્તા પાછળ વહ્યો હતો, છતા આજે એ દશા આવી છે કે તેમાથી કેટલીક સસ્થાઓ શાતિ અને સેવા આપવાને બદલે
આપે છે દીક્ષાની આખી હિલચાલનો પ્રશ્ન આ સસ્થાઓ સાથે જોડી દો અને પછી ફળનો વિચાર કરો. આ વિદ્યાલયોના પરિપાકરૂપ જેઓ નીવડ્યા હતા તેમણેજ વડોદરા રાજ્યને એમ સ્પષ્ટ લખી દીધુ હતુ કે દીક્ષા બધ કરવાના સબધમા અમે કાઈ કરી શકતા નથી અમે અશક્ત છીએ માટે તમે વચ્ચે પડો અને દીક્ષા બધ કરાવો શાસનસેવકોએ એવા ઉન્માદીઓને કહ્યુ કે ભઈઓ! તમે મોઢે સ્વરાજ અને સ્વતંત્રતાની તો વાતો કરો છો, તો પછી જૈનધર્મની જે રહી સહી સ્વતંત્રતા છે તેને પણ રાજ્યને વચ્ચે નાખીને શા માટે લુટાવી દો છો? તેના કરતા તો આપણી વચ્ચે ધર્મના સિદ્ધાંતોની વિચારણાપૂર્વકની સમાધાની માટે વધારે અવકાશ છે!" તો કહે, 'ના! અમારે ધર્મનુ એક બિંદુ પણ ન જોઇએ' અમારે તો રાજ્યને વચ્ચે નાખીને જ કાય કરવુ છે" સાધુઓને છ મહિનાની જેલ થાય એ વાતને પણ તેમણે જ અપનાવી લીધી હતી આ છે જૈનોએ આપેલા પોષણનુ ફળ.

દેવદ્રોહીઓનો પડછાયો પણ નકામો ?

હવે દયાથી દાન અથવા સુબેત્રે દાન આપવાનુ હોય તેમા પણ આવી સસ્થાઓને દાન આપી શકાય કે કેમ તે વિચારજો આવી સસ્થાને પોષવી એનો અર્થ અનુભવે તો એ જ જણાવી દીધુ છે કે, શાસનના શત્રુઓ જ પેદા કરવા આટલુ જાણ્યા પછી

સાધુ મહારાજો જ્યા વિહાર કરી શકે એવા સારા ક્ષેત્રોને નામધારી સાધુઓ રોકી દેશે સારા ક્ષેત્રો સાધુ વિંગધારી છતા વર્તને અસાધુ જેવા હશે તે લઈ લેશે આ સઘળુ સ્વપ્નામા ક્ષીરવૃક્ષ દેખાયુ હતુ તેનો ફળાદેશ જણાવ્યો.

> धृष्टस्वभावा मुनय प्रायो धर्मार्थिनोऽपि हि ।
> रस्यन्ते नहि गच्छेषु दीर्घिकास्म स्विव द्विका ॥४२॥
> ततोऽन्यगच्छिकै सूरिप्रमुखैर्वचनापरै ।
> मृगतृष्णानिभे सार्धं चलिष्यति जडाशया ॥४३॥
> न युक्तमेभिर्गमनमिति तत्रोपदेशकान् ।
> बाधिष्यन्ते नितान्त ते काकस्वप्नफल ह्यद ॥४४॥

(૪) કાક સ્વપ્નનુ ફળ

ચોથા સ્વપ્નમા કાગડાઓ દેખાય છે તેનો ફળાદેશ એ છે કે કાગડાઓ પાણીથી ભરેલુ સુંદર જળવાળુ તળાવ હોય, અંદર મનોહર કમળના ફૂલો હોય અને શીતલ સમીરથી જળ ડોલી રહેલુ હોય છતા તેવા મધુર જળનો ત્યાગ કરે છે, અને પાણીથી ભરેલુ ખેડુ હોય તેમા ચાચ મારે છે તેજ પ્રમાણે ધર્મના અર્થી ધર્મનેજ અર્થ રૂપ જાણનારા મુનિઓ પણ સ્વભાવે હઠિલાઈ ધારણ કરશે, અને એક ગચ્છમાથી બીજા ગચ્છમા ભટકવામાં આનંદ પામશે પરોપકારની દૃષ્ટિ દૂર કરશે અને પેટસેવા એનેજ પરોપકાર માનતા થશે ! પોતાના ગચ્છમા તેઓ સતોષ ન પામતા સઘળે ભટકવામાજ પોતાના જીવનનો આનંદ માનશે હવે બીજા ગચ્છના આચાર્યો પાસે તેઓ જશે તે આચાર્યો કેવા હશે, તે વિષે કહેવામા આવે છે એ આચાર્યોનો ધધો ઠગવાનો હશે અને તેમની વૃત્તિઓ પણ એવીજ ક્ષુદ્ર હશે કે કોઈનુ પડે અને મને તે જડે આવા આચાર્યો પારકાની વચનામા નિરતર તત્પર રહેશે અને તેઓ ઝાંઝવાના જળ જેવા પોતે વચવામા તત્પર હશે ઝાંઝવાનુ જળ માત્ર દેખવા પુરતુજ હોય છે તે કશા કામમા આવતુ જ નથી, તેજ પ્રમાણે એ આચાર્યો પણ

માત્ર દેખવા જેટલા કામના હશે, તેમના દ્વારા બીજો કોઈ અર્થ સરવા પામે એવા તેઓ હશે નહિ તે છતા જડ આશયવાળા પોતાના ગચ્છથી કટાળેલા મુનિઓ એવા આચાર્યોની પાછળ પાછળ ભમતા ફરશે, અને આચાર્યો પણ "કોઈનું પડે અને અમને જડે!" એવી વૃત્તિવાળા હશે તેઓ તેનો સગ્રહ પણ કરતા રહેશે.

આવા કઠણ અને વિપરીત કાળમા પણ કેટલાક સાચા ઉપદેશકો હશે જેઓ એવો ઉપદેશ આપવાવાળા પણ હશે, કે "મહાનુભાવ! એક નારીજાત કે જે જ્ઞાન ઇત્યાદિમા તદ્દન નીચે પગથીએ છે, તે પણ પોતાના સ્વીકારેલા ધણીને જિદગી સુધી છોડતી નથી, તો પછી તમે પુરુષ જાત અને તે પણ ત્યાગી થઈને ગચ્છ છોડી દો છો એ વ્યાજબી નથી" આવો ઉપદેશ આપવાવાળા સજ્જનો હોવા છતા દુષ્ટો તેમનો તિરસ્કાર કરશે અને તેમને અત્યત પીડા આપશે સ્વપ્નમા જે કાગડા દેખાયા હતા તેનો આ ફળાદેશ છે અર્થાત્ નિર્મળજળથી ભરપુર સુગધી કમળોથી શોભાયમાન વાવડીના જળને છોડીને કાગડો ગધાતા ખાબોચીયામા ચાચ મારવા જાય, તેમ પોતાના નિર્મળ જ્ઞાન દર્શન ચારિત્ર સપન્ન સમુદાયને છોડીને શિથિલ આચારવાળા સ્વચ્છદી સાધુઓના સમુદાયમા જશે.

सिंहतुल्य जिनमत जातिस्मृत्याद्यनूज्झित
विपत्स्यतेऽस्मिन् भरतवने धर्मज्ञवर्जिते ॥४५॥
न कुतीर्थिकतिर्यंचोऽभिभविष्यं ति जातु तत् ।
स्वोत्पन्ना कृमिवत् किंतु लिङ्गिनोऽपुरुद्रुत्य ॥४६॥
लिङ्गिनोऽपि प्राक् प्रभावात् श्वापदाभे कुतीर्थिके ।
न जात्वभिभविष्यते सिंहस्वप्नफल ह्यद ॥४७॥

જૈનમતની મહત્તા

પાચમા સ્વપ્નમા સિંહ દેખાયો છે તેનુ સ્વપ્નફળ કહેવામા આવે છે સ્વપ્નમા સિંહ દેખાયો તેનો ફળાદેશ જૈનમત સાથે

કેવા પ્રકાર છે તે જુઓ. જૈનમત–શ્રીજિનેશ્વર ભગવાનોનો મત એને સિંહના સરખો કહ્યો છે, અર્થાત્ શ્રીજિનેશ્વરના મતને સિંહ કહ્યો છે એનો અર્થ એ છે, કે બીજા મતો બધા શિયાળ, વૃષભ જેવા છે અને શ્રીજિનેશ્વર ભગવાનનો મત એ સર્વજ્ઞ હોવાથી તેને સિંહના જેવો કહ્યો છે પરતુ આગળ ચાલતા શ્રીજિનેશ્વર ભગવાનના મતને સિંહના શબ સરખો કહ્યો છે અર્થાત્ આ રીતે શ્રીજિનેશ્વરના મતને શબ કહ્યુ છે, તેનુ કારણુ હવે તપાસીએ. જૈનશાસન પ્રાપ્ત વતુ છે તેનુ કારણુ જાતિસ્મરણ અવધિ અને મન પર્યવજ્ઞાન એ વિશિષ્ટ જ્ઞાનો નષ્ટ થએલા હશે, તેથી જૈનશાસનને સિંહનુ શબ કહેવામા આવ્યુ છે આ રીતે સિંહનુ શબ જ ગલમા પડેલુ છે એનો અર્થ એ છે કે અતિશય જ્ઞાની વગરનુ આ ભરતક્ષેત્ર જ ગલ જેવુ બની જશે ભરતક્ષેત્રને વિષે ધર્મને જાણુનારો કોઈ વીર પુરૂષ રહેશે નહિ આવો ધર્મનિષ્ઠ પુરૂષ કોઇ રહેશે નહિ એથી આ ભરતક્ષેત્ર અરણ્યના જેવું થશે. અરણ્યમા માણુસ મળવો જેમ દુર્લભ છે, તેજ પ્રમાણે આ ભરતક્ષેત્રમા પણુ ધર્મ જાણુવાવાળા પુરૂષો મળવા મુશ્કેલ થશે આજે તમે શાસનની સ્થિતિ જુઓ તો ખરેખર કાઈ પણ સ શય વિના બરાબર એ જ પ્રમાણેની છે, શ્રોતાઓ કથાભાગમા રસબોળ થઈ જાય છે, પરતુ જ્યા તત્ત્વવિભાગ આવે છે, કે તે તરફ થોડા જ ખેચાવા પામે છે તથા કહેવાતી હોય ત્યારે અહીં માણુસો ટોળે મળીને ભેગા થશે, પરતુ જો નિગોદનુ સ્વરૂપ અહીં વર્ણુવવામા આવતુ હશે તો જરૂર અહીંથી નાસભાગ થઈ રહેશે ! સભા ખાલી દેખાશે.

ભરતક્ષેત્રને જ ગલ કહ્યુ છે તેનો અર્થ એ છે કે જ ગલમા મનુષ્યને ધર્મપ્રાપ્તિ જેમ અશક્ય છે, તે જ પ્રમાણે આ ભરતક્ષેત્રમા પણુ ધર્મને જાણુવાવાળો એવો મનુષ્ય કોઈ વીરલ હશે આ રીતે ભરતક્ષેત્ર શૂન્ય થઈ જશે, એટલા જ માટે ભરતક્ષેત્રને જ ગલ કહ્યુ છે, અને જેમ જ ગલમા સિંહનુ મડદુ પડેલુ

હોય છે, તે જ પ્રમાણે ભરતક્ષેત્ર રૂપી જગતમા વિશેષજ્ઞાની મહાત્માઓ વિનાનુ જૈનશાસન શબરૂપે પડેલુ હશે હવે આગળ એમ કહેવામા આવે છે કે અરણ્યમા સિંહનુ શબ પડેલુ છે પરતુ બીજા પશુઓ એ શબને જોઈ શકતા નથી, અને દેખી દૂરથી ભાગી જાય છે પરતુ એ શબમા જ ઉત્પન્ન થએલા કીડાઓ એ શબને ખાઈ જશે અને તેની ખરાબી કરશે એનો ફળાદેશ એ છે કે જૈનશાસન એ સિંહ સમાન છે, અને બીજા શાસનો એ અન્ય પશુઓ સમાન છે બીજા પશુઓ જેમ સત્વહીન હોવાથી સિંહના શબને નીહાળી શકતા નથી, તે જ પ્રમાણે અન્યમતો પણ પશુઓ જેવા બળહીન હોવાથી તેઓ જનમત રૂપ સિંહના શબને જોઈ પણ શકવાના નથી બીજા દર્શનો તરફ દૃષ્ટિપાત કરશો તો ખરેખર તેમની એવી જ દશા દેખાય છે બીજા શાસનોના ગુરૂઓ જોશો તો પરિગ્રહધારી ભોગી અને બાયડી છોકરાવાળા, તેમના દેવો જોશો તો તે પણ પરણેલા અને છૈયા છોકરાવાળા, એક ધર્મના ઇશ્વરને ચાર સ્ત્રીઓ હતી, તો કોઈનો ઇશ્વર ભીલડીને જોઈને તેને જ પરણવા તૈયાર થઈ ગયો હતો, તો કોઇનો ધર્મ ચાર બાયડી પરણવાની રજા આપે છે, અને સ્વર્ગમા પણ દારૂ તાડી અને હૈરીઓ જ આપે છે! આવા બધા મતો એ નિર્બળ બળહીન પશુઓ છે, અર્થાત્ આવા પશુઓ જૈનધર્મરૂપી સિંહ॥ શબને તો પોતાની સત્ત્વહીનતાને લીધે જોઈ પણ શકવાના નથી જ, પરતુ જૈનમતરૂપી સિંહના શરીરમા અદર પાકેલા જીવડાઓ એટલે જૈનલિંગધારીઓ અને ભેખધારીઓ શાસનની ખાનાખરાબી કરી નાખશે ભેખધારીઓ શુદ્ધ બુદ્ધિવાળા નહિ હશે, છતા પણ પહેલાનો સારો પ્રભાવ પડેલો હોવાથી અન્ય મતવાળાઓ તેમની સામે પણ જોઈ શકવાના નથી

अज्ञाकरेष्वम्बुजानि सुगन्धीनीव देहिन ।
धार्मिका न भविष्यन्ति सज्ञाता सुकुलेष्वपि ॥४८॥
अपि धर्मपरा भूत्वा भविष्यन्ति कुसङ्गत ।
ग्रामासन्नकरीरद्रुमगर्दभाम्ब्जवद् यथा ॥४९॥

कुदेशे कुकुळे जाता धर्मस्था अपि भाविन ।
हीना इत्यनुपादेया पद्मस्वप्नफल हाद ॥१०॥

હવે આગળ ચાલતા છઠ્ઠા સ્વપ્નમા કમળનુ વન દેખાય છે
પરતુ તેમા કમળ દેખાતુ નથી એનો ફળાદેશ જોઈએ એ
ફળાદેશ એ છે કે ઉંચા કુળમા જન્મવા છતા પણ જીવો ધર્મ
શૂન્ય થવાના છે બાપ ધર્મનિષ્ઠ હશે તો છોકરા ધર્મમાં શૂ
જેવા પાકશે. જેમ દેવતાના બાળકો ધગધગતા અંગારા
તેમ પોતાના પિતાના જેવા ધર્મનિષ્ઠ બાળકો થશે નહિ
પેઢી ઉતાર ધર્મ પ્રાયે નહિ રહે લાલચોળ દેવતાના છોકરા કો
કોયલા જેવા ધર્મિના દીકરાઓ થશે

સુસગતિ છોડવાનુ દુષ્પરિણામ

કેટલીક વખત ભવ્ય આત્માઓ સારા કુળમા જન્મેલ
છતા પણ તેમને સારી સોબત સારો ઉપદેશ શ્રવણ કરવાની
ઉત્કઠા અને સારા સસ્કારો પડેલા ન હોવાથી તેઓ પણ અધર્મને
માર્ગે પ્રરાશે પહેલા સ્થિતિ એ હતી કે ભવ્ય આત્માઓ તીર્થને
માટે પોતે છે એમ માનતા હતા તીર્થની સેવામા જીવ આપવે
હોય તો તે પણ કબુલ પોતાના મરણથી જો તીર્થની રક્ષા થતી
હોય તો સર્વસ્વના ભોગે પણ તીર્થરક્ષાની તમન્ના હતી
સ્થિતિ હવે રહી નથી રહેવાની નથી લાલભાઈ શેઠ શિખરજી
પરથી સરી પડયા ને પગ ભાગ્યો, પણ પાછળ મસર્ગ નથી તે
કહે "જોયુ, આ શિખરજી ઉપર જવાનુ ફળ, ટાટીયો ભાગ
બેઠા !" આવી સ્થિતિ સમાજની થઈ છે આ સ્થિતિ શા કારણે
થઈ છે તે વિચારીએ છીએ ત્યારે સ્પષ્ટ માલમ પડી આવે છે
આપણા જ પાપે આ દશા આવવા પામી છે આજે તો સા
ધર્મી કુળનાને પણ જ્યા જિનમદિરો પણ ન હોય કે ઉપાશ્રય
કે સાધર્મિક ન હોય-એવા જગલો કે પર્વતો પગ મગલા બાધી
ત્યા રહેવાની ટેવ પડી છે ગામમા ઘર હોય તો છેવટે કાઇ નહિ
તો પણ શરમને ખાતર, વ્યાખ્યાન શ્રવણ કરવા આવવુ જ

ને વ્યાખ્યાનમા અવાય અને ત્યા પચાસ વાત સાભળવાની ળે, તો તેમાથી એક વાત તો અવશ્ય યાદ રહી જાય છે, પણ ાજે તો એ સ્થિતિના દર્શન થવા પણ દુર્લભ છે બગલાઓ રણ્યમા કિંવા પર્વતોના શિખર ઉપર હોય છે હવે તેજ ગલાઓમાથી એક બગલામા જૈન રહેતો હોય તો એની ાસે જ મુસલમાનનો બગલો હોય, અને બીજી બાજુએ ખ્રિસ્તિનો ગલો હોય આવી સ્થિતિમા સારા કુળમા જન્મ્યા છતા, ાવકકુળ મળ્યા છતા, ધર્મના સારા સસ્કાર નહિં જ પડવાના ને પછી પરિણામ વિપરિત અવશ્ય આવવાનુ ધાર્મિક જગતનો ે સસ્કાર હોય, ગામનુ ધર્મી વાતાવરણ જે હોય તેની છાપ હાર બગલાવાસીઓ ઉપર પડવાની નથી તેઓ તો દહેરે જવાની વૃત્તિવાળા થવા કરતા કતલખાના જવાની જ પ્રબલ વૃત્તિવાળા થશે, અને પરિણામે શાસનને અપાર હાનિ થવા પામશે હવે જેઓ ધર્મિષ્ઠ હશે તેઓ ગામ છોડીને ચાલ્યા જશે એટલે પછી પાછળ રહેલાની દશા ઉકરડામાં ઉગેલા કમલફુલ જેવી થશે. ગામમા રહેલાઓ ધર્મમા તત્પર હશે, છતા સગતિદોષથી તેઓ ઉકરડાના કમળ કરતા વધારે મહત્વ મેલવી શકવાના નથી.

ઉકરડામા ઉગેલા પદ્મકમળ

સાતમા સ્વપ્નમા ખરાબ સ્થાને ઉગેલુ કમલ દેખાય છે તેનો ફળાદેશ એ છે, કે દેશમા-ક્ષેત્રને વિષે કેટલાક અધર્મી આત્માઓ પણ અવશ્ય થવાના જ, પરતુ દેશ સારો ન હોવાથી તેમની કિમત થવાની નથી જેમ ઉકરડામા ઉગેલા કમળની કશી કિમત થવાની નથી, તેજ પ્રમાણે ધર્મીઓ હોવા છતા તેઓ હલકા કુળમા જન્મેલા હોવાથી તેમની પણ કશી કિમત થવાની નથી સ્વપ્નમા ઉકરડો દેખાયો છે તેનુ ફળ તે ખરાબ કુળ અને સ્વપ્નમા ઉકરડામા કમળ ઉગેલા દેખાય છે, તેનુ ફળ તે ઉકરડારૂપી ખરાબ કુળમા જન્મેલા કમળરૂપ ધર્મી જીવો એમ સમજવાનુ છે હવે જેમ ઉકરડાના કમળો મૂલ્યવિહીન છે,

તે જ પ્રમાણે ખરાબ કુળમા જન્મેલા પદ્મકમલરૂપ માણસોની પણ તેઓ ઉકરડાના કમળરૂપ ખરાબ કુળમા જન્મેલા હોવાથી કશી પણ કિમત નથી, એવું જ અહીં કહેવાનો આશય છે કમળનુ ફૂલ સારૂ છે, તે લેવા યોગ્ય છે એમા સશય નથી, પરતુ જો તે ખરાબ ક્ષેત્રમા ઉગેલુ હોય, તો તેનુ કશું મૂલ્ય થવા પામતુ નથી તેજ રીતે ખરાબ કુળમા જન્મેલાની પણ કિમત થવાની નથી

> यथा फलायाबीजानि बीजबुध्योसरे वपेत् ।
> तथा वप्स्यन्त्यकल्पानि सुपात्रे कल्पबुद्धित ॥५१॥
> यद्वा घुणाक्षरन्यायाद्यथा कोपि कृषीवलः ।
> अबीजान्तर्गत बीज वपेत् क्षेत्रे निराशय ॥५२॥
> अकल्पान्तर्गत कल्पमज्ञाना श्रावकास्तथा ।
> पात्रे दान करिष्यन्ति बीजस्वप्नफल ह्यद ॥५३॥

હવે સાતમા સ્વપ્નનો ફળાદેશ વિસ્તારપૂર્વક કહે છે સ્વપ્નમા એવું દેખાય છે કે એક ખેડુત બુદ્ધિશૂન્ય હોઈ તે સડી ગએલા ધાન્યને સુબીજ સમજીને ઉખર એટલે અપાત્રભૂમિમા વાવતો જાય છે જેમ ઉખર ભૂમિમા સડી ગએલુ ધાન્ય વાવવાથી તેમાથી કાઈ જ નિપજવાનો સભવ નથી, તે જ પ્રમાણે અહં પણ એવી દશા થશે કે જૈનો કોઈપણ જાતની ફળની કલ્પના કર્યા વિના, પાત્રાપાત્ર જોયા વિના દાન કરતા જશે અસલ એ દશા હતી કે ભક્તિ એજ દાન આપવામા પ્રધાનપદે સ્થાપિત થઈ રહેતી હતી નવકારવાળીમા મોતીની માળા ફેરવનારો પોતે એવું વિચારનારો થતો હતો કે જો મને નવકારવાળી મોતીની જોઈએ છે તો શા માટે ગુરુને પણ મારે તેવી જ નવકારવાળી ન વહોરાવવી જોઈએ ? આ મધ્યકાળની ભાવના હતી આ કાળ હવે પલટાયો છે આજે એવી દશા છે કે સુપાત્રે દાન કરવાનુ તો બાજુએ રહે, પણ ગમે ત્યા ગમે તેવા ક્ષેત્રોમા દાનને નામે લક્ષ્મીનો વ્યય થાય છે ખેડુત જેમ સડી ગએલુ બીજ ઉખર

ભૂમિમા વાવે છે, તે પ્રમાણે શ્રાવકો પાપકૃત્યોથી મેળવેલો પૈસો ઉખર ભૂમિરૂપ અપાત્રક્ષેત્રમા દાન ગણીને વાપરતા જશે. બુદ્ધિ-હીન ખેડુત જેમ ઉખર ભૂમિમા સડી ગએલુ ધાન્ય બીજ સમજીને વાવે છે, અને તે વાવેલુ નિષ્ફળ જાય છે, તે રીતે શ્રાવકોએ પણ અપાત્ર સ્થાને આપેલુ દાન નિષ્ફળ જાય છે હવે ઉખરમા વાવતા ધાન્યનો એકાદ સારો દાણો સારા ક્ષેત્રને વિષે પડી જાય છે અને તેમાથી રોપો ફુટે છે તે જ પ્રમાણે ધાન્યના દાણારૂપ કોઈ સુદ્રવ્ય સારા ક્ષેત્રને વિષે પડી જશે, અર્થાત્ અપાત્રે દાન આપ વાવાળા શ્રાવકો કોઈ વખત સુપાત્રે પણ દાન આપશે એવો એનો ફળાદેશ છે

શિથિલાચારીઓ સત્કાર પામશે

આઠમા સ્વપ્નમા આગળ એવુ જોવામા આવે છે કે સારા અને સુશોભિત દેખાતા કુભો-ઘડાઓ ખુણામા મૂકી રાખવામા આવ્યા છે આ ઘડાઓમા સુંદર સ્વચ્છ અને શિતળ પાણી ભરેલુ છે, તેનો કશો વપરાશ થતો નથી, જ્યારે પેલા ભાગ્યા તુટ્યા ઘડાઓ વ્યવહારમા વપરાય છે આ સ્વપ્નનો ફળાદેશ એવો વર્ણવવામા આવ્યો છે કે મનોહર ચારિત્ર અને અખૂટ પવિત્રતાથી યુક્ત એવા પરમર્ષિઓ હશે જ, તેઓ સારા ઘડાનુ પરિણામ પામશે અર્થાત્ સારા અને સ્વચ્છ જળવાળા ઘડાઓ જેમ ખૂણામા મૂકી રાખવામા આવ્યા છે અને જેમ તેનો કોઈ ભાવ નથી પૂછતુ, તે જ રીતે સુચારિત્રવાળા સાધુઓનો કોઈ ભાવ પૂછશે નહિ મતલબ કે જનતાને તેવા સૌભાગી આત્માઓની કશી જ પીછાણ થવાની નથી ત્યારે બીજી બાજુએ જેમ ભાગેલા ઘડાઓ વ્યવહારમા વપરાય છે, તે રીતે જેમનુ ચારિત્ર કલકરહિત નથી એવા અર્થાત્ શિથિલાચારી સાધુઓ જ્યા ત્યા માન મેળવતા થશે શિથિલાચારી સાધુઓ એ ભાગેલા ઘડાનો ફળાદેશ છે, એમ અહીં ગ્રહણ કરવાનુ છે જેમ ભાગેલા ઘડાઓ સ્થળે સ્થળે વ્યવહારમા વપરાતા દેખાયા છે તેવી જ રીતે શિથિલાચારી

સાધુઓ પણ સ્થળે સ્થળે ફરતા દેખાવા પામશે લોકો પણ તેમનો મોટો આડંબર કરશે. ક્ષમાદિગુણવાન્ મહર્ષિઓનો કોઈ ભાવ નહીં પૂછે

ઝઘડાખોર કોણ ગણી શકાય ?

હવે શિથિલાચારી–સાધુલિંગધારીઓ કેવા કાર્યોમા પ્રવૃત્તિ કરશે તેનો ફળાદેશ જણાવવામા આવ્યો છે શિથિલાચારીઓ સ્વાર્થવૃત્તિ, અજ્ઞાનતા, પ્રમાદિપણુ એ સઘળાને પોષનારા થશે અને તેઓ વારવાર મહર્ષિઓ સાથે કલહ કરશે આ સ્થિતિમા લોકો પ્રમાદીસાધુ અને મહર્ષિઓ ઉભયને ઝગડાખોર કહી દેશે, અને તેમની નિંદા આદરશે તમે જગતના વ્યવહારમા જુઓ તો પણ સઘળે આવી જ દશા તમારી નજરે આવવા પામે છે રસ્તામાં એક સોનીની દુકાન છે તેની પાસે બીજો માણસ ઉઘરાણી જાય છે સોની પૈસા આપવાના વારવાર ખોટા વાયદાઓ કરે છે ત્યારે કટાળીને પેલો ઉઘરાણીવાળો ગમે તેવા અપશબ્દો બોલવા લાગે છે, અને પરિણામ એ આવે છે કે બને માણસો લડી પડે છે આ બે લડે છે તેમા દોષ કોનો છે ? લડાઇનુ મૂળ શુ છે ? તે કોઈ જોતુ જ નથી તેમના કલહમા હેતુ શો છે તેની પણ કોઈ તપાસ કરતુ નથી, પરતુ રસ્તે જનારા લોકો તો એમ કહી દે છે કે "જુઓ લડી પડ્યા બને ટટાખોર છે અને વારવાર લડે છે એ જ સ્થિતિ અહીં પણ ઉત્પન્ન થવા પામી છે શિથિલાચારી, મહર્ષિઓ સાથે ખોટાખોટા કજીયા કરશે, તેમના દૂષણો શોધશે, અને તેમને વગોવશે દૂરથી તમાસો જોનારાઓ આ ઝઘડાનુ મૂળ શુ છે, તેમા દોષ શો છે ? કોણ ગુનેગાર છે ? શાને અગે વાગ્યુદ્ધ થાય છે ? તે કાઇ જોશે નહિ, પરતુ એવો અભિપ્રાય તરત જ ઉચ્ચારી દેશે કે, "આ તો બને લડાઈખોર અને ઝઘડો કરનારા છે"

ગીતાર્થો કેવી રીતે વર્તશે ?

હવે જ્યારે શાસનક્ષેત્રમા આવી ખોટી લડાલડી વ્યાપેલી

હવે તે વખતે ગીતાર્થસાધુઓ શું કરશે તે જણાવવામાં આવ્યું છે ગીતાર્થસાધુઓ આવી દશા જોઇને વિચારમાં પડી જશે કે હવે શું કરવું જોઇએ ગીતાર્થો આવા સંયોગોમાં એવું વર્તન રાખશે કે તેઓ પણ બીજા અવલોકનારાને વેષધારી જેવા લાગશે અને હૃદયમાં જૈનશાસન પરત્વે અપૂર્વ પ્રેમ અને જૈનાચાર પરત્વે અખંડ પ્રીતિ હોવા છતાં તેઓ પર પણ સમાનતાએ વર્તન કરતા થશે ગીતાર્થો આવી રીતે વર્તનારા થશે એ વાત ખરી, પરંતુ તે છતાં તેઓ હૃદયને ઠેકાણે રાખશે અર્થાત્ સત્યમાર્ગને તેઓ વિસારી દેશે નહિં આ વસ્તુ નીચેના ઉદાહરણ પરથી વધારે સારી રીતે સમજવામાં આવશે.

એક નગરમાં એક ડાહ્યા રાજા હતો, પરંતુ તેની પ્રજા સઘળી ગાંડીતુર બનેલી હતી. સઘળા લોકો ગાંડાના જેવા વિવિધ ચાળા કરતા હતા રાજાને આ બધું જોઇને મનમાંને મનમાં ક્ષોભ થવા લાગ્યો ! છેવટે બધા જ લોકો ગાંડાતુર જેવા બનેલા હતા અને બધા જ ગાંડા જેવા ચાળા કરતા હતા એટલે રાજા ડાહ્યો હતો તે પણ ગાંડાના જેવા જ ચાળા કરનારો બની ગયો ! જેમ રાજા ડાહ્યો છતાં ગાંડાના જેવા ચાળા કરવા લાગ્યો, તે જ રીતે પરમગીતાર્થો પણ હૃદયને ઠેકાણે રાખીને બીજાઓની માફક જ વર્તન કરવાવાળા થશે પરંતુ તેમનામાં અને બીજાઓમાં ફેરફાર એટલો હશે કે તેઓ સત્યને જાણવાવાળા અને જૈનમાર્ગને પીછાણવાવાળા જ હશે "જેમ કૂવૃષ્ટિથી નગરલોકને ઘેલા દેખી રાજા રે, મંત્રી સહિત ઘેલા થઇ બેઠા, પણ મનમાંહિ તાજા રે" પૃથ્વીપુરી નામક કોઈ એક શહેરમાં પૂર્ણ નામનો રાજા હતો અને સુબુદ્ધિ નામનો તેનો પ્રધાન હતો પ્રધાન બુદ્ધિનિધાન હોય છે પરંતુ તે છતાં તે રાજાને આધીન છે અને જાતે પરાધીન છે આજે તમે જોશો તો આપણા આ પરમપવિત્ર ભારતક્ષેત્રની-આર્યોની આ સુંદર ભૂમિની-હિંદુસ્તાનની પણ એવી જ દુર્દશા છે, હિંદુસ્તાનમાં સમૃદ્ધિ અપાર છે, પરંતુ તે પરાધીન છે ત્યારે

જગતના અન્ય રાજ્યો—અન્ય દેશો રિદ્ધિવાળા તેમ જ બુદ્ધિશાળી હોવાથી તેઓ સ્વતત્ર છે

એક સમયે એવું બને છે કે પૂર્ણનામના રાજા દરબાર ભરીને બેઠા છે દરબાર પુર બહારમા ખીલી રહ્યો છે રાજકાજની વાતો થાય છે અને અનેક પ્રકારના ઉહાપોહ થઈ રહ્યા છે, એવા સયોગોમા ત્યા લોકદેવ નામનો જ્યોતિષી આવે છે રાજા જ્યોતિષીને પૂછે છે કે, ભાઈ! "ભવિષ્યમા શું થશે તે કહી આપો"

જ્યોતિષની સત્યતા

જ્યોતિષી જણાવે છે કે એક માસ પછી વરસાદ આવવાનો છે એ વરસાદ બહુ પ્રચડ છે અને એનુ જળ જે કોઈ પી જશે તે લોકો ગાડા ઉન્માદવાળા બની જવાના છે જ્યોતિષવિદ્યાનુ જ્ઞાન કેટલુ ચોક્કસ છે તે જુઓ! પ્રાચીન કાળમા આપણા દેશમા જ્યોતિષશાસ્ત્ર સપૂર્ણ રીતે ખીલ્યુ હતુ ભવિષ્યો એટલા બધા ચોક્કસપણે દર્શાવતા હતા કે જેમા એક સેકડનો પણ ફેર પડતો ન હતો

શ્રીપાળ મહારાજાના ચરિત્રમા જોશો તો ત્યા પણ જ્યોતિષ-શાસ્ત્રની એવી જ મહત્તા તમારી દૃષ્ટિએ પડશે શ્રીપાળમહારાજાને ઝાડ નીચે ફલાણે સ્થળે અમુક માણસ મળશે, એવુ ભવિષ્ય જણાવવામા આવ્યુ છે ૧૪ પૂર્વધર ભદ્રબાહુસ્વામીના સબધમા એક સ્થળે ભવિષ્ય દર્શાવતા પર પળો નહિં, પરતુ ૫૧૬ પળવાળો મત્સ્ય જણાવવામા આવ્યો છે ત્યા અરધી પળનો પણ હિસાબ રાખવામા આવ્યો છે ત્યા જ્યોતિષ વિદ્યાનો કેવો ચમત્કાર હશે, અને તે કેવી રીતે ખીલેલી હશે તેની સહજ કલ્પના થવા પામે છે હવે આજે આપણી સ્થિતિ એ છે કે આપણી પાસે સાચુ જ્યોતિષ રહ્યુ નથી જો સપૂર્ણ જ્યોતિષદ્વારા ભવિષ્ય જાણીને જ કાર્યો કરવા પ્રવૃત્તિ લઈએ તો પછી ધર્મનુ કાર્ય રહેવા પામતુ નથી એટલા માટે જુઠુ જ્યોતિષ જાણીને તે આપણે વ્યવહારમા

લેવાનુ રાખ્યુ છે પ્રાચીન કાળમા એવુ હતુ કે અધિક માસ તરીકે પોષ અને અષાઢ બે જ મહીનાઓ વધતા હતા પાચ વર્ષે ભાગ વાથી જો ત્રણ વધતા હતા તો પોષ માસ વધેલો છે એમ માનવામા આવતુ હતુ પ્રાચીન સમયનો ઇતિહાસ સાક્ષી પુરે છે કે તે કાળે રાજ્યનો નિયમ પણ તેવા પ્રકારનો હતો અને જૈનશાસનની માન્યતા પણ એ જ પ્રકારની હતી જૈનશાસનની દૃષ્ટિએ જોઈએ તો પોષ અને અને આષાઢ એ બે જ મહીનાઓને વધારાના અધિક મહિના તરીકે માનવા પડે છે, અને તેમ ન માનીએ તો જ્યોતિષ ખોટુ ઠરે છે ! હવે વ્યવહારમા જુઓ વ્યવહારમાં આપણે જોઈએ છીએ કે દરેક ત્રીજે ત્રીજે વરસે કોઇ બીજા જ મહીનાઓ વધેલા જોવામા આવે છે જૈન ટીપણું આજે અસ્તિત્વમા નથી તેથી જ અન્ય દર્શનીઓના પચાગો આપણે આજે વ્યવહારમા લઇએ છીએ, અને તે દ્વારા વ્યવહાર ચાલે છે અહીં લૌકિક ટીપણાનો જરાક ઇતિહાસ જોઈ લો. આશરે છસો સાતસો વર્ષ પહેલા જૈનશાસનમા ખરતર ગચ્છનો ભેદ ન હતો ખરતર ગચ્છનો ભેદ આશરે છસો-સાતસો વર્ષથી પડયો છે, અને ત્યારથી જ આ લૌકિક ટીપણાઓ જૈનોએ વ્યવહારમા વાપરવા માડયા છે વ્યવહાર માટે જૈન ટીપણા પ્રમાણે બે શ્રાવણ કે ભાદરવા ન હોત તો તકરાર ન થાત ખરતરગચ્છનો ભેદ પડયો ત્યારથી લૌકિક ટીપણું છે કલિકાળસર્વજ્ઞ ભગવાન્ હેમચદ્રાચાર્યજી મહારાજ જ્યોતિષ શાસ્ત્રને પૂર્ણપણે જાણતા હતા ઇતિહાસ શિખનારાઓને યાદ હશે કે પરમાર્હત કુમારપાળ જે ગુજરાતનો મહાન્ જૈન રાજા હતો તેની ગાદી મળવાના અને બીજા ભવિષ્યો આચાર્ય શ્રીહેમચદ્રસૂરિએ જાણ્યા હતા. અને તે સઘળા પૂર્ણ રૂપે સાચા પડયા હતા, છતા ભગવાન્ હેમચદ્રસૂરિજી મહારાજે જગતની દુરૂપયોગ કરનારી સ્થિતિને પારખી લઇને જ્યોતિષ-વિદ્યાનો પ્રચાર કર્યો ન હતો

પ્રધાને સૂચવેલા સુમાર્ગ.

હવે જરા પેલી આગલી વાતનુ તમોને સ્મરણ કરાવવાનુ છે પૂર્ણ રાજાના દરબારમા જ્યોતિષીએ કહ્યું હતુ, કે એક માસ પછી ભયકર વરસાદ થશે અને તેનુ પાણી જેમના પીવામા આવશે, તેઓ ગાડા બની જશે એજ જ્યોતિષીએ આગળ ચાલતા જણાવ્યુ હતુ કે કેટલાક કાળ પછી વળી પર્જન્યની-સારી વૃષ્ટિ થશે અને તે જળ લોકો પીશે એટલે તરતજ ગાડા બનેલા લોકો પાછા પૂર્વવત્ ડાહ્યા બની જશે જ્યોતિષીનુ આવું ભવિષ્ય પેલા રાજા અને તેના પ્રધાન બનેએ સાભળી લીધુ પ્રધાન મહા બુદ્ધિશાળી હતો. રાજા કરતા પ્રધાન વધારે બુદ્ધિશીલ હોય છે એ તો સામાન્ય વાત છે વારવર આપણે રાજ્ય-વ્યવહારમા એજ ઘટના જોઈ છે, કે રાજાની અનેક ભૂલો થતી હોય તો પણ તે ભૂલો સુદ્ધા વજીરો સુધારી લે છે એજ પ્રમાણે આ ડાહ્યા પ્રધાને રાજાને કહ્યું કે તમે લોકોને એવી આજ્ઞા કરી દો કે એક મહિના પછી જે પર્જન્ય કુવૃષ્ટિ થશે, તેનુ જળ કોઈએ પીવાનુ નથી એ જળ પીવાથી ઉન્માદ થશે. માટે લોકોએ હાલના સારા જળનો એકદમ મોટા પ્રમાણમા સગ્રહ કરી લેવાનો છે રાજાની આજ્ઞા લોકોએ તરત જ માની લીધી, અને તેમણે યથાકાળે જે વરસાદ વરસે તે વરસાદનુ જળ પીવું ન પડે તે માટે સારૂ જળ પાત્રોમા ભરી લીધુ, અને કુવૃષ્ટિનો છાટો પણ પીવાના કાર્યમાં લીધો નહિં

રાજનીતિની મહત્તા

જે જળથી ગાડા થવાવાનું એવુ ભવિષ્ય જણાવવામાં આવ્યુ હતુ તે જળ પીવું ન પડે એટલા માટે લોકોએ સગ્રહી લીધું હતુ, પરતુ આગળ જતાં એવું થયુ કે સગ્રહેલુ પાણી ખુટી ગયુ રાજા અને પ્રધાને સારા પાણીનો સગ્રહ પુષ્કળ કરી રાખેલો હતો, એટલે તેમને પાણીની તાણુ ભાસે એમ ન હતુ, પરતુ બીજા સામતો, સરદારો એમણે વીસ, પચ્ચીસ દહાડા જેટલો

પાણીનો સંગ્રહ કરી રાખ્યો હતો. અને સામાન્ય પ્રજાએ તો દશ બાર દિવસ ચાલે તેટલું જળ સંઘરી રાખેલું હતું, એટલે જેમ જેમ તેમનું સંઘરી રાખેલું પાણી ખુટતું ગયું તેમ તેઓ નવું પાણી પીતા ગયા પરિણામ એ આવ્યું કે પહેલા પ્રજા ગાંડી થઈ પછી સામંતો ગાંડા થયા, અને છેવટે તેઓ બધા ગાંડાઘેલાના ચાળા કરવા લાગ્યા, નાચવા લાગ્યા, અને તોફાન મચાવવા લાગી ગયા આખા રાજની દશા જુઓ તો અત્યંત કરૂણ બનેલી છે પ્રજા ગાંડી છે, સરદારો સેનાપતિઓ ગાંડાતુર બનેલા છે બધા નાચકૂદ કરે છે, ગમે તેવા ચાળા ચસકા કરે છે અને નગરની દશા શોકપાત્ર બની રહી છે હવે દશા એવી આવી પહોંચે છે કે સુકા સાથે લીલું બળી જવાનો પ્રસંગ આવી લાગ્યો છે બધા લોકો ગાંડા થયા છે પુરેપુરૂ મૂર્ખારાજ પ્રવર્તે છે, માત્ર રાજા અને પ્રધાન બે જ ડાહ્યા ડાહ્યા છે ! દરબારીઓ નાચે છે, કૂદે છે, ગાયનો ગાય છે અને ઉન્માદવાળાઓના જેવા તોફાનો પણ કરે છે અને તે છતા પોતાને તેઓ ડાહ્યા માને છે અને રાજા તથા પ્રધાન એવો ઉન્માદ નથી દર્શાવતા, ઉલટા તેઓ તેમને ગાંડા માને છે હવે આ ગાંડપણનો ઉન્માદ જેને વરેલો છે એવું મૂર્ખમંડળ પોતાને ડાહ્યાઓનો સંઘ માની લે છે, અને ડાવકા થઈને વિચાર કરે છે કે, આપણે ડાહ્યા, આપણું રાજતન્ત્ર ડાહ્યું અને ત્યાં આવો રાજા ગાંડો અને પ્રધાન ગાંડો તે શા કામના છે ? એટલા માટે આ ગાંડા રાજા તથા પ્રધાનને દૂર કરી આપણે રાજા અને પ્રધાન આપણા જેવા જ ડાહ્યા હોય એવા રાજા અને વજીરને તેમને સ્થાને સ્થાપવાની જરૂર છે" મૂર્ખમંડળના આવા વિચારની રાજાના પ્રધાનને ખબર પડી પ્રધાન ઉતાવળો ઉતાવળો રાજા પાસે ગયો, અને રાજાને કહે છે કે "મહારાજ ! આ તો ગજબ થયો છે, ચોર કોટવાળને દંડતો હોય તેમ લાગે છે બધાઓ પોતાને ડાહ્યા સમજે છે અને તમને અને મને બેને મૂર્ખા માની આપણને ગાદીએથી ઉઠાડી મૂકવાની યોજના ઘડે છે પ્રધાનના આ વચનો સાંભળીને રાજા ગભરાયો રાજનીતિશાસ્ત્રમાં કહ્યું છે કે

ભલે ગમે તેવો ભયંકર હોય પરંતુ એક જ જાતનો ગુન્હો કરનારા સો મનુષ્યો એકી સાથે નીકળી આવે તો તેમને દંડ ન કરવો અને હજાર ગુનેગારો હોય તો તેમને દેહાંતની શિક્ષા ન કરવી પરંતુ આટલી મોટી સંખ્યામાં માણુસોએ જે ગુન્હાઓ કર્યા છે તો ગુન્હો શા માટે થયો છે, તેનું કારણ શોધી કાઢીને તે કારણનું જ નિવારણ કરી નાખવું એ રાજનીતિ છે જ્યાં સો કે હજાર માણુસોના ગુન્હા સાથે સંબંધ હોય ત્યાં શિક્ષા ન કરવાનો આદેશ છે ત્યારે અહીં તો આખું ગામ ગાંડાતુર બની ગએલું છે અને રાજદ્રોહનો વિચાર કરે છે તો તેને શિક્ષા શી રીતે કરી શકાય, એવા વિચારે રાજા અત્યંત શોકમાં પડે છે રાજાને એવો વિચાર થાય છે કે જો પોતે આખા શહેરને શિક્ષા કરવા જાય છે તો સંભવ છે કે કદાચ પોતાનો પણ વધ થઈ જાય, અને જો તેમ નથી કરતો તો એ વાત પણ તેટલીજ સંભવિત છે કે જનતા પોતાને રાજગાદી ઉપરથી હાંકી કાઢવા પણ તૈયાર થાય હવે ઉપાય શો કરવો ?

રાજાનું કયાં ચાલી શકે ?

રાજા પ્રજાજનોને દંડ અથવા સજા આપવા જાય છે તે તો સંભવિત છે, અહીં તો રાજાનો પોતાનોજ વધ થવાનો પ્રસંગ આવ્યો છે રાજાની આત્મરક્ષાનો પ્રસંગ હવે રહેવા પામ્યો નથી "જેમ ચાલે છે તેમ ચાલવા દો," એવું કહીને સ્થિર રહેવાનો પણ આ પ્રસંગ નથી રાજાનું રાજત્વ આ પ્રસંગે નિર્ણય નથી આત્મરક્ષાની ખરેખરી મુશ્કેલીનો આ પ્રસંગ છે જે સ્થળે સમુદાય રાજા હોય એટલે ટોળામાંથી પસંદ કરાએલો રાજા હોય, ત્યાં આગળ લોકોની પસંદગીનો જે રાજા હોય તેજ રાજા ગણાય કે લોકો જેને રાજા નથી માનતા તેને તેઓ ધક્કો મારીને ઉઠાડી મૂકી શકે છે જ્યાં આવી સ્થિતિ હોય, પ્રાણ જોખમમાં હોય, જીવતા રહી શકવાનો સંભવજ ન હોય ત્યાં કુવૃષ્ટિનું દૃષ્ટાન્ત દેવું એ ઉચિત છે વ્યવહારની સ્થિતિમાં આવા સંયોગોમાં જોઈએ તો રાજા એ રાજા નથી, પરંતુ જનસમુદાયનું ટોળું

એજ રાજા છે જીવન પર આવી પડેલી આપત્તિના આ પ્રસગનુ 'બ્હાનુ કરીને રાજા અને મત્રી કૃત્રિમ ઉન્માદ ધારણ કરે છે પરિસ્થિતિને બ્હાના તરીકે કયા આગળ ધરવામા આવી છે, તેનો શાતચિત્તે વિચાર કરજો જ્યા પોતાની નબળાઈ હોય ત્યા પરિસ્થિતિનુ બ્હાનુ આગળ કરે દહાડો વળતો નથી એ પ્રસગે પરિસ્થિતિનુ બ્હાનુ આગળ કરીએ તો તે જરાય ઉચિત નથી જ્યા પોતાની નબળાઈ ન હોય, સામાનો જ પૂર્ણ રીતે દોષ હોય અને જ્યા આત્મનાશ થવાનો જ પ્રસગ હોય, તેવે જ પ્રસગે પરિસ્થિતિનુ બ્હાનુ આગળ કરી શકાય છે આ પ્રસગે મત્રી રાજાને ઉપાય બતાવે છે —

હેતુ માત્ર આત્મકલ્યાણ અને શાસનોદ્ધારનો જ છે

પ્રસગ વિકટ છે, માટે જો આ પરિસ્થિતિમા બચી જવુ હોય તો તેનો એક જ માર્ગ છે કે આપણે પણ ગાડાની માફક કૃત્રિમ ઉન્માદવશ બની જવુ અને ગાડાના ખોટેખોટા ચાળા કરી ગાડામાં જ ખપી જવુ એ જ વસ્તુ હાલ સમયોચિત છે રાજા ને મત્રી કૃત્રિમ ઉન્માદધારી-ગાડા બની ગયા તેઓ પણ ગાડા ગામલોકો સાથે નાચવા કૂદવા અને ધમાધમી કરવા મડી પડ્યા! આ રીતિએ કૃત્રિમ ગાડપણ ધારણ કરીને પણ રાજાએ પોતાની સપત્તિની સરક્ષા કરી લીધી હતી પછી સારો વરસાદ થયો અને જનતાએ જ્યારે એ વરસાદનુ જળ પીવાના કામમા લીધુ ત્યારે પ્રજાનો ઉન્માદ શાત થયો, અને દેશનો વ્યવહાર પાછો પૂર્વવત્ ચાલવા લાગ્યો. આ દૃષ્ટાત પરથી આપણે વિચારવાનુ શું છે તે જોઇએ આપણે કુવૃષ્ટિનુ બ્હાનુ કાઢીએ છીએ પરતુ રાજાએ જેમ ઉન્માદ ધારણ કરી પોતાની સપત્તિની રક્ષા કરી હતી તેવી શાસનની રક્ષા આપણે કરતા નથી ગાડાના જૂથને જોઈ પરિસ્થિતિ વિચારી રાજાને વજીર જેમ ગાડા બની ગયા હતા તે જ રીતે ગીતાર્થ આચાર્યો પણ વેષધારીઓ જેવા જ થઈ રહેશે પણ જેમ સુસ્થિતિ આવતા રાજા ને વજીર ડાહ્યા

અને દેવવંદન સૂર્ય ઉદય પહેલા શ્રીગૌતમસ્વામિજી ભગવાનના કેવલજ્ઞાનને અંગે કરવુ એ ભવ્યાત્માઓની ધ્યાન બહાર તો ન જ હોય ધ્યાન રાખવુ કે આ દીપાલિકા પર્વ એટલુ બધુ રાજા મહારાજા અને સામાન્યવર્ગમા પ્રચલિત થયેલુ હતુ અને છે કે જેને અંગે ભગવાન ઉમાસ્વાતિવાચકજીને એમ જણાવવુ પડયુ કે દિવાળીના તહેવારમા ઇતરલોકોથી જૈનોએ જુદા પડવુ નહિ અને તેને માટે 'श्रीमद्वीरस्य निर्वाणं, कार्यं लोकानुगैरिह' એવા પ્રઘોષને અગ્રસ્થાન મળ્યુ અર્થાત્ લોકો જે દિવસે દિવાળી કરે તે દિવસે છઠ્ઠના બીજા ઉપવાસનો હોય તેવી રીતે જૈનોએ પણ દિવાળી કરવી એ શાસ્ત્રાજ્ઞાથી સિદ્ધ છે

## પાચમા આરાની ઉત્તમતા.

ભગવાન જિનેશ્વરોની મહેરબાનીથી ત્રીજા ચોથા આરારૂપી સુષમાકાલમા જે ફલ થયુ હતુ તેના કરતા આ દુષ્ષમા નામના પાચમા આરામા ભગવાનના શાસનનુ ફલ ઘણુજ વખાણવા લાયક છે જો કે મોક્ષમાર્ગની આરાધના બન્ને તે આરામા અને આ પાચમા આરામા પણ સરખી જ છે, છતા ત્રીજો અને ચોથો આરો અન્ય કેવલજ્ઞાનીયો અને મન પર્યાયઆદિ જ્ઞાનવાળાના સમાગમને લીધે મેરૂસમાન હતો, પણ આ પાચમો આરો તો અન્ય કેવલજ્ઞાનિ આદિના અભાવવાળો હોવાથી મરૂભૂમિ જેવો છે, માટે તે પાચમા આરારૂપ મરૂભૂમિમા આપની (ભગવાન જિનેશ્વરોની) મહેરબાનીરૂપ શાસનપ્રણાલિકારૂપ જે કલ્પવૃક્ષ તે અત્યત વખાણવાલાયક છે, એટલે શાસનની આરાધના કરી મોક્ષપથે પ્રયાણ કરનારા માટે તો આ પાચમો આરો કોઈ પણ પ્રકારે ઉપેક્ષા કરવા લાયક નથી, પણ અત્યત અનુમોદવા લાયક છે મેરૂમા રહેલા કલ્પવૃક્ષો કરતા મારવાડમા રહેલ કલ્પવૃક્ષ અત્યત પ્રશસાને પામે છે

કલિકાલ સર્વજ્ઞશ્રી હેમચદ્રસૂરિજી

# જ્ઞાનપચમી વ્યાખ્યાન ૧.

સ ૧૯૯૨ જ્ઞાનપચમી પાલીતાણા

अग्रय न प्रदीपोयमादित्यनि योद्गत
तृतीय लोचन ज्ञानमर्थहरण धनम् ॥ आचारप्रदीप० ॥

વીર્યાચાર વગર જ્ઞાનાદિ આચાર બની શકે નહિં

શાસ્ત્રકાર મહારાજા શ્રીમાન રત્નશેખરસૂરીશ્વરજી ભવ્યજીવોના ઉપકાર માટે આચારપ્રદીપ નામના ગ્રથમા પાચ આચારોની વ્યાખ્યા કરતા, પ્રથમ જ્ઞાનાચારની વ્યાખ્યા જરૂરી ધારી જણાવે છે કે પાચે આચારમા પ્રથમ જ્ઞાનાચાર કેમ લીધો ? તો કહે છે કે દર્શનાચાર એટલે સમ્યકત્વનો આચાર મોક્ષની જડ, ચારિત્રાચાર એ નિસરણી, ખુદ મોક્ષની મુસાફરી તપાચાર. મોક્ષ માર્ગમા આડા આવતા વિઘ્નોને હઠાવનારૂ પરાક્રમ તે વીર્યાચાર જે શક્તિ કહીએ છીએ તે આત્માનુ વીર્ય સામાન્ય રીતે દુનિયામા જે શક્તિ પદાર્થ ગણાય છે, તે શક્તિ સામાન્ય શરીર સાથે સબધ રાખે છે, પણ આત્માની જે તાકાત તેનુ વિશેષનામ હોય તો તેનુ વીર્ય છે હવે વીર્યાચાર બધામા લાગુ થએલો છે જ્ઞાન-દર્શન-ચારિત્ર અને તપ વિગેરે આચારમા વીર્યાચાર જોઈએ આત્માની શક્તિને ફોરવ્યા સિવાય આઠ પ્રકાર જ્ઞાનના, આઠ પ્રકારના દર્શન આઠ પ્રકારનુ ચારિત્ર પાલન, બારપ્રકારની તપસ્યા એ છત્રીસમાથી વીર્યાચાર વગર કંઈ વળે નહિ વીર્યાચારના છત્રીસ ભેદો ન હોય તો જ્ઞાનાચારદિના ભેદોમા ઠબરકો વજી જાય ભાષ્યકારોએ વીર્યાચારના છત્રીસ ભેદો માન્યા છે જ્ઞાના૦ ૮, દર્શના૦ ૮, ચારિત્રા૦ ૮, તપા૦ ૧૨ તે બધા વીર્યાચારને જ આધારી છે આત્માનુ વીર્ય ન પ્રવર્તે તો જ્ઞાન-દર્શન-ચારિત્ર અને તપના મળી ૩૬ માથી એકે પ્રવર્તિ ન શકે એકલા આચાર માટે વીર્યની જરૂર પડે છે તેમ નહિં, પણ જ્ઞાનને પોના માટે વીર્યની જરૂર પડે છે શ્રીદેવસૂરિજી, ઉમાસ્વાતિજી મહારાજ વિગેરે

જ્ઞાનને રોકનાર કોણ ? જ્ઞાનાવરણીય અને વીર્યાન્તરાય, બેય જ્ઞાનને રોકનાર છે, કારણ ? જ્ઞાનાવરણીનો સ્વભાવ જ્ઞાનને રોકવાનો અને વીર્યાતરાયનો સ્વભાવ વીર્યને રોકવાનો છે, વીર્યાતરાયનો ક્ષયોપશમ કે ક્ષય થયા વગર જ્ઞાનની પ્રવૃત્તિ થાય જ નહિ જ્ઞાનની પ્રવૃત્તિ વીર્યાતરાયનો ક્ષય કે ક્ષયોપશમ થયે થાય ૧૨માના છેડે જ્ઞાનાવરણીય સર્વથા ક્ષય થાય તેની સાથે વીર્યાન્તરાયનો ક્ષય જરૂરી માન્યો જે સમયે કેવળજ્ઞાનાવરણીનો ક્ષય તે જ સમયે વીર્યાન્તરાયનો ક્ષય થાય છે તેથી જ સિદ્ધમહારાજને કશુ કરવું કારવવુ નથી, એક પણ પ્રદેશ આત્માનો હલાવવો પડતો નથી અનતોકાળ થયો અને થશે તો પણ સિદ્ધ આત્માનો એક પ્રદેશ હાલવાનો નથી આખો આત્મા તો ન ખસે પણ તેનો એક પ્રદેશ પણ ન ખસે

સિદ્ધોને પણ વીર્યની જરૂર

દીપક વચમા ધર્યો, તેણે ચારે બાજુ ઉદ્યોત કર્યો દિવાને ફેરવો દિવાની અવગાહના ફરી નથી, એની એ જ રહી પણ ઉદ્યોત ફર્યો દિવો ત્યા ને ત્યા ગોળ ફેરવ્યો તો અવગાહના એની એ જ રહી, પણ ઉદ્યોત ફર્યો દિવાની અવગાહના ન ફરે તો પણ ઉદ્યોતનુ ફરવુ થાય, તેમ સિદ્ધોની અવગાહના ન ફરે દિવાના ઉદ્યોતના પ્રદેશો ફરે, એમ માનીએ તો પણ આત્માના પ્રદેશો ન ફરે જે આકાશપ્રદેશ પર સિદ્ધના આત્માના પ્રદેશો છે, તે અનતોકાળ ગયો જશે તો પણ ખસવાના જ નથી એક આકાશ પ્રદેશથી ખસેડવો એટલુ પણ તેમને કામ નથી, તો પછી તેમને વીર્યાન્તરાયના ક્ષયની જરૂર શી ? લોકાલોક પ્રકાશક-દર્શક-કેવલજ્ઞાન તેનો ઉપયોગ અનતાવીર્ય વગર થઈ શકે નહિ

વીર્યના સ્વભેદ ત્રણ ભેદો, વિષયભેદ છત્રીશ ભેદો

છાદ્મસ્થિક ઉપયોગમા જોર આવે છે, તેમ સિદ્ધને આખા લોકાલોકના જ્ઞાનદર્શનના સતત ઉપયોગ જારી રહે, તેમા જોરની-વીર્યની જરૂર પડે, માટે તેમને વીયાતરાયનો ક્ષય માનવો

પડે આ ઉપરથી જ્ઞાનની અંદર વીર્ય મદદ કરનારી ચીજ છે જ્ઞાન થવા પહેલા વીર્ય જરૂરી છે, અને વીર્યનો અભાવ જ્ઞાનને રોકનારી ચીજ છે તેવીજ રીતે દર્શન-ચારિત્ર-તપને અગે વીર્યની જરૂર, માટે છત્રીસ ભેદોમા વીર્યાચારની જરૂર છે તે હોવાથી ભાષ્યકારે વીર્યાચારના ૩૬ ભેદો માન્યા જ્ઞાના૦૮, દર્શના૦૮, ચારિ૦૮, તપા૦૧૨ ભેદ અને વીર્યાચારના શારીરિક વીર્યની અપેક્ષાએ મન-વચન-કાયાના ત્રણ ભેદ લઈએ, પણ વિષયની અપેક્ષા એ ૩૬ ભેદો લેવા પડે પાચે આચારના ભેદો જણાવ્યા, તેમા પ્રથમ જ્ઞાનાચાર કેમ જણાવ્યો ? દર્શનાચાર મોક્ષની જડ, ચારિત્રાચાર મોક્ષની મુસાફરી અને તપાચાર મોક્ષની પ્રાપ્તિ કરાવવામા મુખ્ય છે, તેમા પ્રથમ જ્ઞાનાચારને અવકાશ કેમ આપ્યો ? सम्यग्दर्शनज्ञानचारित्राणि मोक्षमार्गः । એમા કેટલીક જગો પર સમ્યક્ત્વ પ્રથમ અને કેટલીક જગો પર જ્ઞાન પ્રથમ લેવામા આવ્યુ છે, આમ મોક્ષમાર્ગ જણાવતા કેટલાકે પ્રથમ દર્શન અને કેટલાકે પ્રથમ જ્ઞાન લીધુ છે પણ પાચ પ્રકારના આચારમા દર્શનાચાર પ્રથમ કોઇ પણ જગોએ મુકાયો નથી પ્રથમ જ્ઞાનાચારજ મુકવામા આવ્યો છે કારણ ? શાસ્ત્રકાર એ વસ્તુ ઉપરથી ધ્વનિત કરે છે કે દરેકે દર્શના૦ના ૮ ભેદ, ચારિત્ર૦ના આઠ ભેદ અને તપશ્ચર્યાના બાર ભેદ આચરવા હોય યાવત્ વીર્યાચારના સ્વભેદ ત્રણ, વિષયભેદ છત્રીશ આચરવા હોય તો પ્રથમ જ્ઞાન તરફ પ્રયત્ન કરવો જોઈએ

દરેક આચારો જ્ઞાન વગર જાણી શકાય નહિં

દર્શનાચારના આઠભેદ પ્રથમભેદમા શકારહિતપણુ થવાનુ તે કોના પ્રતાપે થવાનુ ? જ્ઞાનનાજ પ્રતાપે, જો જ્ઞાન ન હોય તો દુનિયામાંથી આવનો શકાનો ઝપાટો ઠેલી શકાયજ નહિં એ ઝપાટાને હડસેલી દેવો હોય તો જ્ઞાનનુ હથીયાર જોઇશે તેમ કાક્ષાનુ પરાવર્તન કોણ રોકશે ? જ્ઞાન. એમ દર્શનાચારના આઠ અતિચારો તપાસીશું તો જ્ઞાનદ્વારા પ્રવર્તનારા છે જ્ઞાન સિવાય

બીજા આચારની પ્રવૃત્તિ થઈ શકવાની નથી પાચસમિતિ, ત્રણગુપ્તિ એમા પણ જ્ઞાન વગર પ્રવૃત્તિ કરી શકાય નહિં જીવ જાણ્યો નહિં, જીવની હિંસામા કર્મ છે તે જાણ્યો નહિં, કર્મ ભોગવવા પડે છે તે જાણ્યો નહિં, તો ઇર્યાસમિતિ વિગેરેના અધિકારનો અવકાશ કયા રહ્યો?

જ્ઞાનની નિશ્રાએ કરેલા તપ સમ્યગ્તપ છે

દર્શનાચાર-ચારિત્રાચાર જ્ઞાન વગર પાગળા, પણ તપસ્યા કરવી, ન ખાવુ, ઉણોદરી કરવી, વિષયત્યાગ કરવો ત્યા વાધો શો આવે છે? તપસ્યા કરવામા જ્ઞાન નહિં હોય તો અડચણ નહિ આવે, પણ અજ્ઞાનતપ અને સમ્યક્તપ પણ તપાચાર એ અજ્ઞાનતપનો ભેદ કે સમ્યક્તપનો ભેદ છે? જો સૂત્રકારો, ટીકાકારો સમ્યગ્યોગનિગ્રહો ગુપ્તિ ગુપ્તિ એ અહીં લગાડે છે; તેથી જૈનદર્શનના ૧૨ પ્રકારના તપને અંગે જ્ઞાન જડ હોવી જોઈએ જ્ઞાન વગરની તપસ્યા સમ્યગ્તપ કહી શકાય નહિં ગીતાર્થ-આધિન તપસ્યા, એટલે ગીતાર્થનુ જ્ઞાન તેમા આવી ગયુ જ્ઞાન વગરનુ તપ તે અજ્ઞાનતપ, તેથી તપસ્યા કરનારે જ્ઞાનીની નિશ્રા લેવી પડે છે બાકી નિશ્રાવગર છ માસ તપસ્યા કરે તે અજ્ઞાન તપસ્યા છે, પચ્ચક્ખાણ લે એટલે જ્ઞાનીની આધિનતા છે આધિનતા વગર અજ્ઞાન તપસ્યા છે તપાચાર બાર પ્રકારનો છે, પણ બારે પ્રકારનો તપાચાર ગુરૂની પરતંત્રતાવાળો છે આ કારણથી પચ્ચક્ખાણ લેવાની જરૂરીયાત ગણી પચ્ચક્ખાણ ગુરૂસાક્ષીએ લેવુ અનુવાદ કરવો આ પચાત શા માટે? તો કે સમ્યગ્તપની રીતિ જ એ છે, માટે સમ્યગ્તપાચાર કરવો હોય તો જ્ઞાનની જરૂર. વીર્યાચાર એ જ્ઞાન-દર્શન-ચારિત્ર-તપ સિવાય ચીજ જ નથી એટલે દર્શનાચાર-ચારિત્રાચાર અને તપાચારની જડ વીર્યાચાર, અને એની જડ પણ જ્ઞાનાચાર, આ માટે શાસ્ત્રકારોએ આચારમા પ્રથમ પગથિઉ જ્ઞાનાચારનુ જણાવ્યુ સમ્યગ્દર્શન તત્ત્વાર્થની શ્રદ્ધા, જાણ્યા વગર ન થાય પ્રતીતિએ જેટલુ જાણે

તેટલુ પ્રતીતિ વિના ન જાણે તો શ્રદ્ધા ન થાય સતપદપરૂપણાદિ આદિ પદો–દ્વારોથી દરેક તત્ત્વને જાણે તેટલી શ્રદ્ધા તેમજ જીવાદ નવ પદાર્થ૦ આદિથી દર્શન કરવનાર જ્ઞાન મોક્ષમાર્ગની પ્રવૃત્તિ દર્શનથી છે

દર્શન અને જ્ઞાનમા પ્રથમ કોણ ?

અહીં કેટલાક આચાર્ય પ્રથમ દર્શન કેટલાક પ્રથમ જ્ઞાન માને છે અપેક્ષા ભેદ છે પણ વિરૂદ્ધ કોઈ નથી. અભ્યતર તપ બધાએ ગુરૂ પાસે જ કરવાના છે, તેમજ બાહ્યના પચ્ચક્ખાણ પણ ગુરૂને આધીન થઈ કરવાના છે તમે વૃત્તિસક્ષેપ નિયમ કરી ૨૦ ચીજ ખાવ છો, બીજો અભિગ્રહ કર્યા વગર એક રોટલો ને મરચુ બે જ ચીજ ખાય તો વૃત્તિસક્ષેપ કહેવાશે ? ના મૂળ વસ્તુ પર આવો

सम्यग्दर्शनज्ञानचारित्राणि मोक्षमार्गः । તેમજ सम्यग्ज्ञानदर्शनचारित्राणि मोक्षमार्गः'। કઈ અપેક્ષાએ કહ્યુ છે ? બન્ને સાચા છે, પણ અપેક્ષા સમજવી જોઈએ. બન્નેની વ્યવસ્થા થઈ જશે સમ્યક્ત્વ બે પ્રકારના છે નિસર્ગ અને અધિગમ. નિસર્ગ સમ્યક્ત્વદર્શનમા માત્ર પોતાના આત્માથી પદાર્થો અનુભવે અને તે જાણે તે નિસર્ગસમ્યક્ત્વ, અને ગુરૂ જીવાદિક પદાર્થો સમજાવે, તે જાણ્યા પછી શ્રદ્ધા થાય તે અધિગમ સમ્યક્ત્વ નિસર્ગ સમ્યક્ત્વ થયા છતા અધિગમ સમ્યક્ત્વ થવાની જરૂર ગુરૂઓ જણાવે છે કહેવું જ પડશે કે નિસર્ગની અપેક્ષાએ પ્રથમ દર્શન सम्यग्दर्शन તેજ અધિગમની અપેક્ષાએ सम्यग्ज्ञानदर्शनचारित्राणि मोक्षमार्गः । ગુરૂદ્વારા જ્ઞાનદ્વારાએ અધિગમ સમ્યગ દર્શનની જરૂર શી ? જેમ ક્ષાયોપશમિક થયા પછી ક્ષાયિકની જરૂર, તેમ નિસર્ગ પછી અધિગમ ની જરૂર છે નિસર્ગમાં જોઈએ તેવી શુદ્ધિ નથી, અધિગમમા તેથી વધારે શુદ્ધિ છે માટે અધિગમ સમ્યક્દર્શનની અપેક્ષાએ सम्यग्ज्ञान० मार्गः । કહી શકાય આવી રીતે મોક્ષમાર્ગના અધિકારને અગે કેટલાકે દર્શન, અને કેટલાકે પ્રથમ જ્ઞાન માન્યુ, પણ પાય

વક્તવ્યતામા કોઈ જગ્યાએ પાઠ ભેદ નથી એક સરખો જ પાઠ છે જ્યા જ્યા આચાર દેખીએ ત્યા ત્યા જ્ઞાન-દર્શન-ચારિત્ર-તપ અને વીર્યાચાર એમજ અનુક્રમ છે

**સમ્યક્ત્વ પહેલા જ્ઞાનની જરૂર**

મોક્ષમાર્ગ માટે આમ ભેદો છે તો આચારમા કેમ ભેદ નથી ? આ પ્રવૃત્તિભેદ છે પણ ઉત્પત્તિક્રમ નથી સમ્યગ્દર્શનાદિ એ ઉત્પત્તિક્રમ છે અને આ પ્રવૃત્તિક્રમ છે પ્રથમ જ્ઞાનની જ પ્રવૃત્તિ હોવી જોઈએ જ્ઞાનની પ્રવૃત્તિ નથી તેને દર્શનની પ્રવૃત્તિ થઈ શકતી નથી, કરે તો આગમાનુસારી નથી ગણવા જાય તો માર્ગમા સ્થિતિ નથી, શાસને પ્રથમ જ્ઞાન મેળવ્યુ કે પ્રથમ દર્શન મેળવ્યુ ? શાસને તીર્થકર મહારાજ પાસેથી પ્રથમ દેશના, પછી શ્રદ્ધા મેળવી છે એવી રીતે જગતમા પ્રથમ શુ મેળવાય ? પ્રથમ જ્ઞાન મેળવાય, પછી જ શ્રદ્ધાનો વખત આવે પ્રવૃત્તિક્રમની અપેક્ષાએ પ્રથમ જ્ઞાનને સ્થાન આપવુ જ જોઇએ જેમ ઉત્પત્તિ અને આચારને અગે ભેદ કહ્યો, તેવી રીતે બીજી બાજુ મોક્ષમાર્ગ જે નૈશ્ચયિક કલ્યાણનો હેતુ, બીજો વ્યવહાર માર્ગ નૈશ્ચયિક હેતુમા સમ્યગ્દર્શનને અગ્રપદ હોય, જ્યારે વ્યવહારિક ભેદમા જ્ઞાનને અગ્રપદ હોય આથી જ્ઞાન આપવા લેવા પહેલા દર્શનનો આગ્રહ ન હોય, પણ દર્શન લેવા પહેલા જ્ઞાનનો આગ્રહ જરૂર હોય, મને દર્શન નથી થયુ માટે મારે જ્ઞાન ન વાચવુ આવુ કરે તો દર્શન ઉત્પત્તિનો વખત ક્યારે આવે ? શ્રદ્ધા થયા પછી સાભળવુ તો શ્રદ્ધાનો વખત ક્યારે આવે ? માટે વ્યવહાર પ્રવૃત્તિ માટે પ્રથમ જ્ઞાનની જરૂર છે વાત સમજાવી જોઇએ, પછી શ્રદ્ધા થાય વાત માને તો સમજાવીએ, એમ કોઈ કોઇને કહેતા નથી, સમજાવીએ તો માનશે, એમ કહીએ છીએ

**અજાણપણામા પણ સમ્યક્ત્વ નવતત્ત્વકારે કેમ જણાવ્યુ છે ?**

શ્રીમહાવીર ભગવતે પ્રથમ ગૌતમસ્વામીજીને સમજાવ્યુ કે મનાવ્યુ ? પ્રથમ સમજાવ્યુ પછી માન્યુ નૈસર્ગિક સમ્યગ્દર્શન થયા

પછી અજ્ઞાન ન હોય જિનેશ્વરે જે તત્ત્વ કહ્યુ તે મારે માન્ય છે શુ કહ્યુ છે ! તે મારે સાભળવું છે તેવા કેટલાક હોય છે શાસ્ત્રકાર કહે તે તહત્તિ 'अयाणमाणेवि सम्मत्त' અજાણ્યુ પણ તત્ત્વની શ્રદ્ધા ન આવે પણ તત્ત્વના ભેદની શ્રદ્ધા આવે મોક્ષતત્ત્વના પ્રકરણમા કોના ઉપસહારમા એ ગાથા છે? 'लोगस्स असखिज्जे' કહી ભાગદ્વાર પૂરો કરી, પછી અલ્પબહુત્વદ્વાર લાવો છો, એ જગો પર વચમા શો સબધ આવ્યો? 'पंआइ नवपयाइ जो जाणइ तस्स होइ सम्मत्त०' એમ ગાથા છે, જીવાઇ પદ છે જ નહિ નવપદ પ્રકરણ જાણવા માટે કર્યું તો अयाणमाणेवि सम्मत्त, તેમ કહ્યુ તો કહેલુ પ્રકરણ નકામુ ગયુ જીવાદિક નવતત્ત્વ વિષયક નવપદાર્થો સતપદાદિક દ્વારો સાથે જોડે, તેને સમ્યક્ત્વ હોય, અને બુદ્ધિ ન હોય ને ન જોડે, તો પણ ભાવથી સમ્યક્ત્વ છે નવતત્ત્વના ભેદાનુભેદમા ન ઉતરે, અહીં તો નવપદના હેયાદિક વિભાગ કરે તો જ સમકિત છે અભવી, મિથ્યાદૃષ્ટિ, આજના પડિતો એ નવ પદાર્થો જાણે છે કે નહિ? બધા સમકિતવાળા ગણવા? જીવાદિ તત્ત્વ સબધી નવપદાર્થો સતપ્રરૂપણાદિક દ્વારો જાણે, તેને સમ્યક્ત્વ હોય, તેથી તત્ત્વાર્થકારને–'निर्देशस्वामित्वसाधनाधिकरणस्थिति विधानत ।' 'सत्सख्याक्षेत्रस्पर्शनकालान्तरभावाल्पबहुत्वैश्च' એમ અધિગમ ત્યા જણાવ્યુ તે મેલી અધિગમ સમ્યક્ત્વ લીધુ

જ્ઞાનાચારને સર્વ આચાર્યોએ પ્રથમ આચાર તરીકે ગણાવ્યો છે, શાસને પ્રથમ મેળવ્યુ હોય તો જ્ઞાન મેળવેલુ છે, એ જ્ઞાન આધારે શાસન શ્રધ્ધા કરતા શીખ્યુ છે જીવાદિક તત્ત્વોની શ્રધ્ધા જ્ઞાન મેળવીનેજ કરેલી છે, માટે જ્ઞાનાચારને શાસનની અપેક્ષાએ પ્રથમ રાખવુ પડે છે શાસનપ્રવૃત્તિની અપેક્ષાએ દર્શન કરતા પણ જ્ઞાનાચારની પ્રવૃત્તિ પ્રથમ કરવાની હોય છે જ્યા જ્યા જુઓ ત્યા ત્યા શાસનમા પ્રતિબોધ પામનારા, શાસનમા દાખલ થનારા તે જ્ઞાનની દોરીએજ શાસનમા આવેલા છે જ્ઞાનની દોરી વગર શ્રધ્ધાના માર્ગમા કોઈ આવેલુ નથી વ્યવહારની અપેક્ષાએ પ્રથમ જ્ઞાન લેવાની જરૂર પડે છે

દર્શન-ચારિત્ર આરાધવા માટે નહિ અને જ્ઞાન માટે સ્વતત્ર તિથિ કેમ?

જગતમા હીરે ભરેલુ, અને સુદર રચનાવાળુ મકાન હોય, તો પણ તેમા પેસતા પહેલા દિવો કરવો પડે છે જાગતો મનુષ્ય કઇ પણ પદાર્થ દેખવાની ઇચ્છા કરે છે, પણ આખને જોર આપનો નથી કયા સુધી? ઉદ્યોત થયો ન હોય ત્યા સુધી, ઉદ્યોત થયા પછી આખને જોર આપે છે જાગતો છે હીરાથી ભરેલુ મનોહર મકાન છે, પણ હીરો છે કે પથરો છે તે તપાસવાનુ દીપક થયા પછી આંખને ઉઘાડી જોર દેવુ તે દીપક થયા પછી; ત્યાર બાદ ખરાબ અને સારી વસ્તુ જોવાય છે આખને જોર અપાય છે, તેમ શાસનમા પાપ તોડવાના, પાપ બધ કરવાના રસ્તા લેવા તે બધું જ્ઞાનદીપકનો ઉદ્યોત કરવામા આવે પછીજ બને છે તેથી આપણે આપણા વ્યવહારમા આવો બાર મહિનાનો હીસાબ કરીએ કલ્યાણકની પજુસણની કે ઓળીની તિથિઓ છે, પણ આ ચોકખા નામ ધરાવનારી એકે તિથિ નથી જ્ઞાનપચમી માફક દર્શનચોથ, કે ચારિત્રની ચૌદશ એવી તિથિ કાઢો બાર મહીનામા બધી તિથિઓ આપણે આરાધીએ છીએ, પણ એકે મોક્ષ માર્ગની મુખ્ય નામ સાથેની તિથિ નથી કોઈપણ પર્વ લો તો જ્ઞાન-દર્શન-ચારિત્રની આરાધના વગરનુ એકે પર્વ નથી, પણ રૂઢીમા શબ્દનો જે પ્રવેશ તે કહું છુ મોક્ષમાર્ગને દર્શાવનારા શબ્દોનો સીધો પ્રવેશ માત્ર જ્ઞાનપચમીમા છે દર્શન-ચારિત્રના સીધા પ્રવેશવાળી એકે તિથિ નથી. જ્યારે જ્ઞાન માટે જ્ઞાન પચમી ખાસ કહી છે

કારતક મહિનાની પચમીજ કેમ જ્ઞાનપચમી

જ્ઞાનપચમી એ મોક્ષમાર્ગના અશના નામે આરાધવા માટે રૂઢ થયેલી કારતક સુદ પાચમ છે એજ જ્ઞાનપચમી કેમ? માગસર પોષ વિગેરે બીજા મહીનાઓની સુદ પાચમને ન રાખી, અને કારતક મહિનાની સુદ પાચમને જ્ઞાનપચમી કેમ કહી? આ વાત સમજતા પહેલા એક વાત લક્ષમા લઈ લો જ્ઞાનાચાર

એટલે મતિ-અવધિ મન પર્યવ કે કેવલજ્ઞાનનો આચાર નહિ, એ ચાર જ્ઞાનમાથી એકેનો આચાર જણાવનારો નથી ત્યારે કોના આચારને જણાવે છે ? શ્રુતજ્ઞાનના આચારને જણાવે છે 'काले विणए बहुमाणे' એ આઠે આચાર શ્રુતજ્ઞાનના છે વ્યજન-અર્થ અને તદુભય તેને બીજા ચાર જ્ઞાન સાથે સબધ સરખોય નથી આઠે પ્રકારનો જે જ્ઞાનાચાર તે જ્ઞાનાચાર તે જ્ઞાનાચાર નહિ પણ શ્રુતાચાર જ્ઞાનપચમી કહેવા કરતા શ્રુતપચમી કહેવી જોઇએ ત્યા જ્ઞાનાચારને બદલે શ્રુતાચાર કહેવા જોઇએ આ જ્ઞાનપચમીને શ્રુતપચમી તો કહો, પણ મતિજ્ઞાન એ પણ કયારે ? શ્રુતને અનુસરતુ મતિજ્ઞાન હોય ત્યારે અવધિ, મન પર્યવ અને કેવલ શ્રુતજ્ઞાન થાય પછી શ્રુતાનુસારી હોય ત્યારે આ જ્ઞાનો થાય, શ્રુતવગર બીજા જ્ઞાનમા સમ્યગપણુ નથી

ચારે જ્ઞાનમા શ્રુતની વ્યાપકતા

મતિ, અવધિ મન પર્યવ અને કેવલનુ સ્વરૂપ દેખાડનાર કોણ ? શ્રુતજ્ઞાન પાચે જ્ઞાનના સ્વરૂપને ઓળખાવનાર શ્રુતજ્ઞાન, એટલુ જ નહિ પણ બાકીના ચાર જ્ઞાનોમા સમ્યગ્પણુ અને ઉત્પત્તિ પણ શ્રુતના આધારે છે જો શ્રુતના આધારે ઉત્પત્તિ તો શ્રુત મતિપૂર્વ ન બોલે પણ શ્રુત પૂર્વમતિ બોલો કઇ અપેક્ષાએ મતિપૂર્વ શ્રુત કહ્યુ છે તે ધ્યાનમા લીધુ છે ? લોકોત્તર આગમનો બોધ, અને જિનેશ્વરના ઉપદેશથી થતો બોધ, મતિ હોય તો જ થાય, એ અપેક્ષાએ ત્યા કહેવાયુ પણ સ્વાભાવિકજ્ઞાનમા જાવ તો પ્રથમ શ્રુતને અગ્રપદ આપવુ જ પડશે લોકોત્તર જ્ઞાન મેળવવુ હોય, મોક્ષમાર્ગ માટે શ્રુતોપદેશ મેળવવો હોય તો મતિની પ્રથમ જરૂર, પણ સ્વાભાવિક જ્ઞાન મેળવવુ હોય, જેને સકેતો ધ્યાનમા હોય, પાચ વિષયોને સુખ દુ ખ તરીકે કોણ જાણે ? જેને શબ્દોનો ખ્યાલ આવ્યો હોય તે જાણે, શબ્દો જાણવા, અર્થ જાણવો તે શ્રુતજ્ઞાન શ્રુત સિવાય મતિજ્ઞાન હોતુ જ નથી, આજ વાત લક્ષમા રાખીશુ ત્યારે નદિસૂત્રકારે મતિના

૨૮ ભેદો કહ્યા ૨૮ ભેદો શ્રુત નિશ્રાવાળા ગણ્યા વ્યવહારિક સ્પષ્ટપણે ઉલ્લેખપૂર્વકનું મતિ, શ્રુત સિવાય થતુ નથી સ્પર્શોઽયં રસોઽયં આ સ્પર્શ, આ રસ, આ ઉંનુ, આ ખાટ આવા ઉલ્લેખ રૂપ મતિજ્ઞાન શ્રુતવગર થતુ નથી, માટે શાસ્ત્રકારોને શ્રુતનિશ્રિત કહેવુ પડે છે અશ્રુતનિશ્રિત મતિજ્ઞાન તે શ્રુતવગરનુ જ શ્રુત વિના બુદ્ધિ આદિ ચાર થતા નથી, પણ અવગ્રહ-ઇહા-અપાય-ધારણા તો ચાલ્યા જ કરે શ્રુતનિશ્રિત મતિજ્ઞાન કહેવાથી, સામાન્ય શબ્દોલ્લેખ થવાથી મતિને શ્રુતજ્ઞાનનો આધાર છે શ્રુતજ્ઞાન પોતાના આધારભૂત, તેમજ બાકીના ચાર જ્ઞાનમા પણ શ્રુતજ્ઞાનની જરૂર છે પાચે જ્ઞાનોમા જો ખરેખર જ્ઞાનની જડ તપાસીએ તો શ્રુતજ્ઞાન આ અપેક્ષાએ વિચારીએ તો જ્ઞાનથી વ્યાપકતા શ્રુતમા આવી જાય, તેથી જ શ્રુતપચમી ન કહેતા જ્ઞાનપચમી કહી. અહીં આચાર વિષય તરીકે જ્ઞાન કહેવુ છે જ્ઞાનાચાર એટલે જેનો આચાર થઇ શકે તેવુ જ્ઞાન શ્રુતના પ્રતિપાદ્ય તરીકે પાચજ્ઞાન આવી જશે આચાર શબ્દથી શ્રુતજ્ઞાન લેવાનુ છે આચાર શબ્દની સહચરિતતા હોવાથી જ્ઞાન શબ્દથી શ્રુતજ્ઞાન લેવાય ફરસુરામ, ભૃગુરામ, દાશરથી રામ કહ્યા, તેને રામ શબ્દથી બોલાવાય પણ સીતારામથી તો દાશરથી રામ આવે જ્ઞાનશબ્દથી પાચે જ્ઞાન આવી શકે, છતા અહીં શ્રુતજ્ઞાન લેવુ તેથી જ્ઞાનાચારને અગે પણ શ્રુતજ્ઞાન લેવુ કહેવાય જ્ઞાનપચમી પણ છે શ્રુતપચમી તેથી મતિજ્ઞાનને બહાર કાઢવાનુ, કે પધરાવવાનુ બનવાનુ નથી, ત્યારે કોનુ બનવાનુ ? શ્રુતજ્ઞાનનુ પધરાવવુ, ભક્તિ કરવી, દર્શન નમસ્કાર વિગેરે કોના અગે બનવવાનુ ? મતિજ્ઞાનને અગે ? ના, આ ચારનુ આરાધન ભક્તિ બનવાનુ નહિ, પણ શ્રુતજ્ઞાનનુ જ બનવાનુ આરાધના શ્રુતની છે એ હિસાબે જ્ઞાનપચમી શબ્દથી સબોધી

દેવર્દ્ધિગણી પછી પુસ્તકો ન્યાયાધીશ તરીકે પુસ્તકારૂઢ થયા

હવે કારતક સુદ પાચમને જ્ઞાનપચમી કેમ ગણી ? જ્યારથી

શ્રુતની ઉત્પત્તિ થઈ, દેવર્દ્ધિગણિ ખમાસમણ વખતે જજ--ન્યાયા ધીશ તરીકે પુસ્તક થયા, તેથી પહેલા પુસ્તક નહતા તેમ નહિ તેમ અહીં પુસ્તક દેવર્દ્ધિગણિ પછી ન્યાયધીશની પદવીએ આવ્યુ છે જજ ચુકાદો આપે લેણદાર સો હોય, દેણદાર એક છે, એ ન્યાયાધીશને જોવાનુ ન હોય તેને દુ ખ લાગે એકને હર્ષ થાય તે ન જોવાનુ હોય, ન્યાય જોવાનો હોય પછી બન્નેને એકને કે સોને લાભ નુકશાન થાય, તેને તો ન્યાયજ જોવાનો હોય આ શાસ્ત્ર લખેલા પુસ્તકો જજની પદવીમા છે ભાખેલાની વાત અત્યારે નથી કરતો ૧૮૦ માણસ એમ કહે કે ૨૫ તીર્થકર અને એક કહે કે ૨૪ તીર્થકર, પણ લખેલા પુસ્તક ૨૪ કહે તો ૨૫ કહેવાની વાત ખોટી. એકની વાત સાચી. પુસ્તકમા તેમ હોવાથી દેવર્દ્ધિગણિ પછી લખાયા, એથી ન્યાયાધીશની જગોપર પુસ્તક વિવાદ પડે તો ત્રીજો કહે તે કબુલ કરે, છતા વિવાદ ન ભાગે, ત્યારે કોરટનુ શરણું લેવુ પડે છે દેવર્દ્ધિગણિ ખમાસમણ વખતે જ્ઞાનીના વચનો ન્યાયાધીશ તરીકે હતા, પણ પછી સ્મરણની ખામી, કષાયની બહુ-લતા, અજ્ઞાનની પ્રચુરતા, તેમજ હિસાબ વિનાનો કદાગ્રહ તેથી કરીને ન્યાયાધીશની ખુરશી નક્કી કરી, આ કાયદાથી જે ચુકાદો આવે તે કબુલ, તેથી કરીને સિદ્ધાત-પુસ્તકની પ્રતિનુ લખાણ કહે તે કબુલ

પુસ્તક લખના બાઈઓએ શીખવવુ જ જોઈએ

લિપિબદ્ધ પુસ્તક તો તે પહેલા પણ પણ હતા, આથી જ્ઞાનપચમીપર્વ દેવર્દ્ધિગણિ પછી પ્રવર્ત્યું છે, એમ કહેવા કોઈ તૈયાર થાય નહિ ભગવાન ઋષભદેવજીએ બ્રાહ્મી સુંદરીને લિપિનુ જ્ઞાન આપ્યુ છે, લખવાનુ કામ બાઈઓને સોપ્યુ છે પુસ્તક લખના બાઈએ શિખવુ જ જોઈએ, તેથી શ્રી ભગવતીસૂત્રમા શરૂ-આતમા બ્રાહ્મીના ઉપલક્ષણથી લિપિને નમસ્કાર કર્યો છે ત્રણ લાખ શ્લોક બાઈએ મેઢામા લખ્યા છે, અર્થાત્ લિપિ લખાણની પદ્ધત્તિ દેવર્દ્ધિગણિખમાસમણ વખતે ઉત્પન્ન થએલી નથી, પણ,

શ્રીઋષભદેવજી ભગવાન વખતે ઉત્પન્ન થએલી છે એટલે પુસ્તક નિર્ણય આપે તે બધાએ કબુલ કરવો, તેવી પુસ્તકારુઢ સિદ્ધાંત થયો

હવે કારતક સુદ પાંચમે જ્ઞાનપંચમી કેમ ? આરાધના, આચાર જો કે મુખપાઠના જ્ઞાનને હોય, આરાધના એ લિખિત જ્ઞાન સિવાય બને જ નહિ પંચમી આચરણાને અંગે નથી, પણ આરાધનાને અંગે છે, તેથી પંચમી શબ્દ જોડે મેલીએ છીએ આરાધ્ય તિથિ જોડે પંચમી લીધી, તેથી આરાધનાનો દિવસ નક્કી થાય, તો જ્ઞાન કયું લેવું પડે ? આરાધ્યજ્ઞાન એ જ જ્ઞાન પંચમી શબ્દ જોડે આરાધ્ય એવું જ્ઞાન લેવું પડે તે કયા બને ? પુસ્તક સ્થિત જ્ઞાન સિવાય આરાધ્ય જ્ઞાન બની શકે નહિ, તેથી જ્ઞાનના આધાર ભૂત પુસ્તક જ લેવાય જ્ઞાનપંચમી એટલે જ્ઞાનના-શ્રુતના આધારભૂત એટલે શ્રુતપંચમી શ્રુતજ્ઞાનના આધારભૂત પુસ્તકોને ચોમાસાની શરદી વખતે બહાર કાઢવાનો પ્રચાર હોય નહિ, જરુર પુરતા એકાદ બે પુસ્તક બહાર કાઢો તે ઠીક, પણ બાકીના પુસ્તકોને ચારે મહિના કાઢવાના ન હોય, જેમ શ્રી સિદ્ધાચલની જાત્રા ચાર મહિના બંધ રહેલી હોય અને કાર્તિકીપુનમે ખુલે, તે વખતે કેટલો આનંદ હોય ? તેમ ચાર મહિના બંધ થએલી જ્ઞાનઆરાધના, તે કારતક સુદ પાંચમે ખોલાય, તે વખતે કેટલો આનંદ હોય ? પુસ્તક કે ભંડારને બહાર લાવવાની સ્થિતિ તે ઉપયોગની શરૂઆત કરવાની સ્થિતિ આથી કા સુ પ પહેલા પુસ્તક ખોલવાનો વખત જ નહીં આવે સાધુઓનો પણ ચોમાસુ હોવાથી યોગ હોય, પહેલવહેલો મહિમા ઓર જ હોય શ્રુતજ્ઞાનના આધારભૂત કારતક સુદ પંચમી એ પૂર્ણતિથિ પાંચજ્ઞાન હોવાથી એ જ્ઞાન તિથિ પંચમી લીધી

પાંચ આચારમાં, મોક્ષના રસ્તામાં, જ્ઞાનાચારમાં જ્ઞાનને આગળ ખેંચી લાવ્યા, જ્ઞાનના નામે પુસ્તકો પૂજ્ય બનાવ્યા, આ તિથિને આરાધ્ય બનાવી તો એટલું બધું શું મહત્વ છે ? જગતમાં કુલદીપક કહે તો હરખાય, અને કુલ અંગારો કહે તો ખીજાય

દીપક અને અંગારો બન્ને તેજ અને જ્યોત સ્વરૂપ છે, છતાં દીપક કહેવાથી પ્રશંસા કેમ ગણી? દીપક ઉદ્યોતનું કામ કરે છે અંગારો ઉદ્યોતનું કામ નથી કરતો તેમ જગતમાં દીવો સારામાં સારી ચીજ ગણાય છે, દીવો સર્વમાં જરુરી ગણાયો સૂર્ય અસ્ત થયો, તે પહેલાં દીપકનું કામ કરવા માટે આથમવા પહેલાં દીવેટ વણવા માંડે, કારણ કે એ પ્રથમ જોઈશે જગતમાં આ દીવો સારો જરુરી ગણાય, છતાં તે બાહ્ય પ્રયત્નોથી બનાવેલો, બનાવટ વગર બનાવેલો દીવો કયો? આત્માનું જ્ઞાન એ દીવો છે આત્માનું જ્ઞાન થાય એટલે જડનું આશ્રવ-સંવર નિર્જરા અને મોક્ષનું તથા હેયાદિકનું જ્ઞાન થાય, પણ જ્ઞાન દીપક પ્રગટે ત્યારે જેને જ્ઞાન ન હોય તેને પાપ પુન્ય, આશ્રય, સંવર, બંધ નિર્જરા સંસાર અને મોક્ષની બધી પ્રવૃત્તિ સરખી લાગે. હીરા કાંકરામાં ફરક ખરો, પણ દીવા વગર ફેર ન લાગે હાથમાં લીધેલા હીરા કાંકરાનો ફરક દીવો હોય ત્યારે જ માલમ પડે અહીં હંમેશા આત્મા સયોગી છે, અયોગી નથી સયોગીપણામાં મોક્ષમાર્ગનું જ્ઞાન, તે દીવારૂપ જ્ઞાન વગર ન થાય દીવો પોતે દીવાને પણ જણાવે દીવો ન હોય તો દીવાને કોણ જણાવે? પોતાના આત્માને પણ જ્ઞાન વિના આત્મા ન જણાય. દીપક ઉપયોગી તેમ જ્ઞાન ઉપયોગી, આ બનાવટી નહિ, કુદરતી માટે પદાર્થ સમજાવનાર શ્રુતજ્ઞાન દીવો છે

દીવાને ૧૫૦ ઠકણા

દીવાને ૧૫૦ ઠકણા છે જો તેલ ખુટ્યું પચાત, વાયરો આવ્યો તો પચાત, દીવી હલાવી તો પચાત, માટે જ્ઞાનને દીપકની ઉપમા, સ્વપરનો પ્રકાશક, માંગલિક આદ્યકર્તવ્ય તરીકે ઉપમા આપી છે જગતમાં સૂર્ય આથમ્યો એટલે દીવો કરો, પણ દીવો ઓલવાયો એટલે સૂર્ય લાવો એમ કહેતા નથી દીવો અપવાદનું તેજ સૂર્ય ઉત્સર્ગિક તેજ આ જ્ઞાન સૂર્ય તરીકે ઉત્સર્ગિક તેજ સૂર્ય જગતને પ્રકાશિત કરે, તેમ જ્ઞાન લોકાલોકને પ્રકાશ કરે.

બિલાડી દુધ દેખે, ડાગ ન દેખે. તેમ સૂર્ય ચાર પહોર,પણ ચોટી ન રહે, રખડયા કરે એવુ આ જ્ઞાન છે? ચચલ સૂર્ય ચોવીશ કલાક ચચલતા ધારણુ કરે પણ જ્ઞાન હમેશા ઉદયાચલ પર રહેવાવાળુ છે અને ન વળગે વાદળા, ન વળગે રાહુ, ચલાયમાન નહિ, વાદળા આડા નહિં, રાહુ નડે નહિં હમેશા ઉદયાચલપર રહેવાવાળુ સૂર્યરૂપી શ્રુતજ્ઞાન દીવો હોય કે સૂર્ય હોય પણ ચક્ષુ ન હોય તો બે કરે શુ? ચક્ષુ ક્ષણે ક્ષણે પલકારા માર્યા કરે, પણ મહાદેવને લલાટમા નેત્ર છે ત્યા પાપણો નથી પલકારો નહિ તેમ 'તૃતીય લોચન જ્ઞાન' માટે જ્ઞાન દીપક સમાન નહિ, સૂર્ય સમાન નહિ, પણ ત્રીજા નેત્ર સમાન છે દરિદ્રને ઘેર દીવો થાય તો દેખવાના હાલ્લા, દરિદ્રને ઘેર સૂર્ય કે ત્રીજુ નેત્ર મળે તે પણ દેખવાના હાલ્લા એ તો ધના રામા (ધનિકોમા) હોય ત્યા ત્રીજુ નેત્ર શોભે અહીં આ જ્ઞાન તો કઈ સ્થિતિનુ છે? જ્ઞાન એ જ અપૂર્વ ધન ધોકા ખાવાના ધનને લીધે જ હોય ધન ન હોય તેને ધોકા કોઈ મારવા ન આવે, તેને ચોર-લુટ-ધાડને ભય નથી જ્ઞાન ધન ગણ્યુ કે ધોકો પેસવાનો કોઇ ચોરી કરી શકે નહિં, હરી શકે નહિં તેવું જ્ઞાન ધન છે વગર યત્નનો દીવો હમેશા ઉગતો સૂર્ય, ત્રીજુ નેત્ર, ચોરીથી ન જાય ને હર્યું પણ ન જાય, તેવા જ્ઞાનને આરાધન કરનારો આરાધક અને જ્ઞાનની વિરાધના કરવાથી મુંગા-બહેરા-બોબડા-લૂલા-લગડા-રોગી-દરિદ્રી મૂર્ખ-અલ્પાયુષી-દુર્ભાગી આદિ અનેક દુષ્કર્મો ઉદયમા આવે છે તેવા દુષ્કર્મનો ક્ષય કરવા માટે તેમજ અધિક જ્ઞાન મેળવવા માટે જ્ઞાન-જ્ઞાનીનો વિનય કરવો, સેવાભક્તિ કરવી, તેમજ આ શ્રુતપચમી પાચ વરસ અને પાચ મહિના દરેક શુકલપચમીએ વિધિ સહિત ઉપવાસ કરી આરાધના કરવી યથાશક્તિ દરરોજ નવીન ધાર્મિ

અભ્યાસ કરવો ન ચડે તો પણ જેટલો સમય ભણવામા ઉદ્યમ કર્યો હશે તેટલો સમય જ્ઞાનાવરણીકર્મનો જરૂર નાશ થશે. માસતુષમુનિ સરખા પણ જ્ઞાની ગુરૂના વચન પ્રમાણે દરરોજ ભણવાનો ઉદ્યમ કરતા હતા, છતા એક પદ ન આવડતુ હતુ પૂર્વભવની તેવી જ્ઞાન વિરાધના હતી પરતુ જ્ઞાન આરાધનાના યોગે તેવો જ ક્ષયોપશમ છતા કેવલજ્ઞાન મેળવ્યુ જેટલી જિનમદિરના જિર્ણોદ્ધારની જરૂર છે, તેવી જ રીતે જુના સમયના પૂર્વાચાર્યોએ આગમ સૂત્રો તેની ટીકાઓ-ચૂર્ણિઓ બીજા પણ ધર્મગ્રથો સુવિહિત ગીતાર્થ આચાર્યો એ રચેલા હોય અને પ્રસિદ્ધ ન થયા હોય તેવા પણ જિર્ણ પુસ્તકોનો ઉદ્ધાર કરવો કરાવવો-લખાવવા પ્રચાર કરવો, ભણનારાઓને સહેલાઇથી મળી શકે તેવો પ્રબધ કરવો આ પણ જ્ઞાનભક્તિ છે અજ્ઞાની આત્મા ક્રોડો પૂર્વ સુધી તપ જપ આદિ કષ્ટમય ક્રિયા કરી જે કર્મ ન ખપાવી શકે તે જ્ઞાની શ્વાસોશ્વાસ જેટલા અલ્પ કાળમા તેટલા કર્મ ખપાવી શકે આ પ્રભાવ હોય તો તે જ્ઞાનનો છે

---

## જ્ઞાનપચમી વ્યાખ્યાન ન ૨.

સ ૧૯૯૯ કારતક સુદ પાચમ. પાલીતાણા

श्रुतमयमात्रापोहाच्चिन्तामयभावनामये भवत ।

ज्ञाने परे यथार्हं गुरुभक्तिविधानमलिङ्गं ॥ श्लो० १२ षोडशके ॥

સર્વ દર્શનોમા જ્ઞાનની હૈયાતિ

શાસ્ત્રકાર મહારાજ શ્રી હરિભદ્રસૂરીશ્વરજી ભવ્યજીવોના ઉપકારને માટે જ્ઞાનાધિકારને જણાવતા ફરમાવે છે કે, સસારભરમા બૌદ્ધાદિકથી લઈને ઠેઠ નાસ્તિકદર્શન સુધીમા કોઈ પણ એવુ દર્શન નથી કે જે જ્ઞાનનો સ્વીકાર કરતુ ન હોય નાસ્તિક દર્શન કદાચ જીવને, પુન્ય કે પાપને, સદ્ગતિ કે દુર્ગતિને, મોક્ષ કે પરલોકને નહિં માને, પણ જ્ઞાનને તો સ્વીકારેજ છે કોઈ

પણ દર્શન જ્ઞાનની જડ વગર સ્થાપી શકાતુ નથી, વધી શકતુ નથી, ટકી શકતુ નથી ટુકમા એટલુ કે સર્વ દર્શનોમા જ્ઞાન એ મુખ્ય વસ્તુ છે

અ ય દર્શનકારોના મતે જ્ઞાન

આ પ્રમાણે સર્વ દર્શનો જ્ઞાનની હૈયાતિ સ્વીકારે છે, પરન્તુ 'જ્ઞાન એ આત્માનો ગુણ-ધર્મ-સ્વભાવ છે, અને જ્ઞાનમય જ આત્મા છે' એવી માન્યાવાળુ જો કોઈ પણ દર્શન હોય તો કેવળ એક જૈનદર્શનજ છે બીજા દર્શનવાળા જ્ઞાનના પ્રત્યક્ષ, અનુમાન, શબ્દ, અર્થાપત્તિઆદિ ભેદો માને છે, પણ તે જ્ઞાન થવાની રીતને આધારી છે ચક્ષુદ્વારા પ્રત્યક્ષ જોવાથી જે જ્ઞાન થાય, અને શબ્દ સાભળવાથી જે જ્ઞાન થાય, તે પ્રત્યક્ષજ્ઞાન કહેવાય છે મૂળ વસ્તુનુ તેની કોઈ પણ નિશાની દ્વારા જ્ઞાન થાય તે અનુમાનજ્ઞાન કહેવાય ધુમાડા પરથી અગ્નિનુ જ્ઞાન તે અનુમાનજ્ઞાન 'અગ્નિ' એવો શબ્દ સાભળવાથી જે જ્ઞાન થાય તે શાબ્દિકજ્ઞાન કહેવાય તે જ્ઞાન ઉત્પન્ન થવાની રીતિઓ જુદી જુદી હોવાથી લોકોએ તેના જુદા જુદા નામ રાખેલા છે આમ અન્ય દર્શનકારોએ જ્ઞાન થવાની રીતિને અનુસારે જ્ઞાનના ભેદ માન્યા છે પરન્તુ 'જ્ઞાન એ આત્માનુ સ્વરૂપ છે' એ અપેક્ષાએ તેઓને જ્ઞાનના ભેદ સૂઝ્યા નથી, સમજાય નથી માટે તેઓએ જૈન દર્શન પ્રમાણે જ્ઞાનના ભેદ માન્યા નથી

જૈન દર્શનના મતે જ્ઞાન?

મતિજ્ઞાન – જૈનદર્શન પાચ ઇન્દ્રિયો અને છઠ્ઠુ મન, તે દ્વારા જે જ્ઞાન થાય તેને મતિજ્ઞાન માને છે સ્પર્શ, રસ, ગધ, રુપ અને શબ્દ એ પાચ વિષયનુ પાચ ઇન્દ્રિયો દ્વારા જ્ઞાન થાય છે મન એ જ્ઞાન થવામા પાચ ઇન્દ્રિયો સાથે સલગ્ન છે મન એ સર્વેન્દ્રિયમા સાધારણ છે મનની જ્ઞાન થવામા પૃથક્તા નથી, એમ કોઈ માને તો તેને સુધારવાની જરુર છે કેમ કે, શાસ્ત્રમા જણાવે છે કે સ્પર્શ, રસ, ગન્ધ, રુપ અને શબ્દ જાણે અનુભવે,

પણ મન ન હોય એવા જીવોના ભેદો હોય છે જેમકે એકેન્દ્રિય, બેઇન્દ્રિય, તેઇન્દ્રિય, અને ચઉરિન્દ્રિય તથા અસંજ્ઞી પંચેન્દ્રિય આ જીવોને અનુક્રમે પાંચ ઇન્દ્રિયો હોય છે તેનાથી તેમને જ્ઞાન થાય પણ તેઓ મન વગરના હોય છે, તેથી તે જીવોને મનથી જ્ઞાન થતું જ નથી મનથી જ જ્ઞાન થાય એમ આપણે માનીએ તો અસંજ્ઞીજીવોને જ્ઞાન વગરના માનવા પડે માટે ઇન્દ્રિયો હોય અને મન ન હોય એવા જીવોના ભેદ છે પણ મન હોય અને ઇન્દ્રિયો ન હોય એવા જીવોના ભેદ નથી

કદાચ કોઈ એમ માને કે, ઇન્દ્રિયો હોય છે તેને જ મન હોય છે પાંચ ઇન્દ્રિયોના વિષયોનું જ્ઞાન મન દ્વારા થાય છે, માટે મનનું પૃથક્ જ્ઞાન નથી તો તેણે વિચારવું જોઈએ કે સ્વપ્નમાં જે સ્પર્શ રુપાદિનું જ્ઞાન થયું ? તે કઈ ઇન્દ્રિયોનું જ્ઞાન ? તે વખતે તો ઇન્દ્રિયોની પ્રવૃત્તિ બંધ છે તો તે વખતે જે જ્ઞાન થયું તે મનનું જ્ઞાન, અને બેઠા બેઠા સંકલ્પ વિકલ્પ કર્યાં અને તેનાથી જે જ્ઞાન થયું તે પણ મનનું જ્ઞાન છે માટે જેમ ઇન્દ્રિયો જ્ઞાન કરનારી ચીજ છે, તેમ મન પણ જ્ઞાન કરનારી ચીજ છે એકલી ઇન્દ્રિયોથી પણ જ્ઞાન થાય છે ઇન્દ્રિયો અને મનથી પણ જ્ઞાન થાય છે અને માત્ર મન વડે પણ જ્ઞાન થાય છે આ બધા જ્ઞાનને મતિજ્ઞાન કહેવાય છે આત્માને કર્મના હલકાપણાથી ઓછામાં ઓછી હદનું જ્ઞાન તે મતિજ્ઞાન કહેવાય છે

શ્રુતજ્ઞાન

આ પ્રમાણે મતિજ્ઞાનને ઓળખાવ્યા પછી શ્રુતજ્ઞાનને ઓળખાવાય છે શબ્દોના અર્થોનો ખ્યાલ આવે, મતિજ્ઞાન વખતે જે ક્ષયોપશમ હતો તેના કરતા ક્ષયોપશમ વધે અને ઇન્દ્રિયોથી જ્ઞાન થતા જે કર્મો તૂટતા હતા તેનાથી વધારે કર્મો તૂટે ત્યારે શ્રુતજ્ઞાન થાય મતિજ્ઞાન થયા પછી [illegible]ના અર્થોનો વિચાર કરાય છે તેનાથી ક્ષયોપશમ વધવા પૂર્વક કર્મો તૂટી આત્મા હલકો થાય અને "શ્રીપ્રરૂપિત શાસ્ત્ર દ્વારા અતીન્દ્રિય" પદાર્થો સમજવામાં આવે તેનું નામ "શ્રુતજ્ઞાન" કહેવાય

અવધિજ્ઞાન

જે વિષયો પ્રત્યક્ષ હોય, જે વિષયોનો અનુભવ કર્યો હોયર અને જે વિષયોની કલ્પના કરી શકતા હોય તેનુ જ્ઞાન થાય, પણ જે પદાર્થો પ્રત્યક્ષ ન હોય, અનુભવમા ન હોય અને જેની આપણે કલ્પના પણ કરી શકતા ન હોઈએ, તેવા રુપી પદાર્થોનુ ઇન્દ્રિય અને મનની સહાય વગર મર્યાદિત પ્રમાણમા આત્માને જે પ્રત્યક્ષ જ્ઞાન થાય તે "અવધિજ્ઞાન" કહેવાય

મન પર્યવજ્ઞાન

જગતમા રહેલા પદાર્થોનુ વર્ગીકરણ કરીએ ત્યારે શરીર, ભાષા અને શ્વાસોચ્છવાસ આદિ આઠ વર્ગણામા સૌથી બારીકમા બારીક પુદ્દગલો મનોવર્ગણાના હોય છે માત્ર કાર્મણ વર્ગણા સિવાય એક આગળ જાડો, પહોળો, લાબો એવો લાકડાનો, ઇટનો, લોઢાનો, ચાદીનો, સીસાનો અને સોનાનો કટકો લઈએ. બધા માપમા એક સરખા છે તેનુ તોલ સરખુ થશે? ના કેમ નહિ? એકેમા પોલાણુ નથી નક્કર બધા છે પરન્તુ તેના પુદ્દ-ગલોનુ ગાઢપણું ઉત્તરોઉત્તર વધતુ જાય છે જેટલુ ગાઢપણુ સોનાના પુદ્દગલોમા હોય છે, તેટલુ ગાઢપણું તેનાથી ઉતરતા ચાદી, લોઢુ, પત્થર ઇંટ કે લાકડાના ટુકડામા હોતુ નથી એટલે કે લાકડાના ટુકડા કરતા પત્થરના એમ ઉત્તરોત્તર સોનાના ટુકડામા પુદ્દગલો વધારે છે તેવી રીતે ઔદારિકાદિ આઠ વર્ગણામા પણ મનોવર્ગણાના પુદ્દગલો ઘણા બારીક છે કેટલાક પદાર્થોમા માટીની જાત-પોતે પારદર્શક નથી પરન્તુ તેમાથી કાચ બનાવીએ ત્યારે તે જાત પારદર્શક બને છે તે પારદર્શકગુણ સયોગ ફરી જવાથી થાય છે તેમ કર્મની ઔદારિકાદિવર્ગણામા પણ ઉત્તરોત્તર પુદ્દગલો વધવા સાથે સૂક્ષ્મતા આવતી જાય છે એમ મનોવર્ગણાના પુદ્દગલો અતિસૂક્ષ્મ છે આવા છેલ્લામા છેલ્લી કોટીના બારીક પુદ્દગલો જાણવાની આત્માની તાકાત તે મન પર્યવજ્ઞાન. સજ્ઞીપચેન્દ્રિએ કાયયોગદ્વારા ગ્રહણ કરેલા અને મનપણે પરિણમાવેલા એવા પુદ્દગલોને જાણવાની શક્તિ તે 'મન પર્યવજ્ઞાન.' અવધિજ્ઞાની

ચૌદરાજ જેવા અસંખ્યાતા ખડક અલોકમા જોઈ શકે છે, આના કરતા પણ ક્ષયોપશમ આગળ વધતા મન પર્યવજ્ઞાની અઢી દ્વીપમા રહેલ સંજ્ઞીપ્રાણીઓના મનોગત ભાવો જાણી શકે છે આત્મા સાથે લોહાગ્નિન્યાયે સલગ્ન થઈ કર્મરૂપે પરિણમતી અતિસૂક્ષ્મ કાર્મણ વર્ગણાની વાત અત્રે અપ્રાસંગિક હોવાથી છોડી દઈએ

કેવલજ્ઞાન

આનાથી પણ ક્ષયોપશમ આગળ વધે છે ત્યારે સમગ્ર રૂપી અરૂપી પદાર્થોનુ સર્વ પર્યાયો યુક્ત ત્રણે કાળનુ જ્ઞાન એક સમયમા થાય તેને 'કેવળજ્ઞાન' કહેવાય છે જ્ઞાનના ક્ષય ક્ષયોપશમની તરતમતાને લીધે તેના જુદા જુદા ભેદો માનેલા છે તે ભેદને આવરનાર કર્મોને તે ભેદના આવરણીય કર્મ તરીકે ઓળખાય છે જેમકે મતિજ્ઞાનને આવરનાર-રોકનાર મતિજ્ઞાનાવરણીય, શ્રુતજ્ઞાનને આવરનાર-રોકનાર શ્રુતજ્ઞાનાવરણીય મન પર્યવજ્ઞાનને આવરનાર મન પર્યવજ્ઞાનાવરણીય અવધિજ્ઞાનને આવરનાર અવધિ જ્ઞાનાવરણીય કેવલજ્ઞાનને આવરનાર કેવલજ્ઞાનાવરણીય આ બધા જ્ઞાનને રોકનારા આવરણો દૂર થઈ જાય તેજ કેવલજ્ઞાન. સૂર્યની આડે આવતા વાદળા જેમ વીખરાઈ જાય અને સૂર્યનુ સ્પષ્ટ દેખાવુ થાય તેવી રીતે કેવલજ્ઞાનાવરણીય ખસી જાય, ક્ષય પામે ત્યારે કાયમ માટેનુ કેવલજ્ઞાન થાય જે પાચે પ્રકારના જ્ઞાનો આત્મામા કર્મનાક્ષય ક્ષયોપશમને આશ્રયી થતા હોવાથી તેના પાચેના આવરણો હોય છે

પાચજ્ઞાનમા શ્રુતજ્ઞાનની માહદ્ધિકતા

આ પ્રમાણે આત્માના ગુણોનુ ધ્યાન રાખી જ્ઞાનના ભેદો પાડેલા છે હીરો, સોનુ, ચાદી વિગેરે અધારામા હોય તો તેને માણસ સ્પર્શ કરે પણ તે તેનુ કિંમતીપણુ જાણી શકતો નથી તથા હીરો, સોનુ, ચાદી પોતે કિંમતી હોવા છતા તે પોતે પોતાનુ કિંમતીપણુ જાણી શકતા નથી પરન્તુ આપણને હીરા વિગેરેનુ કિંમતીપણુ જણાવે છે તેવી રીતે,

અવધિ, મન પર્યવ અને કેવલજ્ઞાન કિમતી છે, પરન્તુ તેઓ પોતે પોતાનુ કિમતીપણુ જણાવી શકતા નથી, પરન્તુ શ્રુતજ્ઞાન એ એ ઉપરોક્ત ભેદોનુ કિમતીપણું જણાવે છે અને પોતાને પણ ઓળખાવે છે માટે શ્રુતજ્ઞાન સ્વ–પર પ્રકાશક છે આથી ભાષ્યકારે કહ્યુ છે કે હુ કેવલજ્ઞાનનુ અપમાન કરવા નથી માગતો, પણ એક અપેક્ષાએ પાચે જ્ઞાનમા ખરેખરી તાકાતવાળુ હોય તો તે શ્રુતજ્ઞાન છે 'સુયનાણ મહદ્ધિય' મોટામા મોટુ મહર્દ્ધિક હોય તો શ્રુતજ્ઞાન છે જ્યારે ગણધર ભગવતો કેવલજ્ઞાની બને છે, ત્યારે ઈન્દ્રો તેમનો મહોત્સવ કરતા નથી જેટલા કેવલી થાય તેટલાનો મહોત્સવ કરવો જ એવો નિયમ નથી, મહોત્સવ થાય પણ ખરો અને ન પણ થાય જ્યારે તીર્થંકરભગવાન તીર્થની સ્થાપના કરે ત્યારે દ્વાદશાગીરૂપ શ્રુતજ્ઞાનની રચના થાય, તે વખતે ઈન્દ્રાદિક નિયમા મહોત્સવ કરે ભગવાન પોતે દ્વાદશાગી રચનાર ગણધરમહારાજ પર વાસક્ષેપ નાખે, ત્યારે ઈન્દ્રો પણ વાસ ક્ષેપ નાખે ને તેનાથી પૂજા કરે પણ કેવલજ્ઞાન વખતે ભગવાન વાસક્ષેપ નાખે તેવો નિયમ નથી સમવસરણમા કેવલી ભગવતો ગણધર મહારાજ છદ્મસ્થ હોય, કેવલજ્ઞાનવાળા ન હોય, છતા તેમની પાછળ બેસે આગળ ન બેસે. શ્રુતજ્ઞાન જો કે કેવલજ્ઞાનના અન તામા ભાગે છે છતા એ જગતનો દીવો છે પરતુ મત્યાદિ ચારેમાથી એકે નહિ મતિજ્ઞાનથી શ્રુતજ્ઞાન એ મોટુ છે, એ કબુલ, પરન્તુ ભાષ્યકાર ભગવાન ખુલ્લુ કહે છે કે, શ્રુતજ્ઞાનથી અમુક અપેક્ષાએ કેવલજ્ઞાન પણ નાનુ છે અને શ્રુતજ્ઞાન મોટુ છે હીરા મોતી કિમતી ખરા પરતુ તેઓ પોતે પોતાનુ કિમતીપણું નહિ બોલે, પણ તેનો વેપારી દલાલ ગ્રાહક બોલશે તેવી રીતે મતિ અવધિ અને મન પર્યવ તથા કેવલજ્ઞાન એ કિમતી હોવા છતા તેઓ પોતે પોતાનુ કિમતીપણું જણાવતા નથી પરન્તુ શ્રુતજ્ઞાન તેમની કિમત બોલશે શ્રુતજ્ઞાન એ ચારે જ્ઞાનનો વેપારી દલાલ ગ્રાહક છે આથી પાચે જ્ઞાનમા શ્રુતજ્ઞાન એ મહર્દ્ધિક જ્ઞાન છે શાસન અગે શ્રુતજ્ઞાનની મહર્દ્ધિકતા છે

**શ્રુત માટે આરાધના તિથિ નિયત કેમ કરી?**

જૈનોએ બારે માસના પર્વોમા તહેવારોમા ચારિત્રની તિથિ દર્શનની તિથિ કેવલજ્ઞાનની તિથિ કે મતિજ્ઞાનની તિથિ ન રાખતા શ્રુતપચમી કેમ રાખી?

આ પચમી-જ્ઞાનપચમી કેમ કહેવાય છે? જ્ઞાન વહેવારથી કહીએ છીએ જ્ઞાનના આઠ આચારો કહીએ છીએ એ શું? મતિજ્ઞાનના આચારો છે? ના એ આચારો શ્રુતજ્ઞાનના છે છતા તેને શ્રુતાચાર ન કહ્યા પણ જ્ઞાનાચાર કહ્યા તેનુ કારણ? શ્રુતજ્ઞાનને અગે એ આઠે આચારો છે છતા જ્ઞાનાચાર કહ્યા છે તેવી રીતે પાચમનુ પર્વ શ્રુતજ્ઞાનને અગે છે છતા તેને 'જ્ઞાન પચમી' કહેવાય છે વ્યવહારમા આચારમા લેવા દેવા તરીકેના તે પદાર્થ હોય તો પાચ જ્ઞાનમા એક શ્રુતજ્ઞાનજ છે તે આરાધવા માટે જ્ઞાનપચમી પર્વ શાસને નિયમિત કર્યું બારે માસમા આ એક દિવસ મુકર્ર કરવાનુ કારણ શ્રુતજ્ઞાન અને તેની આરાધના છે જ્ઞાન શબ્દથી શ્રુતજ્ઞાન લેવુ શાસન શ્રુતજ્ઞાન સાથે ઉત્પન્ન થનારૂ વધનારૂ અને ટકનારૂ છે શ્રુતજ્ઞાનનો વિચ્છેદ થયે શાસન વિચ્છેદ થનારૂ છે જ્યારથી ગણધર મહારાજે શ્રુતજ્ઞાનની રચના કરી ત્યારથી શાસન શરૂ થયુ આ શાસનની મૂળજડ સાધુ છે શ્રાવક શ્રાવિકા શાસનની જડ નહિ, પરન્તુ તેના ઉમેદવાર છે

આ જ્ઞાનપચમીનો મહિમા સર્વ તીર્થમા પ્રવર્તવાને લાયક નો હોઈ ચોવીસે તીર્થંકરોમાથી કોઇના પણ જ્ઞાનઉત્પત્તિનો દિવસ લીધો નહિં, કોઇ પણ ગણધરમહારાજાની દ્વાદશાગીરચનાનો દિવસ લીધો નહિ, કોઈ પણ શ્રુતકેવલી મહારાજાઓએ કરેલા શાસ્ત્રોદ્ધારનો દિવસ લીધો નહિ, કોઈ પણ અલ્પ દશપૂર્વીએ કરેલા આગમસક્ષેપનો દિવસ લીધો નહિ દેવર્દ્ધિગણિક્ષમાશ્રમણજી વિગેરેએ સિદ્ધાત-પુસ્તકારૂઢ કર્યા તેની આદિનો કે અતનો દિવસ લીધો નહિ, તેનુ કારણ સ્પષ્ટ સમજાશે કે આ જ્ઞાનપચમીને

દિવસે વર્તમાનમાં શ્રુતજ્ઞાનની મુખ્યતાપૂર્વક પાંચ જ્ઞાનની આરાધના અને ઈતર કાળમાં સમગ્ર રીતિએ પાંચ પ્રકારના જ્ઞાનની આરાધના થઇ શકે જોકે કેટલાકો અમુક આચાર્યે, અમુક દિવસે, અમુક ગ્રંથનો ઉદ્ધાર કર્યો તેથી તે દિવસ શ્રુતપંચમી તરીકે માનવો એમ કહે છે, પણ તેઓ જૈનસંઘના વાસ્તવિક પર્વોનું અનુકરણ કરતા જ્ઞાનપંચમીનું અનુકરણ કરવા ગયા, પણ તેમાં મયૂરનૃત્ય જેવું જ અનુકરણ થયું, કેમકે એટલું તો ચોક્કસ થાય કે તેઓને જ્ઞાનની આરાધનામય પર્વ તરીકે જ્ઞાનપંચમી આરાધવાની નથી ગણધર મહારાજા સરખાની કરેલી દ્વાદશાંગીને અંગે કોઈ તિથિ આરાધવી નથી, એટલે એમ નક્કી થાય કે તેઓ મૂળ શાસનથી જુદા પડયા અને તેમના મતની જડ તરીકે જે ગ્રંથ જે આચાર્યે જે દિવસે પૂર્ણ કર્યો તે ગ્રંથની પૂર્ણાહુતિના દિવસ અંગે પર્વ તરીકે આરાધવાની ફરજ પડી, અર્થાત્ એવી કૃત્રિમ પર્વ આરાધનાજ તેઓનું કૃત્રિમપણું જણાવવા માટે બસ છે વળી કાર્તિક શુકલ પંચમીનો દિવસ વર્તમાન લખેલા શાસ્ત્રના જમાનાને વધારે વધારે અનુકૂળ થઈ શકે છે, કેમકે દીવાળી પછીનો વખત વરસાદ વગરનો અને શુદ્ધ તાપયુક્ત હોઈ પુસ્તકપરિવર્તન માટે ઘણોજ ઉપયોગી છે

જ્ઞાનવંતોની આરાધનાનું સ્થાન

આ જ્ઞાનપંચમીનું આરાધન કરનારે શ્રુતજ્ઞાનની મુખ્યતા પૂર્વક સર્વ જ્ઞાનોની ભક્તિ-સેવા દ્વારાએ આરાધના કરવાની જેવી જરૂર છે, તેવીજ જરૂર જ્ઞાનવંતોની આરાધના માટે છે, કેમકે જ્ઞાની, જ્ઞાન, કે જ્ઞાનના સાધન ત્રણેના પ્રદ્વેષ, નિહ્નવ, માત્સર્ય, અંતઅંતરાય અને અતિઆશાતના જો વર્જાય નહિં, તો આત્મા જ્ઞાનાવરણીય કર્મને બાંધે ને નિકાચિત પણ કરે, માટે આ પર્વની તપ, જપ, પૂજા ભક્તિથી આરાધના કરનારે જ્ઞાન, જ્ઞાની અને જ્ઞાનના સાધનો તરફ ઘણુંજ લક્ષ આપવાની જરૂર છે જેમ કોઈ મનુષ્ય 'નમો અરિહંતાણં' પદનો જાપ બારે માસ, ત્રીસે દિવસ અને ચોવીસે કલાક કરે અને મહાભાગ્યના યોગે ખુદ અરિહંત-

પણ્યવાન ત્રિલોકનાથ તીર્થંકરનો યોગ મળ્યો, છતાં તે ત્રિલોકનાથ તીર્થંકરની અવજ્ઞા કરે તો તે જાપના શુભ ફળ કરતાં અવજ્ઞાનું અશુભ ફળ ઘણુંજ તીવ્ર મળે છે, અને તેથી કટુક ફળ ભોગવવાં પડે છે તેવી રીતે વર્તમાનમાં પણ કોઈ મનુષ્ય માત્ર જ્ઞાન કે જ્ઞાનના સાધનોની ભક્તિ, સેવાથી પોતાના આત્માને [illegible] કરે છતાં પણ જો તે જ્ઞાનીના ભક્તિ, સત્કારથી વંચિત રહી [illegible] આશાતના કરનાર થાય તો તેમાં પણ અશુભ ફળની [illegible] સ્થાન મળે, માટે હરેક ધર્માર્થીઓએ જ્ઞાનની આરાધના [illegible] જ્ઞાન મેળવવા માટે જ્ઞાન, જ્ઞાની અને જ્ઞાનના સાધનોની [illegible] માટે તત્પર થવું તે તત્ત્વાર્થ આદિના જણાવેલા [illegible] સમજનાર માટે નવું નથી જ્ઞાની અને જ્ઞાનનું [illegible] સત્કારઆદિ દ્વારાએ આરાધન કરવું જરૂરી છે તેવીજ [illegible] સાધનરૂપ પુસ્તકોનું લખાવવું, રક્ષણ કરવું, પ્રચાર [illegible] જ્ઞાનઆરાધનાની ધગશવાળાને માટે જરૂરી છે

અસ્વાધ્યાય અને સૂતક ન માનનારને

કેટલાએકો–ઢેડવાડાના માણસોને આભડછેટ [illegible] નથી, તેવી રીતે જન્મમરણના સૂતકોને નહિ [illegible] ઢેડવાડાના માણસની માફક આભડછેટ [illegible] સૂતકોને શાસ્ત્રમર્યાદા મુજબ પાળતા નથી [illegible] દરેક હિન્દુ જન્મ મરણના સૂતકોને માને [illegible] સૂતક પાળતા નથી તેઓ દેરાસર [illegible] નોને અભડાવે છે તેમને કોઈ પ્રતિબંધ [illegible] અંગે તેઓએ જૈનસમાજમાં ચોખ્ખો [illegible] આગળ મુડદાપડનો પ્રસંગ હોય તેની [illegible] સુધી સૂત્ર વાચવા ભણવાનો નિષેધ છે [illegible] માની છે સો ડગલામાં કાળ ગ્રહણ વિગેરે [illegible] નહિ શ્રી દશવૈકાલિકસૂત્રમાં સૂતકને [illegible] જણાવેલ છે જ્યાં એવા પ્રકારનો [illegible]

૧૦૦ ડગલા સુધીમા સ્વાધ્યાય તથા કાલગ્રહણ સરખી ક્રિયા થાય નહિ કલ્પસૂત્રમા અશુચિકર્મના ૧૧ દિવસ મહાવીર પ્રભુના જન્મ અગે કહેલા છે તે દિવસો ગયા પછી જ પવિત્રતા થઈ સૂત્રકાર કહે તે માનવુ નહિ સુવાવડવાળાને દેરાસરમા જવાની છુટ, મડદા બાળીને આવે તો પણ પૂજા કરાય આવી છુટો પ્રરૂપે છે, પ્રચારે છે જ્યારે શાસ્ત્રમા તો સુવાવડની અપવિત્રતાને અગે આખુ કુળ આહાર-પાણી ગ્રહણને અગે અપવિત્ર-વર્જ્ય કહ્યુ છે તેની આજુબાજુના ૧૦૦ ડગલાનો ભાગ પણ અપવિત્ર ગણ્યો છે 'पडिकुट्ठ कूल न पविसे' એ આગમના શબ્દો છે પણ આ બધુ ન સમજે તેને શું કહેવુ? કદાચ દેશરિવાજ થઈ જાય તેમા આપણો ઉપાય નહિ દેશ કદાચ ઢેડીયાને બ્રાહ્મણ કરી દેતો જુદી વાત છે

શ્રાવક શ્રાવિકા, ધર્મતત્ત્વને માનવાવાળા છે પણ આચરતી વખતે દુનિયા તરફ જોવા વાળા છે ધર્મ આચરતા આર્થિકબાધ કૌટુમ્બિકબાધ જોવા વાળા છે તે બાધ ન હોય તો ધર્મ કરવા તૈયાર છે દુનિયા પણ સાચવવી છે અને ધર્મ પણ કરવો છે એ બને બને નહિ આરબો ચોકી કરે છે ત્યા એમનુ ધ્યેય શું? માર્ગ એક જ જીવના ભોગે પણ ચોકી કરવી બાયડી, છોકરા ટળવળશે, મરી જશે, એ ધ્યેય ચોકી વખતે નહિં તેવી રીતે જેને માત્ર શાસન એજ ધ્યેય છે. નથી ધ્યેય જેને શરીરનુ, ધનનુ, કુટુબનુ કે સમાજનુ તેવા જ સાધુ કહેવાય આ સાધુવેષરૂપી પટ્ટો કોને અપાય? શાસનની આવી ચોકીમા દાખલ થાય તેનેજ આ સાધુવેશરૂપી પટ્ટો અપાય તે પટ્ટો ધારણ કરનારને માત્ર શાસન જ જોવાનુ, જીવનના ભોગે પણ શાસનની ચોકી કરવાની, તેમા શરીર, આર્થિકતા કે કૌટુમ્બિકતા જોવાની નહિ, શાસનના ચલાવનાર સાધુ હોય તોજ તીર્થ સાધુ ન હોય તો તીર્થ નહિં ચરમતીર્થકર શ્રી મહાવીર ભગવતની પ્રથમ દેશનામા સમ્યક્ત્વ તથા જ્ઞાન ઘણાને થયા, પણ કોઈ સાધુ ન થયા તેથી દેશના

નિષ્ફલ ગણાઇ સાધુપણું સ્વીકારે તેજ' દેશના સફળ શાસનની એક મરખી દોરી રાખનારા, શાસનના આધારેજ જેનુ જીવન છે એવા શ્રમણ નિર્ગ્રંથો તે કોને ગણવા? તો ગીતાર્થને, કા તો તેને તાબે હોય તેને સાધુ ગણવા ગીતાર્થ હોય કા તો ગીતાર્થની નિશ્રામા-તાબેદારીમા હોય તેમનામાજ સાધુપણુ માન્યુ છે, તે સિવાયનામા સાધુપણુ માન્યુ નથી આથી જ્ઞાનને કેટલી ઉંચ કોટીનુ માન્યુ છે તે માલમ પડશે તથા શ્રુતજ્ઞાનના મહિમાંમાટે વરસમા એક દિવસ કેમ રાખ્યો તે સમજાશે

ચિંતા કાકપદ્દ અને ભાવના જ્ઞાન–

આ પ્રમાણે જ્ઞાનની મહત્તા જણાવ્યા છતા તે જ્ઞાન જો કાકપદુ હોય તો તે નકામુ છે હીરો એ કિંમતી વસ્તુ છે, પરન્તુ તેમા જો કાગડાના પગ જેવા ડાઘા પડયા હોય તો તે હીરો કાકપદો કહેવાય છે તેને ધર્માદામા આપો કે મફત આપો તો પણ તેને કોઇ લેશે નહિ કેમકે તે ધન-કુટુબ-શરીર-આબરૂ સર્વસ્વનો સત્યાનાશ કરનારો છે તેવી રીતે શ્રુતજ્ઞાન પણ એ હીરાની માફક કિંમતી છે, પરન્તુ તે જો કાકપદા હીરાની પેઠે અપલક્ષયણીયુ હોય તો કાકપદુ શ્રુતજ્ઞાન કહેવાય છે જ્ઞાન એ એવી ચીજ છે કે તે સમુદ્ર વગરના અમૃત તુલ્ય, દરકાર વગરના ઐશ્વર્યતુલ્ય અને રસાયણ સમાન છે જ્ઞાન સારુ ઉગુ છતા (૧) કાદપદુ-અપલક્ષણીયુ (૨) ચિંતા-સદ્દલક્ષણીયુ, (૩) ભાવના-મહાલક્ષણીયુ એ ત્રણ જ્ઞાનના ભેદ સાંભળ્યા પણ કાકપદુ જ્ઞાન કેવુ હોય? તેમ બીજા જ્ઞાન કેવા હોય તે સમજાવતા શ્રી હરિભદ્રસૂરીશ્વરજી મહારાજ જણાવે છે કે જે આગળ પાછળના વાકયોનો સબધ સમજે નહિ આગળ પાછળનો વિચાર ન કરે તે કાકપદુ શ્રુતજ્ઞાન કહેવાય છે તે ઉપર એક દૃષ્ટાત છે

કાકપદા શ્રુતજ્ઞાન માટે બે દૃષ્ટાત

એક મહાત્મા વ્યાખ્યાન વાચતા હતા તેમા તેઓએ જણાવ્યુ કે, 'જીવોના બે ભેદ છે (૧) મુક્ત એટલે કર્મથી રહિત

અને (૨) સસારી એટલે કર્મસહિત આમા સસારી જીવોના બે ભેદ છે (૧) ભવ્ય (૨) અભવ્ય ભવ્ય, મોક્ષે જવા લાયક તે, મોક્ષે જવા નાલાયક તે અભવ્ય આ પ્રમાણે મહાત્માએ જીવોના ભેદો જણાવ્યા પરન્તુ શ્રોતામાથી એક જણે 'મોક્ષે જવા લાયક' એ પદ ન સાભળ્યુ પછી તે બીજા શ્રોતાઓ સમક્ષ કહેવા લાગ્યો કે "મહારાજ ભવ્ય મોક્ષે જવા નાલાયક તે અને અભવ્ય મોક્ષે જવા લાયક આ બે વાકયો બોલ્યા છે માટે મોક્ષે જવા લાયક અભવ્ય છે" આ શ્રોતા જે બોલે છે એ સાભળેલુ બોલે છે નવુ કલ્પીને બોલતો નથી પરન્તુ શબ્દો આડા અવળા કરી નાખે છે પૂર્વાપરનો સબધ સમજતો નથી તેથી તેનુ જ્ઞાન એ કાકપદ શ્રુતજ્ઞાન કહેવાય છે આજ કાકપદ શ્રુતજ્ઞાન ઉપર એક બીજુ દૃષ્ટાત છે એક પડિતજી હતા તે પોતાના પુત્રને શિખવવા માડયા કે 'માતૃવત્ત પરદારેષુ' પારકી સ્ત્રીઓની સાથે માતાની માફક વર્તવું પુત્રે પણ આ પ્રમાણે શીખી લીધુ ત્યાર પછી તે પડિતનો છોકરો પડોશમા ગયો ત્યા એક સ્ત્રી બેઠેલી હતી, તેને જોઈ છોકરો તેના ખોળામા બેસી ગયો અને તેને જેમ છોકરો પોતાની માને ધાવે તેમ ધાવવા માડયો આથી તે સ્ત્રીએ તેને માર્યો અને તેના બાપને બોલાવી આ ચેષ્ટા કરવા બદ્દલ ઠપકો આપ્યો આ સાભળી તેના પિતાએ કહ્યુ મૂર્ખા ! આ શું કર્યું ? ત્યારે છોકરાએ જવાબ આપ્યો કે જેવી રીતે તમે કહ્યું તેવી રીતે મે કર્યું તમે કહ્યુ હતુ કે 'પરસ્ત્રીને માતા સમાન ગણવી' 'આ સ્ત્રીને પણ હું માતા સમાન ગણી પુત્રની માફક ધાવવા માડયો' પિતાએ આ કઈ દૃષ્ટિએ કહેલુ ? નિર્વિકારદૃષ્ટિ માટે પણ પુત્રે માત્ર શબ્દાર્થ સમજી તેનો અમલ કર્યો પણ તેના રહસ્યાર્થ—ગૂઢાર્થને ન સમજ્યો

બીજા દિવસે પડિતજી પુત્રને ભણાવે છે કે 'પરદ્રવ્યેષુ લોષ્ઠવત્' પારકા દ્રવ્યમા, મિલ્કતમા પત્થર જેવી દૃષ્ટિ રાખવી, બીજા દિવસે પુત્ર બજારમા ગયો ત્યા ચોકસી બજારમા દુકાનમા રહેલી સોના

આદીની વસ્તુઓ રસ્તામાં ફેંકી દેવા માંડયો આથી બજારના લોકોએ ભેગા થઈ તેને માર માર્યો અને તેના પિતાને બોલાવી પુત્રનું કરેલું નુકશાન બતાવ્યું આ જોઈ પિતાએ પુત્રને ઠપકો આપ્યો અને જણાવ્યું કે 'મુર્ખા ? આ શું કર્યું ?' ત્યારે પુત્રે જણાવ્યું કે મેં આપના કહ્યા પ્રમાણે કર્યું છે કારણ કે પારકાનું દ્રવ્ય-મિલ્કત પત્થર સમજવાનું આપે કીધેલું છે તેથી આ બધી મિલ્કત એ પત્થર સમાન ગણી ફેંકી દઉં છું પિતાએ આ કઈ દ્રષ્ટિએ કહેલું ? નિર્લોભતાની દ્રષ્ટિએ જેમ પત્થર ઉપર મોહ હોતો નથી તેમ તેને ચોરવા પ્રયત્ન કરવો નહિં પુત્ર આ પદના રહસ્યને ન સમજ્યો. તેમ જેઓ શાસ્ત્રમાં કહેલા પદોના રહસ્યને ન સમજે આજુબાજુના સબંધને ન સમજે, અને માત્ર શબ્દાર્થને સમજે તે કાકપદ જ્ઞાન કહેવાય

ત્રીજું દ્રષ્ટાંત

આ પર એક સાધુનું દ્રષ્ટાંત છે એક સાધુએ આબેલનું પચ્ચક્ખાણ કર્યું ત્યાર પછી તે બધી વિગઈ વાપરવા લાગ્યો આથી કોઈએ પૂછયું કે 'તમે આબેલ કર્યું છે ને આ બધી વિગઈ કેમ વાપરો છો ? સાધુએ કહ્યું, 'મારે આયબિલના પચ્ચક્ખાણ છે પચ્ચક્ખાણનો અર્થ ત્યાગ કરવો થાય છે આબેલના પચ્ચક્ખાણ એટલે આબેલનો ત્યાગ આવું સમજણ વગરનું જ્ઞાન તે કાકપદ જ્ઞાન. પચ્ચક્ખાણ એટલે ત્યાગ બરોબર પણ શાનો ? આબેલનો નહિ, પણ આબેલમાં નહિં કલ્પતી-ખપતી વસ્તુઓનો ત્યાગ, અને તેના પચ્ચક્ખાણ તે આયબિલના પચ્ચક્ખાણ 'સવ્વે પાણા ન હન્તવ્વા' કોઈ પણ જીવને મારવો નહિ વિરાધના ન કરવી, એ શાસ્ત્રવચન પકડી કોઈ એમ કહે કે 'હું ઉપવાસનું પચ્ચક્ખાણ આપીશ તો બિચારો દુઃખી થશે. તેનું નિમિત્ત હું બનુંને ? માટે કોઈને પચ્ચક્ખાણ ન આપવું જો હું તેનો લોચ કરીશ તો બિચારો દુઃખી થશે આવા પ્રકારનું જે જ્ઞાન તે અપલક્ષણીયું કાકપદ શ્રુતજ્ઞાન કહેવાય

જિનેશ્વર ભગવાનની પૂજા વખતે 'અહિંસા સંજમો તવો' એ પદ આગળ લાવી જિનપૂજાનો વિરોધ કરે કે પાણીમા જીવ છે, માટે તેના જીવો જિનપૂજા દરમિયાન હણાય છે દીપક પૂજાથી અગ્નિકાયની વિરાધના થાય છે, માટે જિનપૂજા એ ધર્મ નથી આ પ્રમાણેનુ પદમાત્રના શબ્દાર્થનુ પૂર્વાપરના સબંધ કે અધિકાર વગરનુ જ્ઞાન તે કાકપદ શ્રુતજ્ઞાન

ગુરૂમહારાજ ગામમા પધારતા હોય અને સામાયિક લઈને બેસી જાય, અને માને કે સામે જવાથી વિરાધના થાય અને તે વિરાધનાથી હુ બચ્યો, અને આરાધક બન્યો તો એ આરાધક નથી પણ વિરાધક છે અને ગુરૂ મહારાજની સામે જવામા તૈયાર થનારો જનારો આરાધક છે, અને ગુરુભક્તિ કરનાર છે આ પ્રમાણે બધા કાકપદા જ્ઞાનના દ્રષ્ટાંત છે

ચિંતાજ્ઞાન

ચિંતાજ્ઞાન હોય તો સુંદર વિચાર આવે કે "કર્મનો બધ ન થાય માટે કોઈ પણ જીવને મારવા નહિં તપસ્યા તથા લોચ એ કર્મના નાશ માટે છે અને આવતા કર્મો રોકવા માટે છે મારા ઘરના કામકાજ અગે ષટ્કાયજીવોની વિરાધના થાય છે અને આત્મા પાપથી ભારે થાય છે પરન્તુ જિનપૂજા કરતી વખતે હિંસા થાય, છતા હિંસાની બુદ્ધિ નથી, પણ જિનપૂજનની ભાવના છે, તેથી પાપ કદાચ થોડુ લાગે, પરન્તુ પુણ્ય અને નિર્જરા તેનાથી અનેક ગુણી વધારે થાય છે હું ગામેગામ ધધા માટે પરદેશમા રખડુ છુ પાપથી લેપાઉં છુ તો ગુરૂમહારાજ સન્મુખ જવામા વિરાધના શાની? ધાક શાનો? ગુરૂમહારાજ ગાઉના ગાઉ વિહાર કરે છે અને એમને વિરાધના ન થતા નિર્જરા થાય છે તો મને પણ શાની વિરાધના થાય? ધન્ય છે આવો અવસર આ પ્રમાણેના યુક્તિપૂર્વક તર્કથી શાસ્ત્રના પદોનો અર્થ કરી સમજે તથા સમજાવે તે સતલક્ષણવાળુ જ્ઞાન કહેવાય છે તે જ્ઞાન સમકિતદષ્ટિ આત્માને હોય છે આ સમ-

કિતના પડિકા હોતા નથી જેનામા સતલક્ષણવાળુ જ્ઞાન નથી તેવા તો અનતા ડુબ્યા છે શાસ્ત્રનો એક અક્ષર પણ આડો બોલનારો સમકિતના નામે ડુબે છે આ ચિંતાજ્ઞાન ચોથે પાચમે ગુણઠાણે હોય છે

ભાવનાજ્ઞાન

આખા જગતના હિતવાળુ વર્ણન કરે, માને તે પ્રમાણે આચરે, જેને આપણે કારકસમ્યક્ત્વ કહીએ છીએ, તે મહા લક્ષણવાળુ ભાવનાજ્ઞાન કહેવાય છે આપણા આત્મામા ચિંતાજ્ઞાન ભાવનાજ્ઞાન નહિ તેની નિશાની શી ? મનુષ્યને પોતાનુ મુખ જોવું હોય તો આરિસાની મદદથી જોઈ શકાય છે આરિસા વિના મુખ સારૂ કે નરસુ જોઈ શકાતુ નથી તેવી રીતે આત્મામા ભાવના તથા ચિંતા જ્ઞાન જોવા માટે સસારતારક ગુરૂઓની ભક્તિ એ આરિસો છે નિશાની છે આત્મામા જો સસારતારક ગુરૂઓની ભક્તિ માલુમ પડે તો સમજવું કે આત્મામા ભાવનાજ્ઞાન અને ચિંતાજ્ઞાન તથા સમ્યક્ત્વ છે ગુરૂભક્તિ એ ચિંતાજ્ઞાન-ભાવનાજ્ઞાનની નિશાની છે લીંગ છે ચિન્હ છે તેના વડે ચિંતાજ્ઞાન-ભાવનાજ્ઞાનવાળા ઓળખી શકાય જ્યારે ચિંતાજ્ઞાનમાથી આગળ વધી આપણે ભાવના-જ્ઞાનમા જઈશું ત્યારે મોક્ષમાર્ગે આગળ વધીશુ એવુ સમજો આ જ્ઞાનપંચમી પર્વનુ આરાધન કરનાર જ્ઞાનાવરણીય કર્મનો સર્વથા ક્ષય કરી કેવળ જ્ઞાનનો અધિકારી બનશે



## જ્ઞાનપંચમી વ્યાખ્યાન નં ૩.

સ ૧૯૯૫ કારતક સુદ ૫ પાલીતાણા

नाण पंचविह पन्नत्त, त जहा, आभिणिबोहिय नाण ।
सुयनाण ओहिनाण मणपज्जवनाण केवलनाण ॥ नन्दीसूत्र १॥

ત્રણ પ્રકારની પર્ષદા

સૂત્રકાર મહારાજા ભગવાન દેવવાચકજી શ્રીનંદી રચના કરતા થકા પ્રથમ તીર્થંકરપ્રભુની પછીના ?

સ્થવિરોની આવલિકા એટલે પરપરા જણાવી પછી શ્રીનદીસૂત્રની વ્યાખ્યા દરેક સૂત્રની વ્યાખ્યાની આદિમા કરવી પડે છે માટે દરેક સૂત્ર ભણવાની યોગ્યાયોગ્યની તપાસ કરવાની છે, તે શ્રીનદીસૂત્રની શરૂઆતમા કરી લેવી હજામ પણ પલાળ્યા પછી જાત નથી પૂછતો આપણે નદીની વ્યાખ્યા કરી પછી યોગ્યાયોગ્યની તપાસ કરવા જેવું થાય, માટે પરીક્ષા પ્રથમ ગુરુએ અને પછી શિષ્યે બન્નેની વ્યક્તિગત પરીક્ષા જણાવી પછી સામાન્ય સમુદાયરૂપે નદીની વ્યાખ્યા હોય શ્રી નદીસૂત્ર એકલાએજ વાચવુ ને વચાવવુ, સમુદાયને પણ સમજાવવુ માટે તેમા વ્યક્તિગત પરીક્ષા અને સમુદાયગત પરીક્ષા જણાવવા માટે ત્રણ પ્રકારની પર્ષદા જણાવે છે જાણકાર અજાણ્યા અને દાધારગી–અર્ધદગ્ધ શ્રી નદીસૂત્ર સાભળનાર જાણકાર કે અજાણકારની પર્ષદા હોય સૂત્રસાભળી જ્ઞાનારાધનમા તત્પર થવુ જોઇએ જ્ઞાનના બહુમાનવાળા થવું જોઈએ જ્ઞાનમા દિનપ્રતિદિન વધવાવાળા થવુ જોઇએ, તે ફળ દાધારગીને ન મળે લાયક પર્ષદા કઈ? એવી રીતે શ્રી નદીસૂત્રના કર્તા દેવવાચકગણિ એકપૂર્વધર છે

## દેવવાચકજી સૂત્રકાર નથી

શકા થશે કે સૂત્રો ગણધરો રચે, આતો એકપૂર્વધર હતા એમણે શ્રીનદીસૂત્ર કેમ રચ્યુ ? ગણધર, પ્રત્યેકબુદ્ધ ૧૪ પૂર્વીએ સૂત્રો રચેલા હોય દેવવાચકજી ત્રણેમાથી એકેમા નથી, છતા એમના રચેલાને સૂત્ર કેમ કહેવુ ? દેવવાચકજી નવી રચના કરતા નથી પૂર્વની અદર જે ફકરા જ્ઞાનના છે, તે ફકરા લઈને નવી સકલના–ગોઠવણી કરે છે ગણધરની નવી રચના પ્રમાણભૂત, પ્રત્યેક બુદ્ધ અને ૧૦થી ૧૪ પૂર્વીની નવી રચના પ્રમાણભુત, તેમ નવી રચના કરે તો સૂત્ર ન મનાય, પણ દેવવાચકજીએ શ્રીનદીસૂત્ર કર્યું છે તે સ્વતત્ર રચનાનુ નથી, પૂર્વમાથી ઉદ્ધરેલા ફકરા છે આજ કારણથી મન પર્યવના પ્રશ્નોત્તરમા પૂછવામા આવ્યુ છે, તેમા મનુષ્યને કે અમનુષ્યને, થાય? હે ગોયમા! મનુષ્યને થાય,

-અમનુષ્યને ન થાય 'હે ગૌતમ'! એ પ' વચમા કયાથી આવ્યુ ? એ જ કહી આપે છે કે પૂર્વમા જેવો ફકરો હતો તેવો જ ફકરો મૂકયો છે જે જે ફકરા મુકયા છે તે પૂર્વમાથી ઉદ્ધરી મૂકયા છે દેવવાચકજી સ કલના કરનાર છે પણ રચના કરનાર નથી દેવવાચક ગણિજીએ સ્વતંત્ર આ સૂત્ર રચેલ નથી, પણ પૂર્વના ફકરા લઈ આ ઉદ્ધરેલુ છે અને સૂત્ર તરીકે રચ્યુ છે ગણધરો જેટલુ રચે તે બધુ સૂત્ર હોય તે નિયમ નહિ, ૧૪-૧૦ પૂર્વી રચના કરે તે બધુ સૂત્ર તરીકે હોય તે નિયમ નહિ તેવો નિયમ કરવા જઈએ તો નિર્યુક્તિ કહેવાનો વખત ન રહે. સૂત્ર તરીકે રચે તે જ સૂત્ર, નિર્યુક્તિ તરીકે નિર્યુક્તિ રચે. દેવવાચક ગણિએ ઉદ્ધાર કર્યો તે નદીસૂત્ર તરીકે ઉદ્ધાર કર્યો, માટે શ્રીનદીસૂત્ર કહીએ છીએ દેવવાચકજી પછી જ્ઞાનની વૃદ્ધિ પ્રસ શા વ્યવસ્થા થઈ, તે પહેલા તેમ ન હતુ ? ના પહેલેથી આ સૂત્રો છે આમણે તો સકલના કરી ગણધર મહારાજા ૧૨ અગની રચના કરે છે પ્રથમ આચારાગ સૂત્ર તેનુ પ્રથમ અધ્યયન, પ્રથમ ઉદ્દેશો, પ્રથમ સૂત્રમા આ સજ્ઞા કેટલાને નથી હોતી ? હુ પહેલા ભવથી આવ્યો છુ, આગલા ભવે જવાનો છુ, જીવ સર્વ માને છે, પણ સમ્યક્ત્વવાળો જીવને જે માને, મિથ્યાત્વવાળો જે જીવને માને તે માન્યતામા ફરક છે

ભાડૂતી પ્લૉટની વિચિત્ર શરતો

મિથ્યાત્વવાળો ચેતનાવાળો જીવ માની બેસી ગયો, સમકિતિ કયા જાય ? અહીં જીવો ભાડૂતી ઘરમા આવીને રહેલા છે, ઘરધણી નથી આ શરીર ઘર પોતે બાંધે છે, પોતે રહે છે બાધ્યુ ભાડાથી, પરાથી જગા મળે તેમા આપણે ઘર બાધીએ, દરેક વર્ષે ભાડૂ ભરવું પડે છે આવું ઘર આવી જગા મફત આપે તો પણ કોઈ ન લે એક રાજાએ રાજ્યમાથી જગા વેચવા કાઢી, જાહેરખબર દીધી કે નીચેની સરતે જગા લેવી હોય તો આવજો અમે કહીએ તેવા પ્લાન પ્રમાણે મકાન બાધવા, જેટલા વર્ષના પટે લેવી હોય તેનુ ભાડૂ પ્રથમથી ભરી દેવુ પરનુ રીપેર, વધારો ઘરધણીએ કરવું

દરેક વર્ષે વધારો કરવો જ જોઈએ જે ખામી આવશે તેનો રાજ દંડ કરશે, ને રકમમાથી વસુલ કરશે, આગળથી ખબર નહીં આપવામા આવશે રકમ પુરી થશે ત્યારે બધુ મેલી નાગા થઈ નીકળી જવું પડશે કુટુબ કબીલા વસાવ્યા હશે તે બધું છોડી નાગા નીકળવું પડશે. આ શરતે જગા ભાડે આપે તો કેટલા લેવા તૈયાર થાય ? એવી રીતે કર્મ રાજાએ મનુષ્યગતિમા મેલ્યા, આ શરીર રૂપી જગ્યા ભાડે આપી છે, આ શરીર રૂપી ઘર બાધો, ક્ષણે ક્ષણે એની આવજત કરો, વધારો કરો, રોગ શોક થાય તેમા આયુષ્ય-રૂપ ભાડુ પહેલા વસુલ કર્યુ છે તેમાથી દંડ પેટે પુણ્ય રૂપી રકમ વસુલ થાય તેની ખબર નહીં દેવાય, તેમ કરતા આયુષ્ય પુરૂ થાય ત્યારે નોટીસ વગર બહાર કાઢે કુટુબ ધન વિગેરેમા ચાહે જેટલો વધારો કર્યો, તે બધુ મુકી કૃષ્ણજી બલદેવને દ્વારિકામાથી નીકળવું પડયુ, તેમ સર્વ મુકી દઈ બહાર નીકળી છોડી દેવાનુ આવી ભાડુતી જગા કોણ લે ? તેમા ઢેડવાડાની જગો કરતા ખરાબ જગ્યા

શરીર એટલે અશુચિકરણ યંત્ર

ખાવા ત્યારે પકવાન, કરવી ત્યારે વિષ્ટા, મેવા મીઠાઈ કિંમતી ચીજ ખાય તો પણ વિષ્ટા થાય નઠારી વસ્તુને સારી કરવાના યંત્રો હોય આ શરીર સારી વસ્તુને નઠારી કરનાર યંત્ર છે! પાણી અમૃત જેવી ચીજ તેનો પિસાબ, ચોખ્ખી હવાને ઝેરી કરી નાખે, પવિત્ર ચીજોની વિષ્ટા કરે, કસ્તુરી ચંદનનો કચરો કરે, કેવી શરતે લીધુ છે ? તેમા મ્યુનિસિપાલિટીની મેલાની ગાડીઓ જાય છે તેમા ઉપર પતરૂ ચકચકતુ, ઢાકણુ ખુલે તો ભાગાભાગી થાય, શરીર ઉપર ચામડીનુ ચકચકતુ પતરૂ છે, આ ખુલી જાય તો મા કે બાપ પણ જોઈને ચકરી ખાય ઓપરેશન કરતા જોડે નથી રાખતા, કારણ ચકરી ? ખાય છે અંદરનુ છે કે બીજુ કંઈ છે ? શરીર એટલે અશુચીકરણયંત્ર, દેખતા ચીતરી આવે તેવુ ઘર આપણે ભાડે લીધું છે, આવી શરતે લીધું છે એમા મેળવવાનુ શુ ? મેળવવાનુ એવું બને છે કે બીજી કોઈ ગતિમા જે ન બની શકે

મોક્ષ મેળવવો હોય તો આજ શરીર, ઢેડવાડાનુ અશુચીકરણયત્ર ગણ્યુ, તે જ શરીર મોક્ષપદ પણ આપી શકે

મહેલ અને જેલ

સમ્યગદૃષ્ટિ વિચારવાળો એમ ગણે કે હુ શરીરમા ભાડુત તરીકે રહેલ છુ જેટલો વેપાર થાય તેટલો કરી લઉ હુ કેદી નથી મહેલમા ને કેદમા ફરક એટલો જ મહેલમા ચારે બાજુ બારીઓ હોય, કેદમા જાળીયો, સમ્યગ્દૃષ્ટિ એ મહેલમા છે, મિથ્યાદૃષ્ટિ એ કેદમા છે ભૂતકાળનો જન્મ, ગતિ દેખાતી બધ થઈ, ભવિષ્યનો જન્મ, ગતિ દેખાતી બધ થઇ તે કેદ છે જેને જન્મ મરણ વચ્ચે કેદ થવાનુ છે, ગયો કે આવતા ભવનો વિચાર નથી તેને કેદખાનુ છે જીવ માનેલો છે છતા તેને મિથ્યાત્વ છે આચારાગ સૂત્રમા પ્રથમ સૂત્ર ગણધરોએ કહ્યુ કે 'સમ્યગ્દૃષ્ટિને આ આવતા કે ગયા ભવનો વિચાર થાય'

ઇષ્ટમા પ્રવૃત્તિ અનિષ્ટમા નિવૃત્તિ કરવા માટે જ્ઞાન છે

સમજો પછી જ્ઞાનને માટે જ્ઞાન નથી જગતમા દેખવુ દેખવા માટે નથી, કાટો દેખો પછી તે ઉપર પગ દો છો? સર્પ, વીંછી દેખી લો, પછી ખસો છો કેમ? જગતમા જ્ઞાન ઇષ્ટની પ્રવૃત્તિ માટે, અનિષ્ટની નિવૃત્તિ માટે છે તેવી પ્રવૃત્તિ નિવૃત્તિ ન કરે તો આધળો કહીએ છીએ જગતમા છોડવા લાયક ન છોડે તો દેખ્યુ તે નકામુ ગણાય જૈનશાસ્ત્રના હિસાબે આશ્રવ સવરના વિવેકવાળા ન થાય તેઓના જ્ઞાનને અહીં કિંમતી ગણવાનો વખત નથી. કર્મો બાધ્યા ને કર્મો તોડો 'पढम नाणं तओ दया'. પરમાર્થ નહિ સમજનારા પ્રથમ જ્ઞાન આગળ કરે છે ચૂલો સળગાવવો પહેલો, પણ શા માટે? પછી રસોઇ કરવા માટે. ઝાડ વાવવુ પ્રથમ, ફળ પછી છે રસોઈ કરવાના મુદ્દાએ પ્રથમ ચૂલો, ઝાડ વાવ્યુ, આંબો વાવ્યો, ઉછેર્યો, વેડવા–કેરી તૈયાર થઈ તે વખતે ઘેર ગયો કે દેશાતર ગયો તો? અહીં પણ જ્ઞાન પ્રથમ કહે છે પણ કોનાથી? શા માટે? 'तओ दया' જ્ઞાન પછી દયા એટલે

સયમ, જ્ઞાનની સફળતા સયમમા ઉતરે છે જાણી સયમમા ન ઉતરે તો જ્ઞાનની સફળતા નથી જ્ઞાનનુ ફળ વિરતિ વિરતિ ન થઈ તો એ જ્ઞાન નિષ્ફળ મિથ્યાદષ્ટિના જ્ઞાનને અજ્ઞાન કહ્યુ મિથ્યાદષ્ટિ ઘડાને ઘડો કહે છે જાણે છે, માને છે, છતા તેના જ્ઞાનને અજ્ઞાન કહો છો કારણ કે એ જ્ઞાનનો ઉપયોગ વિરતિમા ફળતો નથી તે જ્ઞાનનુ ફળ તેને નથી, તેથી તેનુ જ્ઞાન અજ્ઞાન છે મિથ્યાદષ્ટિને જ્ઞાનનો વિવેક ન હોવાથી અજ્ઞાન કહેવાય છે સયમ માટે કટિબદ્ધ થાય તે માટે પ્રથમ જ્ઞાન મેળવો પ્રથમ જ્ઞાન પછી દયા-સયમ મેળવી શકશો

સયમના અર્થીપણે જે જ્ઞાન તેજ જ્ઞાન

વિરતિ-સયમના અર્થીપણા વગરનુ જ્ઞાન તે જ્ઞાન નથી વ્રત, સયમને ફળ ન માનનારો અજ્ઞાની છે વિરતિસન્મુખ કરનાર જે જ્ઞાન તે જ જ્ઞાન છે 'एव चिट्ठइ सव्वसंजए,' એને બદલે एव चिट्ठइ नाणी કહેવુ હતુને ? જ્ઞાનની પ્રધાનતા હોય તો ઉપસહારમા શુ કહેવુ જોઈએ ? અજ્ઞાન ખોટુ શાથી ? 'अन्नाणि किं काही' ? અજ્ઞાની કરશે શુ ? કલ્યાણની શ્રદ્ધા સવર નિર્જરાને આદરવાના કારણભૂત જ્ઞાન લાયબલકેસ આખા પ્રકરણ ઉપરથી થાય છે, એક શબ્દથી ન થાય તેમ અહીં આખુ પ્રકરણ લો સર્વસયમમા એવી રીતે રહેલા છે અવિરતિ નથી લખ્યા જ્ઞાન લઈ, અજ્ઞાની કરશે શુ ? એ લખ્યુ જૈનશાસનમા જ્ઞાન સયમ-વિરતિના સાધન તરીકે ઉપયોગી છે જ્ઞાન જરૂરી છે, ઉપયોગી છે તેમા બે મત નથી જ્ઞાને વિસામો લેવા માગો તો એ અહીં નથી, એ વાત ઉપધાન કર્યા તેને બસ છે 'नमो लोए सव्वसाहूण' રાખ્યુ. વિરતિ વગરના જ્ઞાનવાળા ન લીધા, મોક્ષમાર્ગની પ્રવૃત્તિ કરવી છે, તેઓને જ્ઞાનમાત્ર સાધન છે, સાધ્ય વિરતિ છે સાધ્યને પામેલાને પચપરમેષ્ઠિમા દાખલ કર્યા ભરતમહારાજને કેવલજ્ઞાન થયુ છે ઇન્દ્ર મહારાજ કેવલજ્ઞાન જાણી આવ્યા છતા વંદન કરતા નથી કહો જ્ઞાન ને વીતરાગપણુ છતા ગૃહસ્થવેશ છે દિક્ષા લો એટલે વદન કરુ વીતરાગતા અને કેવલજ્ઞાન પામેલા છે છતા સાધુપણાના વેશ

સિવાય વદન નહિ સાધુપણુ વદન લાયક, તેથી 'નમો લોઢ સવ્વસાહૂણ' રાખ્યુ જ્ઞાન સાધન તરીકે જરુરી તેથી શ્રીનદીસૂત્રમા શરૂઆતમા જ્ઞાનના વિભાગો જણાવે છે

જ્ઞાનના પાચ પ્રકાર

જ્ઞાન પાચ પ્રકારનુ કહેલુ છે, 'आभिनियोधिकज्ञान' આભિનિ-બોધિકજ્ઞાન પદાર્થની સન્મુખતાએ સશય વિપર્યય વગરનુ જ્ઞાન. બીજુ શ્રુતજ્ઞાન-શબ્દ, અર્થ, વાચ્ય, વાચકના સબધવાળુ જ્ઞાન. અવધિજ્ઞાન મર્યાદાએ એટલે રૂપી જ પદાર્થો જણાય રૂપીના છેડા સુધી જે જ્ઞાન જઈ શકે તો મર્યાદાજ્ઞાન કહોને ? અવધિનો સ્વ ભાવ એવો છે કે નીચે નીચે વધારે દેખાય. ચક્ષુમા સરખુ દેખાય, બધી ઇન્દ્રિયો સરખી રીતે વિષયો ગ્રહણ કરી શકે અવધિમા વિચિત્ર મર્યાદા છે ઉચે દેખે ઓછુ, નીચે દેખે વધારે સૌધર્મના દેવના દોઢરાજ નીચે દેખે, ઉપર પોતાના વિમાનની એકલી ધજા યાવત્ નીચે શર્કરપ્રભા, કોઈ તમપ્રભા કોઈ તમતમાપ્રભા નરક સુધી દેખે, પણ ઉપર પોતાના વિમાનની ધજા સુધી જ દેખે, માટે એનુ નામ અવધિજ્ઞાન *अधो अधो विस्तृतम्* એવુ જે જ્ઞાન તે અવધિજ્ઞાન આ વાત ખ્યાલમા લેશો તો ગૌતમ અને આણદ શ્રાવકના વિવાદનો ખુલાસો થશે નીચે હજાર જોજન, ઉપર દોઢરાજ આણદ શ્રાવકને થયેલુ અવધિ નીચે હજાર જોજન, ઉપર સૌધર્મ દેવલોક-દોઢરાજ સુધીનુ અવધિજ્ઞાન થયુ હતુ અવધિજ્ઞાન રૂપી દ્રવ્ય માત્રની મર્યાદા હોવા સાથે નીચે નીચે વિસ્તારવાળુ જ્ઞાન મનની જે અવસ્થા તે મન પર્યવ, તે મનના પુદ્ગલો જાણે સપૂર્ણજ્ઞાન જેમા કશી ન્યૂનતા નથી તે કેવલ આમ સામાન્ય સૂત્રની વ્યાખ્યા કરી, જ્ઞાન પાચ પ્રકારનુ તે કેમ ? નવતત્ત્વ દડક જાણનાર માર્ગણા લે તો આઠ ભેદ છે આઠ પ્રકારનુ કહેવુ જોઈએ જ્ઞાન સમ્યગ્-જ્ઞાનરૂપે લઈએ છીએ મિથ્યાજ્ઞાનને અહીં સબધ નથી શ્રુત જ્ઞાનમા સમ્યગ્શ્રુત ને મિથ્યાશ્રુત એ બે ભેદ ન હોવા જોઈએ પાચ જ્ઞાનના (૫૧) એકાવન ભેદમા ત્રણ અજ્ઞાન ગ્રહણ કરેલા નથી અવધિમા વિભગજ્ઞાન ન લીધુ શ્રુતમા મિથ્યાશ્રુત

લીધું નથી માર્ગણામા બાર ભેદ પાડયા અહીં મિથ્યાશ્રુત લીધું નથી. સમાધાનમા પાચ પ્રકારનુ કહેવું છે હવે અવધિજ્ઞાનના બાર ભેદ કહેવાનો વખત ન રહ્યો વિભગજ્ઞાન, અવધિજ્ઞાનના છ ભેદ સાથે લઇએ તો (૧૨) બારભેદ થાય તો સમ્યગ્જ્ઞાન ન રહે. માટે સમ્યગ્જ્ઞાન લેવાનુ હોવાથી અવધિજ્ઞાનના છ ભેદ લીધા તો મિથ્યાશ્રુત કેમ ગણાવ્યુ ? ૧૪ ભેદ સમ્યગ્જ્ઞાનના હતા પજ્જય અક્ખરય૦ તે સમ્યગ્જ્ઞાનના (૧૪) ચૌદ ભેદ ન લીધા 'अक्खरसन्नी०' એ સાત પ્રતિપક્ષી લીધા મિથ્યાશ્રુત એ ભેગુ આવી ગયુ માટે સમ્યગ્જ્ઞાનના ભેદ ન રહ્યા એકાવન ભેદ શી રીતે ? અને પાચ શી રીતે ? મિથ્યાજ્ઞાન જોડે લેવું હોય તો સત્તાવન ભેદ લેવા જોઇએ સમ્યગ્જ્ઞાન લેવુ હોય તો એકાવન ભેદ લેવા જોઈએ

ભારત, રામાયણાદિ સમકિતદૃષ્ટિએ ગ્રહણ કરેલુ તે સમ્યગ્જ્ઞાન છે

અહીં મિથ્યાશ્રુત એટલાજ માટે કે સમ્યગ્શ્રુતપણે પરિણમે એજ મિથ્યાશ્રુત સમ્યગ્દૃષ્ટિએ ગ્રહણ કર્યું હોય તો સમ્યક્શ્રુત કહેવાય સમ્યક્શ્રુતની જગોપર વિપર્યાસ ન જણાવ્યો મિથ્યા શ્રુતમા ગ્રાહકની અપેક્ષાએ સુદરપણું જણાવ્યુ સમ્યગ્પણે પરિણમે તે અપેક્ષાએ મિથ્યાશ્રુત ગ્રહણ કર્યું છે 'પાચ જુઠમા પાપ નથી' આ વાક્ય સ્મૃતિનુ લીધું આ વાક્ય આપણે સાભળ્યુ બ્રાહ્મણે પણ સાભળ્યુ આપણે હવે બોલતા અચકાવાનુ નથી. સમકિતવાળાને આ પાચે જુઠ પાપલક્ષણ છે, તેમ સમજાય એજ વાક્ય મિથ્યાત્વીને અવળુ પ્રવર્તાવે, સમ્યક્દૃષ્ટિને સમ્યગ્પણે પરિણમવાનુ છે અવધિ, મન પર્યવમા દ્રવ્યથી વિભગ, ભાવથી અવધિ થાય તેમ નહિ અને સમ્યગ્જ્ઞાન જ અહીં લીધા, પાચ જ્ઞાનમા વિભગના છ ભેદ નાખવાની જરૂર નથી અહીં મગળ માટે હોવાથી અજ્ઞાન ગ્રહણ ન કરાય જ્ઞાનને સુજ્ઞાન કે સમ્યગ્દૃષ્ટિનુ મતિજ્ઞાન કહેવાય જ્ઞાન શબ્દ સામાન્ય હોય ત્યા સમ્યગ્જ્ઞાન લેવુ સામાન્ય નિયમ પ્રમાણે જ્ઞાનજ સમ્યગ્જ્ઞાન છે એ અસમ્યગ્ હોય જ

નહીં આથી મતિજ્ઞાન શબ્દ રાખ્યો, શ્રુત સમ્યગ્જ્ઞાન ન બોલ્યા જ્ઞાનને માટે વિશેષણની જરૂર નથી 'सम्मनाणं पचविह पन्नतं' એમ કહેવાની જરૂર નથી જ્યારે જ્ઞાનને 'વિશેષણની જરૂર નથી તો ભાષ્યકાર કેમ બોલ્યા? તત્ત્વાર્થકાર 'त्रिविधो मोक्षमार्ग' એમ કેમ બોલ્યા? એક છોકરો એકડીયામા હતો ત્યારે પલાખા પૂછાય, આકના પાડા પૂછાય મતિ શ્રુત અવધિમા ભાષ્યકારને સમ્યગ્શબ્દ જોડવાની જરૂર ન હતી તો ભૂલ્યા? ના ભૂલ્યા નથી એ જ્ઞાન દર્શનથી જુદુ જણાવવા માટે, જુદુજ્ઞાન સમ્યગ્ હોવું જોઈએ સૂત્રકાર દર્શન-જ્ઞાન પૂર્વકનુ ચારિત્ર જણાવે છે પૂર્વાનુ પૂર્વી પ્રદર્શનાર્થ સમ્યગ્દર્શન વગર સમ્યગ્જ્ઞાન નહિ તે એ વગર ચારિત્ર નહિ પણ કેવળ એકલા જ્ઞાન શબ્દથી સમ્યગ્જ્ઞાન, તેમા પાચ જાતનુ જ્ઞાન. ઇંદ્રિય મનદ્વારા થતા જે જ્ઞાન તે મતિજ્ઞાન શબ્દ અને અર્થ, એ બેના વાચ્ય વાચક દ્વારા થતા જે જ્ઞાન તે શ્રુત, દુર રહેલા કાળાતરના રૂપી પદાર્થોને જણાવનાર જ્ઞાન તે અવધિજ્ઞાન, આ શબ્દનો આ અર્થ છે તેનુ જ્ઞાન થાય તે શ્રુતજ્ઞાન, સાભળ્યાથી થાય તે શ્રુત, તો મતિના ભેદો પાણીમા જાય? દુર રહેલા પદાર્થો ઈન્દ્રિયોના વિષયો હોય છતા ઈન્દ્રિયના સબધ વિના જ્ઞાન થાય તે અવધિજ્ઞાન પારકા વિચારો જાણવાનુ જ્ઞાન મનપર્યવ સર્વજ્ઞાન તે કેવલ पचविधा अस्य પાચ પ્રમાર છે જેના, છઠ્ઠો પ્રકાર નથી જેનો.

બાકીના જ્ઞાનોએ કેવલ જ્ઞાનના ભેદો નથી

જે કેટલાક કહેતા હતા કે જ્ઞાન એકજ પ્રકારનુ સયોગે જુદા જુદા ભેદ પડે છે સૂર્યમાથી નીકળતો તડકો એક સરખો, ચાદનીમા જેવા આકાર તેવા આકાર તડકાના પડે સૂર્યનો તડકો ગોળ નથી છાપરાના કાણા જેવા જેવડા કાણા તેમ જ્ઞાન એક પ્રકારનુ ઈંદ્રિયો મનથી થાય તે મતિ, શબ્દથી થાય તે શ્રુતજ્ઞાન રૂપે. ઈંદ્રિયો મન વગર અવધિ રૂપે, બીજાના મન જાણવા રૂપે થાય તે મનપર્યવ, દીવો પીળા રગે, લાલ કાચ મેલ્યો તો આખા મકાનમાં લાલ રગ, કાચમા ફરક પડે તેનો ફરક છે જ્ઞાનમા

ફરકજ નથી અહીં રંગમાં જ્યોતમાં પાંચ પ્રકાર થયા છતાં દીવામાં ફરક નથી મતિ આદિપાયમાં ફરક ભલે પડે, પણ જ્ઞાનમાં ફરક નથી મહાનુભાવ! સ્વતંત્ર પોતેજ જ્ઞાન પાંચ પ્રકારનું છે એકજ પ્રકારનું જ્ઞાન, પાંચ પ્રકાર શા? પાંચ પ્રકાર હોય તો સિદ્ધને પાંચ પ્રકાર માનવા જોઈએ એક પ્રકારનું કેવલ કહીને ચાર પ્રકારનું કહેવું જોઈએ

**ચાર જ્ઞાનો વાસુદેવ પ્રતિવાસુદેવ જેવા છે**

અંશમાં કેવલજ્ઞાનનો ઉપયોગ જોઈએ કે? આ મતિજ્ઞાનનો ક્ષયોપશમી ઉપયોગ છે તો પછી ક્ષાયિક ભાવો મતિઆદિ જ્ઞાનના માનવા પડશે કેવલજ્ઞાનના ચાર ભેદ લઈએ તો દરેકમાં કેવલજ્ઞાનપણું તો જોઈએને? આ ચારમાં પરસ્પર અભાવ છે આ ચાર જ્ઞાનો વાસુદેવ પ્રતિવાસુદેવ છે વાસુદેવનું રાજ્ય હોય ત્યારે પ્રતિવાસુદેવનું ન હોય મતિજ્ઞાનનો ઉપયોગ હોય ત્યારે શ્રુતનો ઉપયોગ નહિ, અવધિનો હોય ત્યારે મતિશ્રુતનો ન હોય, અવધિ વખતે મનઃપર્યવનો ઉપયોગ ન હોય સ્વતંત્ર ચારે જુદા છે કેવલજ્ઞાન સર્વવ્યાપક જુદું છે પાંચ પ્રકારના જ્ઞાનો છે સ્વભાવે જ્ઞાનો છે તો તેને રોકનારા કર્મો પાંચ પ્રકારના છે મતિજ્ઞાનાવરણી આદિ પાંચ પ્રકારના છે પાંચ પ્રકારના જ્ઞાન જુદા છે, તો આવરણ પણ પાંચ છે નહિતર પાંચ પ્રકારના આવરણ હોય જ નહિ જ્ઞાનને અંગે આવરણ છે, આવરણને લીધે પાંચ જ્ઞાન નથી થયા. સ્વતંત્ર જ્ઞાન પાંચ પ્રકારનું છે તીર્થંકર મહારાજા, જંબુસ્વામી પણ પાંચ પ્રકારનું જ્ઞાન કહે છે તીર્થંકર મહારાજા એમ બોલે, અનંતા તીર્થંકરોએ જ્ઞાન પાંચ પ્રકારનું કહેલું છે જેમ અનંતા તીર્થંકરે કહ્યું તેમ હું કહું છું કોઈ પણ ચોવીશી કે વીશીમાં જ્ઞાનમાં ફરક નથી પડયો બીજા તીર્થંકરોએ પાંચ ભેદ કહ્યા તમામ તીર્થંકરોની એક સરખી પ્રરૂપણા જણાવવા માટે 'પન્નત્તં' કહેવું પડે 'मया प्रज्ञप्तम्' કહેતા હું કેવલજ્ઞાનથી લોકાલોકને દેખું છું, તેથી પાંચ પ્રકારનું કહું છું, જ્ઞાનનો છઠ્ઠો પ્રકાર જ નથી કેવલજ્ઞાનથી મે પદાર્થો જાણ્યા છે તેથી પાંચ પ્રકારે કહેલ

છે મે જ્ઞાનના પાચ પ્રકાર કોઇ પાને સાભળ્યા નથી, મને કોઇએ સભળાવ્યા નથી, કેવલજ્ઞાનની પ્રજ્ઞાથી મે જગતમા દેખ્યા છે મર્વ તીર્થકરની પ્રરૂપણા પ્રજ્ઞપ્તથી જાણાવી. જ્યારે સૂત્રની રચના પોતે કરે, ત વખતે આગમાગમ સ્વતત્ર સિદ્ધાત રચવાના માલિક ગણધર, જે મનુષ્યો તે પદો ન સમજે તેને તે પદો નકામા લાગે, તે પદો ઘણાજ જરૂરી છે અનતરાગમપણુ, પરપરાગમપણુ જણાવવા માટે છે આખો હવાલો નાખી દીધો, કુલાણા ખાતે ઉધાર, રોકડા આપવાના નહિં હવાલો આખો નાખી દીધો. 'समणेण भगवया महावीरेणेवमक्खाय' શ્રમણ-ભગવાન મહાવીરે આવી રીતે કહ્યું છે, તેમ હુ કહું છુ અનુવાદકપણું પોતાનુ માત્ર જણાવે છે હવે અનતરાગમ કે પરપરાગમપણુ રહ્યુ તે નક્કી જણાવવુ છે માટે 'त्ति बेमि' કહે છે समणेण, भगवया महावीरेण णाण पचविह पन्नत्त इति बेमि' એમ હું કહું છુ ભગવાને આમ કહ્યુ છે માટે હુ કહું છુ તીર્થકર ત્રણજ પદ બોલે છે નાણ पचविह पन्नत्त નથી બોલતા. प्रज्ञप्तम् કોષ્ઠબુદ્ધિના પ્રભાવે તીર્થ કરનુ વક્તવ્ય સાભળી હુ ધારી શકયો બીજબુદ્ધિથી કોષ્ઠબુદ્ધિથી મે મેળવ્યુ છે બુદ્ધિથી પ્રાપ્ત થએલુ લેવુ જબુસ્વામીજીની અપેક્ષાએ, તર્કાનુસારીની અપેક્ષાએ બુદ્ધિથી પાચ પ્રકારનુ જ મળે 'प्रज्ञया–स्वतन्त्रबुध्या पचविहमेव णाण છઠ્ઠા પ્રકારનુ જ્ઞાન ભગવાનુ નહિં જ્ઞાનમા મતિજ્ઞાન સાભળીયે છીએ આભિનિબોધિક જ્ઞાન નવોજ શબ્દ સાભળીએ છીએ નવુ કેમ કર્યું મતિ શ્રુત, અવધિ, મન પર્યય એ ચારેમા પ્રથમ થવાવાળુ સમ્યગ્મતિ લેવુ છે, તેથી आभिनिबोधिक જ્ઞાન પદાર્થની જેવી દશા હોય તેનો ચોખ્ખો સાચો યથાર્થ બોધ થાય તે આભિનિબોધિક જ્ઞાન. આ પ્રમાણે નદીસૂત્રમા શરૂઆતના સૂત્રમા મગળરૂપે પાચ જ્ઞાનો જણાવ્યા છે તેનુ યથાર્થ સ્વરૂપ સમજી જે આત્માઓ તે જ્ઞાનો વિષે ઉદ્યમ કરશે તેઓ આ ભ
પરભવ કલ્યાણપામી પોતાના શુદ્ધ સ્વરૂપમા

૪

## કાર્તિક ચતુર્માસી વ્યાખ્યાન.

સં ૧૯૯૧ કારતક શુદિ ૧૪, મંગળવાર, મેસાણા

ધર્મઘોષસૂરિની ક્ષમા અને પરોપકારિતા

चतुर्थां तदय धर्मो, नि सीमफलसाधन।
साधनीय सावधानैर्भवभ्रमणभीरुभि :॥२०१॥ त्रि श प १॥

શાસ્ત્રકાર મહારાજા કલિકાલ સર્વજ્ઞ ભગવાન હેમચંદ્ર સૂરીશ્વરજી મહારાજ ભવ્યપ્રાણીઓના ઉપકારને માટે ત્રિષષ્ઠિશલાકા પુરૂષ ચરિત્ર નામનો ગ્રંથ રચતા થકા ભગવાન ઋષભદેવજીનો પ્રથમ ભવ બતાવતા જણાવે છે કે, ધનાસાર્થવાહ જે વખતે ચોમાસામા જંગલ વિષે પડાવ કરીને રહ્યા છે, સાર્થ બધો તેવી રીતે જંગલમા પડાવ નાખીને રહેલો છે, કારણ ? ચોમાસું આવી ગયુ છે તેમના સાર્થમા આચાર્ય શ્રી ધર્મઘોષસૂરિજી આવેલા છે ધનાસાર્થવાહ પોતે કંઈ પણ મુસાફરીમાં આચાર્યની સંભાળ લઈ શકયા નથી પોતાને અન્યોક્તિથી માલમ પડયુ કે મે ફરજ અગીકાર કરેલી તે બજાવી નથી, તે પોતાની ભૂલની ક્ષમા યાચવા માટે ધનાસાર્થવાહ શ્રી ધર્મઘોષસૂરિજી પાસે આવે છે આ વખતે શ્રી ધર્મઘોષસૂરિજીની ઉદારતા તરફ અને ધનાસાર્થવાહની શુધ્ધદ્રષ્ટિ અને નિખાલસતા તરફ વિચાર કરીએ, જેણે જંગલમા પણ ખબર લેવાની પ્રતિજ્ઞા પુરી કરી નહિ, તે મનુષ્ય ઉપર પરમાર્થદ્રષ્ટિ જો ન હોય, એટલે શ્રી ધર્મઘોષસૂરિજીની સ્થિતિ એ હોય કે એ ભક્તિ કરે તો એના આત્મા માટે, મારો આત્મા તો ભક્તિ કરી તરે તેમા આલબંન માત્ર હતો, ભક્તિ ન કરી તો તે હાર્યો આચાર્યની આવી દૃષ્ટિ ન હોય તો મારી ભક્તિ ન કરી કબૂલાત છતા ભરોસે આણી જંગલમા રઝળતા મેલ્યો આ વિચારો શ્રી ધર્મઘોષસૂરિજીને આવ્યા હોત તો શું થાત ? પહેલા તો ધનાસાર્થવાહને ધુતકારવા સિવાય બીજુ કરત નહિ, એમજ કહેત કે ચાલ ! ચાલ ! શું જોઈને મો બતાવે છે ? તો તેથી ઋષભદેવજી તીર્થંકર કયાથી થાત ? ધુતકારતે તો ધનાસાર્થવાહ

ધર્મ પામી જાત? આચાર્યની ક્ષમાએ આપણને તીર્થંકર બનાવ્યા. તાત્ત્વિકદૃષ્ટિની ક્ષમા એને અંગે કંઈ બન્યું જ નથી, તેમ ગણી ક્ષમા માગવા આવેલ ધનાસાર્થવાહને બિલકુલ ઠપકો ન આપતા, કેવળ ધર્મોપદેશજ આપે છે, ને કહે છે, કે દુર્ગતિથી બચવું હોય ને સદ્ગતિએ જવું હોય તો તે જીવે ધર્મ કરવાની જરૂર છે. આવા કપરા પ્રસંગે આ વાક્ય શી રીતે નીકળ્યું હશે?, આપણા આત્માને એ રીતે બન્યું હોય તો શું થાય? આપણે બીજા ગામોમા શ્રાવકોના ઘર હોય તો પણ ઓછું આવી જાય, પણ આ સાર્થ કદાચિ ખાઈ પોતાનો નિર્વાહ કરે છે એવામા આખો ગચ્છ જંગલમા કેવી સ્થિતિએ રહેતો હશે?

## ભિક્ષાવૃત્તિ સમયે સાધુનો આશય

આ ઉપરથી શાસ્ત્રકારો જે કહે છે કે-સાધુ ભિક્ષાવૃત્તિ કરે, ત્યાં 'ગૃહિદેહોપકારાય' દેહઉપકાર પણ પછી, ગૃહસ્થ ઉપકાર પ્રથમ, શ્રી ધર્મઘોષસૂરિજી સરખાને ગૃહિઉપકાર એજ ધ્યેય હતું, જ્યા ઉપકારનો વખત આવ્યો ત્યા દેહ ઉપકારની વાત જ ન હતી. ગૃહસ્થને ઉપકાર થાય તેથી ધર્મોપદેશ થઈ શક્યો, નહિતર આ વખતે તડાતડી થાય ઉપાલંભના સ્થાનમા ધર્મોપદેશ શી રીતે? આખા આત્માનું પ્રતિબિંબ ઉતારનાર આંખ છે, આત્માનું પ્રતિબિંબ વર્તમાનકાળ પુરતું પ્રતિબિંબ ઉતારે, પણ વચન ત્રણે કાળનું પ્રતિબિંબ ઉતારે એ જગો પર ધનાસાર્થવાહ આગળ શ્રી ધર્મઘોષસૂરિજી ધર્મોપદેશ સિવાય બીજી કોઈ વાત નથી કરતા આચાર્યમહારાજ એ સ્થિતિના હતા, તેજ ધનાસાર્થવાહ પ્રતિબોધ પામ્યા, અને તીર્થંકર તરીકે આપણને સાંપડયા.

## ધનાસાર્થવાહનો પશ્ચાતાપ

હવે ધનાસાર્થવાહને પણ આજકાલની માફક દુનિયાની ખોટી શરમ ન હતી, મારો પગ ભારે થઈ ગયો જે જગા પર ન જવાયું તેમા નુકશાન થયું, તો પગ ભારે તેમા સવાલ શો?

ગુનો કરી, પાપ કરી દૂર રહી પાપ પોષીએ છીએ હવે એ પાપ છોડવુ નહિ અને એ ગુનાને બંધ કરવો નથી ત્યાં શરમ આવે છે, પણ શાની? થએલુ ખોટું માનતો હોય તો થએલાને ખાડામા નાખી આલોવ! પણ દેખીએ છીએ કે તે બનતુ નથી તે શરમ રખડાવનારી છે, તેવી શરમ ધનાજી એ ન રાખી, નહીંતર શું ચો લઈ જઉ, તેમ વિચાર આવતે ગુનેગારે ધ્યાન રાખવું જોઈએ કે ગુનાના બદલામા જે થયુ હોય તે થાય, ગુનો લઈ હાજર થવુ જોઈએ આ દૃષ્ટિ હોવાથી ધન્નાસાર્થવાહ આચાર્ય પાસે આવી શકયા ને તીર્થંકર પદવીને લાયક થયા ગુનો ન થવા દેવો તે પ્રથમ કર્તવ્ય, છતા ગુનો થવાથી મુરબ્બીથી દૂર રહેવુ તે સજ્જનનુ કામ નથી, તેથી ધનાજીને સ્મરણ થયુ કાલનિવેદકે સૂર્ય ઉદય થવા વખતે અન્યોક્તિથી કહ્યું કે સૂર્ય પોતાના આશ્રિતોને સભાળતો ન હતો, સજીવન થઈ પાછો સભાળી લે છે આ વાત સૂર્યવિકાસી કમલને જે સૂર્ય વિકસ્વર કરે છે તે સૂર્યને અગે જણાવ્યુ તે વાત ધનાજીએ પોતા ઉપર લઈ લીધી મારે પણ આશ્રિતોને સભાળી લેવા જોઈએ ઓહો શ્રીધર્મઘોષસૂરિજી ને આશ્રય આપી તેમને મે સભાળ્યા નથી ભવિતવ્યતા પાધરી હોય ત્યારે અન્ય માટે કહેલુ વચન આત્માને લાભદાયી થાય છે કાળનિવેદક આ વાત લક્ષ્યમા લઇ બોલ્યો જ નથી તેમ શ્લોકમા ગચ્છના આચાર્યના આશ્રયની વાત નથી આનુ નામ ભવિતવ્યતા સૂર્યને આશ્રિને કહેલો શ્લોક આત્માને સીધો પડયો કાળનિવેદક સ્વાભાવિક બોલતો હતો, સાથવાહ સાભળતો હતો, પણ ભવિતવ્યતા અનુકૂળ હોવાથી સીધો અર્થ કર્યો આ વિચાર કોણે ઉપસ્થિત કર્યો? ભવિતવ્યતાએ જ્યા વચન સાભળ્યુ ત્યા સ્મરણ થયુ ત્યા ખોટી લજ્જાએ લપટાયો નહિ ઠપકો દેશે એમ ધાસ્તી ન રાખી. ભૂલ કરવા તૈયાર રહેવું ને સાભળવા તૈયાર ન રહેવુ તે કેમ બને?

**ઉત્તમનું વચન પ્રાણાન્તે ન ફરે**

ઉત્તમ પુરૂષનુ વાકય પ્રાણાન્તે પણ ન ફરે ખબર ખોજ લેવા

માટે મારા પ્રાણ જાય તો પણ ગચ્છની ખબર લેવાની હતી, તેમા હુ ચૂકયો 'જીવન અમૂક વર્ષોનું પણ વચનજીવન યાવચ્ચંદ્ર દીવાકરૌ' હરિશ્ચંદ્ર ક્યારે થયા ? મહાવીરપ્રભુ ક્યારે થયા ? બને શાથી જીવતા છે ? વચન દ્વારાએ, એમા પલટો થાય તો સોની બચી ને હજારોની ગઈ શરીર માટે જુઠુ બોલીએ તો ૧૦૦ની જિંદગી બચાવી, જેનુ વચનજીવન ગયુ તેની શાશ્વતીજિંદગી ગઈ બેવચની એટલે ખલાસ ! સજ્જન પુરૂષોએ આળસમા-પ્રમાદમા સાવચેતીની વાત દૂર રહી, ઉપયોગ ન હતો, ખ્યાલ ન હતો, તે સજ્જન ખાતુ નહિં સાબ પ્રદ્યુમ્નકુમાર વખને જયારે સાગરચન્દ્રે પાછળથી આવી આખ મીંચી, નાની ઉમ્મર છે કારણ કે બીજાની આખ મીંચવાની નાની ઉમ્મર હોય, સાગરચન્દ્ર કમલામેલાને અંગે વિચાર કરી રહ્યો છે વિચાર ધુનમા જાણ્યુ કમલામેલા છે શાબથી બોલાયુ કે કમલામેલો ! કમલામેલા નહિં પણ કમલામેલો કહ્યું, જો બોલ્યા હો તો કમળામેલાને મેળવી આપો વાસુદેવની વિરૂદ્ધ થઈ કમલામેલા એની સાથે પરણાવી દેવી પડી શાબ સાથે વાસુદેવ તેની જાનમા ગયા છે એ જાનમાથી કમલામેલાને ઉપાડી સાગરચન્દ્ર સાથે પરણાવીદેવી પડી છે વચન ખાતર છોકરમતમા કહેવાયુ છે તેની અંદર વાસુદેવની સામા પડી લશ્કરને હઠાવવુ પડયુ કૃષ્ણ સામે લડવા આવવુ પડયુ, ત્યારે બાણની સાથે લખી મોકલ્યુ કે પ્રદ્યુમ્ન તમને નમસ્કાર કરે છે જે અક્ષરો કહ્યા તે પત્થરમા ટાંકણાએ કોર્યા જાણવા તે શુ કે પાણીએ ધીએ કે તેલે કે માટીએ પણ તે અક્ષરો ભૂસાતા નથી સજ્જન પુરૂષ આળસ-પ્રમાદમા પણ બોલે તે અક્ષર ન પલટે, તે જગો પર હુ કબૂલાત કરી આવ્યો કે હમારી સાથે આપ પધારો, આપની બધી ખબર-સભાળ લઈશ, પણ ખબર ન લેવાઇ, પોતાની ખામી દેખાઈ પણ તેનુ ફળ તેથી દૂર રહેવામા નહિં, દૂર રહેતો બમણા ગુનામા ગયા, એ સ્થિતિ હતી એનુ ઓસડ પણ ત્યા છે વચનથી ચૂકયો છુ, ગુનો થયો, તે રાગનુ ઓસડ તે મહાત્મા પાસે જ છે ગુમડુ થયુ પછી લેપ લગાડવો તે ડાહ્યાની ફરજ

છે આટલી ઉત્તમતા હતી આટલુ ધૈર્ય હતુ, ત્યારેજ ધનાજી શ્રીધર્મઘોષસૂરિજી પાસે જઈ શકયા

ચન્દન સરખા સૂરિ

હવે ધનાસાર્થવાહ સૂરિ પાસે આવ્યા, ચદનનુ વૃક્ષ પોષ્યાજી સુગધ છેદ્યા કાપ્યા બાળ્યા, ઘસ્યા પણ સુગધ દે, તેનુ નામ ચદન કોઈ દિવસ તેમાથી દુર્ગધ ન નીકળે, તેમ શ્રીધર્મઘોષસૂરિજીના ચદન સમાન સ્વભાવને અગે આપત્તિમા, સપત્તિમા સૂર્ય ઉદયમા ને સૂર્ય આથમતા બન્ને વખત લાલ હોય, મહાપુરૂષો પણ તેવીજ રીતે ઉદયમા એટલે ચઢતીમા ને અસ્તમા એટલે આપત્તિમા-પડતીમા એક રૂપેજ હોય છે તેમ શ્રીધર્મઘોષસૂરિજી પાસે ફાયદો કરનાર આવે કે નુકશાન કરનાર આવે, છતા એક રૂપપણું.

સાધુ પાસે ધર્મ સિવાય બીજુ ન હોય

સાધુના ખીસ્સામા એ સિવાય બીજુ ચીજ નહિ પોતાની પાસે જે હોયતે આપે ઝવેરી પાસે જઈ કારેલા માગે તો ન મળે આપવા ધારે તો પણ ન મળે તેમ સાધુ પાસે ખાસડા માગ્યા પણ ન મળે હોય જ નહિં એમના પાસે ધર્મ ભરેલો છે પહેલાના કાળમા સાટે વસ્તુ લેવાતી જેને ઘેર ગામડામા ૫૦૦ મણ બાજરી કોઠારમા નાખી હોય, તેને ખારા શાક ગોળ કે કોઈ વસ્તુ લેવી હોય તો બાજરી પેટે ખરીદ કરતા હતા તેમ ધર્મઘોષ સૂરિજીએ એકજ ધર્મનો કોઠાર ભર્યો છે ઉપકારી અપકારી કે અનુભવ આવે તો પણ ધર્મ જ આપવાનો તેમ અહીં ધર્મ સિવાય બીજુ ભરેલુ જ નથી તેથી વિશ્વાસઘાત કરનાર કહો, કે ગચ્છને જગલમા સડોવનાર કહો, એવાની આગળ પોતાનો ગંડેવાલો છોડતા ધર્મ જ નીકળે ઝવેરીના ગંડેવાલામા ફટકીયુ મોતી ન હોય જો તેવુ નીકળે તો સંશ પાત્ર થાય કલચર મોતી રાખે તો પણ સજાપાત્ર, તો ધર્મના ઘોરી થઈ બીજો માલ રાખે તો શું ન થાય ? ધર્મના ઘોરીના ગંડેવાલામાં કલચર કે ફટકીયુ

મોતી રાખવુ પાલવે નહિં શ્રુતકેવલીની સ્થિતિવાળા શ્રુતકેવલી સરખી દેશના આપે છે આવા મહાપુરૂષના ગ ઠેવાવામા જીવન (મોતીની ઉત્તમ જાતિ) કે ગોઠવા જ હોય, તેમ અહીં એક અપેક્ષાએ ગુનેગાર ધનાસાર્થવાહ સરખો આવ્યો છે તો પણ ત્યા અમૃત-વાણીનો વરસાદ થયો

તીર્થ કરની સભાનું આંતરૂ

તીર્થ કરની સભાનુ આતરૂ વધારે અમારા તમારા વચ્ચે તણુખલાભર આતરૂ, તીર્થ કરપ્રભુની સભામા ચોથા ગુણઠાણાવાળા ને તેરમા ગુણઠાણાવાલા શ્રોતા હોય, ચોથા ગુણઠાણાવાળાના અવગુણ પર તેરમાવાળો વિચાર કરે તો છેડો કયા આવે ? તે જગોપર ઉપકારની દશા.

મહાશતક શ્રાવક પોતાની બાયડી ઉદ્ધ ઠ થઈ છે મર્યાદા બહાર ગઈ છે ધર્મનો લોપ કરવા તૈયાર થઈ, તે વખતે મહા-શતક શ્રાવક ખોટી નહિ પણ વાસ્તવિક હકીકત કહે છે કે તુ અળસીયાના રોગથી મરીને નરકે જવાની છે બાયડી રાજનિષેધ છતા વાછરડા અને ગોહત્યા કરી માસખાનારી છે દારૂ પણ પીનારી છે જે પૌષધ ભગાવવા આવે છે ,તેને હકીકત સાચી કહી, નાહક ઉન્માદ ન કર! અળસક વ્યાધીથી સાતમે દહાડે મરી નરકે જઈશ! આણુ્રે સાચી હકીકત કહી છે તેમા મહાવીર ભગવાને શ્રીગૌતમસ્વામીજીને મોકલી આલોયણ-નિંદન-ગર્હણ કરાવ્યુ એવી પાપિણી પોતાની બાયડી છે તેમા પણ મર્મનુ વચન નહિ ભવિષ્યમા આમ થવાનુ , છે એટલા પુરતુ વચન છતા ગૌતમને મોકલી ભગવાન આલોચનાદિક કરાવે છે,.., આ સ્થિતિનો વિચાર કરીએ તો આચાર્યની ખલેચીમા બીજુ ભરેલુજ નથી શ્રાવકની ધર્મપૌષધની આવી ખલેચી હોય તો મહાવ્રત-ધારી, ગચ્છાધીશ તેમની ખલેચીમા બીજુ હોયજ, કેમ,? તે ન હોવાથી ધનાજીને ચાર પ્રકારનો ધર્મ કહ્યો. ઓલભો દેવાનુ સ્વપ્ને પણ ન હતુ એ બાજુએ ધર્મઘોષસૂરિજીનુ ચિત્ત જતુંનથી એક જ લક્ષ્ય કે કોઈપણ જીવનો ઉપકાર કેમ થાય ? ઘોડાગાડી ખાડામાં

નાખે તો ગાડા વહેવાર કોણ કરે ? શ્રી ધર્મઘોષસૂરિજી સરખા શ્રુતકેવલીના સમોવડીયા જ્યારે ઉપકારનું ગાડુ ખમેડે તો, ઉપકારનુ ગાડુ વહે કયા ?

જગતની ક્રિયાના ફળો ને કાળમર્યાદા

દરેક જીવો કંઈ પણ ક્રિયા કરે તે ફળ મેળવવા કરે છે ખાય તો ભુખ ભાગવા માટે ? પીએ તો તરસ સમાવવા, જેમ કેટલાક ફળ વિજળીના ચમકારા જેવા, ઘાસના ભડકા જેવા, કેટલાક દીવા જેવા, કેટલાક મણી જેવા હોય છે તેમ આ જગતમા ફળની ઈચ્છા કરે તે ફળો પણ વિજળીના ચમકારા જેવા હોય છે જમ્યા તો વિષ્ટા એ જમવાનુ ફળ થયુ પણ ગળેથી ઉતર્યા પછી મળ, રોટલા રોટલીનાજ મળ થાય તેમ નહિ, દુધપાકનો પણ મળજ થાય છે જે જે વસ્તુ આપણા શરીરમા નાખીએ છીએ, તેના સાત ભાગ પડી જાય છે માસ–મેદ–અસ્થિ–મજ્જા–શુક્ર ને વીર્ય રૂપે પરિણમે છે સાત્વિક પદાર્થોનુ વીર્ય બને છે બીજા પદાર્થોમાથી ચરબી મેદ શોણિત (લોહી) આદિ થાય છે, ને નકામો બગાડ હોય તે પછી ઝાડા–પેસાબ રૂપે બહાર નિકળી જાય છે જઠરાગ્નિ એ શરીરનું એંજિન–બોયલર છે જેમ એંજિનમા કોલસા જોઈએજ, તે વિના ચાલી શકે નહિં કે કામ આપે નહિ તેમ આ જઠરાગ્નિને પણ ખોરાક પાણી જોઈએજ, તે વિના શરીર ટકી શકેજ નહિ ને શરીર વિના ધર્મસાધન થાય નહિ મહાપુરૂષો જે શરીરને ટકાવી રાખે છે તે ધર્મને માટેજ ! બીજા કોઈ કારણે તેઓ શરીરને ટકાવતા નથી તેના ઉપર નિર્મમત્વ ભાવજ રાખે છે કારણ કે તેઓએ તેનુ ખરૂ સ્વરૂપ જાણેલુ છે, કે વહેલુ મોડુ તે શરીર ક્ષય થવાનુજ છે, શરીર ઉપર આ જીવ જે મોહ રાખે છે તે નકામો છે ખસ શરીરમા થઈ તેની ચેળ સારી લાગે છે, તેથી ખણવાથી સુખ થયુ, પણ તે સુખ કયા સુધી ? સો કે ખણે એટલો ટાઈમ, તેમ દુનિયારીઓ જે ફળો ધ્યાનમા

લીધા તે હદ-મર્યાદાવાળા ફળો છે એવુ ફળ કયુ કે જેનો છેડો નથી? જિંદગીના છેડા સાથે તમારૂ ફળ પુરૂ થવાનુ છે?

નિ સીમફળનુ કારણ?

ધર્મકાર્ય, અનુકપા, ગરીબોને દાન કર્યું તે બધુ જે આ ભવે કર્યું તેનુ ફળ આ જીવને આવતે ભવે મળવાનુ છે ને તેનો પણ છેડો આવે છે નિસીમ એટલે જેની કાળ મર્યાદા જ નહિં, સીમાડો જ નહિં, છેડો નહિં એવુ ફળ કયા મળે? એકજ જગો પર કઈ જગો પર? તો ધર્મની જગો પર દાન, શિયલ, તપ અને ભાવ એ ચાર પ્રકારનો ધર્મ એ ધર્મ કેવી ચીજ? તો કે એવુ ફળ એવુ કે તેનો સીમાડો નથી બીજા જે કાર્યો તેના ફળનો સીમાડો-હદ રહેવી છે જેમકે બાજરીનો એક દાણો વાવ્યો, તો હજારો દાણા થાય એટલે હજારો દાણા એ પણ તેનો સીમાડો આવી રહે હજાર દાણા વાવ્યા હોય તો કરોડો દાણા થાય એટલે કરોડો દાણાએ પણ તેનો સીમાડો આવી રહે પણ ધર્મ એક એવી બીજ સમાન ચીજ છે, કે એકે એક વખત વધવાવાળી જ ચીજ છે તેનો સીમાડો નથી જેમ જેમ ધર્મ કરો, જેટલુ જેટલુ ધર્મકાર્ય કરો, તેમ તેમ તેટલુ તેટલુ ફળ વધતુ જ રહે, તેના ફળમા ઘટાડો થાય નહિં તેમ ફળ તદ્દન ચાલ્યુ જાય નહિ પણ ઉત્તરોત્તર તેનુ ફળ વધતુ જ રહે. જો ધર્મનુ ફળ વધતુ ન રહે તો મોક્ષનુ કારણ ધર્મ બનત જ નહિ

હાથીના ભવની અનુકપાનુ ફળ

જગલી હાથી આખી જિંદગીમા પાપ કરવામા કાઈ બાકી રાખે ખરો? પ્રથમ જાનવરને વિવેક તો હોય નહિં તેના પાપનો કરાર શાસ્રકારે લીધો. દરેક ચોમાસે તે હાથી જોજન પ્રમાણ એટલે ચાર ગાઉ જેટલુ માડલુ કરે, તેટલી ભૂમિમા ઝાખરા ઝાડ, ઘાસ દાહ્ય પદાર્થ વિગેરે જે હોય તે ઉખેડીને દૂર ફેકી

હે છે, એમ તે જગ્યા સાફ કરે છે જંગલમાં ઝાડબીડનો શો પાર ? અર્થાત્ ગામમાં તો વસ્તી હોવાથી પ્રમાણસર જ ઝાડ હોય, પણ જંગલમાં વસ્તીની જવરઅવર નથી, તેથી ત્યાં ઠેર ઠેર ઝાડબીડ જોવામાં આવે છે દરેક ચોમાસે ત્રણ ત્રણ વખત ભૂમિ સાફ કરે છે તેમાં હાથીનું ઉખેડવું થાય છે, માણસ ઉખેડે તો વિવેકથી ઉખેડે, તેમાં પાપનો પાર નહિ તમારા આગળ ઘાસ ઉગ્યું હોય તો તોડતા ત્રાસ છુટે તો જંગલમાં એક જોજન ત્રણ ત્રણ વખત સાફ કરે તેમાં તો પાપનો પાર નથી તેમાં પણ પાંચસો સાતસો હાથણીનો માલિક, અબ્રહ્મ હિંસા ને પરિગ્રહનો પાર નથી આવી સ્થિતિમાં રહેલો હાથી એક ચીજ પામ્યો તે વખતે કોઈ કારણે દાવાનળ જંગલમાં સળગ્યો દાવાનળથી બચવા સઘળા જાનવરો આ જોજન પ્રમાણ માંડલામાં આવેલા છે ઘણા જાનવરો આવવાથી સંકડામણ થઈ ગઈ, તેથી એક સસલો સંકડામણમાંથી નીકળી હાથીના પગની નીચે આવી ને રહ્યો તેને બચાવવો જોઈએ એવો વિચાર હાથીને આવ્યો, કે પગ જે ઉંચો કરેલો છે તે મૂકી દઉં તો સસલો દબાઈ મરી જાય, પણ આ વાત સાંભળેલી છે, હવે વગર સાંભળેલી વાત ધ્યાનમાં રાખો તે કઈ? તો કે તે હાથીએ આવીજ રીતે અઢી દિવસ સુધી પગ અદ્ધરજ રાખ્યો, કારણ ત્યાં સુધી દાવાનળ સળગતો જ રહ્યો જ્યારે દાવાનળ બંધ થયો ને બધા જાનવરો ચાલ્યા ગયા ત્યારે હાથીએ પોતાનો પગ નીચે મૂકયો વિચાર કરો કે એક હાથી તિર્યંચના ભવમાં એક સસલાના જીવના બચાવની ખાતર અઢી દિવસ પગ અદ્ધર રાખે છે, તો કઇ દયા માટે ? જીવો ઉપર કેવી દયા વસેલી હશે ? હાથીને પગ અદ્ધર રાખવો એ કાંઇ નાની સુની વાત નથી, આપણને પગ અદ્ધર રાખતા પાણી ઉતરે છે અઢી દિવસ સુધી હાથીએ પગ અદ્ધર રાખ્યો જ્યારે બધા પ્રાણીઓ ચાલ્યા ગયા, ત્યારે સસલો પણ ચાલ્યો ગયો

'ધર્મીના ઘેર ધાડ' એ નાસ્તિકના શબ્દો છે

તે વાર પછી ખાલી ભૂમિ પર પગ મેલવા જાય છે તો પગ ઝલાઈ જવાથી અને થાકથી તે હાથી ઢળી ગયો, અને નીચે પડી ગયો, મુછા ખાઈ ગયો આવે સ્થળે આપણે શું બોલીએ છીએ તે વિચારો ! કે 'ધર્મીને ઘેર ધાડ આવી' આ આસ્તિકના શબ્દો નથી, આ શબ્દો નાસ્તિકના છે, એટલે ધર્મની શ્રદ્ધા જેને નથી તેના છે કેટલાકોએ નાસ્તિકના આવા શબ્દો ગોખી રાખ્યા છે ધર્મ કરતા હેરાન થઈએ અગર બીજા કોઈને હેરાન થએલો જોઈએ તો કહીએ, કે ભાઇ ધર્મીને ઘેર ધાડ હોય આજ ધર્મનો વખત ક્યા છે ? આમ બોલી ઉઠીએ છીએ આ કેટલુ મૂર્ખાઈ ભરેલુ છે તે બોલનારા પોતેજ વિચાર કરી લ્યે તો બસ છે કારણ જે નુકશાન થયુ કે થવાનુ છે, તે તો પૂર્વકર્મના ઉદયે, પાપના ઉદયે છે ધર્મના ઉદયે નુકશાન થતુ નથી કોઈ પૂર્વના પાપ ભોગવવા બાકી રહી ગયા હોય તો જીવને દુ ખ આવી પડે, પણ તે દુ ખ ધર્મથી આવ્યુ, ધર્મ કરનારને દુ ખ આવે છે, એવુ જે માનવુ કે બોલવું તે કેવળ આત્માની અજ્ઞાન દશાજ સૂચવે છે ધર્મને અંગે કદાચ જિંદગીનુ નુકશાન થાય તો પણ જે ખરો ધર્મી હોય, ધર્મ ઉપર શ્રદ્ધા રાખવાવાળો હોય, તેને તો ધર્મની અનુમોદના બિલકુલ ખસે જ નહિ છોકરો દેરાસરે જતા પડી ગયો, ને કદાચ વાગી ગયુ તો તેને કહી નાખો છો કે બેટા ! હવે દેરાસરે નથી જવુ તો આ સ્થળે વિચાર કરો કે જંગલી હાથી સારો કે તમે સારા ? પાસત્થા કે ઉસન્ના જેવા ગુરૂ મલ્યા નથી ફક્ત પોતના આત્માથી જ આ પ્રમાણે કહી નાખો છો, કોઈના ઉપદેશથી આમ બોલતા નથી આને બચાવ્યો તે મને ધર્મ થયો એવી ભાવના જેના રૂવાડામા રમી રહેલી છે, એવો હાથી પગ ઝકડાવાથી પડી જવાય, તેના પરિણામની દશા કયા? આવી સ્થિતિમા પણ ધર્મનુ અનુમોદન ખસ્યું નહિં ના જીવદયાના પરિણામ હશે તે વિચારો !

સુકૃતની અનુમોદનાનુ પાર પરિક ફળ

કરેલા સુકૃતની અનુમોદના હોવી જોઈએ કોઇ પણ સારૂ કામ-પુણ્ય આપણે કરીએ અગર બીજો કોઈ પણ કરે, તેની અનુમોદના તો જરૂર આવવી જોઈએ પ્રસગ આવ્યો તેથી આ વાત અહીં જણાવુ છુ તમે વિચાર કરો કે તમારી આખી જિદગીમા તમો જ્ઞાન કેટલુ ભણો છો ? કે ભણાવો છો ? વિનય કેટલો ને કેવો કરો છો ? વૈયાવચ્ચ કેટલી કરી ? પૌષધ કેટલા કર્યા, જૈનશાસનની પ્રભાવના આખી જિદગીમા કેટલીવાર કરી ? તથા પૂજા આખી જિદગીમા કેટલીવાર કરી ? મહોચ્છવ તે પણ આખી જિદગીમા કેટલા કર્યા ? તેનો વિચાર કર્યો છે ? તેનુ સરવૈયુ કાઢયુ છે ? કહો કે નહિ, તો તે ભૂલ છે તેની અનુમોદના થવી જોઈએ ધર્મકાર્ય તે દાણો છે, જેમ એક દાણાથી કોઠાર ન ભરાય તેમ જૈન શાસ્ત્રકાર એ જ વાત કહે છે, કે પુણ્ય કરો તે એક દાણો છે, અને તેને અનુમોદના રૂપી પાણીથી સિંચો તોજ કોઠાર ભરાય તેથી સુકૃતની અનુમોદના કરવી જોઈએ અનુમોદન વગર એ સુકૃતનો દાણો કયાંઈ વટાઈ જશે એજ વાત અહીં ધ્યાનમા લ્યો હાથીએ સસલાને બચાવ્યો, અનુમોદન કયા પહોચ્યુ ? હાથી સરખા જાનવરનો પગ વળગી જાય, ત્યા સુધી સસલાને બચાવવાના પરિણામ રહે જે આપણે જૈન કુળમા ઉછર્યા છતા, મનુષ્ય પચેદ્રિય થયા છતા, કામ પડે તો એવા ગોટાળા ચલાવીએ કે, હિસાના ગોટાળામા અનુમોદનાને ખલાસ કરી નાખીએ સસલો જીવતો રહ્યો તેથી અઢાર પાપસ્થાનકમા પ્રવર્તશે, માટે એને બચાવવાની જરૂર ન હતી, એવી માન્યતાવાળા તેરાપથીઓએ આ સ્થળે વિચારવાની જરૂર છે, કે પરિણામ કયાં છે તે જોવાનુ છે પરિણામ જીવ બચાવવાના છે, વળી સસલો જે કાંઈ કરશે તે તેના જીવને ભોગવવાનુ છે તેવી રીતે જીવ બચાવવામાં કોઈ જીવ પુણ્ય કરનાર નીકળે તો તેની પણ શી ખબર પડે ? માટે ત્યા તો જીવદયાના પરિણામ હોવાથી એકાતે બચાવનારને લાભ જ છે, તેમા શકા કરવા જેવુ નથી પછી પોતાનુ ખોટુ પણ પકડી રાખવું હોય તેને

કોઈ કહેતુ નથી તેવાઓને સમ્યક્ત્વ રત્ન હજુ મલ્યુ નથી તેમ સમજવુ ત્યા તો સાફ એવા જ પરિણામ છે કે સસલો કોઈ રીતિએ કેમ બચે ? તેને બચાવવા ખાતર જ હાથીના જીવે અઢી દહાડા સુધી પગ અદ્ધર રાખ્યો દાવાનળ શાંત થયા પછી સર્વ જીવો પોતપોતાને સ્થાને ચાલ્યા ગયા પગ નીચે મેલતો હાથી પોતે પડી ગયો, તો પણ તેને મનમા કાઈ ન આવ્યુ આપણે તે હાથી પાસેથી એક જ વસ્તુ સમજવાની છે, કે મરવાનુ તો દરેક ભવમા જીવને રહેલુ છે, પણ આવુ જીવદયાના પુણ્ય કાર્યના હેતુએ જો તે ન મર્યો હોત તો તેની પાસે અમરપટ્ટો ન હતો, આ દુનિયામા કોઈ અમરપટ્ટો લઈને આવ્યુ નથી, આવતો નથી ને આવશે પણ નહિ જન્મ્યો તે અંતે મરવાનો જ છે તો સુકૃત કરતા મરણ થાય તેના જેવુ મરણ બીજુ કોઈ નહિ તેવુ આરાધનાવાળુ મરણ તે મરણ નથી, પણ પોતા માટે ઓચ્છવરૂપ છે મરવાનુ છે એ તો ચોક્કસ છે નાક કપાઈને જવાનુ છે, પણ ઘી ચાટીને નાક કપાય તો સારૂ સુકૃત થઈને મરાય તે પ્રથમ નંબરે મરણ જાણવુ આ હાથી આ સ્થિતિમા આવે છે, પોતાના પ્રાણના ભોગે પણ બીજાના જીવને કેમ બચાવવો તે જ લક્ષ્ય હાથીના જીવને હતુ, દરેક ઉત્તમ જીવોને એવુ જ લક્ષ્ય હોય છે તેથી આ હાથી મરતા મરતા પણ એવુ વિચારે છે કે, મારો જન્મારો સફળ થયો, કે સસલાને બચાવના મારુ મોત થયુ એમ મરતો હાથી કરેલ સુકૃતની અનુમોદના કરે છે એવામાં એકલી પગની આ વેદના જ છે તેમ નહિ, પણ બીજા હાથીઓ આવીને તેને દતુશળથી મારે છે તે વખતે પણ એમ વિચારતો નથી કે આ સસલાને બચાવાની ભૂલ કરી, તેથી આ પરિણામ આવ્યુ તે ભૂલ છે જ નહિ તેને ભૂલ ગણનાર અજ્ઞાની છે એમ સમ્યક્ત્વવાસિતજીવો વિચારે છે, જેને શત્રુના ઉપસર્ગ વખતે, મરણ વખતે પગ ઝકડાઈ ગયો તે વખતે પણ સસલાની દયા હાથીએ પાળી અને તેની પોતે અનુમોદન કરે છે એક સસલાને બચાવ્યો તેમા બીજે ભવે મેઘકુમાર રૂપે થઈ, ચારિત્ર પામી અનુત્તર

વિમાનવાસી દેવ થયા, તેવા સુખ ભોગવવાને લાયક તે જીવ થયો નીર્યચમાંથી મનુષ્યરૂપે થયો, વળી શ્રેણિક તથા ધારિણીનો પુત્ર થયો આ જીવ બચાવ્યાનુ ફળ જાણવુ

**સિંચનથી જેમ ફળવૃદ્ધિ થાય તેમ અનુમોદનથી પુણ્યવૃદ્ધિ થાય**

આપણે એવા જીવ ઘણા બચાવીએ છીએ, છતા કેમ ઉંચે આવતા નથી કોઠારમા નાખેલા પાચ દાણા પડ્યા પડ્યા જેટલા વધે નહિ, તેટલો એક જ દાણો સિંચવાથી વધે છે માટે સુકૃતની અનુમોદના રૂપ પાણીથી પુણ્યરૂપી દાણાને સિંચવો જોઈએ તો જિંદગીની સાર્થકતા જન્મકૃતાર્થ માનવા તરીકે દયાને પોષણ મળતુ નથી હાથીનો જીવ એક જ દયારૂપી બીજ સિંચી સિંચી ફળ તૈયાર કરે છે તે મરણ વખતે ભાવના ભાવી આત્માને સમજાવે છે આપણે તો ધર્મના ઢીંગલા, શરીર જરા નરમ પડ્યુ તો કબાટ દવાથી ભરાઈ જાય ધાર્મિક ચોપડી પણ તે વખતે હોલ બહાર કઢાય આ શુ ધર્મનુ સિંચન ! વિલાયતી દવા દારૂના બાટલાથી સિંચન કરે અરે તમને આલબન છતા અનુમોદન કેમ થતું નથી ? હાથી પગે વળગી જવાથી પડી ગયો ને મોત નિપજ્યુ, તેવે ટાઇમે પણ સુકૃતની અનુમોદના કેવી કરે છે, કે મારો જન્મ કૃતાર્થ કે મે જીવનમા એક સસલાના જીવને બચાવ્યો તે ભાવના મરણદશા વખતે આવવી મુશ્કેલ છે

**દ્રવ્યદયા એટલે માફી નહિ પણ શિક્ષાની મેતલ**

વિચારવાનુ છે કે એક જાનવરની દ્રવ્યદયા તે શિક્ષાની મેતલ. શિક્ષા તો નક્કી જ અમુક દિવસે શિક્ષા થશે હાથીએ સસલાને બચાવ્યો પણ તેથી સસલો કાંઈ અમર ન રહ્યો, પછી પણ મર્યો તેથી સમજવાનુ કે આ મેતલ છે તેથી દરેકે ચેતવું જોઇએ કે એક દિવસ મરવાનુ તો છે જ, જે બચાવ્યો તે વખતે જીવદયા પાળી તેનુ ફળ તેને જરૂર સારામા સારૂ મળી રહે છે તો સસલાને બચાવવામા આટલુ જ કે દ્રવ્યદયા એ રોગીનો રોગ મટાડ્યો પણ અદરના કર્મ મટાડ્યા નથી બીજી

વખત હલ્લો કરશે દ્રવ્યદયા એટલે મેતલ માફી નહિ પણ મુદત. એક મુદત આપવાનુ કામ આટલુ લાભદાયી થાય છે

મુદત મળ્યાનો લાભ

જગત માત્ર ઋણુ મુદતમા અમેરીકાનુ દેવુ જર્મનીને ભરવાનુ હતુ ઈગ્લાંડને ફ્રાસનુ દેવું ભરવાનુ હતુ એમા મારામારી ફક્ત મુદતની, મુદતનો હસો રાખ્યો તેથી ટકી રહ્યા હસા માફ-નથી થયા, મુદત વધારી, તેમા દેશોના દેશો જીવતા થયા મુદત ન થઈ હતે તો દેશો પાયમાલ થતે તેથી હસાની કિમત ઓછી નથી, પણ છે હપ્તો માફ નથી

માફ કરાવનાર ભાવદયા.

માફ કરાવનાર ભાવદયા છે એ ભાવદયા કર્મના હલ્લાને ઉડાવી દેનાર છે કર્મના દેવાનો નાશ કરનાર છે દરેક જીવ આ જગતમા કર્મના દેવાદાર છે તે દેવુ દીધા સિવાય કોઈનો છુટકો જ નથી આ ભવ નહિ તો પરભવ, પરભવ નહિ તો તેના આગલે ભવે પણ તે દેવુ તો વ્યાજ સહિત આ જીવને દીધા સિવાય છુટકો નથી જગતના વ્યવહારના દેવાથી નાદારી લઈ કે ચોરી છુપીથી નાસભાગ કરી, કપટ કરી અત્યારે છુટી જાય છે, પણ કર્મનુ દેવુ તો ચૂકવવુ જ પડશે. તેની આગળ ચક્રવર્તી પણ ટકી શકયો નથી અહીં તો હજુ હાથી સસલાની દ્રવ્યદયા હસાની કરે છે માફીની દ્રવ્યદયા નથી જ્યારે ભાવદયાવાળો કર્મોથી બચાવી લે છે સમ્યગ્દર્શનાદિ આપવામા આવે છે તે કર્મના કાઠીયાનો નાશ કરે છે આ જીવને કર્મના કાઠીયા જ નડતરરુપ છે, પણ તે નડતર જો આત્મામા સમ્યગ્દર્શન પ્રાપ્ત થાય તો ચાલી જાય છે સસલાની કરેલી દ્રવ્યદયા રૂપ કાર્ય પણ અનુમોદનથી સિચાયુ તો મેઘકુમાર થઈ ચારિત્ર પામી અનુત્તરવિમાન દેવલોકમા ગયા, જ્યા એકાવતારી પુરૂષો જ જાય છે, ત્યાથી ચ્યવી મોક્ષમા જશે મેઘકુમારે સસલાની દયા પાળી

તેવી જ રીતે હરિબળ માછીએ પણ એક વખત માછલીની દયા પાળી તો સંસારમાં તે જ ભવમાં સુખ પામ્યો. શાલિભદ્રના જીવે એક વખત પણ મુનિને ભાવથી દાન દીધું તો બીજા ભવમાં શાલિભદ્રજી દેવતાઈ રિદ્ધિ પામ્યા. આવી રીતે દાન જીવદયા કે કોઈ પણ ધર્મ તે સુખને દેનાર થાય છે, માટે ધર્મ એવી ચીજ છે કે તેનો સીમાડો નથી. દુનિયામાં બીજી બધી વસ્તુઓના સીમાડા છે હદ છે મર્યાદા છે, જેમ હીરાની કિંમત લાખની હોય તો લાખ રૂપીએ તેનો સીમાડો આવી રહ્યો, વળી તે ઝવેરી આગળ તેટલો સીમાડો આવ્યો કહેવાય. તે જ હીરો ભીલ કે કોળી પાસે આવ્યો હોય તો તેની નજીવી કિંમત કરે ત્યાં તેનો સીમાડો. તેવી રીતે અહીં ધર્મ એ અનંત ફળનું સ્થાન છે. કેવલજ્ઞાન કેવલદર્શન વીતરાગપણું તે બધા સાદિઅનંતવાળું નિસીમ એટલે મર્યાદારહિત અનંતસુખ આપનાર છે, જે ધર્મમાં સાવધાન હોય તેને માટે નિસીમ સુખ સકાય છે, પણ જેઓને આત્મકલ્યાણની બુદ્ધિ થઈ નથી, તેવાને માટે તેવું સુખ હજુ ઘણું દૂર છે! આ જીવ ધર્મથી ખસે છે શાથી? શાલિભદ્રજીએ સાધુ મુનિરાજને ખીરનું દાન દીધું તેવે ટાઈમે દુનિયાના નાસ્તિકો તેને શું કહે? બેવકૂફ! ખાવા જેટલું તો રાખવું હતું? ઘર બાળીને તીર્થ કરવાનું હોય?

વિજયશેઠ અને વિજયા શેઠાણીને એક વખત જમાડ્યાનું ફળ

તેવીજ રીતે વિજયશેઠ ને વિજયા શેઠાણીનો દાખલો લ્યો, શુક્લપક્ષ ને કૃષ્ણપક્ષના બ્રહ્મચર્યના નિયમવાળાને બન્નેનો પરસ્પર લગ્ન સંબંધ જોડાયો, ને પાછળથી ખબર પડી તો પથારીમાં તરવાર રાખી બન્નેએ ત્રિકરણશુદ્ધ બ્રહ્મચર્ય પાળ્યું, પણ નિયમ તોડયો નહિ, અને વિચાર કર્યો કે આ નિયમ આપણે માબાપને જણાવવો નહિ, જ્યારે તેઓને ખબર પડશે ત્યારે આપણે બંને જણ દીક્ષા અંગીકાર કરીશું. તે ટાઈમે ચંપાનગરીમાં વિમલકેવલી આચાર્ય મહારાજ સાધુ મુનિરાજના પરિવાર સહિત પધાર્યા છે. એક જીનદાસ નામના શ્રાવક આચાર્ય મહારાજને વિનંતિ કરે છે કે મારે ચોર્યાસી

હજાર મુનિરાજોને વહોરાવવું છે મારે ઘેર સાધુઓ ગોચરી લેવા પધારે તેમ આદેશ આપો, ત્યારે આચાર્ય મહારાજે કહ્યું કે હે શ્રાવક! એક ઘેરથી ૮૪૦૦૦ સાધુને આહાર લેવાનું બને નહિ કયા એટલો સુજતો આહાર અને કયા એટલા ઘર? જ્યારે તે બહુજ વિનંતિ કરવા લાગ્યો, ત્યારે તેને કહ્યું કે કચ્છ દેશમા, અમુક નગરમા વિજયશેઠ ને વિજયા શેઠાણી છે, તેને તું જમાડ, ભોજન કરાવ, એટલે તને ૮૪૦૦૦ સાધુઓને આહાર વહોરાવ્યાનુ ફળ મળશે શ્રાવક તો આશ્ચર્ય પામી ગયો, સાહેબ! એવા તે એ બન્ને જીવો કેવા પૂન્યશાળી છે કે આપ કહો છો કે ચોરાસી હજાર સાધુને આહાર વહોરાવ્યાનું પુણ્ય ગૃહસ્થ એવા તેમને માત્ર જમાડવાથી થાય? જ્યારે તેણે પૂછયુ ત્યારે તેનો સઘળો વૃત્તાંત ગુરૂ મહારાજે કહી દીધો, તે સાભળી તે બહુ ખુશ થયો અને વિજયશેઠ ને વિજયા શેઠાણીને જમાડીને ચોરાશી હજાર સાધુઓને વહોરાવ્યા જેટલુ પૂણ્ય ઉપાર્જન કર્યું

ધર્મના અધિકારી કોણ?

આ વાત જાણીને આજના નાસ્તિકો શું કહેશે કે દુનિયા તરફ જોવું હતું? દુનિયા શુ કહેશે તેનો પણ વિચાર ન કર્યો તો પરણ્યો શું કામ? પરણીને એક બાઇને લાવ્યા ને પછી તરછોડવી તે કોઇ રીતે ઠીક નહિ આમ આજના નાસ્તિકો તેવે ટાઈમે બોલી નાખે પણ દુનિયા તરફ લક્ષ્ય રાખે તો ધર્મ કરી શકે નહિ ધર્મનો સમર્થ અધિકારી કોણ? જે માતાપિતાથી પણ ધર્મ કરવામા ડરે નહિ, ધર્મ વિરૂધ્ધ બાબત સાભળે નહિ, તો જ ધર્મના અધિકારી. આપણે કાનના કાચા પુરેપુરા રહેવું છે તાડના ઝાડ ઉપરની સોય નાશ પામે તો આખુ ઝાડ નાશ પામી જાય, તાડના ઝાડની ટોંચી નાશ પામી તો આખુ ઝાડ નાશ પામે આપો કે જાણુટો નથી, તેનુ ઉપરલુ કાપે નો કઈ નુકશાન નહિ, આપણને નોય ભોકાઇ તો મર્યા, આપણે તાડ જેવ છીએ, આગાની ડાળ જેવા' નથી લોકો આમ

કહે છે, તેમ કહે છે, તે ખ્યાલ કરવાની જરૂર છે, એમ કહેનારાએ પ્રસન્નચંદ્રરાજર્ષિનુ વચન દૃષ્ટાંત તરીકે વિચારવુ પ્રસન્નચંદ્ર રાજર્ષિ રાજ્ય છોડીને પ્રભુ પાસે દીક્ષા અંગીકાર કરે છે તેને કેઈ વરસો થઇ ગયા છે, અનુક્રમે પ્રભુ મહાવીરની છત્ર છાયામા કાઉસ્સગ્ગ કરે છે ત્યા દુર્મુખ દૂત કહે છે કે આનુ મો જોઈએ તો આપણને પાપ લાગે, કારણ કે એકના એક નાના પુત્રને રાજગાદી સોંપી પોતે તપ તપવા નીકળી પડ્યા છે! તે સાંભળી ધ્યાનમા રહેલ પ્રસન્નચંદ્રરાજર્ષિ મનમા અનેક પ્રકારના આર્તધ્યાનના વિચાર કરવા લાગ્યા આ આર્તધ્યાનના વિચારમા તેઓ કેમ પેઠા? તો કે લોકોના વચન પર ધ્યાન રાખ્યુ તેથી પોતે ધ્યાનારૂઢ છે તે વખતે ત્યાંથી શ્રેણિક રાજાની આખી સવારી નીકળી છે શ્રેણિકે તેમને વંદન કર્યુ પણ શ્રેણિકના ખ્યાલમા નથી કે આવા ખરાબ વિચારમા તેઓ વર્તે છે, તેવા ટાઇમે લોકવાયકામા પેઠા તો સાતમી નારકીમા જઈને પ્રસન્નચંદ્ર બેઠા

### ધર્મ કરનારે લોકવાયકા ઉપર ધ્યાન ન આપવુ

લોકવાયકા સાંભળીને તેમા દુર્જનોના વચનોથી દોરાવાવાળો પોતાના આત્માને ધર્મથી દૂર જ કરે છે ધર્મ કરવો હોય તેણે તો ત્રિલોકના નાથનુ વચન જોવાનુ, ફાટેલઓખ જેવા લોકના કથન ઉપર ધ્યાન રાખવાનુ નહિ પાલવે જેઓ લોકની ગવેષણા તરફ ધ્યાન ન દે, જેમ ભરવાડ બકરીને પાળે, વાડામા રાખવી, ચરાવી લાવવી ને દુધ લઈ લેવુ, તે તેનુ કામ! ભરવાડ બકરીને ઘરમા ન રાખે, વાડામા રાખે તેમ ગૃહસ્થો પાસેથી ગોચરી પાણી લઇ લ્યો બાકી બીજો કશો સબંધ ન રાખો! ભરવાડ દોહવાની વખતે જ વાડે જાય, તેમ સાધુઓ આહાર પાણીની જરૂર હોય તે વખતે ગૃહસ્થોને મળે લોકવાયકામા મહાવીર મહારાજા છ મહિનામા મરી જવાના છે, આવી વાયકાઓએ દોરાયા હોત તો ધર્મી લોકો ધર્મથી ખસી જતે, પણ સંઘે એકજ વાત રાખી કે લોક તે ફાટેલી ઓખ સમાન છે, તેમા લાખો વખત પાણી

ન ટકે, તત્ત્વદૃષ્ટિ રહિત લોકોને અનુસારે આત્માને દોરવા જશો તો પ્રસન્નચદ્રરાજર્ષિની માફક આ આત્મા સાતમી નારકીએ ચાલ્યો જશે આ ઉપરથી એ સમજો કે લોકવાયકા પર ધ્યાન રાખવા ગયા, તો મરી ગયા, લોકો બધા એક જાતના હોતા નથી, કોઇ વિવેકી કોઈ અવિવેકી, કુથળીમા પડે તે અવિવેકી જાણવા, તેની વાયકા પર ધ્યાન રાખવાનુ હોય નહિ જો તેમા ધ્યાન રાખવા જાય તો ઉલટો પોતાનો આત્મા પાપથી ભારે થાય છે માટે આ હકીકત ધ્યાનમા રાખી ધર્મને ચૂકવો નહિં અવિવેકીઓના વચન પર દોરાવાવાળા સાત પુછડીયા ઉંદરના ભાઈ કે બીજા કોઈ ?

લાલીયો લાભ વગર લાટે નહિ

ધર્મ અનત ફળનુ સ્થાન છે, તે સાવધાન હોય તેને માટે, ગફલતમા હોય તેને માટે નહિ શરીરથી પણ સાવધાન રહેવાનુ, શરીરની કે લોકોની ચાલે ન ચાલો. જો ચાલ્યા તો જુતિયા ખવડાવશે. હાથી જ ગલી હતો છતા પણ જુતા ખવડાવનાર લોઢિયા શરીરની દરકાર ન કરી, તો ઉંચી સ્થિતિ પામ્યો પાચ ઇંદ્રિયોને શરણે ન જશો ! લોકોના લખલખાટમા, શરીર ઇંદ્રિયોના આકર્ષણમા ન જાવ તો સાવધાન છે. સાધન દેખાડનાર સાધનના શરણે જાઓ તેમા સાવધાનીનો એક રસ્તો રહેવાનો નહિં મારો લાલિયો ખાતરમા લોટે તો પણ લાભ હોવો જોઇએ.' છોકરા લાલીયાને ગાંડો થયાનુ કહે, ઘી ઢાળી દીધુ કહે, તેની દરકાર લાલિયો ન રાખે, લાલિયાએ ઉકરડામા આળોટવાનુ કર્યુ તે વખતે છોકરા તરફ કે ઉકરડા તરફ ન જોયુ, પણ લાભ તરફજ જોયુ તેમ ધર્મી આત્મા- કેવળ પરમાત્માના વચન પરજ નજર રાખે

ભવભ્રમણ ચોદમુ રતન

અનતજ્ઞાનીના વચનોની દરકાર કરવી કે ભટકતા ભૂતની દરકાર કરવી ? સાવધાન થાય તેજ ધર્મ કરી શકે શેરડીનુ ખેતર તૈયાર કર્યુ, કણબી મૂર્ખ હતો શેરડી કાપવાનો વખત આવ્યો ત્યારે કોઇએ કહ્યુ કે તુબડા આમ વવાય, તો તુબડા

વાવવા માટે તૈયાર શેરડી ખોદી નાખી ખોદી નાખનાર જેમ મૂર્ખ છે તેમ આપણે અજ્ઞાની ભટકતાના વચન ખાતર સર્વજ્ઞના વચનો કોરાણે મૂકીએ તો શી દશા થાય ? ડગલે ને પગલે વિઘ્ન આવશે 'સાવધાને' લોકો કુટુબ શરીર ઇદ્રિયોથી વિઘ્ન આવશે, પણ તેથી સાવધાન રહેશો તો ધર્મ સાધી શકશો શરીર સરકાર કોરી ન નાખે તે ધ્યાનમા રાખજો, દુનિયામા ચૌદમુ રતન કહેવાય છે તે ભીલ કોળી સરખાને સીધા દોર કરી દે છે તો પછી અહીં ભવભ્રમણ કરીશ ! ચારે ગતિમા રખડી મરીશ ! તે ૧૪મું રતન ધ્યાનમા લીધુ ? ભવભ્રમણ ચૌદમુ રતન લોકોની ચાલે ચાલીશ તો તારે ખત્તા ખાવા પડશે ! આગળ આમાથી કોઈ ખત્તા ખાવા આવવાનુ નથી, ફાસીના લાકડે તારે લટકવાનુ, અહીં અનતજ્ઞાનીના વચનથી સસાર ભ્રમણનો ખ્યાલ જેને આવ્યો હોય, તેને લોકવાયકા તરફ નજર કર્યા વગર ધર્મ કરવા સાવધાન થવાની જરૂર છે



## ચતુર્માસ પરિવર્તન વ્યાખ્યાન.

મેસાણા સ ૧૯૯૧ કારતક શુદિ ૧૫ ૨૧-૧૧-૩૪ ચોમાસું બદલ્યુ

दुर्गतिप्रसृतान् जतून् यस्मात् धारयते तत ।
धत्ते चैतान् शुभे स्थाने तस्माद्धर्म इति स्मृत ॥१॥

**મનુષ્ય ભવની ઉત્તમતા કોણ જાણી શકે ?**

શાસ્ત્રકાર મહારાજા ભવ્ય પ્રાણીઓના ઉપકાર માટે ધર્મોપદેશ કરતા આગળ સૂચવી ગયા કે આ સસારમા મનુષ્યગતિ પ્રાપ્ત થવી મુશ્કેલ હતી, જે વસ્તુ જાણવામા આવી હોય, તેના કારણ જાણવામા આવ્યા હોય, અનુભવ થયો હોય, તેના કારણ મલ્યા હોય તો તે વસ્તુની સ્થિતિ કરવી આકરી નથી, પણ જેના કારણો આપણે આપણી મરજી થવાથી મેળવી શકતા નથી, તેવુ કાર્ય પ્રસિદ્ધ થવું, જગતના ન્યાયથી દૂર રહેવુ છે કારણ કે આ જીવ

એકેન્દ્રિય બેઇન્દ્રિય તેઇન્દ્રિય ચૌરેન્દ્રિય અસંજ્ઞીપંચેન્દ્રિય કે ઢોરઢાખરપણામા હતો, તે વખતે મનુષ્યપણુ કેવી ચીજ છે તે જાણવાની પણ તાકાત ન હતી, સમજવાની પણ તે જીવમા તાકાત ન હતી તો પછી મનુષ્યપણાની સુંદરતા સ્વપ્ને પણ ખ્યાલમા આવે કયાથી? સુદર કે અસુદર વસ્તુ જાણ્યા પછીજ જાણી શકાય, આ વસ્તુ અત્યારે જગતને અગે આપણે જોઇ શકીએ છીએ. આપણે ઘેર ગાય, ભેસ, કુતરા, ચકલા, કબુતર, હોય તેને આ કોણ છે મનુષ્ય છે તે વિચાર કરવાનો વખત નથી, મનુષ્યના સમાગમમા આવવાવાળી જાત તે અસંજ્ઞીપંચેન્દ્રિયની જાત મનુષ્યપણાની સુદરતા જાણી ન શકે તો પછી તેની અભિલાષા કયાંથી થાય? તે ન જાણે તો તેને અભિલાષા ન થાય, તો તેના કારણ ખોળે કોણ? જે ગામ જવું હોય તે ગામનો જ રસ્તો પુછાય કારણો જાણવાની દરકાર નહિ, તો કારણો મેળવે કયાથી? મનુષ્યપણાના સમાગમમા આવવાવાળી જાત મનુષ્યપણાને અગે તદ્દન વિચાર વગરની છે તેને તો ઝાડના જીવો, દરમા ફરતી કીડીઓ, માણો તેને તમે કોણ? કેવા છો? તમારી જાતિ કયા ઉત્તમ કાર્યો કરે છે, તેનો વિચાર કરવાનો અવકાશ કયાથી હોય? એક મનુષ્યગતિ સિવાય બીજી જાતિમા મનુષ્યપણાનુ જ્ઞાન, ઉત્તમતાનુ જ્ઞાન, તેના કારણો વિચારવાની દિશા પણ નથી, જ્યા દિશા નથી ત્યા વસ્તુ મળે જ શાની? ન મળે એક જ જગતમા હજુ નહિ જાણેલી, ઈટ નહિ લાગેલી એવી વસ્તુ કારણો નહિ મેળવેલા છતા પણ મળી જાય છે માબાપની મહેરબાની હોય તો છોકરો ભલે દાગિનાને સોનાને રૂપાને જાણતો નથી, ઇષ્ટ નથી જાણતો છતા માબાપ પરાણે લાવીને પણ આપે છે છોકરાએ સોનુ રૂપુ જાણ્યુ નથી, તેની સુંદરતાના કારણો મેળવ્યા નથી પણ માબાપ મમતાથી છોકરાને મેળવી દે છે પણ આ જીવ પર કોઈ મહેરબાની કરનાર નથી, અને આ જીવને મહેરબાનીની રાહે કોઈ

પણ નથી,

ભવિતવ્યતા

શકા થશે કે તો મળ્યો શી રીતે ? મળ્યો છે એ ચોક્ક્સ, તો શી રીતે મળ્યો ? તો ભવિતવ્યતાએ કોઈ કહેશે પણ તેના માથે શીંગડુ છે ? ભવિતવ્યતા બધાની કેમ નહિ ? આપણી જ કેમ ? મનુષ્યપણુ મળ્યુ તે આપણા સત્કર્મથી જ મળ્યુ છે સત્કર્મ વગર મળે તો ભવિતવ્યતા કહી શકાય આ કાળમા ૫-૫૦ ૧૦૦ વરસે છૂટી જનાર એવો મનુષ્યભવ છે ભવિતવ્યતાએ શુભ કર્મ વગર મનુષ્યભવ આપી દીધો હોય તેમ બનતુ નથી શુભકર્મ બાધ્યા વગર કોઈ મનુષ્ય થનો નથી તો ભવિતવ્યતા કામની નહિને ? પણ શુભ કર્મ જે થયુ તેમા આપણો વિચાર ન હતો, પણ ભવિતવ્યતાના જોગે થયુ કે તેથી ત્યા ભવિતવ્યતા ગોઠવી અન્ય જાતિમા મનુષ્યપણાનુ ફળ વિગેરે જાણ્યા ન હતા શુભકર્મ માટે આમ પ્રયત્ન કરાય તેમ જાણ્યુ ન હતુ, છતા થઈ ગયો તેનુ નામ ભવિતવ્યતા સીધા શબ્દમા કહીએ તો ધૂળમા રમનાર છોકરા જમીન ખોદે તે રમવા માટે, પણ રમતા રમતા નીચેથી રતન નીકળી પડયુ છોકરાએ રતન જાણ્યુ ન હતુ તે માટે જમીન ખોદવા માંડી ન હતી, પણ ભાગ્યથી જમીન ખોદતાં રતન મળી ગયુ આપણે એકેન્દ્રિમા રખડતા હતા, ભવિતવ્યતાના યોગે અકામનિર્જરા થઈ ગઇ, તેથી ભાગ્ય ખુલ્યુ અને મનુષ્ય થઈ ગયા એક છોકરાને રત્ન મળી ગયુ તે જોયા પછી બધા છોકરા ખોદવા મડયા, પણ દરેકને રત્નો ન મળ્યા તેમ આપણી પેઠે અનતા જીવો ભવચક્રમા રખડી રહ્યા છે અનતા જીવો આધિ વ્યાધિ ઉપાધિના દુખો ભોગવી રહ્યા છે, છતા તેમાથી આપણે ભવિતવ્યતાના યોગે ઉચે આવી ગયા છીએ બધા અકામનિર્જરા કરનારા મનુષ્યપણાને લાયકના કર્મ બાધી દે તેમ બનતુ નથી

ખોર માટે રત્ન વેચનાર કેવો ગણાય ?

જેમ છોકરો રત્ન લઈ બોરાવાળાની દુકાને જઈ રત્ન આપી ચાર બોરા ખાવા માટે લે, તેવાને ભવિતવ્યતાએ હીરા મેળવી દીધા

એમા વળ્યુ શું ? ચાર બોરા પેટે હીરો આપી આવ્યો, તેમ આ જીવ પણ મનુષ્યપણા રૂપી હીરો જે ભવિતવ્યતાના યોગે મળી ગયો છે એ ચિંતામણિ રત્ન સમાન છે, તે જાનવરને ખાવા ભોગવવા લાયક વિષયોને પેટે ગુમાવીએ તો મનુષ્ય ભવરૂપી હીરો આપી દઈએ છીયે આ મનુષ્યભવમા વિચાર રાખવો જોઈએ

રાંડીરાંડ સ્ત્રી મળેલી મીલકતમાથી ઓછું થવા ન દે

રાંડીગડ બાઈ હોય તે પણ મળેલી મિલકત જળવાય કેમ તે ધ્યાન રાખે નવી મિલકત ન મેળવે પણ જુની મિલકત બરોબર સાચવી રાખે છે તો આપણને ચિંતામણિ રત્નાધિક મનુષ્ય ભવની મિલકત મળી તે ખોવાય તે કેમ પાલવે ? તત્ત્વ એ છે કે આપણે મળેલી મિલકતનુ રક્ષણ કરવા માટે કટિબદ્ધ થવાની જરૂર છે, નવી મેળવવી તે મરદનુ કામ છે, આદમી-મરદ તે નવુ કમાવા જાય, પણ મળેલી મિલકતનુ વ્યાજ ખાઈ, મિલકત સાચવવી તે વિધવા બાઈઓ પણ કરે છે તેમ જગતની અપેક્ષાએ મનુષ્યપણુ, મળેલી મિલકતને ભોગવો પણ તે મિલકત ઓછી ન થાય તે માટે કટિબદ્ધ રહેવું જોઈએ મળેલી મિલકત ગઈ તો બાઈ જાન હશે તો એ છાતી કુટશે, બાઈ જાન જેટલી તમો અક્કલ ધરાવો છો કે નહિ ? આપણી આ મનુષ્યભવની મિલકત જરૂર ટકી રહેવી જોઈએ ! દેવપણુ અને મોક્ષ મેળવો એ વધારાની વાત છે,

જીવની દશા એ છે કે તેને મનુષ્યપણાના કારણોનો અમલ હું કેટલો કરું છુ તેનો વિચાર આવતો નથી, જેમ મૂર્ખી વિધવા એકલી મિલકત ઉપર મમતા રાખે, પણ ભવિષ્ય ઉપર કે વ્યાજ ઉપર ધ્યાન ન રાખે, તેમ આપણે મિલકતની મમતામા જન્મારો ગુમાવીએ છીએ ચાહે સ્પર્શ-રસન-ઘ્રાણ-શ્રોત્ર કે ચક્ષુ પાચ ઇંદ્રિયોના વિષયોમા જિંદગી ગુમાવીએ છીએ

સદ્ધર શરાફને ત્યા મિલકત વ્યાજે મુકો

વિધવાબાઈ સમજે, તેના કુટુંબીઓ સારા હોય તો તેને સમ-

જાવે, વ્યાજે મૂકે તો મૂળ રકમ ઉભી રહે અને નિભાવ થાય તેમ આ જીવ ઇન્દ્રિયોના વિષયકષાયોમા આરભાદિકમા રાચી રહ્યો છે, તેમ હિતૈષી મળે તો સમજાવે ને ? હા સમજે તો, ધર્મને રસ્તે ચડે, તેમા જ મનુષ્યપણાની સુંદરતા સમજે, ને મનુષ્યપણાની મિલકત સાચવી રાખે, સ્પર્શાદિક ઇન્દ્રિયોની આસક્તિમા રહે તેમા મનુષ્યપણુ ન ટકે અને નવુ મળે નહિ, શરાફને ત્યા વ્યાજે ન મેલે તો વિધવા ને મિલકત બન્ને નાશ પામે, આ પાચે ઇન્દ્રિય અને ત્રણ યોગરૂપ આઠ મિલકત આપણને મળેલી છે, પણ આપણે પકડી રાખી તો આપણે મર્યા તો મિલકત મરેલી છે, માટે શરાફને ત્યા મૂકો, મિલકત રહે ને આપણો નિભાવ થાય શરાફ કયો અને તે કયો જોઈએ ? જે દુકાનમા ખોટ ન હોય તેવો શરાફ શોધો ! સદ્ધર શરાફ જોઇયે તો વ્યાજ આપે નિભાવ થાય ને મિલકત ઉભી રહે

સદ્ધર શરાફ પુણ્યકાય

અહીં એવો શરાફ કયો ? પુણ્ય એજ શરાફ પુણ્યને રસ્તે ઇન્દ્રિયોને તથા ત્રણ યોગનો ઉપયોગ કરો તો પુણ્ય એવુ સદ્ધર છે કે ચક્રવર્તીનો ચૂરો થાય પણ પુણ્યનો ચૂરો ન થાય. પુણ્ય કર્મની ટીલાશ થઈ નથી સદ્ધર શરાફ પુણ્ય કર્મ, પણ એ શરાફ તાબેદાર છે કોનો ? ધર્મનો તાબેદાર છે ધર્મના હુકમ બહાર પુણ્ય શરાફથી ચસકાતુ નથી, શરાફ ઘેર આવતાને ધક્કો નહિ મારે, દૂર નહિ કરે, પણ પુણ્ય શરાફ ને ધર્મ મહારાજા હિસાબમા-મર્યાદામા રાખે છે અને તમારા ઉપર આવતા ધક્કાને પણ હઠાવી દે છે શરાફો માત્ર મિલકત રાખી વ્યાજજ આપે. પૂણ્ય જમે રાખ્યુ, તો દુર્ગતિએ ન જાવ તેના રસ્તે પણ ન જાવ, પુણ્ય રૂપી શરાફમા દુર્ગતિમા મોકલે તેવી તાકાત નથી. શરાફથી એમ ન બોલાય કે કલાલખાનામા વેશ્યાવાડે જાય છે, માટે વ્યાજ નહિં આપુ ! મારે ત્યા રકમ મેલનારો વ્યાજ લઇ શુ કરશે તે શરાફને જોવાનુ નથી શરાફને માત્ર રકમ

માગે ત્યારે આપી દેવી, પછી માલિક ચાહે તે કરે. મહારાજા હોય તેને તો પોતાની પ્રજાની મિલકત રહે ને પ્રજા ગભડી ન પડે તે બન્ને જોવાનુ હોય એમ આત્મા ધર્મ મહારાજાની રૈયત અને

ધર્મ મહારાજાની વફાદારીનુ અને દ્રોહીપણાનું ફળ

રાજા રક્ષણુ કયા સુધી કરે ? તેની રૈયત બનો ત્યા સુધી, રૈયતમાથી નીકળી જાવ તો રાજાના શીરે જોખમ નથી, તેમ ધર્મના શરણુમા રહે તેના પાપનો હલ્લો દૂર કરવાની જોખમદારી ધર્મ મહારાજા રાખે છે સદ્ગતિ મેળવી આપવાની ને દુર્ગતિથી દૂર રાખવાની જોખમદારી ધર્મ મહારાજાની છે ધર્મ મહારાજા કોને કહેવા ? મહારાણી વિક્ટોરીયા કહેવાતી, અને ઘોડા પરાણે ખેંચે તે ગાડીનુ નામ પણુ વિક્ટોરીયા કહેવાય છે વાહન વિક્ટોરીયા કે ક્વીન વિક્ટોરીયા ? તેમ નામ ધરાવ્યુ ને ગુણો ન આવ્યા તો વિક્ટોરીયા વાહન છે તેમ અહીં જેને આપણે મહારાજા કહીએ છીએ તે ગાયકવાડ–ગ્વાલીયર–સિંધીયા હોલ્કર નથી, પણ ચૌદરાજલોકમા જેનુ રાજ્ય પ્રવર્તે છે, જેની આણુ ચૌદરાજ-લોકમા ચાલે છે, જેમની સત્તા નીચે ચૌદરાજલોક છે એવો ધર્મ મહારાજા છે રાજ્યમા રહેનારા બે પ્રકારના હોય છે વફાદાર અને દ્રોહી. રાજા જગતનુ ભલુ કરવા પ્રવર્તેલો હોય, તેમા તેનુ તથા તેમના ભક્તનુ ભલુ થાય ધર્મરાજાની સત્તા ચૌદરાજ-લોકમા, પણુ ભલુ તો ભક્તનુ થાય. તેમ દ્રોહી નીકળે તેના માટે જેલખાના હોય છે જેલખાના તરીકે અહીં તિર્યંચગતિ ને નરક-ગતિ છે ધર્મદ્રોહીને ત્યા રાખ્યાજ છૂટકો છટા ફરતા અને સમૃદ્ધિ-વાળા કોને રખાય ? વફાદારને તેમ મનુષ્યપણામા અને ...
કોને રખાય ? તો કે જેઓ ધર્મને અગે
રાજ્યની વફાદારી પ્રજાને ઉન્નત દશામા રાખે
દારી બે ... રે છે નરક તિર્યંચ
મનુષ્યને ... મા મોજથી ફરે

જન્મે અજ્ઞાન છતા પણ મહારાજાઓની ફરજ હોય કે તેમને સજ્ઞાન બનાવવા તેમ જીવો જન્મે દુર્ગતિ તરફના ઝોલાવાળા હોય, પણ જન્મે અજ્ઞાન જીવોને કેવલીપણા સુધીની ઉચી સ્થિતિ એ લાવવા પડે છે તેમ દુર્ગતિ તરફ ધસી ગએલાને કેવલી મહારાજા સદ્ગતિ તરફ દોરે છે કેવલી ભગવાન તેવા જીવને દુર્ગતિ જતાં રોકી રાખે છે, એટલે ધર્મોપદેશ આપી ધર્મમા જોડે, તેથી તેની ઉત્તમ ગતિ થાય છે, તેમ નમજલુ, રોકી રાખ્યા તો ત્રિશકુ જેવી દશા થઈ જાય પણ ધર્મ તેવી દશા નથી કરતો. દુર્ગતિથી રોકે એટલુ જ નહિં પણ સદ્ગતિમા સ્થાપન-ધારણ કરે છે જ્ઞાનની દશામા પણ લાવી મેલે છે, મનુષ્ય ગતિ અને દેવતાની ગતિ તે રૂપ સદ્ગતિઓમા જીવને સ્થાપન કરે છે જેઓએ દુર્ગતિના ખાતા બાધ્યા હતા, તેમને જ્ઞાનદશામા વાળી એને શુભસ્થાનકે ધારણ કરે છે માટે એનુ નામ ધર્મ ધર્મ એ પાટેલી સંજ્ઞા નથી क. ख. ग. જેવુ આ નામ નથી પણ સાર્થક નામ છે હવે આપણે મૂળ વાતમા આવીએ તો અહીં ધર્મ એની સંજ્ઞા તરીકેનો શબ્દ નથી મન ફાવે તે સજ્ઞા કરી લેવાય, તેવી સંજ્ઞા ધર્મની નથી દુર્ગતિથી જીવોને જે બચાવે અને સદ્ગતિમા ધારણ કરે તે ધર્મ છે એટલા માટે ધર્મ સંજ્ઞા છે જેવા ગુણો તેવુ નામ છે તે માટે ધર્મ એવુ યથાર્થ નામ છે ધર્મિષ્ટ આત્માઓને ધર્મકાર્યોના પવિત્ર દિવસો આવે ત્યારે અપૂર્વ ઉલ્લાસ પ્રગટે છે આજે મુનિમહારાજાઓને ચાતુર્માસ પરિવર્તન કરવાનો પ્રથમ દિવસ હોવા સાથે કાર્તિકી પૂર્ણિમા અને શ્રીસિદ્ધગિરિ યાત્રાનો શરૂઆતનો દિવસ પણ છે



## શ્રીસિદ્ધગિરિનો મહિમા અને કાર્તિકી પૂર્ણિમા.

સામાન્ય રીતે વર્ષની ત્રણ ચોમાસીઓ કહેવાય છે તેમા પણ અતિશય પવિત્રતાને ધારણ કરનારી જો કોઇપણ ચોમાસી તિથિ ગણાતી હોય તો માત્ર કાર્તિકી પૂર્ણિમા છે આ કાર્તિકી

પૂર્ણિમાને ઉદ્દેશીને જૈનસમુદાયની વસતિવાળા દરેક સ્થાનો પવિત્રધામરૂપ એવા શ્રીસિદ્ધગિરિજીને યાદ કર્યા સિવાય રહેતા નથી. જે જે જૈનભવિકો શક્તિ અને સાધનસંપન્ન હોવા સાથે સિદ્ધગિરિજીની યાત્રા કરવાના ઉલ્લાસવાળા હોય છે, તેઓ તો વેપાર રોજગાર આરંભ સમારંભ વિગેરે છોડી તીર્થયાત્રાથી આત્માને પવિત્ર કરવા માટે પુંડરિકગિરિ તરફ પ્રયાણ કરે છે દેશ પરદેશમાંથી આવનાર હજારોની સંખ્યામાં ઉતરી પડે છે એટલું જ નહિ પરંતુ સિદ્ધગિરિજીની ચારે દિશામાં રહેતા જૈનેતરો બીજા લોકો પણ ત્યાં મેળામાં આવી ઉત્સાહમાં વૃદ્ધિ કરે છે આ દિવસની આદિ કોઈપણ રાજ્યસ્થાપનાના ઇતિહાસનાથી નીકળી શકે તેમ નથી આ ભરતક્ષેત્રમાં જ્યાં સુધી ધર્મનું સામ્રાજ્ય પ્રવર્તશે ત્યાં સુધી દરેક ભવ્યાત્મા આ સિદ્ધાચળજીની યાત્રાથી આત્માને પવિત્ર કરતા રહેશે

ગિરિરાજની યાત્રાનું અનુકરણ પટદર્શન

જૈનસંઘનો કેટલોક ભાગ કોઈપણ કારણસર જ્યારે સાક્ષાત્ શ્રીસિદ્ધગિરિજીની યાત્રાનો લાભ લઈ શકતો નથી, ત્યારે પોતપોતાના ક્ષેત્રમાં ગામમાં શ્રીસિદ્ધગિરિજીને જુહારવા માટે શ્રી સિદ્ધાચળજીનો વિશાળ ચિત્રપટ શ્રીસિદ્ધગિરિજીની દીશા તરફ બંધાવી કાર્તિકીપૂર્ણિમાની યાત્રાનો લાભ ભાવપૂર્વક લઈ સુકૃતનું સિંચન કરે છે આ પવિત્ર દિવસે સ્થાનિક ચોક્કસ સ્થળની યાત્રા કર્યા સિવાય ભાગ્યે જ કોઈ બાકી રહેતું હશે

આ તીર્થનો પ્રભાવ

આ સિદ્ધગિરિ એજ છે કે જે જગતમાં સર્વતીર્થ કરતાં અતિશય ઉત્તમતાને ધારણ કરનારૂં તીર્થ છે આ ગિરિરાજને ઘોર પાપી અને અભવી આત્માઓ દ્રવ્ય થકી પણ દેખી શકતા નથી આ ગિરિરાજ સર્વ કાળ માટે પ્રાયઃ શાશ્વતો ગણાય છે શ્રી ૨૪ તીર્થંકરો પૈકી શ્રી નેમીનાથપ્રભુ સિવાય ત્રેવીશ તીર્થંકરનું અહીં સમોસરણ થયેલું છે આ તીર્થક્ષેત્ર એટલું પ્રભાવશાળી છે કે

ત્યાં ઉપર ચડતાં ચડતાં પણ નવીન અપૂર્વ વીર્યોલ્લાસ ક્ષણે ક્ષણે આત્મામાં ઉત્પન્ન કરે છે ભગવતની પ્રતિમા અગર ખુદ ભાવ અરિહંત કેવલી અવસ્થામાં રહેલા અરિહંત-તીર્થંકર ભગવાન હોય તે કરતાં પણ આ ગિરિરાજ અત્યંત પ્રભાવશાળી છે આ વાત તળાટીએ કરાતા ચૈત્યવંદન વખતે પ્રત્યક્ષ અનુભવાય છે તલાટીએ કરાતા ચૈત્યવંદનમાં ને સ્તવનમાં સિદ્ધાચળગિરિ-વિમલાચલગિરિ – કંચનગિરિ – શાશ્વતગિરિ ઉજ્વલગિરિ – પુંડરિકગિરિ વિગેરે ગિરિરાજના નામો બોલતી વખતે અનેરો આનંદ આવે છે

કૌમુદિ મહોત્સવ

જૈન જનતા તેમજ જૈનેતરો પણ ધર્મની અપેક્ષાએ કાર્તિકી પૂર્ણિમાને જેમ પવિત્ર માને છે તેવી જ રીતે પૂર્વકાળમાં સમગ્ર લોકો પણ તે દિવસને ઘણા મોટા તહેવાર તરીકે માનતા હતા. અને તેથી કાર્તિકી પૂર્ણિમાના તહેવારને કૌમુદિ મહોત્સવ કહેતા હતા જેમ સામાન્ય લોકો રંક કે રાજા, દરિદ્ર કે શ્રીમાન્, તે કૌમુદિના દિવસે એક મહોત્સવના દિન તરીકે માનતા હતા તેમ તે લોકોને મહોત્સવ તરીકે માનવાના મૂળભૂત ભગવાન આદીશ્વરના વખતથી જૈનોમાં કાર્તિકી પૂર્ણિમાનો દિવસ મહાપર્વ તરીકે મનાતો આવેલો છે

> शुश्रूषमाणस्त कृष्णो, बभाषे भगवन्! कथम्।
> विहरध्वे न वर्षासु युष्मन्त्येऽपि साधवः ॥२०१॥
> स्वामी बभाषे वर्षासु, नानाजीवाऽऽकुल मही
> जीवाऽभयप्रदास्तस्, सञ्चरन्ति न साधवः ॥२०२॥
> (त्रि पर्व १)

પ્રથમ યાત્રાનો દિવસ શાથી?

એ કાર્તિકી પૂર્ણિમા જેમ ચાતુર્માસિક પ્રતિક્રમણને અંગે પંચાચારની પવિત્રતા કરાવનારી છે તેવી જ રીતે એ જ કાર્તિકી પૂર્ણિમાનો દિવસ ભવ્યજીવોના ભાવિભદ્રને ભેટાવનાર એવા સિદ્ધા-

ચલગિરિજીની યાત્રાનો દિવસ હોઇ સરતક્ષેત્રને માટે તીર્થયાત્રાનો આદિદિવસ અને પરમ પવિત્ર દિવસ છે, આદિદિવસ એટલા માટે કહેવામા આવે છે કે–શ્રાવકપણાના સામાન્ય ધર્મને ઉદ્દેશીને અષાઢ શુક્લ પૂર્ણિમાથી વર્ષારૂતુના ચોમાસાના દિવસોમા ગ્રામાતર કરવાનુ હોય નહિં અને સામાન્ય લોકોને પણ વર્ષારૂતુમા શ્રાવકની માફક દયાને લીધે નહિં, તો પણ મુસાફરીની અગવડની ખાતર પણ ગ્રામાન્તર જવાનુ હોતુ નથી અને તેથી આ કાર્તિકી પૂર્ણિમાના દિવસે વર્ષાચાતુર્માસિનો અત આવતો હોઇ, જે યાત્રા કરવામા તે વર્ષની અપેક્ષાએ પ્રથમ તીર્થયાત્રા કહેવાય

दग्ध्वा घातिकर्माणि, लब्ध्वा ज्ञान च केवल
क्षेत्रस्यास्यैव महात्म्याद्, भावी त्व मुक्तिवल्लभ ॥२२॥
अनुशास्येति भगवान्, पुण्डरीक महामुनि
ययौ विहर्त्तुमन्यत्र, त्रैलोक्यहितकाम्यया ॥१०३॥
(शत्रु. म. स ५)

શ્રી સિદ્ધક્ષેત્રનુ તીર્થ મહત્વ વધારે કેમ ?

આ તીર્થક્ષેત્રનો મહિમા શ્રી રૂષભદેવજી ભગવાને કેવલીપણામા પણ પોતાના કરતા અધિક જણાવ્યો છે અને તેથીજ ભગવાન રૂષભદેવજી જે વખતે સિદ્ધાચલજીથી વિહાર કરતા હતા તે વખતે એમની સાથે વિહાર કરવા તૈયાર થયેલા પુડરીક સ્વામિજીને પોતાની સાથે આવતા રોકીને તે સિદ્ધગિરિમાજ રહેવાનુ ફરમાવ્યુ, તે એમ સ્પષ્ટપણે જણાવીને કે આ સિદ્ધગિરિ ક્ષેત્રના પ્રતાપથીજ તમને અને તમારા પરિવારભૂત ક્રોડો મુનિઓને કેવલજ્ઞાન થશે, અને મુક્તિ મળશે આવા સાક્ષાત્ કેવલી તીર્થંકર ભગવાનના મુખથી પોતાના કરતા અધિક મહિમાવાળા ગણાએલા સિદ્ધાચલમહિમા ભવ્ય જીવોને મગજમા.
વિના રહેજ ... ન્ય ક્ષેત્રોમા જે તીર્થંકર
વિગેરે ... ક્ષ સાધી શકયા છે, તે

થનારા આત્મબળથી સિદ્ધિ પામ્યા છે જ્યારે આ સિદ્ધક્ષેત્ર ઉપર મોક્ષે જનાર ક્રોડો મહા પુરૂષો પોતાના આત્મબળ કરતા પણ આ ક્ષેત્રનો મોટા પ્રભાવથી સિદ્ધિપદને પામ્યા છે

यात्रया तपसा दानादेर्वार्चनविधानत
अन्यत्रान्यकाल्पुण्यात्तस्या स्यादधिक फलम् ॥२४॥
(शत्रु. म. स ७)

સિધ્ધક્ષેત્રમા દાનનુ મહાન ફળ

આ સિદ્ધક્ષેત્રમા બીજાક્ષેત્ર વિષે કરેલા દાન–શીલ–તપ કરતા અધિક ફળની પ્રાપ્તિ થાય છે આ સિદ્ધગિરિનુ વિસ્તારથી સ્વરૂપ જાણવાની જિજ્ઞાસાવાળા ભાવિકોએ શ્રીધનેશ્વરસૂરિજી રચિત શ્રી શત્રુજયમહાત્મ્ય અવશ્ય વાચવુ શ્રી સિદ્ધક્ષેત્રમા ચતુર્માસ રહી સાધુ–સાધ્વી–શ્રાવક અને શ્રાવિકાવર્ગ અપૂર્વ અપૂર્વ આરાધનાઓ કરે છે એ ક્ષેત્રના પ્રભાવથી માસખમણ જેવી મહા તપસ્યાઓ દરેક વર્ષે જેટલી સિધ્ધગિરિમા થતી સભળાય છે તેટલી અન્ય સ્થળે ઓછી સભળાય છે પુણ્યશાળી શ્રાવકવર્ગ અહીં આવી નવાણુ યાત્રા વિધિપૂર્વક કરે છે અને સાથે મુનિવરોની દાનદ્વારા ભક્તિ કરી અખુટ પુણ્ય ઉપાર્જન કરે છે સિદ્ધગિરિજી ઉપર જુદા જુદા પર્વોનો વારવાર સામુદાયિક સઘમહોત્સવાદિ જુદા જુદા નિમિત્તે ઉજવાય છે ત્યા જિંદગીમા યાત્રા આદિ કરી જે અપૂર્વ આનદ અનુભવાય છે, તેવો આનદ બીજે કયાય પણ ભાગ્યે જ અનુભવી શકાય છે આ બધો પ્રભાવ–મહિમા હોય તો આ ક્ષેત્રનો છે આ તીર્થના ક્ષેત્રબળથી દ્રાવિડ અને વારિખિલ્લ મુનિઓ દસ ક્રોડ મુનિઓના પરિવાર સાથે માસખમણની તપસ્યા કરી સર્વકર્મનો ક્ષય કરી કાર્તિકી પૂર્ણિમાના દિવસે શ્રી સિદ્ધાચળજી ઉપર મોક્ષે ગયા

ते द्राविडवालि खिल्लमुख्यास्तत्र तपस्विन
तस्थुस्तीर्थजिनध्यानपरा मासोपवासिन ॥१६॥

निःशेषक्षीणमोहाङ्गा, इत्वा निर्यामणा तत
क्षामयित्वाऽखिलान् जन्तून्, मनोवचनयोगत ॥१७॥
निर्मल केवल प्राप्य दुष्कर्माष्टकक्षयात्।
अन्तर्मुहूर्तात्ति प्रापुर्दशकादिमिता शिवम् ॥२१८॥

વળી 'ગિરિરેવતીર્થરૂપ આખો ગિરિરાજ પરમ પવિત્ર તીર્થ સ્વરૂપ છે ગિરિરાજ ઉપર જે જોડા પહેરીને ચઢે છે ચઢાવે છે, ગિરિરાજને વદન કરનારો તે મનુષ્ય તલાટીના ચૈત્યવદનથી ગિરિરાજને વદન થયુ, તેના ભાવાર્થને સમજ્યો નથી, જો ભાવાર્થ સમજ્યા હોત તો જોડા પહેરી કે પહેરાવીને ચઢી શકે જ નહિ દહેરાસરમા પણ જોડા પહેરી લઇ જઇ શકાતા નથી તો પછી અત્યત પવિત્રતમ ગણાયેલા એવા ગિરિરાજ ઉપર જોડા પહેરીને કે પહેરાવીને જવુ તે કોઈ પણ જૈનને શોભાસ્પદ નથી, વળી સમોસરણાદિ વિશાળ પ્રદેશો દેખવામા આવે ત્યાથી જોડા આદિને છોડવાનુ અભિગમના નામે શાસ્ત્રકારો ફરમાવે છે તો સમોસરણ ભૂમિ કરતા પવિત્રતમ શ્રીસિદ્ધાચલજી ઉપર જોડા પહેરી જવાનુ શાસ્ત્ર કે ધર્મની શ્રદ્ધાવાળાથી તો બને જ કેમ? આવા મહાન તારક ગિરિરાજ ઉપર ચા, દૂધ, દહિં, પેડા, ગાંઠીયા, ચેવડો, મીઠાઈ જેઓ ખાય છે, ખવડાવે છે તેઓએ બહુ વિચારવુ જોઈએ અન્ય સ્થાને ભગવાનના મદિરમા દૂધ, દહિ, પેડા વિ જો ખાવામા આવ્યુ હોય તો તેમા પાપ લાગે છે, તો તેના કરતા અધિક પાપ આ ગિરિરાજ ઉપર દૂધ, દહિ પેડા વિગેરે ખાનારને લાગે છે તેમ જ ઉપર લઘુનિતિ–વડીનિતિ કે થુકવુ ન જોઈએ કારણ કે આથી મહાન આશાતના થાય છે

ગિરિરાજને ભેટવા આવતા યાત્રિકો કેટલીક વખત દયાના નામે અજાણપણે ભયકર આશાતનાઓ ઉભી કરે છે અગર ઉત્તેજન આપે છે અનુકપા તરીકે દેવાનો કોઈ નિષેધ કરતુ નથી પરતુ ગિરિરાજ ઉપર જે અનુકપા દાનની પ્રવૃ
આ [illegible] પરિણામ એ આવે છે કે ગિરિરાજે

યાચકો વિગેરે તમારી પાસે દાન લેવા આવીને બેસે છે ઝાડો-પેસાબ વિગેરે કરી આશાતના કરે છે જો આશાતનાનુ કારણ હોય તો તે માત્ર ગિરિરાજ ઉપર અનુક પાએ પૈસા આપો છો તે છે ડુગર શબ્દ કહેનારાઓને ?

યાત્રિકોએ યાદ રાખવુ કે શ્રી સિદ્ધાચલજીને અને શાસ્ત્રને માનનારો ગિરિરાજ કહે છે, પણ ગિરિરાજને સમજ્યુ વગર ડુગર શબ્દ કહેનારો તો ભગવાનની પ્રતિમાને પત્થર કહેનારા ઢુંગાના ભાઈઓ જેવા કા ન ગણાય ? માટે ભૂલે ચૂકે પણ આ ગિરિરાજ માટે ડુગર શબ્દ વાપરવો તે યોગ્ય નથી અતમા ભાવિ યાત્રિકોએ ગિરિરાજની આશાતનાથી બચી તેની ભક્તિમા લીન અને તીવ્રરસ ઉત્પન્ન કરવાવાળા બનવુ

ચાર હત્યા કરનાર, દેવદ્રવ્યની ચોરી કરનાર અને દુનિયામા ગણાતા મોટા પાપો કરનાર આ તીર્થના પ્રભાવથી પાપમુક્ત બની મુક્તિ પામ્યા છે અને પામશે. ઇન્દ્ર મહારાજાને શ્રી સીમધરસ્વામિજી કહે છે કે-પદરે ક્ષેત્રમા, ત્રણ ભુવનમા આવુ મહાન તીર્થ હોય તો આ એક જ છે જે ભવ્યાત્માએ આ તીર્થની એક વખત સ્પર્શના કરી નથી, તેનો ગર્ભાવાસ હજુ છુટેલો ગણાતો નથી એવા ગિરિરાજની યાત્રાના દિવસે પટ દર્શન કરીને પણ ભારતભરના તમામ જૈનસઘો પોતાના આત્માને કૃતાર્થ સમજે છે આ શત્રુજય ગિરનારજી આદિ તીર્થોની યાત્રા ચતુર્વિધ શ્રીસઘ સાથે ભાગ્યશાળીઓ છરી પાળતો યાત્રાસઘ કાઢી તીર્થ કર નામકર્મ સુધીનુ પુણ્યાનુબધી પુણ્ય ઉપાર્જન કર્યુ છે અને કરે છે

આવા અસીમ મહિમાવાળા અને પ્રભાવશાળી ગિરિરાજની યાત્રાનો પવિત્રતમ મ્હોટામા મ્હોટો દિવસ તે આ જ કાર્તિકી પૂર્ણિમાનો છે, માટે સર્વ ભવ્ય જીવોએ પવિત્રતમ ગિરિરાજની આરાધના માટે આ દિવસની પવિત્ર યાત્રા સાથે આરાધના કરવા કટિબદ્ધ થવું જોઈએ

# ચતુર્માસ પરિવર્તન વ્યાખ્યાન સાધર્મિક ભક્તિ.

મેસાણા સં ૧૯૯૧ કારતક વદિ ૧ ને ગુરૂવાર

साधर्मिंकसंगे पुण्य, यद्भवेत्तद्वचोऽतिग ॥
धन्यास्ते गृहिणोऽवश्य, तत्कृत्वाऽश्नंति प्रत्यहम् ॥

॥ उप० प्रा व्या १७० ॥

શ્રાવકે કેવા સ્થાનમા વસવુ ?

શાસ્ત્રકાર મહારાજા શ્રીમાન વિજયલક્ષ્મી સૂરીશ્વરજી મહારાજા ભવ્ય પ્રાણીઓના ઉપકાર માટે ઉપદેશપ્રાસાદ નામનો ગ્રથ બનાવતા બારવ્રતનો અધિકાર જણાવ્યા પછી જણાવે છે કે બારવ્રત લેવાથી શ્રાવકપણું મળી ગયુ છતા, શ્રાવકને અંગે વ્યાખ્યા કરી કે 'श्रद्धाविवेकक्रियाभि च युक्तो श्रावक'। શ્રદ્ધા વિવેકને ક્રિયા વડે જે યુક્ત હોય તે શ્રાવક સમ્યગ્દર્શનાદિક પામ્યા હોય, તે છતા આ જીવ નિમિત્તવાસી છે પાણીનો સ્વભાવ છે કે જેવો રગ મળે તેવા રૂપે પોતે બની જાય, જીવ જેવા સંયોગમા રહે તેવા રૂપમા પરિણમી જાય છે સાધુઓને અગે ગચ્છવાસ નિયમિત કર્યો, અને શ્રાવકને અગે જિનધર્મિઓ હોય જિનમંદિર હોય, સાધુની આવક જાવક હોય, તેવા ક્ષેત્રમા રહેવાનુ કહ્યું છે કારણ ! જેવા નિમિત્તો મળે તેવો પોતે થાય અણુવ્રત હોય છતા સુગુરૂનો સંયોગ અને ધર્મનુ શ્રવણ ન હોય તો વ્યવહારથી ધર્મ રહે, પણ નિશ્ચયથી મિથ્યાત્વમા જાય સાધુનો સંયોગ નથી તે દેશની દશા વિચારીએ તો આપોઆપ માલમ પડી જાય. ગુરૂનો સમાગમ તૂટી ગયા પછી દશા કેવી થાય છે, તે તેવા ક્ષેત્રની સ્થિતિ જોવાથી માલુમ પડે છે

સાધુ સમાગમના અભાવનુ પરિણામ

શાસ્ત્રનો ઉપદેશ બધ થઈ જાય તો તમે તો શું પણ તમારા પીર મુખ્ય શ્રાવકપણામાથી મટી જાય. મોટા તીર્થોના ઉદ્ધાર કરનારા, ગ્રંથો લખનારા લખાવનારાના વંશોની અત્યારે મારવાડમા

યાચકો વિગેરે તમારી પાસે દાન લેવા આવીને બેસે છે ગાડો-પૈસાબ વિગેરે કરી આશાતના કરે છે જો આશાતનાનુ કારણ હોય તો તે માત્ર ગિરિરાજ ઉપર અનુકંપાએ પૈસા આપો છો તે છે

ડુંગર શબ્દ કહેનારાઓને ?

યાત્રિકોએ યાદ રાખવુ કે શ્રી સિદ્ધાચલજીને અને શાસ્ત્રને માનનારો ગિરિરાજ કહે છે, પણ ગિરિરાજને સમજ્યા વગર ડુંગર શબ્દ કહેનારો તો ભગવાનની પ્રતિમાને પત્થર કહેનારા ઢુંગાના ભાઈઓ જેવા કા ન ગણાય ? માટે ભૂલે ચૂકે પણ આ ગિરિરાજ માટે ડુંગર શબ્દ વાપરવો તે યોગ્ય નથી અતમા ભાવિ યાત્રિકોએ ગિરિરાજની આશાતનાથી બચી તેની ભક્તિમા લીન અને તીવ્રરસ ઉત્પન્ન કરવાવાળા બનવુ

ચાર હત્યા કરનાર, દેવદ્રવ્યની ચોરી કરનાર અને દુનિયામા ગણાતા મોટા પાપો કરનાર આ તીર્થના પ્રભાવથી પાપમુક્ત બની મુક્તિ પામ્યા છે અને પામશે ઇન્દ્ર મહારાજને શ્રી સીમધરસ્વામિજી કહે છે કે-પદરે ક્ષેત્રમા, ત્રણ ભુવનમા આવું મહાન તીર્થ હોય તો આ એક જ છે જે ભવ્યાત્માએ આ તીર્થની એક વખત સ્પર્શના કરી નથી, તેનો ગર્ભાવાસ હજુ છુટેલો ગણાતો નથી એવા ગિરિરાજની યાત્રાના દિવસે પટ દર્શન કરીને પણ ભારતભરના તમામ જૈનસંઘો પોતાના આત્માને કૃતાર્થ સમજે છે આ શત્રુજય ગિરનારજી આદિ તીર્થોની યાત્રા ચતુર્વિધ શ્રીસઘ સાથે ભાગ્યશાળીઓ છરી પાળતો યાત્રાસઘ કાઢી તીર્થંકર નામકર્મ સુધીનુ પુણ્યાનુબધી પુણ્ય ઉપાર્જન કર્યું છે અને કરે છે

આવા અસીમ મહિમાવાળા અને પ્રભાવશાળી ગિરિરાજની યાત્રાનો પવિત્રતમ મ્હોટામા મ્હોટો દિવસ તે આ જ કાર્તિકી પૂર્ણિમાનો છે, માટે સર્વ ભવ્ય જીવોએ પવિત્રતમ ગિરિરાજની આરાધના માટે આ દિવસની પવિત્ર યાત્રા સાથે આરાધના કરવા કટિબદ્ધ થવુ જોઈએ

## ચતુર્માસ પરિવર્તન વ્યાખ્યાન સાધર્મિક ભક્તિ.

મેસાણા સં ૧૯૯૧ કારતક વદિ ૧ ને ગુરૂવાર

साधर्मिवत्सले पुण्य, यद्भवेत्तद्वचोऽतिग ॥
धन्यास्ते गृहिणोऽवश्य, त'त्कृत्वाऽश्नं ति प्रत्यहम् ॥
॥ उप० प्रा व्या १७० ॥

**શ્રાવકે કેવા સ્થાનમા વસવુ ?**

શાસ્ત્રકાર મહારાજા શ્રીમાન વિજયલક્ષ્મીસૂરીશ્વરજી મહારાજ ભવ્ય પ્રાણીઓના ઉપકાર માટે ઉપદેશપ્રાસાદ નામનો ગ્રંથ બનાવતા બારવ્રતનો અધિકાર જણાવ્યા પછી જણાવે છે કે બારવ્રત લેવાથી શ્રાવકપણું મળી ગયુ છતા, શ્રાવકને અંગે વ્યાખ્યા કરી કે 'श्रद्धाविवेकेक्रियाभि च युक्तो श्रावक'। શ્રદ્ધા વિવેકને ક્રિયા વડે જે યુક્ત હોય તે શ્રાવક સમ્યગ્દર્શનાદિક પામ્યા હોય, તે છતા આ જીવ નિમિત્તવાસી છે પાણીનો સ્વભાવ છે કે જેવો રંગ મળે તેવા રૂપે પોતે ઝળકે, જીવ જેવા સંયોગમા રહે તેવા રૂપમા પરિણમી જાય છે સાધુઓને અંગે ચરિવાસ નિયમિત કર્યો, અને શ્રાવકને અંગે જિનધર્મિઓ હોય જિનમંદિર હોય, સાધુની આવક જાવક હોય, તેવા ક્ષેત્રમા રહેવાનુ કહ્યું છે કારણ ! જેવા નિમિત્તો મળે તેવો પોતે થાય અણુવ્રત હોય છતા સુગુરૂનો સંયોગ અને ધર્મનુ શ્રવણ ન હોય તો વ્યવહારથી ધર્મ રહે, પણ નિશ્ચયથી મિથ્યાત્વમા જાય સાધુનો સંયોગ નથી તે દેશની દશા વિચારીએ તો આપોઆપ માલમ પડી જાય ગુરૂનો સમાગમ તૂટી ગયા પછી દશા કેવી થાય છે, તે તેવા ક્ષેત્રની સ્થિતિ જોવાથી માલુમ પડે છે

**સાધુ સમાગમના અભાવનુ પરિણામ**

શાસ્ત્રનો ઉપદેશ બંધ થઈ જાય તો તમે તો શુ પણ તમારા પીર સુધ્ધા શ્રાવકપણામાથી મટી જાય મોટા તીર્થોના ઉદ્ધાર કરનારા, ગ્રંથો લખનારા [illegible] વંશોની અત્યારે

નીધે? સાધુ સમાગમના અભાવને
અને છે તેમ નહિં ચોથા આરામાં પણ
સમાગમ અને ધર્મનું શ્રવણ ન બને
નો પણ વ્યવહારથી ધર્મમાં રહે, અને
આવ્યા જાય ભગવાનના વખતમાં નદમ
... માર વ્રતધારી ભર ઉનાળામાં પણ ચોવિહાર
કરી પૌષધ કરનારો હતો જે ઉનાળામાં
ધર્મથી પુરો રંગાએલો હોય તેજ આચરે
ક પ્રકારે ધર્મ થાય, પણ ઉનાળામાં ધર્મનું
અઠ્ઠમની તપસ્યા અને તે પણ ચોવિહારો, પાણી
તો વિચારો! કેટલા ધર્મના દ્રઢસંસ્કાર હશે?
ત્રીજે દિવસનો ચોવિહાર અઠ્ઠમ કરી પૌષધ
છે, તેનો નંદમણિયાર પણ સાધુ સમાગમ
! મિથ્યાત્વમાં જઈ પડયો ઉંચે ચડેલો પડે
થાય તેમ અહીં ઉનાળામાં ચોવિહાર કરી અઠ્ઠમ
ને પડયો તે પણ એવી રીતે જ પડયો અઠ્ઠમમાં
કહેવું શું? નંદમણિયારને તરસ લાગી સાધુનો
છે ઘણા અપૂર્વ નિર્જરા કરતો હતો, પણ આ
આલંબનનો વિચાર કરવાનો ચાલ્યો ગયો, અને
બધું જ્ઞાન વાગ્મી થઇ ગયું, તેથી વિચાર એજ
નું સ્થાન એ કે બીજાને પાણી પાવું તે' આવો
આવનાથી ... ત્રો

**પ્રથમ ઉપદેશ સાધુપણાનો**

સમ્યક્ત્વ કે મનો પામી ગયા તેથી ભવનો બેડો પાર ન સમજવો જે દર્દ સહેજે ડઠે એવુ ન લાગે ત્યારે ઉપેક્ષા ન કરતા ટ્રીટમેન્ટ વધારે કરાવવી. એ ડહીલા દર્દને મગાડવા ઉચા વૈદ્ય કે ડૉક્ટરને ખોળીએ છીએ, તેમ સર્વ પાપનો ત્યાગ કરવાની જરૂર હતી મુનિરાજ દેશના આપે તો પ્રથમ સર્વ પાપ છોડો એમ કહે, પ્રથમ સાધુપણુ કેમ ઉપદેશાય ? વસ્તુ સમજો ! સાધુપણું શી ચીજ ? સર્વ પાપનુ છોડવાપણું. કોઈ પણ તીર્થંકર-ગણધર, આચાર્ય કે સાધુ પ્રથમ શું કહેશે ? સર્વ પાપ છોડવાનુ જ કહેશે. શ્રોતા જ્યારે એમ કહે કે આટલુ પાપ મારાથી છૂટી શકે તેમ નથી, તેમ કહે તો પછી દેશવિરતિ સમજાવે સૂક્ષ્મ જીવોનુ પાપ મારાથી છૂટતુ નથી, આમ જ્યારે શ્રોતા કહેતો જુદી વાત. સ્થાવર ને ત્રસ બન્નેની હિંસા છોડો, મોટુ ને નાનુ બધુ જુઠ તજો ! બધી ચોરી નાની કે મોટી છુપી કે જાહેર છોડો ! પારકી સ્ત્રી તથા પોતાની સ્ત્રી બધી સ્ત્રીઓને છોડો ! નવે પ્રકારનો પરિગ્રહ છોડો ! સાધુ પોના પાસે આવેલ ધર્મશ્રવણ કરવાની ઈચ્છાવાળાને પ્રથમ તો આવો જ ઉપદેશ આપે, એટલુ તો પાપ રહેવા દે એવુ કોણ કહેવાનું ? કોઇ નહિં કહેવાનુ પાપ ન છોડીશ એવુ તો કોઇ કહેનાર નથી. ચાહે તો અરિહંત-આચાર્ય-ઉપાધ્યાય કે સાધુ હોય પણ એક જ ઉપદેશ દે કે દરેક પાપ સર્વથા છોડો !

**ચકરીનું દર્દ તે કોનચાળો નમજી શકે ?**

પહેલા તો પાપને પાપ તરીકે સમજવુ મુશ્કેલ પડે છે, ચકરીનું દર્દ ચકરીવાળો સમજે, પણ જે વખતે ચકરી આવે તે વખતે બીચારો ભાનમાં રહેતો નથી, પાપની વ્યાખ્યા વખતે પાપ બાધા સમજે પણ મોહનીય કર્મની ચકરી આવે ત્યારે પાપની પાપ તરીકેની શ્રદ્ધા ખસી જાય છે, પાપની શ્રદ્ધા હોત-તો, અર્થાત્ આ [illegible] થ, પાપ છે એમ ખ્યાલ હોત તો થયા વિના [illegible], પાપ હોગત કરનાર ચી

થયા વિના રહેત નહિ મોટામા મોટો રાક્ષસ હોય તો પાપ રાક્ષસ છે પ્રાણીમાત્રને હેરાન કરનાર પાપ રાક્ષસ છે, આવી પ્રતીતિ થઈ હોય તે પોતે પાપમાથી છૂટવા કેમ તલપાપડ ન થાય ? કદી તલપાપડ ન થઈ શકયો તો બીજો પાપ છોડે તો કેમ ન કૂદે ? તે જગો પર કેટલાકોને રખેને કોઈ આપણામાથી જાય, આપણી ટોળીમાથી ન ખસે તેવો જ તેઓનો પ્રયત્ન થાય છે તમારા શ્રાવકપણાને અંગે ભીખાભાઈની અનુમોદના કેટલાએ કરી ? એના આત્માએ કેટલુ વીર્ય ફોરવ્યુ હશે કે જેથી બ્રહ્મચર્ય-વ્રત લઈ શકયો હવે વિચારો ! આ જગો પર મૈથુનને પાપ તરીકે માન્યુ મહાપાપને મહાપાપ તરીકે માન્યુ હોત નો ત્યાગની જગો પર ધન્યવાદ કહેત બોલવાનુએ જોર અજમાવ્યુ ખરૂ ? પાપની પાપ તરીકે શ્રદ્ધા તે ખસી ગઈ, ચકરી આવે ત્યા બધુ ડહાપણ ખસી જાય છે, પાપને પાપ તરીકે માનવુ પ્રસંગ આવ્યા ટકવુ મુશ્કેલ પડે છે તેથી ચોથા વ્રતના અને દીક્ષાના વિરોધ શાથી ? પાપને પાપ માન્યુ હોય તો આ દશા ન આવતે તેથી નદમણિયારની વાત કહી પાપને પાપ માનવાની શ્રદ્ધા ટકાવવી મુશ્કેલ પડે છે

દરરોજ શ્રાવકે ગુરૂમુખથી ધર્મ શ્રવણ કરવું

હમેશા ગુરૂ વચનશ્રવણનો મહિમા કેટલો હોવો જોઈએ ? પ્રત્યક્ષ ધર્મશ્રવણ હમેશા ધર્મશ્રવણ હે ભગવાન ! તમારા પ્રભાવે શુભગુરૂનો જોગ મળજો શુભગુરૂનો જોગ ને તેમના વચનની સેવા મેળવવાની ભગવાન પાસે રોજ પ્રાર્થના કરીએ છીએ પ્રણિધાનસૂત્ર–જયવીયરાય તેમા આ બધુ માગીએ છીએ કે 'લોગવિરૂદ્ધચ્ચાઓ ગુરૂજણપૂઆ પરત્થકરણં ચ । સુહગુરૂ જોગો તવ્વયણસેવણા આભવમખંડા' । આ પ્રમાણે જયવીયરાય બોલતા બે હાથ જોડી ભગવાન પાસે પ્રાર્થિએ છીએ કે હે ભગવાન ! મને લોકવિરૂદ્ધનો ત્યાગ હોજો ! ગુરૂજનની પૂજા તથા પરોપકાર કરવાપણું, શુભ ગુરૂનો યોગ ને તેમના વચનની સેવા

આ ભવના છેડા સુધી અખડપણે હોજો ! આ માગણીએ માગીને મેળવેલુ શ્રાવકપણુ તે સાર્થક ક્યારે ? શ્રાવકપણાની કરણીમા આવીએ ત્યારે ,

શ્રાવક શબ્દની શાસ્ત્રિય વ્યાખ્યા

જૈન શબ્દ ગૌણુ કરી શ્રાવક શબ્દ આગળ કેમ કર્યો ? 'परलोयहियं सम्म सुणेइ श्रावक તેનુ નામ કે જે પરલોકને અગે હિતકારી જિનવચન સાભળે તે શ્રાવક તેથી જણાય છે કે હમેશા સાધુ પાસેથી સાભળે, માસ્તર પાસેથી નહિં, પણ સાધુ પાસેથી સાભળે કારણ ? કારણ એજ કે ડૂબતા આગળ તરવાની પ્રાર્થના કરવી તે કામ લાગતી નથી કહેનારને શરમાવનારી છે, આધળાને કહે કે મને દોર, તો તે કહેનાર શરમાવો જોઇએ તેમ જેઓ આર ભાદિકથી વિરમેલા નથી, તેની આગળ ધર્મ કહો! એમ કહેનાર શરમાવા જોઇએ શહેનશાહી ઢઢેરા જગતને અગે છે, છતા શહેરને સભળાવે શેરીફ, શેરીફને જ સભળાવવાનો હક છે, તેમ ધર્મ પ્રગટ કર્યો જિનેશ્વરોએ, છતા કહે છે भवसयसहस्स महणो, जिनपन्नत्तो धम्मो मुणि उवइसइ લાખો ભવના પાપનુ નિકદન કરનાર ભવ્યજીવો રૂપી કમલને વિકસ્વર કરનાર ગીતાર્થ એવા સાધુએ ધર્મ કહેવો એકલા ગીતાર્થ કે એકલા સાધુ નહિં પણ ગીતાર્થ સાધુજ ધર્મ કહે.

શ્રાવકને વિપરીત પ્રરૂપણાનો પ્રસગ કેવી રીતે ?

આપણે દિવસમા બે વખત પડિક્કમણામા બોલીએ છીએ તેમા 'पडिसिद्धाण करणे किच्चाणमकरणे अ पडिकमण असद्दहणे अ तहा, विवरीयपरुवणाए अ આ ગાથા બોલીએ છીએ તેમા પ્રતિક્રમણ શા માટે કરવુ જોઈએ તેનો હેતુ બતાવેલ છે, કે પ્રતિષેધ વસ્તુને કરવાથી, કરવાલાયકને નહિં કરવાથી શ્રદ્ધારહિતપણુ રાખવે કરી, અને વિપરીત પ્રરૂપણા કરવાએ કરી જે કાઈ પાપ લાગ્યુ હોય, તેને માટે આ પ્રતિક્રમણ હું કરૂ છુ, એટલે તે તે પાપોથી પાછો હઠુ છુ તે પાપોને આલોવું છુ

ગુરૂની સાક્ષીએ ગર્હુ છુ, અને આત્મસાક્ષીએ તેને નિંદુ છુ આ પ્રતિક્રમણ કરવાનો હેતુ કહ્યો આમા વિપરીત પ્રરૂપણા થઈ હોય તેનુ પ્રતિક્રમણ કરૂ છુ આમા ઉપદેશ આપ્યો હોય તો વિપરીત પ્રરૂપણા થાય તે માનવા જોગ છે, પણ શ્રાવકને તો ઉપદેશનો અધિકાર નથી ત્યા શું ? વળી વન્દિત્તુ કેવળ શ્રાવકને માટે જ છે, સાધુઓને તો તે સ્થળે બીજુ સૂત્ર બોલવાનુ હોય છે, 'રાજાજીને ઘેર વધોપાત શો'? અમારે ધર્મકથન કરવાનો હક નથી તો વળી વિપરીતપ્રરૂપણા ક્યાથી લાવ્યા? પ્રરૂપણાજ નથી તો વિપરીત ક્યાથી? છોકરોજ નથી પછી તે કાણો કે લંગડો તેનો સવાલજ ક્યા રહ્યો? માટે અમને ધર્મપ્રરૂપણા કરવાનો હક છે, આવુ કહેનારે શાંતિથી અર્થ જોવો જોઈએ તે કહેવાની મતલબ એ છે કે શ્રાવકે સવારે ગુરૂ પાસે ધર્મ સાંભળી રાત્રે કુટુંબને એકઠા કરી, આજ ગુરૂ મહારાજે વ્યાખ્યાનમા આમ કહ્યુ છે, આમ અનુવાદ થતો હોય તેમા જે કાંઈ ઉલટી પ્રરૂપણા થઈ હોય, તેનુ પ્રતિક્રમણ છે આ ગૂઢાર્થ તેમા રહેલો છે સાંભળવા ન આવ્યા હોય તેને સંભળાવવુ, જે ગુરૂ મહારાજ પાસે સાંભળ્યુ હોય તે સંભળાવતા અજ્ઞાનને લીધે કે બેસમજને લઈને ઉલટી પ્રરૂપણા થઈ હોય તેનુ પડિકમામુ છે

ધર્મ શ્રવણ દ્વારાએ શ્રાવકપણુ.

આ અપેક્ષાએ સૂત્ર હોવાથી ગીતાર્થ સાધુએજ ધર્મકથન કરવુ તે માટે 'पइ दिवस' હંમેશા શ્રાવકો ધર્મ કોની પાસે સાંભળે? તો કે શ્રાવકો સાધુ પાસે ધર્મ સાંભળે, જે વસ્તુ ન જાણેલી હોય તે સાંભળવી તમારી પાસે પાંચ તેરી પંદર, કહીએ તો સાંભળો? તેમ વર્તમાનમા નહીં જણાએલી વાત ઈચ્છા મિચ્છાદિક નામાચારી સાધુપણાની રીતિ જે સાંભળે તેનેજ શ્રાવક કહેવાય આથી શ્રાવકપણુ ધર્મશ્રવણદ્વારાએ જણાવ્યુ

ધનની ત્રણ ગતિ

પણ મહાશ્રાવકપણું કયું? મહાશ્રાવક તેનેજ કહેવાય કે જે સમ્યક્ત્વ અને વ્રતોમા રહેલો છતા, સાતક્ષેત્રમા ભક્તિથી ધન વાવે શ્રાવક થયો એટલે સમજે કે પરિગ્રહ મળેલો છે તે ડુબાડનાર છે, છતા તેનુ ફળ કઈ ન મેળવીએ તો ગળે શિલા, બાંધી, તેમ આ સસારમા હિંસાદિકના પાપમા આ આત્મા ડૂબી રહ્યો છે તેમા પરિગ્રહની શિલા ગળે લાગી છે તે છોડાતી નથી, તો તે ધનથી કઇ પણ લાભ મેળવી લઉ અસારવસ્તુથી સાર ન લ્યે તે મૂર્ખ! પાપને ખસેડી પુન્યને ન લ્યે તેના જેવો નિર્ભાગી કોણ? માટે કહે છે કે પૈસો ત્રણ ગતિવાળો છે તેના ત્રણ પગ છે દાન ભોગ અને નાશ. પૈસાની આ ત્રણ ગતિ, કાતો દાન દ્યો, અગર ભોગવટામા વાપરો, નહિંતર છેવટે તેનો નાશ તો છે જ તે કોઈને ત્યા કાયમ ટકયો નથી, તેમ સાથે પણ આવતો નથી આવુ જાણીએ છીએ છતા ગળેથી છુટતો નથી, કે ઉપર કહ્યા પ્રમાણે દાનમા અપાતો નથી આપણી કઈ પેઢી મમતા વગરની થઈ? આપણી અસખ્યાત પેઢીઓ થઈ તેમા મમતા વગરના આપણે નથી થયા. પણ ત્રીજો નાશનો પાયો જોડે છે જેનો છેડો પણ નક્કી છે જેનો નાશ નક્કી છે, તો પછી ભાડુતી ઘરમા ઉપકાર કરતા કેમ ચૂકે છે? જેટલા કાળનો ક્ષયોપશમ છે, તેટલો કાળ ધન રહેવાનુ છે ભાડુ તો ભરવાનુ જ છે, તો ઉપકાર કરવાથી કેમ ચૂકે છે? તેમ કરી ભાડુ તો વસૂલ કર ચક્રવર્તી જેવાઓની સ્થિતિ પણ કાયમ રહી નથી, તો આપણી સ્થિતિ તો કાયમ ટકવાની જ નથી, તે તો સમજ! ને તેમા પણ આપણે પરોપકાર ન કર્યો તો પછી આપણે કયા ખરીશુ, તેનો તો વિચાર કર!

મહાશ્રાવક કોને કહેવાય?

આથી કહેવાની મતલબ એ છે કે શ્રાવક હમેશા જીવનો ઉદ્ધાર ચ્હે. કોઈ ભક્તિથી દાન દે તો કોઈ અનુકપાથી દાન દે, સાતક્ષેત્રમા જિન-ચૈત્ય મૂર્તિ. આગમ ને સાધુ-સાધ્વી-શ્રાવક-શ્રાવિકા

ગુરૂની સાક્ષીએ ગર્હું છુ, અને આત્મસાક્ષીએ તેને નિંદુ છુ આ પ્રતિ ક્રમણ કરવાનો હેતુ કહ્યો આમા વિપરીત પ્રરૂપણા થઈ હોય તેનુ પ્રતિક્રમણ કરૂ છુ આમા ઉપદેશ આપ્યો હોય તો વિપરીત પ્રરૂપણા થાય તે માનવા જોગ છે, પણ શ્રાવકને તો ઉપદેશનો અધિકાર નથી ત્યા શુ ? વળી વંદિત્તુ કેવળ શ્રાવકને માટે જ છે, સાધુઓને તો તે સ્થળે બીજુ સૂત્ર બોલવાનુ હોય છે, 'વાંઝણીને ઘેર વલોપાત શો' ? અમારે ધર્મકથન કરવાનો હક નથી તો વળી વિપરીતપ્રરૂપણા ક્યાથી લાવ્યા ? પ્રરૂપણાજ નથી તો વિપરીત ક્યાથી ? છોકરોજ નથી પછી તે કાણો કે લંગડો તેનો સવાલજ ક્યા રહ્યો ? માટે અમને ધર્મ પ્રરૂપણા કરવાનો હક છે, આવુ કહેનારે શાંતિથી અર્થ જોવો જોઈએ તે કહેવાની મતલબ એ છે કે શ્રાવકે સવારે ગુરૂ પાસે ધર્મ સાભળી રાત્રે કુટુંબને એકઠા કરી, આજ ગુરૂ મહારાજે વ્યાખ્યાનમા આમ કહ્યુ છે, આમ અનુવાદ થતો હોય તેમા જે કાંઈ ઉલટી પ્રરૂપણા થઈ હોય, તેનું પ્રતિક્રમણ છે આ ગૂઢાર્થ તેમા રહેલો છે સાભળવા ન આવ્યા હોય તેને સભળાવવુ, જે ગુરૂ મહારાજ પાસે સાભળ્યુ હોય તે સભળાવતા અજ્ઞાનને લીધે કે બેસમજને લઈને ઉલટી પ્રરૂપણા થઈ હોય તેનુ પડિક્કમણુ છે

ધર્મ શ્રવણ દ્વારાએ શ્રાવકપણુ

આ અપેક્ષાએ સૂત્ર હોવાથી ગીતાર્થ સાધુએજ ધર્મકથન કરવુ તે માટે 'પઇ દિવસ' હમેશા શ્રાવકો ધર્મ કોની પાસે સાભળે ? તો કે શ્રાવકો સાધુ પાસે ધર્મ સાભળે, જે વસ્તુ ન જાણેલી હોય તે સાભળવી તમારી પાસે પાચ તેરી પદર, કહીએ તો સાભળો ? તેમ વર્તમાનમા નહીં જણાએલી વાત ઈચ્છા મિચ્છાદિક સામા ચારી સાધુપણાની રીતિ જે સાભળે તેનેજ શ્રાવક કહેવાય આથી શ્રાવકપણુ ધર્મશ્રવણદ્વારાએ જણાવ્યુ

**ધનની ત્રણ ગતિ**

પણ મહાશ્રાવકપણું કયું ? મહાશ્રાવક તેનેજ કહેવાય કે જે સમ્યક્ત્વ અને વ્રતોમા રહેલો છતા, સાતક્ષેત્રમા ભક્તિથી ધન વાવે શ્રાવક થયો એટલે સમજે કે પરિગ્રહ મળેલો છે તે ડુબાડનાર છે, છતા તેનુ ફળ કઈ ન મેળવીએ તો ગળે શિલા, બાંધી, તેમ આ સંસારમા હિંસાદિકના પાપમા આ આત્મા ડૂબી રહ્યો છે તેમાં પરિગ્રહની શિલા ગળે લાગી છે તે છોડાતી નથી, તો તે ધનથી કઈ પણ લાભ મેળવી લઉં અસારતમાથી સાર ન લ્યે તે મૂર્ખ ! પાપને ખમેડી પુન્યને ન લ્યે તેના જેવો નિર્ભાગી કોણ ? માટે કહે છે કે પૈસો ત્રણ ગતિવાળો છે તેના ત્રણ પગ છે દાન ભોગ અને નાશ. પૈસાની આ ત્રણ ગતિ, કાતો દાન દ્યો, ના ર ભોગવટામા વાપરો, નહિંતર છેવટે તેનો નાશ તો છે જ તે કોઈને ત્યા કાયમ ટક્યો નથી, તેમ સાથે પણ આવતો નથી આવુ જાણીએ છીએ છતા ગળેથી છુટતો નથી, કે ઉપર કહ્યા પ્રમાણે દાનમા અપાતો નથી આપણી કઈ પેઢી મમતા વગરની થઈ ? આપણી અસખ્યાત પેઢીઓ થઈ તેમા મમતા વગરના આપણે નથી થયા. પણ ત્રીજો નાશનો પાયો મોટો છે જેનો છેડો પણ નક્કી છે. જેનો નાશ નક્કી છે, તો પછી આયુની ધરમા ઉપકાર કરતા કેમ ચૂકે છે ? જેટલા કાળનો ક્ષયોપશમ છે, તેટલો કાળ ધન રહેવાનુ છે આયુ તો મરવાનુ જ છે, તો ઉપકાર કરવાથી કેમ ચૂકે છે ? તેમ કરી આયુ તો વસૂલ કર ચક્રવર્તી જેવાઓની સ્થિતિ પણ કાયમ રહી નથી, તો આપણી સ્થિતિ તો કાયમ ટકવાની જ નથી, તે તો સમજ ! ને તેમા પણ આપણે પરોપકાર ન કર્યો તો પછી આપણે કયા રખડીશુ, તેનો તો વિચાર કરો !

**મહાશ્રાવક કોને કહેવાય ?**

આથી કહેવાની મતલબ એ છે કે શ્રાવક ઉમેગા દીનનો ઉદ્ધાર રહે. કોઈ ભક્તિથી દાન દે તો કોઈ અનુકંપાથી દાન દે, સાત-ક્ષેત્રમા જિન-ચૈત્ય [illegible] આ મ ને સાધુ-સાધ્વી-શ્રાવક-શ્રાવિકા

સીદાતા સાતક્ષેત્રમા ધન વપરાય તે ભક્તિથી ગુણના બહુમાનથી. મોક્ષનો માર્ગ પામેલા છે માટે તેમનુ બહુમાન અને અનુકપાથી અત્યતદુખી ગરીબને અગે વપરાય તે દયાથી જે કઈ અપાય તે અનુકપાદાન તો એ થયુ કે સાતક્ષેત્રમા ભક્તિથી ધન વાપરે ને દીન દુખી ગરીબમા દયાથી ધન વાપરે તો તે શ્રાવકને મહાશ્રાવક કહેવાય છે આમ મહાશ્રાવકની વ્યાખ્યા સાભળી, જ્યારે સાતક્ષેત્રમા ભક્તિથી અને દીનદુખીમા દયાથી ધન વાપરે તે મહાશ્રાવક કહેવાય. આ જણાવી સાધર્મિકવાત્સલ્યનો અધિકાર જણાવ્યો

સાધર્મિક ભક્તિ

લક્ષ્મીનાશ પામવાવાળી નક્કી છે, તો તેનો ઉપયોગ જરૂર કરી લ્યો ભાડુતી મકાન ખાલી કરવા પહેલા કામ કરી લેવુ જોઈએ તેમ ઈત્વરિક એટલે થોડાકાલને માટે પ્રાપ્ત થએલી લક્ષ્મી તેનો નાશ ન થાય, તે પહેલા તેનો ઉપયોગ કરી લેવો જોઈએ લક્ષ્મી ચાલી ગયા પછી ચાહે તેટલા વિચારો કરીએ તો કઈ ન વળે, માટે રાડયા પહેલા ડહાપણનો ઉપયોગ કરી લેવો સાધર્મિકવાત્સલ્ય શા માટે સૂચવ્યુ? ચોવીશ કલાક ધન ખર્ચી શકાય તેવું સ્થાન જો કોઈ હોય તો તે સાધર્મિકનુ સ્થાન છે સાધર્મિક દ્વારાએ જ આપણામા ધર્મ રહ્યો છે સાધર્મિક ન હોય તો આપણામાં ધર્મને રહેવાનુ સ્થાન નથી

ગામડામા એકલા શ્રાવકને અગે મદિર કે ઉપાશ્રય હોતા નથી. સાધુનું રહેવાપણું કે ચોમાસુ ત્યા થતુ નથી જોડે બીજા સાધર્મિકો નથી, તેથી દેરાસર ઉપાશ્રય કે સાધુનો સજોગ મળતો નથી જે ચૈત્યની જોગવાઇ તે સાધર્મિકના જ ભાગ્યે મૂર્તિની જોગવાઈ, જ્ઞાનની જોગવાઈ, સાધુસાધ્વીની જોગવાઇ એ બધી જોગવાઈ મળી છે તે સાધર્મિકના ભાગ્યે જ મળી છે આપણે સર્વ જીવોની સાથે સર્વ પ્રકારના સાસારિક સબધ અનતી

વખત મેળવ્યા છે, પણ સાધર્મિકનો સબધ હજુ મલ્યો નથી, એ મળવો દુર્લભ છે ધર્મ ન પામે ત્યા સુધી તમારો સાધર્મિક બને ક્યાથી? એને ધર્મ પામવો જેટલો દુર્લભ તેટલો તમને સાધર્મિક સમાગમ મળવો દુર્લભ છે દુર્લભધર્મ મળે ત્યારે સાધર્મિક બને આથી સબધ મળવો મુશ્કેલ તે ન મળે તો આપણો ધર્મ ટકવો તે પણ મુશ્કેલ છે

સાધર્મિક ભક્તિ-ઉપબૃહણા-સ્થિરિકરણાદિ ન થાય તો દર્શનાચારનો અતિચાર

જેમ સાધુને ગુરૂકુલવાસ એ સાધુપણુ ટકાવનાર છે, તેમ શ્રાવકને શ્રાવકપણું ટકાવનાર, સ્થિર રાખનાર સાધર્મિકસબધ છે ઘણા સાધર્મિકો હોવાથી સાધુનુ આવવું થાય છે આટલા માટે મહાશ્રાવક થાય તેણે શક્તિપ્રમાણે, ગુણના બહુમાનથી, વાત્સલ્ય કરવુ જોઈએ શાસ્ત્રકારોએ દર્શનાચારની અદર એ વાત કહેલી છે વાત્સલ્ય એ સમ્યક્ત્વવાળાની કરણી, તે કરણી ન કરે તો દોષ બીજી કરણીઓ છે ગુરુની સામા જવુ તે બધી સમ્યક્ત્વની કરણી છે પણ આ કરણી એવી છે કે ન કરે તો દોષ, તેટલા માટે તેના અતિચારમા દોષ ગણ્યો છે સમ્યક્ત્વની ક્રિયામાં ચાર વસ્તુ ન કરાય તો દોષ તેમ ઉપબૃહણા સ્થિરીકરણ ન કરે તો દોષ, જેમ શકાદિક કરે તો પ્રાયશ્ચિત, તેમ ઉપબૃહણાદિક ન કરે તો પ્રાયશ્ચિત, તેમ વાત્સલ્ય ન કરે તો પ્રાયશ્ચિત. વ્રતની આલોયણ લઈએ છીએ દર્શનાચારને અગે આલોયણ કેમ નથી ગણાતી? સાધર્મિકવાત્સલ્ય ન કરીએ તો તેમા આલોયણ સ્વામીવાત્સલ્ય એ દર્શનાચારના આઠ આચાર માંહેલો એક આચાર છે

> निस्संकिय निक्कंखिय निव्वितिगिच्छा अमूढदिट्ठी अ।
> उववूहथिरीकरणे वच्छलपभावणे अट्ठ ॥

નિ શકિતઆચાર નિષ્કાંક્ષિતઆચાર, [illegible] અમૂઢદૃષ્ટિ, ઉપબૃહણા, સ્થિરીકરણ, વા[illegible] [illegible]ા એ

દર્શનાચારના આઠ આચાર જાણવા તે ન કરવામા પ્રાયશ્ચિત ગણાવ્યુ કરીએ તો તે આપણી ફરજ છે આથી સાધર્મિકની કિંમત સમજાવી દેવની મૂર્તિનો જોગ, ગુરૂનો યોગ, જ્ઞાનનો યોગ, અને ગુરૂની સ્થિરતાનો લાભ એ ભાગ્યશાળી સાધર્મિકોના સંજોગે છે, તેથી તે જરૂરી છે કરવુ તે ફરજ, ન થાય તેટલુ દર્શનનુ દૂષણ જાણવુ તે વાત ધ્યાનમા રાખી સાધર્મિકવાત્સલ્યમા જે પુણ્ય જે લાભ છે તે 'વચોઽતિગ' વચનમર્યાદાની બહાર છે એનો મહિમા નિયમિત કરીએ તો દેવ, સાધુ, ધર્મશ્રવણ વિગેરેનો મહિમા ગૌણ પેટા ભેદમા ચાલ્યા જાય તો કરવું શું ? બધી વાતે સાધર્મિક ભક્તિ ચડીયાતી ભક્તિકરનાર ગૃહસ્થ હોય તો પણ ધન્ય છે 'પણ' કેમ કહ્યુ ? આરભાદિકમા ખુચી ગએલા તેવાને વખાણવા શાને અગે ? ગૃહસ્થની વૈયાવચ્ચ, પ્રશસા કરવાની મનાઈ છે છતા ભાગ્યશાળી કહીએ છીએ, સાધર્મિકવાત્સલ્ય કર્યા સિવાય ખાતા નથી, તે કરીને જ ખાય છે, તેથી ભાગ્યશાળી છે ભોજન કરવાને અગે સાધર્મિકને યાદ કરે, તે બીજુ કર્તવ્ય સાધર્મિકને અગેનુ શું નહિં કરે ? અર્થાત્ બધું જ કરશે તેથી ભાગ્યશાળી કહેવાય છે જૈનશાસન પામી તમારી શક્તિને અનુસાર જરૂર સાધર્મિકભાઈનુ વાત્સલ્ય કરો !

**પુણિયા શ્રાવક જેવા નિર્ધનથી માંડી રાજા-મહારાજા અને ચક્રવર્તિ-ઓએ સાધર્મિક ભક્તિ કરી છે**

પુણિયો શ્રાવક રોજ સ્વામીભાઈને જમાડતો હતો ભરત ચક્રવર્તીએ પણ તેને માટે રસોડા ખુલ્લા મુકી દીધા હતા કુમારપાળ રાજાએ પણ પોતાના રાજ્યમા કોઈ પણ નવો સાધર્મિક આવે તેને માટે ઘરદીઠ એક રૂપીઓ ને એક ઇટ આપવાનુ ઠરાવેલ હતું આથી પાટણમા તે વખતે સર્વે સુખી રહેતા એક લાખ શ્રાવકના ઘર તે વખતે પાટણમા હતા

"સાહમ્મીના સગપણ સમું, અવર ન સગપણ કોય ।
ભક્તિ કરે સાહમીતણી, સમકિત નિર્મલ હોય" ॥

જેટલા અક્ષર શ્રુતના લખાવે, તેટલા વર્ષ ડબરોજી ।
સ્વર્ગના સુખ અનતા વિલસે, પામે ભવનો પારોજી ॥

સમાનધર્મીને જોઈને ખુશી થવુ તે દુ ખમા હોય તો સુખી કરવો કે કરાવવો

ઉદાયનરાજાએ અપરાધી ચડપ્રદ્યોતનરાજાને સાધર્મિક જાણી કેદમાથી છોડી દીધે પજુસણ હોવાથી ઉદાયન રાજાને ઉપવાસ હતો, ત્યારે રસોઇયો ચડપ્રદ્યોતનને પુછવા ગયો કે આજે આપને માટે રસોઈ શું કરૂ ? રાજાને શકા પડી કે કોઈ દિવસ પુછતો નથી, ને આજે કેમ પુછવુ હશે ? તેથી રસોઈયાએ તેનુ કારણ પુછતા જણાવ્યુ કે આજે પજુસણ હોવાથી બધાને ઉપવાસ છે ત્યારે ચડપ્રદ્યોતન કેદમાં હતો, તે વારે પણ તેણે કહ્યુ કે મારે પણ આજે ઉપવાસ છે આ વાત રસોઈયાએ ઉદાયન રાજાને જણાવી, ત્યારે રાજાને એજ વિચાર થયો, કે ઓહો હવે તો મારો સાધર્મિક થયો, માટે તે કેદમા હોય તો મારા પજુસણ ઉજવ્યા કહેવાય નહિ તરત જ કેદખાનામાથી તેને છોડી દીધા છે એવા એવા ઘણા દૃષ્ટાતો છે શ્રીપાલરાજા અને મયણાસુંદરીને પણ મુનિચદ્રસૂરિજી મહારાજે ઉપાશ્રય પાસેના શ્રાવકને ત્યા મૂકેલા હતા તે શ્રાવકો પણ તેની બહુ ભક્તિ કરતા હતા ને પુણ્યઉપાર્જન કરતા હતા. સાધર્મિક તરીકેની પોતાની ફરજ અદા કરવી જોઈએ

જમાડનારને જમનાર ફળ આપી જાય

જમાડનાર કરતા જમનાર પણ અધિક ફળ મેળવી જાય છે અગાઉ એક સઘવીએ સઘ કાઢયો હતો, તેણે ગુરૂમહારાજને પૂછ્યું કે આ મારા ખર્ચાએલા પૈસા લેખે ક્યારે લાગે ? ત્યારે ગુરૂ મહારાજે તેને એ જ ઉપદેશ આપ્યો છે કે તુ સાધર્મિક વાત્સલ્ય કર અને જ્યારે કોઈ ઉત્તમ સાધર્મિકનો જીવ તેમા જમી જશે, ત્યારે તારા પૈસા લેખે ગણાશે. તેની નિશાની એ કે જે તારે ત્યા સાલાવળા છે, તે ઉત્તમ જીવના પગલાથી પીળી થઈ

જશે તે પ્રમાણે ગુરૂના જણાવ્યા અનુસાર તે સંઘપતિએ તો સંઘને જમાડવાનું શરૂ કરી દીધું એક દિવસ, થયો બે દિવસ થયા, છતા ધ્વજા ધોળી થઈ નહિ. વિચારે છે, કે હજુ કોઈ ગામમા ભાગ્યશાળી જીવ જમવો બાકી રહી જાય છે. તે શંકા અનુસારે ગામમા સંઘપતિ જાતે ફરી ઘેર ઘેર તપાસ કરે છે ત્યાં એક શેઠ ને શેઠાણી બહુજ સુપાત્ર ધર્મિષ્ઠ તેના જોવામા આવ્યા, તેમને ઘેર જઈને વિનંતિ કરી સાહેબ! આપ સંઘમાં જમવા પધારો ત્યારે તેઓએ જણાવ્યુ કે અમારે તો અઠ્ઠમ છે જરૂર સંઘપતિ સમજી ગયો કે આજ સુપાત્ર સાધર્મિક હોવા જોઈએ, કે જેના પગલાથી મારી ધ્વજા ધોળી થઈ જશે! એમ ગુરૂ મહારાજે કહેલુ છે તે પ્રમાણે મનની સાક્ષીએ દૃઢ નિશ્ચય કરી ફેર ઉપરા ઉપરી જમાડવાનુ ચાલુ જ રાખ્યુ ને વળતે દિવસે વિનંતિ કરી સંઘમા જમવા તેડી ગયો. તે સાધર્મિકો સંઘમા જમ્યા ત્યારે તેની લાલ ધ્વજા તે ધોળી થઈ ગઈ આર્યો તે જમાડનાર સંઘપતિએ પણ તીર્થંકરગોત્ર બાધ્યુ આવી રીતે સાધર્મિક જમાડવામા કોઈ એકાદો પણ ઉત્તમ જીવ આવી જાય તો એ પૈસાનુ સાર્થકપણું થઈ જાય, કાયાનુ કલ્યાણ થઈ જાય ને પોતાને અનંતા લાભ પ્રાપ્ત થાય. આવુ જાણી જે કોઈ સાધર્મિક ભાઈઓની ભક્તિ કરશે, તેમનુ વાત્સલ્ય કરશે, તેનુ બહુમાન સાચવશે, જેઓ સાધર્મિકના ઉદ્ધારના રસ્તાઓ લેશે તે ખરેખર આ ભવ પરભવ કલ્યાણમંગલિકમાલાને પામી મોક્ષ સુખને વિષે વિરાજમાન થશે

❀

## મૌન એકાદશી વ્યાખ્યાન.

पर्वेद दुर्लभं लोके, श्रीकृष्णेनाऽऽदृतं पुरा,
कल्याणकौघैर्दीप्तं यज्जिनाना श्रीजिनोदितम् ॥ १ ॥

ત્રિલોકનાથ તીર્થંકર ભગવાનના શાસનમાં મોક્ષને સાધવાની દૃષ્ટિ મુખ્યતાએ રહેલી છે અને તેથી તે શાસનમા આહોરાત્ર, પાક્ષિક, ચાતુર્માસિક, કે સંવત્સરીની પ્રતિબદ્ધ ક્રિયાઓ જે જે

જણાવવામા આવી છે તે તે કેવળ આત્માની દૃષ્ટિએ અને મોક્ષની પ્રાપ્તિ માટે જ છે શાસ્ત્રમા જણાવેલા તહેવારોમા મૌન એકાદશી નામનો તહેવાર કોઈ જુદી રીતે વર્ણવામા આવેલો છે જ્ઞાનપચમી આદિ તહેવારોની ઉત્પત્તિ અને તેની પ્રવૃત્તિ જ્યારે જ્ઞાનાદિક વિરાધનાથી થયેલા દુખો અને અતરાયો દૂર કરવા માટે થયેલી છે ત્યારે આ મૌનએકાદશીનો આવિર્ભાવ ત્રણ ખડના માલિક, ક્ષાયિકસમ્યક્ત્વને ધારણકરનાર મહારાજા કૃષ્ણજીને અગે થયેલો છે

હકીકત એવી છે કે કૃષ્ણ મહારાજા મથુરા અને વૃદાવન જેવા અસલ નિવાસ સ્થાનોને છોડી દઈને લવણસમુદ્રના અધિષ્ઠાયક દેવતાની આરાધના કરી દેવલોકને પણ ટક્કર મારે એવી દ્વારિકા નગરી વસાવવા માટે શક્તિ સપન્ન થયા અને તે દ્વારિકા નગરીની દિન પ્રતિદિન જાહોજલાલી વધતી જ ચાલી. તે દ્વારિકા નગરીની વૃદ્ધિ દેખાવા સાથે તે દ્વારિકા નગરીના નાશની કલ્પના કોઈપણ પ્રકારે બુદ્ધિમા આવી શકે તેમ ન્હોતી, અને તે ન આવવાથી જ ભગવાન નેમનાથજી મહારાજ પાસે તે દ્વારિકાનગરીના નાશનો પ્રશ્ન શ્રીકૃષ્ણમહારાજ તરફથી થયો જગતમા જાણવામા આવેલો ગ્રહ જેમ પીડા ન કરી શકે તેવી રીતે દ્વારિકા નગરીના નાશના કારણો જાણવામા આવે, તો હુ તેનો પ્રતિકાર કરી શકુ એ ધારણાથી કરેલા દ્વારિકાના નાશના પ્રશ્નના ઉત્તરમા ભગવાન શ્રીનેમનાથજી મહારાજે દ્વાડ-દૈપાયનઋષિ અને શામ્બકુમાર વિગેરેનો ઇતિહાસ જે ભવિષ્યમા બનવાવાળો હતો તે જણાવ્યો એ ઇતિહાસ સાભળીને કૃષ્ણમહારાજે સસારની અનિત્યના જાણીને પોતાના સમગ્ર દેશમા પડહો બજાવીને જે કોઈ પોતાના આત્માનો સસારથી ઉદ્ધાર કરવા દીક્ષા લે, તેને સમગ્ર પ્રકારે મદદ આપવાનુ જાહેર કર્યુ અને એ પડહાના પ્રતાપે હજારો ભવ્ય આત્માઓ–પ્રાણીઓ પોતાના આત્માનો

### મૌન એકાદશી પર્વનું ધ્યેય

દરેક મહિને અગીયારશ તો આરાધાય છે અને આ માગશર સુદિ એકાદશી વર્ષમા, એક વાર, તેથી એ એકાદશી પર્વ પણ ગણાય. મૌનએકાદશી મુખ્ય કારણથી ઉભી થઈ છે મૌન એકાદશી પર્વનુ ધ્યેય મૌન છે પ્રશ્ન થશે કે મન કે કાયાના યોગને રોકવા પર્વ ન રાખ્યુ, અને વચન યોગને રોકવા પર્વ કેમ રાખ્યુ ? જૈનદર્શનમા તમામ અનુષ્ઠાનો મન, વચન, કાયાના યોગને ગોપવનારા છે જૈન દર્શનનુ, એક પણ પર્વ કે તહેવાર મન, વચન કે કાયાના આશ્રવની છુટ આપતુ નથી, લૌકિક પર્વો કે તહેવારો તો મન વચન તથા કાયાના કર્મોને પ્રવર્તાવવાના સાધન રૂપ છે લોકોત્તરપર્વો તથા તહેવારો મન, વચન તથા કાયાના યોગથી બધાતા કર્મોને રોકનારા, એજ ધ્યેયથી પ્રવર્તાવેલા છે મનના પાપી વિચારોથી, વચનના સાવદ્ય નિષ્ઠુર ઉપયોગથી કે કાયાની પણ તેવી પ્રવૃત્તિથી બધાતા કર્મોને રોકવા એજ અનન્ય હેતુ આ અનન્ય જૈનદર્શનમા નિયત પર્વો તથા તહેવારોનો છે લોકોત્તર બીજા બધા પર્વો કે તહેવારોમા (આજના પર્વ મૌન એકાદશી સિવાય) મન, વચન, કાયા, ત્રણેના યોગને ગોપવવાના ખરા, પણ નિવૃત્તિ–પ્રવૃત્તિપૂર્વકની, જેમકે આર્ત અને રૌદ્રધ્યાનુ રોકી મનને ધર્મ તથા શુકલ ધ્યાનમા પ્રવર્તાવવું સાવદ્ય પાપારભની પ્રવૃત્તિ રોકી કાયાને વાણીને દેવવદન, સામાયિકાદિ પ્રવૃત્તિમા જોડવા અને તેવી પ્રવૃત્તિ વધારવી

### મૌનએકાદશીપર્વની મૌનમા વિશિષ્ટતા

આજના તહેવારની વિશિષ્ટતા બીજી છે સાવદ્ય કે નિરવદ્ય એક પણ વચન ન બોલતા મૌન જ રહેવું તે એકાદશી પર્વની વિશિષ્ટતા છે પાપને રોકવું તે શાસ્ત્રકારને ઇષ્ટ છે નિર્જરા થાય તેવી પ્રવૃત્તિ, શાસ્ત્રકારને, ઇષ્ટ નથી, તેમ નથી

#### વચનના, ઘા ન રૂઝાય

આ માટે વચનની પ્રવૃત્તિ ઉપર અકુશ રાખવો જોઈએ,

મન વચન કાયા એ ત્રણ યોગની પ્રવૃત્તિમા હ મેશા મનુષ્યો હોય છે વચનની પ્રવૃત્તિ માટે અ કુશની આવશ્યકતા છે જગતમા વચનથી જે અનર્થ થાય છે તે અનર્થ મન કે કાયાથી નથી થતો ઘા માર્યો તે ત્રણ દિવસમા રૂઝાઈ જાય છે મર્મવચન કહ્યુ હોય તો જિંદગી સુધી ન રૂઝાય કે ભૂલાય. માટે વચન ઉપર કાબૂ રાખના શીખો ! કાયાનો કાબૂ સાહજિક છે, અધ્યાત્મકલ્પદ્રુમમા એક સ્થળે કહ્યુ છે કે–વચનની પ્રવૃત્તિ ન કરવા રૂપ મૌન કોણ નથી કરતુ ?

> वचोऽप्रवृत्तिमात्रेण, मौन के के न बिभ्रते ।
> निरवद्य वचो येरा, वचो गुप्तांस्तु तान् स्तुवे ॥
>
> અધ્યા. શ્લો ૨૪–૪

એકેન્દ્રિઓ અનાદિથી મૌન રહ્યા છે, સાવદ્ય કે નિરવદ્ય વચન પ્રવર્તાવવુ એ પોતાને આધિન છે જેનુ મન રોકાયેલુ હોય તે જ્યા સુધી વિચાર કરવા માગે ત્યા સુધી વિચાર કરી શકે વચન ઉપર કાબૂ હોય તો મન ઉપર કાબૂ આવી જાય કાયાનો કાબૂ સહેલો છે

વચનયોગથી રખડપટ્ટી

કવિલા ! ઇત્યપિ ઇહયપિ એટલા જ માત્ર વચનથી શ્રી મહાવીર મહારાજાના જીવને જે કોડાકોડ સાગરોપમ રખડવું પડયુ તે માત્ર વચનયોગથી જ ને ? એવી જ રીતે કુલમદ કર્યો તે વાત તો સાચી હતી, છતા ય રખડવું પડયુ ને ? જો કે એ વચન સાચુ હતુ છતા રખડપટ્ટી શાથી ? વાસુદેવમા હુ પ્રથમ એ ખોટુ તો હોતુ જ, એમના પિતા ભરત ચક્રવર્તી પણ હતાજ અને ચક્રીઓમા પ્રથમ હતા. તેમ તીર્થ કરોમા પ્રથમ તેમના દાદા હતા વળી વાસુદેવ, ચક્રવર્તી તથા તીર્થ કર ત્રણ ત્રણ પદવીઓ પોતાની ખરી જ ને ? તો રખડપટ્ટી શાથી ? તમે બધા ... કુલના અને ... મોટો ... ગો ! મારૂ કુળ કેટલુ ઉ- આ વચનપ્રવૃત્તિથી ... , છતા કર્મનો છેડો

ભવે ન આવ્યો તીર્થંકરના ભવમા પણ હલકા કુળમા ઉપજવાનો યોગ બન્યો મૌન એટલે શું? દુનિયામા મૌન' શબ્દ ચૂપ રહેવાના અર્થમા વપરાય છે અને મૌન એકાદશીનુ પર્વ કે તહેવાર, તે જ અપેક્ષાએ છે મૌન વ્રતને ધારણ કરનારા સુવ્રત શેઠને મૌનથી કેટલો લાભ થયો તે વિચારી જુઓ

દુનિયાના વ્યવહારમા પણ વચન ઉપર કાબુ રાખ્યા સિવાય સસારમા નભાવી શકાતુ નથી, તેમા કેટલીક વખત સ્ત્રી જેવી જાત કે જેના માટે એવી કહેવત છે કે 'જીવતી માખી પેટમા ટકે તો સ્ત્રીના પેટમા ગુપ્ત વાત ટકે' અર્થાત્ સ્ત્રીના પેટમાં કોઇ પણ વાત ટકવી મુશ્કેલ છે તે બીજાને ન કહે ત્યાં સુધી તેને શાંતિ નવળે છતા કેટલીક સ્ત્રીઓ કેવા સયોગમા પણ ગભીરતા અને વચન ઉપર કાબુ રાખી શકે છે, તે માટેનુ એક ઉદાહરણ જાણવા જેવુ છે —

**રજપૂતાણીની ગભીરતા અને કુભારણની કોમળતા**

એક ગામમા એક રજપુતાણીની પાડોશમા એક બ્રાહ્મણનુ કુટુબ રહે છે એક બ્રાહ્મણી સાથે રજપુતાણીને સારો બનાવ છે, એક બીજા પરસ્પર સુખ દુખની વાતો કરી વિશ્વાસુ બની ગયા છે અને બ્હેનપણી તરીકેનો વર્તાવ રાખે છે બ્રાહ્મણીને કોઈ સમયે ગર્ભ રહ્યો તેના પ્રભાવથી બ્રાહ્મણીને દારૂ પીવાનો દોહલો થયો, દોહલો પૂરો નથી થતો તેથી બ્રાહ્મણીનુ શરીર દિનપ્રતિદિન દુર્બલ પડવા લાગ્યુ રજપુતાણીએ કારણ પૂછ્યુ પણ દોહલાની વાત બ્રાહ્મણીથી શી રીતે બોલાય? બ્રાહ્મણની જાતને આવો દોહલો થાય તે વાત બહાર પ્રગટ તો કરી શકાયજ નહિ છતા રજપુતાણી વારવાર સ્નેહથી આગ્રહથી પૂછ્યા કરે છે બ્રાહ્મણીથી બોલી શકાતુ નથી છેવટે ખાત્રી આપી કે ગમે તેવી વાત હશે મારા પર વિશ્વાસ રાખ કદાપિ કોઇને તે વાત કરીશ નહીં, એમ વિશ્વાસ પામવાથી દોહલાની હકીકત કહી દોહલો પુરો ન કરે તો ગર્ભ અને બ્રાહ્મણીના જીવનનો સદેહ છે, જેથી ગુપ્તપણે રજપુતાણીએ પોતાના ઘરમા દારૂ પાઈ દોહલો પૂર્ણ કર્યો ત્યાર પછી શરીર સુધરવા લાગ્યુ બ્રાહ્મણીને પુત્ર થયો.

એમ કરતા વરસો વીતી ગયા અને રજપુતાણીએ કોઈને પણ આજ સુધી ગભીરતા રાખી વાત નથી કરી સ્નેહી હિતસ્વીઓ એક બીજા પ્રત્યે વિશ્વાસી હોય છે પરતુ સધ્યાના રાગ માફક સ્નેહ એક સરખો કાયમ ટકી રહેતો નથી રગમા ભગ કઈ વખતે પડે છે તેનો નિર્ણય નથી કોઈ વખતે બ્રાહ્મણી અને રજપુતાણીને ગમે તે કારણે અણબનાવ થયો અને વાત ત્યા સુધી વધી ગઈ કે એક બીજા ન બોલી શકાય તેવા શબ્દોથી ઘાટા પાડીને લડવા લાગ્યા રજપુતાણી વાળ છુટા મુકી આવેશમા બ્રાહ્મણીના ઘરના ઓટલા પાસે આવી બુમ બુમાડા પાડી લડવા લાગી. રજપુતાણીના ભયથી બ્રાહ્મણી ઘરમા પેસી ગઈ, અને ભય લાગ્યો કે રખેને તકરારમા પેલી દારૂ પીધાની વાત બોલી નાખશે તો તો તે મારે માટે જીવનમરણનો સવાલ છે આ વખતે રજપુતાણી પણ સમજી ગઈ કે હવે ગભરાઈ છે એટલે તાડુકીને કહ્યુ કે સાચી હોય તો બહાર નીકળ ને ? ઘરમા શું ભરાઈ [illegible] એ તો જે કહેવાતુ હશે તે કહેવાશે જ આમ છતા [illegible] બીજાત છતા જે વાત ગુપ્ત રાખવા માટે આગળ [illegible] જાહેરમા બોલી નથી પણ ગભીરતા રાખી આવી [illegible] વચન ઉપર કાબુ વ્યવહારમા રાખી શકે છે તો [illegible] તો મન-વચન-કાયા ત્રણેને ગોપવનારા તો કલ્યાણ [illegible] ઉપર કેમ સ્વાભાવિક-સહજ કાબુ ન મેળવી શકે ?

વચનમા અપશબ્દ બોલવાની ટેવ ન પડે [illegible] બોલવાની ટેવ પાડવી જોઈએ એ માટે એક [illegible] ગામડીયણ બાઈનુ દૃષ્ટાંત આપણે ઉપયોગી છે [illegible] વાનો હતો નજીકના ગામડામાથી એક કુ[illegible] વાસણો ભરીને શહેર તરફ જાય છે [illegible] એટલે ગધેડીને લાકડી મારતી જાય છે, [illegible] ચાલ બેન ચાલ આમ બોલતી જાય [illegible] નવાઈ લાગી કે ગધેડીને મારતી [illegible] બોલાવે છે [illegible]

વર્ણન કેમ કરે છે? કુંભારણે કહ્યું કે હું મેળામાં પહોચીશ ત્યાં કોઈ શેઠીયાના ઘરની બાઈઓ, ઠાકોરના ઘરની કે એવી બાઈઓ મારો માલ ખરીદ કરવા આવશે ૫-૨૦ ટકોરા મારશે ભાવતાલ નક્કી કરશે એમાં વાધો બે પૈસાનો પડે, અને કદાચ તે માલ લીધા વગર ચાલી જાય તો તે વખતે હું દૂર દૂરથી અહીં વેચવા આવી; અને ખરીદ ન કરે તો મારો પીત્તો ગરમ થઈ જાય અને ટેવને અંગે ઉંચા નીચા અપશબ્દો બોલાઈ જવાય તો મારો વેપાર થાય નહિં, જો ગધેડી સાથે પણ બોલવાની આવી ટેવ પડી હશે તો ઘરાક સાથે પણ મીઠાશથી વાત કરીશ તો ઘરાક મારો માલ સંતોષથી ખરીદી જશે. આ કારણે સારા શબ્દો બોલવાની ટેવ પાડવા માટે 'ચાલ બેન ચાલ' એમ ગધેડીને પણ કહું છું આપણા બાળકોને ઘણી વખત આવેશમાને આવેશમાં કેટલીક વખત મન ન હોય છતાં રાંડ-મુવા આધળા તારૂં નખોદ જાય વિગેરે અપશબ્દો બોલી નખાય છે. તે ટેવો બાળકમાં પડવાની એક વખત અપશબ્દ આવેશથી બોલાય છે, પરંતુ અંતઃકરણમાં તેવા પરિણામ ન હોય છતાં આકરા શબ્દો બોલેલા હોય તેનો ફળ બીજા જ જન્મમાં સીધા અનુભવમાં પડે છે જુઠું બોલવાથી બીજાની મર્મ વાતો પ્રગટ કરવાથી જુઠું અભ્યાખ્યાન-કલંક-આળ આપવાથી સીતા માફક ખોટું કલંક ચડે છે જીભમાં કીડા પડે છે વાચા મળતી નથી આવા કટુક ફળો અનુભવવા પડે છે તો બને તેટલું મૌન રાખવાની ટેવ પાડવી બોલવાની જરૂર પડે ત્યારે હિત-મિત-પ્રિય વચન બોલવું સાચું વચન હોય છતાં બીજાને અપ્રિય લાગે તેવું પણ વચન બોલવા માટે ભગવાન ના કહે છે એટલું જ નહિં સૌમ્ય-મધુર વચનથી જ પુત્ર શ્રી પરિવાર નોકર વિગેરે પાસે કામ કરાવે મધુર વચનમાં એવી તાકાત છે કે સામા મનુષ્યને કામ કરવાની ઈચ્છા ન હોય છતાં મધુરવચન કામ કરાવી દે. મહાશતકશ્રાવકની શ્રી રેવતી વાછરડાના માંસ ખાવામાં અત્યંત લોલુપી, મદિરાપાન કરવામાં આસક્ત વિષયા-

સક્ત એટલી બધી કે પોતાની સાત શોકયોને ઝેર આપી મારી નાખી છે, તે રેવતી કોઇ વખત મહાશતકશ્રાવક રાત્રીએ પૌષધ અંગીકાર કરી કાઉસગ્ગ ધ્યાનમાં રહ્યા છે, ત્યાં મદિરાપાન કરી આવી વિષયાસક્ત બની પૌષધવિષે કાઉસગ્ગમા રહેલા મહાશતકશ્રાવકને અનુકૂળ ઉપસર્ગ કરે છે મહાશતકશ્રાવકને અવધિજ્ઞાન છે, તેથી ઉપયોગ મૂકી વિચાર કર્યો કે આટલી ક્રુરતા કેમ કરે છે? દુર્ગતિગામી આત્માને અંતાવસ્થાએ દુર્ગતિના ચિહ્નો જણાય 'આજથી સાતમે દહાડે અળસીયાના વ્યાધિથી મરી નરકમા ઉપજવાની છે' આવા સત્ય-સાચા વચન મહાશતકે કહ્યા, સાચુ છતા કઠોર-ભયઉત્પન્ન કરનાર હોવાથી ભગવાને મિચ્છામિદુક્કડ અપાવ્યુ છે માટે બને ત્યાં સુધી સર્વથા મૌન 'મૌન સર્વાર્થસાધન' અને બોલવાની જરૂર પડે તો શાસ્ત્રાજ્ઞા મુજબ પાપવચન ન બોલાય તેમ ઉપયોગપૂર્વક વચન બોલવુ કોઇની નિંદા ન કરવી બીજાની નિંદા કરવાથી નીચગોત્ર બધાય છે નિંદા કર્યા વગર ન રહી શકાતુ હોય તો પોતાના દુર્ગુણોની નિંદા કરવી. દુનિયામા કહેવાય છે કે પાણી એક ગરણાથી ગળી પીવુ વચન સાત ગરણાથી ગળી બહાર કાઢવુ પ્રસગે આ સર્વ કહેવાયુ આવુ સમજી આવા ૧૫૦ ગુણા ફળ આપનાર મૌન એકાદશીની આરાધના કરનાર આ ભવ પરભવ કલ્યાણ માગલિક માળા પહેરી મોક્ષ સુખનો અધિકારી બનશે.

---

તપનો વિધિ-માગસર સુદ ૧૧ (મૌન એકાદશી)ના દિવસથી તપ શરૂ કરવો તે દિવસે ઉપવાસ તપ કરવો સાંસારિક કાર્યોમાં મૌન રહેવું, અને 'શ્રી મહાયશ સર્વજ્ઞાય નમ'ની ૨૦ નોકારવાલી ૧૧ લોગ. કા ૧૧, ખમા૦ ૧૧, સાથીયા અગીયાર, ફળ મૂકવા, દોઢસો કલ્યાણકનુ ગણુ ગણવુ અગીયાર વર્ષ અને અગીયાર માસ સુધી દર શુદ અગીયારસે ઉપવાસ કરવો.

श्री सिद्धचक्राय नमो नमः ॥

# શ્રી સિદ્ધચક્રના વ્યાખ્યાનો. ૧.

સ ૧૯૯૨ આસો શુદિ ૬ જામનગર દેવબાગ

पयाइ च पयाइ आराहताण भ-गवत्ताण ।
हत्तु सयावि हु मगलकल्लाणममिद्धिनिहीओ ॥१३१६॥

શાસ્ત્રકાર મહારાજા શ્રીમાન્ રત્નશેખર સૂરીશ્વરજી મહારાજ શ્રીપાળ મહારાજના ચરિત્રને રચના જણાવી ગયા કે ધર્મના ચાર પ્રકાર છે દાન, શિયલ, તપ ને ભાવ એ ચારે પ્રકારમા દાન પોતાનુ દઈ દેવુ, તેટલા માત્રથી દાન નહિ કહેવાય ગુણ વાનને જાણીને ગુણની વૃદ્ધિ–પ્રાપ્તિના આશયથી જે દેવામા આવે તેનુ નામ દાન નહિં તો રાજાને દડ–ટેક્ષ આપનારો ? તો છે પૃથ્વીએ પાતાળમાથી પાણી આપ્યુ પાણી દેવાવાળી પૃથ્વી છે તો દાનનુ ફળ તેને મળવુ જોઈએ શા માટે દાનનુ ફળ નથી પામતા ? દેવા માત્રથી દાન નથી ગુણો કયા છે, તે મેળવવાની કેટલી જરૂર, અન્યના ગુણોના પોષણદ્વારાએ પોતાને ગુણ મેળવવાનો રસ્તો છે, આ ધારીને દાન કરવું તે ખરેખરૂ દાન છે ભાવ વગરનુ દાન એ દાન નથી

ભયકર પાપસ્થાન કયુ ?

શીલને અગે કેઈ જીવો એવા છે કે જ્યા સ્ત્રી જાતિ નથી સૂક્ષ્મ એકેન્દ્રિય જેને નપુસક વેદ છે, જેમા સ્ત્રીવેદ પુરૂષવેદ નથી, તેને સ્ત્રીનો સમાગમ પણ નથી, તેને બ્રહ્મચારી કહેશો ? કલ્પાતિત દેવતા લ્યો, એ તો સાગરોપમો સુધી બ્રહ્મચારી ગણવા જોઈએ ને ? સ્ત્રી સયોગ ન કરવામાત્રથી બ્રહ્મચારી હોય તો સૂક્ષ્મ એકેન્દ્રિયથી યાવત્ કેટલાક દેવતાને બ્રહ્મચારી ગણવા જોઇએ, આવી રીતે હિંસા વિગેરે આશ્રવના હેતુઓ–કર્મ આવવાના આ દ્વારો છે તેમા મુખ્ય દ્વાર આ છે હિંસાથી મારે તે જીવો પરિમિત, આરભ પરિગ્રહને અગે જીવો સહેજે મરે તે માત્ર

સ્થાવર, ત્રસની તો જયણા હોય, હિંસાને અંગે સામાન્ય આરંભ પ્રવૃત્તિવાળાને સ્થાવરની દયા રહે, જુઠું બોલ્યો તે મોટું પાપ પણ તે પ્રાસંગિક દુઃખ થવા દ્વારાએ પાપ થાય ચોરીમાં કોઈનું લઈએ તો દુઃખી થાય, અંતરાયનો ત્યાં ઉદય થાય તેથી પાપ સ્ત્રીસમાગમ એ આખી સંસારની જડ છે ત્યાં ગર્ભજોની હત્યા છે એક વખતના સ્ત્રીસમાગમમાં નવ લાખ જીવોની હિંસા થાય છે માટે આ ભયંકર આશ્રવસ્થાન હિંસા વિગેરે પાપસ્થાનકો કરતાં આ ભયંકર પાપ છે, તેથી તે પાપને બંધ કરે તેનું નામ શિયલ કહેવાય એકેન્દ્રિય વિગેરેમાં સ્ત્રીનો સમાગમ ભલે ન હોય, પણ એકેન્દ્રિય વિગેરેને શીલનો લાભ થતો નથી, કારણ કે ત્યાં શિયળના પરિણામ નથી આશ્રવ રોકવાના પરિણામ તે શીલની જડ

જ્ઞાન સહિત તપ ક્યારે?

તપને અંગે વિચારીએ, એક દહાડો ઉપવાસ કરીએ તો ઉપવાસ કર્યો એમ કહીએ છીએ. દેવતાને અંગે વિચાર કરીએ તો તેઓને હજારો વર્ષ સુધી ખાવાનું નથી જેટલા સાગરોપમનું આયુષ્ય તેટલા હજાર વર્ષ સુધી આહાર વગરના આપણને કવલાહારના પચ્ચક્ખાણ હોય છે, પણ રૂંવાડાના આહારના–લોમાહારના પચ્ચક્ખાણ નહિં તેલ ચોળીએ તેમાં બહારથી પુદ્ગલો લીધા તેનો ત્યાગ નથી દેવતાને કવલાહાર નથી એતો ૩૩ સાગરોપમના લાંબા કાળ સુધી કવલાહાર ન કરતા હોવાથી ઉપવાસી કેમ ન ગણાય? ત્યાગ રૂપે ત્યાગ નથી, તેમ પચ્ચક્ખાણ નથી આથી ઉપવાસી ન ગણાય તપસ્યામાં કવલાહારને અંગે આપણે પચ્ચક્ખાણ કરીએ આપણામાં છટ્ઠ–અઠ્ઠમ કરનારા તપસ્વી ગણાય, તો દેવતાઓ હજારો વર્ષો સુધી નહિં ખાનારા મહાતપસ્વી કહેવાવા જોઈએ ને! શાસ્ત્રકાર તપસ્યાની કિંમત કયા ગણે છે? તે જરા સમજો! જેમ તળાવને સુકવવું હોય તો પાણી આવવાનું દ્વાર બંધ કર્યા વિના સુકવવા જાય તો તેને કમ અક્કલવાળો કહીએ, આવતો પ્રવાહ રોક્યો નથી, ને જો પાણી ઉલેચવાનું કરે છે તે અંધારું ઉલેચવા જેવું

કરે છે તેમ કહેવાય. તેમ અહીં કર્મ આવવાના દ્વાર બધ કર્યા સિવાય નિર્જરા કરવા માગે તે અધારા ઉલેચવા જેવુ થાય તેથી કરતા શીલને અગ્રપદ આપ્યુ આશ્રવ રોકવામા દૃઢીભૂત થાશે, ત્યારે નિર્જરાના અધિકારી થશો. શ્રી ઋષભદેવજીએ તપસ્યા કરી પણ સાધુપણુ લીધા પછી પ્રથમ આવતા કર્મને રોકવાની જરૂર રોકીએ નહીં તો સવર કરવામા ન આવે અને નિર્જરાને માટે ઉદ્યમ કરીએ તો 'આધળો વણે ને વાછરડો ચાવે' તેના જેવુ થાય આથી પહેલા શીલ રાખેલુ છે સવર તત્ત્વની પછી નિર્જરાતત્ત્વ જણાવ્યુ છે સવર નિર્જરા વગર મળતો નથી જ્યા સુધી ૬૯ કોડાકોડિ કર્મસ્થિતિ તૂટી ન જાય, ત્યા સુધી સવર આવતો નથી. નિર્જર સિવાય સવર મળવાનો નથી, છતા નિર્જરાતત્ત્વને પહેલુ ન લેતાં સવરતત્ત્વને પહેલુ લીધુ, સવર પછી નિર્જરા ૬૯ની નિર્જરા ન લેવી પણ અહીં અણસણઆદિ તપસ્યાથી થતી જે નિર્જરા તે લેવી તપસ્યાના બાર ભેદમા અકામનિર્જરા બ્રહ્મચર્ય આદિ જણાવ્યા નહિં તપના બાર ભેદો સવર પછી સધાતી નિર્જરા માટે છે બીજા આચરી ભલે લ્યો પણ તપનો અધિકારી સવરવાળો તપસ્યા કરતા કષાયોનો જય કરશે. એટલુ જ નહિં પણ તપસ્યાથી શરીરની ધાતુઓ તપશે. તે કર્મને વિખેરી નાંખશે, આવેલા કર્મને તોડી નાખશે, એ દૃષ્ટિએ તપસ્યા તે તપ છે.

### ૧૪ રાજલોકમા કુદકા મારનાર મન માકડુ

દાન શીલ તપ એ ત્રણે ભાવનાથી મળેલા હોય, આ વિચાર કરીએ ભાવ વગરની ક્રિયા તે દ્રવ્યક્રિયા છે અને દ્રવ્યક્રિયા તે તુચ્છ છે, જે દાનમા ગુણ પોષણની બુદ્ધિ નથી, જે તપમા કર્મ તોડવાની બુદ્ધિ નથી, તો તે દાન તપ વિગેરે મોક્ષને માટે કામ કરી શકે નહિં ભાવપૂર્વકના દાન શીલ તપ સફળ થાય ભાવ ચીજ શી ? માકડાનુ પાજરૂ બીજી તો ઉપમા દઈ શકાય નહિં નહિં તો માકડુ પણ વનમા જ ફરે છે માકડુ ચાલ્યું

ચાલ્યું અમદાવાદ શહેરમા ગયુ નહિ તેને કોઈએ રોકયુ નથી નહિં રોકયા છતા મર્યાદા છે માકડુ આઠે આઠે નેવે નેવે કુદકા મારે પણ આ મન માકડુ તો ચૌદરાજ લોકમા કુદકા મારવા વાળુ છે માકડા છુટા રહેલા છતા આટલામા ને એટલામા જ ભટકે છે પહાડથી પહાડે કોઈ વાદરૂ કુદ્યું નથી આ મન તો રાજલોકના રાજલોક સુધી કુદે છે ઘડીમા અહીંના વિચારો ઘડીમા ગ્રૈવેયક સુધી વાદરૂ કુદે વર્તમાનનુ અતીત અનાગતમા કુદતુ નથી. આ જગત પર ઘર થવાનુ છે, તે ધારીને કુદતુ નથી મન માકડુ ભૂત ભવિષ્યમા કુદકા મારે મારે આમ થશે આમ થયુ હતુ આ મન રૂપ વાદરૂ ન હોય તેના ઉપર નાચનારૂ છે એ વાદરૂ કબજે કેમ આવે ? ચચળ મનુષ્યને વાદરા જેવો કહીએ છીએ આ મનને કઈ ઉપમા આપવી ? વાદરૂ મર્યાદામા કુદે આ મનને મર્યાદા નહિં શી રીતે આને કબજે લેવુ ?

એક શેઠીઓ લક્ષ્મીવાળો હતો કોઇક મોટા વેપારીની દુકાને અધિષ્ઠાયક ભૂત છે આપણે ભૂતનો અનુભવ કર્યો નથી ભૂતવાળી દુકાને ગયો, ભૂત એ દુનિયામા છે કે નહિં? તે નિર્ણય માટે તારે ત્યા ત્રણે જગતની વસ્તુ દુકાનમા રહે છે? પેલો કહે છે કે હા, તો લાવ ભૂત આપ ! પેલાને ભૂત રજૂ કરવો પડયો આ દુકાનદારનુ ભૂત લઈ જાય છે, એ ભૂત પર ચાલુ દુકાનનો આધાર છે કેટલીક વાત આડકતરી હોય છે ડૉકટર દવા આપે ઝેર હોય ને લેબલ ન લગાડે તો ડૉકટર ગુનેગાર ગણાય તેમ હુ પણ તને ભૂત આપુ છુ ભૂતના સ્વરૂપથી સાવચેત ન કરૂ તો તુ મને પાછળથી ઠપકો આપે આ ભૂતને જે કામ બતાવીશ તે પલકારામા કરશે, પણ એમ કહીને પથરો નાખે છે પણ જે વખતે એને કામ ન હોય તે વખતે ઉથલપાથલ કરશે, હવે ભૂત આપવુ જ નથી, એ સીધો અર્થ થયો તાનસેનને હાથી આપવામા અડચણ નથી, પણ એ હાથી ભૂખ્યો થશે તો રહેવાનુ ઝુપડુ પાડી નાખશે. ગામ મળ્યા વિના હાથી કામનો નથી, તેમ આ વ્યતરને હુકમ કરીશ તે કામ પલકારામા કરશે, પણ નવરો પડશે તો મખોદ કાઢશે વેપારી કહે કબૂલ. વાણીઓ

ભૂતને લઇને ઘેર ગયો કુવો ખોદ! ભૂતે કુવો ખોદ્યો, અદર વાસ ઉભો કર! ઉપર કાણું હાટલુ બાધ! વાડકો લાવ, જ્યારે કામ ન ભળાવુ ત્યારે આ કાણા વાટકામા પાણી લઈ કાણી હાંલ્લીમા નાખવુ. કાણાવાટકાથી કાણી હાલ્લી ભરાતી જ નથી ત્યારે હવે ભૂતને કબજામા આવવુ પડયુ ભૂત થાકીને વેપારીને કહે છે, ભાઈ સાહેબ! છોડો નવરો હોઉ તો નખોદ કાઢુ તેથી આ તમે ગોઠવણ કરી છે ભૂતે લાખો રૂપીઆ ખર્ચ્યા ન થાય તેવુ ડુગરમા શેઠના નામનુ તળાવ કર્યુ, પછી ભૂતને જતો કર્યો

છાશમા માખણ જાય અને રાડ કુવડ કહેવાય તેવુ ન કરો!

આ જીવે કર્મરાજા પાસેથી મનરૂપી ભૂત લીધુ છે, હવે તે ભૂત એવુ છે કે કબજે રહે તો બે ઘડીમા મોક્ષ આપી શકે કબજે ન રાખે તો તમને આર્તધ્યાન રૌદ્રધ્યાનમા રગદોળીને નિગોદના ખાતા બધાવી દે સજ્ઞીપણાનુ પુણ્ય તે સાટે મન લીધું છે એ પુણ્ય આપીને મનરૂપી ભૂત લીધુ છે તે પેલા ભૂત જેવું છે, કામ ભળાવો તો કરી દે, નહિ તો નખોદ કાઢે જો ડાહ્યા હો તો તેને કામ ભળાવી દ્યો, નવરૂ પડયુ નખોદ કાઢે તેવુ છે, એક બાજુ પુણ્યની પ્રકૃતિ જાય છે, બીજી બાજુ પાપનો ઢગલો થાય છે તો કરવુ શું? અમૃત સ્વાધીન હોય તો કયો મૂર્ખો મુતર પીએ? આ મનથી બે ઘડીમા મોક્ષ સુધીનુ કામ કરી શકાય તેવા મનથી ઉંચી ગતિના કામો ન કરતા અધમગતિના કામો કરવાની મૂર્ખાઈ કોણ કરે? છાશમા માખણ જાય ને રાડ કુવડ કહેવાય પુણ્ય પ્રકૃતિને ખુવાર કરે અને પાપના ઢગલા એકઠા કરે તે બેવકુફ

મન મકટ માટે પાજરૂ કયુ?

આ મનભૂતને પાજરામા પુરી દ્યો પાજરામા પુરેલુ મન ચાહે તેમ કુદે પાજરાની અદર પણ મન ચચળસ્વભાવી છે તેને એવાં પાજરામા રોકી દ્યો, એવુ પાજરૂ કયુ? આ મન માંકડાને પુરવા માટે કોઈ પાજરૂ હોય? હા સ્વાધ્યાય, ધ્યાન વિગેરે પાજરા છે પણ તે બધામા નવપદજી જેવુ પાજરૂ એક

નથી કારણ નવપદ પાંજરામાં નવેપદ ગોઠવી દીધા, કે અરિહંતથી મન ચલાયમાન થાય તો જ સિદ્ધમાં એમ આગળને આગળ જાય જેમ વાંદરાને નવે સ્થાન પોતે બેઠું તે સ્થાન આઠે દિશાના આઠ સ્થાન, તેમ એ નવે સ્થાનમાં વાંદરો કુદ્યા કરે તેમ અહીં મનરૂપી વાંદરાને નવપદ પાંજરામાં પુરી દઈએ તો કયાંઈ જાય નહિં કોઈ વખતે અરિહંતનું ધ્યાન કરે, કોઈ વખત સિદ્ધનું ધ્યાન વિગેરે કરે પાંજરામાં કેદ થએલું વાંદરૂ કુદીકુદીને પાંજરામાં આવે તેમ મનને માટે નવપદ પાંજરૂ છે આ પાંજરામાં જો મનને કબજે રાખવામાં આવે તો શુભ પ્રકૃતિ બાંધશે અને અશુભ બાંધવાનો પ્રસંગ આવશે નહીં આ પાંજરામાં રહેલાને છેડવા કોઈ સમર્થ નથી પાંજરાના પોપટને બીલાડી મારી શકતી નથી

નવપદમાં સર્વ પદોનું મુખ્યપણું

નવપદનું એટલું બધું શું મહત્વ છે? અને આટલો મહિમા કેમ? તીર્થંકર તેમજ આચાર્યનો મહિમા કેવો હતો? જેનો મહિમા કહેવા માગે તે બધો મહિમા નવપદમાં છે બીજી બધી ભક્તિઓ ગૌણ મુખ્ય ભાવની છે તીર્થંકરની ભક્તિ વખતે અરિહંત ગુણીપણું મુખ્ય સાધુપણું વિગેરે ગૌણ સર્વને મુખ્ય કરીને ચાલનાર અને ગુણોને એક સરખી લાઈને સ્થાપનાર કોઈ હોય તો તે નવપદજ છે ગૌણ મુખ્ય ભાવ જ નહિં આ નવપદની આરાધનામાં સર્વનું એક સરખું મુખ્યપણું છે એમાં કોઈ ગૌણ કે મુખ્ય નથી, તેથી નવપદ નવેની મુખ્યતાવાળું જો કોઈ આરાધન હોય તો તે નવપદ છે સર્વનું મુખ્યપણું સરખું જ્ઞાનપંચમીમાં જ્ઞાનની મુખ્યતા નવેપદોની એક સરખી આરાધના થતી હોય તો તે સિદ્ધચક્રને અંગે બીજી આરાધનામાં કાતો દેવ, કાતો ગુરૂ, કાતો ધર્મની આરાધના ગુરૂ મહારાજનું સામૈયુ કરો ત્યારે વધામણીને અંગે લાખો ખરચો એમાં આરાધના ગુરૂની સ્ફટિકના પાના પુસ્તકો લખાવો તો જ્ઞાનની ત્રણેની એક સરખી મુખ્યતા હોય એવું કોઈ પણ આરાધન હોય તો તે નવપદનું

મનને કેળવવાનું સ્થાન

દેવતાઓ પણ સર્વ તીર્થમાં નિયમિત આરાધવા લાયક વસ્તુ ગણતા હોય તો તે નવપદની આરાધના જ છે ચોમાસી, સંવચ્છરી પહેલા છેલ્લા તીર્થ કરના વખતના દેવોને હોય, પણ નવપદની આરાધના આસો ચૈત્રની ઓળી તો દરેકને આરાધવા લાયક. તેમને શાશ્વતી અઠ્ઠાઈ બે ને ચાર અઠ્ઠાઈઓ અશાશ્વતી. નવપદની અઠ્ઠાઈ તે દરેક ક્ષેત્રમા નિયમિત ચાલુ હોય છે, તેથી શાશ્વતી અઠ્ઠાઈ કહી છે વિચારજો! દુનિયાની વિચિત્ર જ જાળો વળગી છે તેથી ઘરનું આંગણું છુટતું નથી દેવતાને સાહેબી છતા નદીશ્વર દ્વીપ પર આવીને ઓળીમા અઠ્ઠાઈમહોત્સવ કરે છે આપણને ચૈત્ર કે વૈશાખ આવ્યો તેમા ફરક નથી જે નવપદ ઉપર લક્ષ્ય હોવું જોઇએ તે નથી નવપદની આરાધના કરનારાના બહુમાનને અંગે જે કરવુ જોઇએ તે નથી બીજા પદોમા એક એકની ગૌણતા મુખ્યતા લેવી પડે છે, નવપદમા સરખી રીતે છે બે ત્રણ ચાર ભેદો અનુક્રમે દેવ-ગુરુ-ધર્મના છે આવી રીતે ત્રણે તત્ત્વ સભેદ આરાધન છે નવપદ કરતા ત્રિપદ રાખોને? એ ત્રણનુ આરાધન લઇએ તો સભેદ દેવ ગુરૂ ધર્મનુ આરાધન થાય નહિ ત્રણે તત્ત્વ ભેદસહિત નવપદમા દાખલ કરવામા આવેલા છે એવા પાંજરામા મનને પુરી દઇએ તો કેળવાએલો વાઘરો મનુષ્ય કરતા વધારે કામ કરનારો થાય એકલા જીવથી ન બને તે મનની મદદથી કરી શકો છો, નવપદ એ મનને કેળવવાનુ સ્થાન છે નવપદોની અનુક્રમે એકેક દહાડે કેવી રીતે વ્યાખ્યા જણાવવામા આવશે તે અધિકાર અગ્રે વર્તમાન ❀

## શ્રી અરિહંતપદ વ્યાખ્યાન ૨.

સં ૧૯૯૨ આસો શુદિ ૭ જામનગર,

तो भणइ गणी नरवर! पत्त अरिहंतपयपसायपण।
देवपालेण रज्ज सक्कस्स व कित्तिपणावि ॥१२०५॥

શ્રોતાના બે પ્રકાર

શાસ્ત્રકાર મહારાજા શ્રીમાન્ રત્નશેખરસૂરીશ્વરજી મહારાજા

શ્રી શ્રીપાળમહારાજાના ચરિત્રમા સૂચવી ગયા કે સસારમા શ્રોતા બે પ્રકારના હોય છે એકતો પરમ શુશ્રૂષાવાળા ને બીજા અપરમ શુશ્રષાવાળા જીવને ધર્મ આદરવાની બુદ્ધિથી, કર્મક્ષયના મુદ્દાથી ધર્મવિધિ કે કોઈ પણ દ્વારાએ શ્રવણ કરવાનુ મન થાય તે પરમ શુશ્રૂષા. ધર્મ કરતો હોય, સારો માનતો હોય, પણ સાભળવા માટે કેવળ રસ ઉપર તત્ત્વ હોય હાસ્યરસ, શૃ ગારરસ અને વીરાદિ રસમા જ સાભળવાની ઈચ્છા હોય, મોટા રાજા મહારાજાઓને રાજ્યચિંતાની બહુ જ પલોજણ હોવાથી ઉઘ આવતી નથી, તેવા રાજાઓ કથાકારો રાખે છે પહેલાનોી, જુની, ગામની, પરગામની રાજાઓની વાતો કરે છે તે વાતોમા રાજાનુ ચિત્ત જાય, રસિક વાતો સાભળવી એટલુ જ તેમા હોય પણ તત્ત્વદૃષ્ટિ ન હોય. કેવળ નિદ્રા લાવવાનો તેમા ઉપાય છે, જેમ અહીં જૈન શાસનમા જે જીવો કેવળ રસકથા તરફ દોરાએલા છે, શ્રીપાળ મહારાજાનો રાસ ત્રણ ખડ વચાય ત્યા સુધી વ્યાખ્યાનસભામા તલભર પણ જગ્યા ન હોય ચોથા ખડમા ચાર ડોસા ને આઠ ડોસીઓ દેખાય, કારણ? તત્ત્વનુ સ્થાન ચોથો ખંડ છે નવપદનુ વર્ણન-સ્વરૂપ-ગુણ-આરાધન ફળની રીતિ આ બધુ ચોથા ખડમા છે હવે વિચારો! ત્રણ ખડ સાભળવાવાળાને પરિણમ્યુ શું? ચોથા ખડ વખતે ઘેર ચોટી જવાવાળાને કહું છુ ત્રણ ખડ સાભળ્યા તેની વાત બધી યાદ રહી જાય, પણ નવપદના વર્ણનને અગે પૂછે તો કશુ યાદ ન રહે તે વાત નવપદની પૂજામા દાખલ થઈ તો પણ આપણા હૃદયમા ન આવી કયા વાણીના ગુણો? કેમ તીર્થ પ્રવર્તે? તેમાથી કશુ યાદ નહીં, શ્રીપાળ રાજાને આટલી રાજકુવરીઓ વરી, રાજ્ય મળ્યુ, દેવતા સહાય થયા, તે બધુ યાદ કરો છો કેરી કેરી પોકાર્યા કેરી નહિં મળે! આંબો સિંચાય તો કેરી મળે વ્યવહારિક ફળ દેખીને પણ ઝાડ સીંચવુ નથી અને તોરણ બાધી કેરી ખાવી છે શ્રીપાળ રાજાની ઋદ્ધિ, દેવતાઈ ચમત્કાર અને શુરાતન ગાવા તૈયાર છીએ, પણ એ બધુ આપનાર નવપદ તેનો મહિમા

ધ્યાન રાખવા તૈયાર નથી અહીં બે પ્રકારના શ્રોતા એક તો રસકથા સાભળનારા ને બીજા તત્ત્વકથા સાભળનારા

ચોથા ખડમા તત્ત્વકથા છે માટે નવપદના સ્વરૂપ ઉપર ધ્યાન રાખવાની મુખ્યતાએ જરૂર છે, સિંચનારાને તેની વગર ઈચ્છાએ વગર તાલાવેલીએ પણ ફળ મળવાનુ છે કેરી મેળવવા માટે ને તોડવા માટે તાલાવેલી કરે, પણ આબો ન સિંચે તેને કેરી શી રીતે મળે ? ફળ માટે તાલાવેલી કરે ને નવપદનુ સ્વરૂપ જાણવા પ્રયત્ન ન કરે તો ફળ ન મળે, માટે તેનુ અથ થી ઇતિ સુધી વિસ્તારથી સ્વરૂપ જાણવુ જોઈએ આ સિદ્ધચક્રનુ સ્વરૂપ ભગવાન ગૌતમસ્વામીના મુખમા મૂકે છે રાજગૃહીમા શ્રેણિકરાજા સાભળવા આવે છે, તેમને ગૌતમસ્વામિજી સભળાવે છે આ નવપદો સિવાય જગતમા આરાધના કરવા લાયક કોઈ પદ નથી. ગુણી પચપરમેષ્ઠિ, ગુણ દર્શનાદિ ચાર આ ચારને પાચ સિવાય કોઈ બીજી આરાધના કરવાલાયક વસ્તુ નથી ક્ષાયિકદર્શન, કેવલજ્ઞાન, યથાખ્યાતચારિત્ર તે બધા તેની અતર્ગત–પેટામા આવી જાય છે તમો વીશસ્થાનક કહેતા હતાને ? અહીં નવપદ કહેવા લાગ્યા એ વીશસ્થાનક નવનોજ પેટા ભેદ છે વીશે પદમા કોઈ અરિહત, કોઈ સિદ્ધના અગે, કોઇ દર્શનાદિને અગે, સ્થવિર આચાર્ય અને જ્ઞાન વિગેરે વિસ્તારથી આરાધના છે નવપદ સિવાય વીશસ્થાનકમા બીજી કોઈ ચીજ નથી વીશસ્થાનકમા વર્ગીકરણ કરીએ તો નવપદની બહારની કોઈ ચીજ નથી, નવપદ સર્વકાળે આરાધના કરવાલાયક છે

કલ્યાણનો, પાપનો, મોક્ષપ્રાપ્તિનો નિયમ અને સમ્યક્ત્વાદિનુ સ્વરૂપ કાળ ફરવાથી ફરતુ નથી, ફરે શુ ? તો રીતરિવાજ કોઈ કાળે હિંસાથી ધર્મ નહિં થાય, દયાથી પાપ નહિં થાય પહેલા છોમા બેસતા, લીંપણમા બેસતા, હવે ટાઈલ્સમા બેસો છો મૂળ વસ્તુમા કોઈ દિવસ ફેરફાર ન થાય કોઈ પણ કાળે કલ્યાણ ગુણ કે ગુણીની આરાધનાથી થાય અવગુણ અને અવગુ-

ણીની આરાધનાથી કલ્યાણ થાય, તેવો કાળ કોઈ દિવસ આવશેજ નહીં આત્માનુ કલ્યાણ ગુણ ગુણીના આરાધન સિવાય થતુ નથી અને થશે નહિ, કે થયુ નથી માટે નવપદની આરાધનાની જરૂર.

શ્રેણિક મહારાજે પૂછયુ કે અહીં નવપદનો મહિમા તો અપૂર્વ જણાય છે, તે કેવી રીતે? પૂછે છે કોને? જેને ગણ આધીન છે, ગણધરપદની અનુજ્ઞા તીર્થ કર ભગવતે કરી છે દ્રવ્યગુણપર્યાયથી તીર્થની આજ્ઞા કરૂ છુ તેમ કહીને કરી છે જેમ ગુણનો સમુદાય તેમ સાધુનો સમુદાય છે તેમને તેવા ગણિ-ગણધર મહારાજા ગૌતમસ્વામિજી કહે છે, કે હે નરવર! ગણધર મહારાજાથી વ્યવહાર ભાષા ન ઓળગાય, રાજાપણું તેને અગે રાજા કહેવા પડે, નહિતર સ્વતંત્ર જીવનુ લિંગ નથી પુરૂષને પુરૂષ કહેવો તે પણ જુદુ ઠરે. કર્મના પ્રભાવે મળેલા બાહ્યપુદ્ગલથી પુરૂષ નિર્દેશ કરાય, તો લાભાતરાયના ક્ષયોપશમથી મળેલા રાજ્યથી રાજા કહેવામા અડચણ નથી અરિહંતપદની આરાધના, વસ્તુની સમજણ અને ફળ મેળવવાનૃ આરાધકના ભાવ પ્રમાણેજ થાય છે, કલ્પવૃક્ષ સર્વચીજ આપે, પણ આરાધનારનો જેવો સકલ્પ, કલ્પવૃક્ષ પાસે કોડી માગે તો કોડી જ આપે, સર્વ આપવાની તાકાત છતા આરાધક જે માગે તે આપે અરિહંત સર્વગુણસપન્ન સર્વ આપી શકે તેવા પણ માગનારનો જેવો સકલ્પ તેવુ ફળ મળે લોકોત્તરદૃષ્ટિથી આરાધનારો લોકોત્તર ફળ મેળવે લૌકિક ઈચ્છાથી લૌકિક ફળ મેળવે

તીર્થ કર પહેલાની જિંદગી જાનવર જેવી

ધર્મ શબ્દ પહેલા દુનિયામા ન હતો તે વખત દુનિયા પાચ ઇંદ્રિયોના વિષયો અને તેના સાધનમા જન્મ પુરો કરી રહી હતી ઈષ્ટમા ઇષ્ટ વિષયો અને તેના સાધનો [illegible] તરફ જન્મથી મરણ સુધીનો કાળ ચાલ્યો જતો [illegible] ખત. ધર્મ [illegible] વો તે કેટલુ મુશ્કેલ? [illegible] શબ્દ

જગતમા નથી પહેલા તીર્થકર જન્મે તે વખતે ધર્મ શબ્દ કોઈ જાણતુ પણ નથી બીજા તીર્થકર વખતે બમણી પચાત છે, સાધન સાધ્ય જાણવામા ન હોય, ત્યા એટલી બળતરા ન હોય, પણ સાધન જાણવામા સાધનમા પ્રવર્તાય અને સાધ્યસિદ્ધિ ન થાય તે વખતે કઈ દશા? પહેલા તીર્થકર વખતે અધારૂ, બાકીના વખતે અગવડીયો માર્ગ જેમ છોકરો સ્લેટ પેન લઈ બેઠો, હિસાબ ગણ્યા જ કરે, પણ તાળો જ મળતો નથી, તેનો તાળો મેળવી દ્યો તે વખતે અપૂર્વ હર્ષ હોય

અઢાર કોડાકોડ સાગરોપમનુ અધારૂ દૂર કરનાર પ્રથમ કોણ?

તીર્થકરોનો જન્મ ક્યારે થાય? બે પ્રકારે પ્રથમ તો જે વખતે ધર્મ જેવુ નામ પણ ન હોય, સ્વપ્ને પણ ધર્મ ખ્યાલમા ન હોય તેવી દશા આખા જગતની હોય તે વખતે કલ્યાણનો રસ્તો ક્યાથી મળે? કોઈ ધર્મને સાભળતુ નથી, દેખતુ નથી આ વખતે ત્રિલોકનાનાથ ન જન્મે તો થાય શુ? આટલા કારણથી ઋષભદેવજીને ૧૮ કોડાકોડ સાગરોપમનુ અધારૂ ટાળનારા ગણીએ છીએ કારણ? ધર્મ એવો શબ્દ બધ થઈ ગયો હતો, શબ્દ પણ લોપાઈ ગયો, જ્યા ધર્મ શબ્દ નથી ત્યા ધર્મશબ્દની કલ્પના પણ કોને આવે? ગામમા હજારો ગાયો ભેસો બળદો પાડા છે જાનવરની આખી જિંદગીઓ પુરી થાય તો પણ ધર્મશબ્દ સ્વપ્ને પણ તેને સાભળવામા ન આવે તીર્થકર જન્મ્યા ન હતા ત્યા સુધી દુનિયાદારીની જિંદગી હતી જાનવરને માલિકની મહેનતનુ ફળ આપવુ જિંદગીની જરૂરીઆત પુરતુ માલિક પાસેથી લેવુ જિંદગી પુરી થાય કે હાલતા થવુ આપણે પણ ઘરના એક જાનવર છીએ, કુટુબ અને ઘરના જાનવર છીએ જાનવર પોતાના નિર્વાહ જોગુ લે જાનવર સવારથી સાજ સુધી વાહનમા—મજુરીમા જોડાય, તેમ કરતાં જિંદગી પુરી થાય પછી હાલના થવાનુ, તેમ આપણે સવારથી સાજ સુધી કુટુબ માટે મહેનત કરી એ જિંદગી પુરી થાય પછી હાલતા થવાનુ તીર્થકરભગવાને ધર્મ ન સમજાવ્યો હતો ત્યા

સુધી આપણી જિંદગી ઢોર જેવી જ હતી જાનવર જેવા આપણે હતા હું કોણ છુ ક્યાથી આવ્યો, કયા જઈશ? પુણ્ય ભોગવુ છુ પાપ ભોગવુ છુ તે માહેલો કાંઈ વિચાર નથી જાનવર ગમે તેટલા વરસ જીવે તો પણ ધર્મ-આત્મા-ભવ-પુણ્ય-પાપ સબધી કઈ પણ વિચાર તેને કરવાનો રહેતો નથી તેવી જ આપણી દશા હતી જિનેશ્વરે ધર્મ જણાવ્યો ન હતો ત્યા સુધી આપણને પણ આત્મા વિગેરે બાબતનો વિચાર ન હતો ધર્મની આખી ગુફા બધ, ધર્મની ગુફાના બારણા બધ હતા આ દશા હતી એ કરતા પણ જગતમા કહેવાય છે કે ફળ ન મળે તે કરતા કારણ મલ્યુ સારૂ છોકરો પરીક્ષા વખતે રાતદિવસ ઉજાગરા કરી શરીરને શોષવી નાખે છે ફીના પૈસા પુરા ખરચે છે મા ગરીબ છે, ને પરીક્ષામા ચોકડી મળે તેને જે બળતરા થાય તે બળતરા ધુળમા રમનારા છોકરાને ન હોય

તીર્થંકરના જન્મ પહેલા મોક્ષ બંધ હોય

તેમ અજીતનાથપ્રભુ વિગેરેના તીર્થમા મોક્ષ બધ થયા પછી પણ ધર્મ ચાલતો હતો, ધર્મ કરતા હતા ને ફળમા ચોકડી હતી કેમ? મોક્ષબધ હોવાથી દરેક તીર્થંકર મહારાજના જન્મ પહેલા મોક્ષ બધ હોય તે ખોલે પછીના તીર્થંકર મહારાજા ધર્મની આરાધના ચાલે, પણ મોક્ષે જવાનુ બધ આ વાત દરેક વરસે કલ્પસૂત્રમા સાભળો છે દરેક તીર્થંકરની બે પ્રકારની મોક્ષ સ્થિતિ એક પર્યાય ને બીજી પરપરા પોતાના કેવલનાન થયા પછી કેટલે કાળે મોક્ષે જવાનુ શરૂ થયુ તે પર્યાયાન્તકૃતભૂમિ પોતાના કેવલજ્ઞાને તીર્થ ચલાવ્યુ, તે તીર્થમા કેટલી પાટ સુધી મોક્ષ ચાલ્યો તે યુગાતકૃતભૂમિ કેવલજ્ઞાનના અમુક પર્યાયે મોક્ષમાર્ગ ચાલે મોક્ષમાર્ગ વહેતો બધ થએલો તેને ચાલુ કરનાર અને મુખ્યફળ સાથે જોડી દેનાર ત્રિલોકનાનાથ તીર્થંકર છે નવપદ, પાચપરમેષ્ઠિ, વીશસ્થાનકમા પ્રથમ તીર્થંકરને લઈએ છીએ. કાઉસ્સગ્ગ પારતા 'નમો અરિહંતાણં' બોલીએ

મહારાજને અગ્રપદ કેમ? જ્યા જ્યા ઉલ્લેખ મુખ્યતાએ કરીએ ત્યા ત્યા તે સાધનને આદિમા ઉત્પન્નકરનાર, સાધ્ય સિદ્ધ કરી આપનાર એ અરિહંત મહારાજ છે આ પચાસ્તિકાય મય જગતના ઉદ્યોતક-દીવા-સૂર્ય કહીએ છીએ આ જગતના દીપક કેમ? ધર્મશબ્દ પ્રથમ એમણે ઉભો કર્યો, ધર્મશબ્દ ઉભો કરે કોણ? ઉભો એ જ કરી શકે કે જે દુનિયાથી ગાડો બને તે જ ધર્મશબ્દ ઉત્પન્ન કરી શકે

પચ્ચક્ખાણ કોના હોય?

દુનિયા ઇષ્ટ રસ ગધ રૂપ શબ્દ માટે માથા ફોડે, આવી જગતની અનાદિની સ્થિતિ, તે બચપણથી પાચે ઇંદ્રિયોના વિષયોની સ્થિતિ આત્મામા ઓતપ્રોત થઇ ગઈ છે જેના વિચારો-પ્રવર્તિ વિષયોમા ઓતપ્રોત થયા છે, તેની વિરુદ્ધ કલ્પના કરીએ તો પણ ન આવે વિરૂદ્ધમા સજ્જડ વિરૂદ્ધ, 'સારા વિષયોને સુખરૂપ ન ગણવા' તે જગતથી વિરૂધ્ધ કાપ્યુ તો કાપ્યુ, પણ કાપીને હાથમા દીધું ઇષ્ટ વિષયોને ઇષ્ટ તરીકે ન ગણતા, અનાદિ કાળથી કે જન્મથી ઇષ્ટ રસાદિકના સંસ્કારો તેમા ઈષ્ટતા નહીં, એવી ધારણા આવવી મુશ્કેલ છે બિલાડી દુધને છોડે એટલુ જ નહિં પણ દુધ ન છોડાય તો ખરાબ મનાય, તે કદાપિ ન થાય જે વિષયોને અનાદિથી સુખરૂપ માન્યા હતા, તેને હવે દુખરૂપ માન્યા ઉથલાવ્યુ, અનાદિથી ઇષ્ટ લાગેલા રૂપાદિ ખાતર તો જીવનો આપ્યા, જે પાચવિષયો તેના સાધનને અગે જીવનો ગુમાવેલ તેને જુલ્મી ગણતો થયો કઇ કલ્પનામા આવે? ઇન્દ્રિયોના ઇષ્ટ વિષયોને અનિષ્ટ ગણવા એને રોકવા એનુ નામ ધર્મ જેને અનાદિથી ઈષ્ટ ગણ્યા, જે ખાતર અનાદિથી જિંદગીઓ ફોગટ ગુમાવી છે, તેવી ઇષ્ટ વસ્તુને જુલ્મી ગણવી, તે કયારે વખત આવે? તીર્થંકર હોય નહિં, ધર્મ જણાવે નહિં, ને છોડીએ નહિં તો વખત આવે નહીં, તેથી પચ્ચક્ખાણ ઈષ્ટના રાખ્યા અનિષ્ટના પચ્ચક્ખાણ નથી 'લુખુ ખાવું' એવા પચ્ચક્ખાણ અપાય, 'ઘી ખાવાના' પચ્ચક્ખાણ

ન અપાય 'અચિત્ત પાણીના' ત્યાગરૂપ પચ્ચક્ખાણુ ન હોય જે અનુકુળ હોય તેનો નિષેધ કરવાનો, વિષયની અનુકુળતા હોય તેના પચ્ચક્ખાણુ ન હોય, ધર્મ એ કે જે વિષયો પાછળ દોડી રહ્યા હતા, તેના રોકાણમા ધર્મ, તેવો ધર્મ મહાપુરૂષની વાણીના પ્રભાવે જ બને

તીર્થંકરો દીપક સરખા કેમ ?

દરેક જિંદગીમા જન્મ્યો ત્યારથી મરતા સુધી એક જ ભય હતો, કે મને દુખ ન થાય દરેક જાતિ કે જીવનમા મને દુખ ન થાય, સુખ મળે એ સ્થિતિએ અનતાનતપુદ્ગલ પરાવર્તો કાઢ્યા, તેવામા દુખને દોસ્ત, સુખને શત્રુ ગણાવવો તે કેમ બને ? મગજમા કલ્પના પણ ન આવે આટલુ સામર્થ્ય સમજ્યા વિચાર્યું તો પણ એ કલ્પના મુશ્કેલીવાળી છે તો પ્રથમ ધર્મઉત્પત્તિ વખતે એ કહેવુ ને સાભળનારને રૂચવુ કેટલુ મુશ્કેલ છે ? આ ધર્મવૃક્ષ તેમણે ન રોપ્યુ હતે તો સિદ્ધોને સિદ્ધિ મળવાની ન હતી તીર્થંકરના પછી આચાર્ય મહારાજા છે આચાર્યો નવું નથી કહેતા. ઉપાધ્યાય પણ તીર્થંકરના શબ્દો સભળાવે, સાધુ તીર્થંકરનો કહેલો માર્ગ બતાવે, મદદ કરનાર, પ્રથમ માર્ગકરનાર કોઈ ન હોય તો આ માહેલુ કઈ ન હોય માટે હે શ્રેણિક ! નવપદોમા હમેશનુ અધારૂ ટાળનાર, ફળવગરની સાધનાને ફળીભૂત બનાવનાર, અનાદિના અજ્ઞાન-અવિરતિ-કષાયને ટાળનાર આ અરિહંત મહારાજ છે એક દીપક ચીજ એવી છે કે પોતા જેવા બીજાને બનાવે ચિંતામણિરત્ન બીજાના ઈષ્ટમનોરથ પુરે, બીજાને પોતા જેવુ ન કરી શકે કલ્પવૃક્ષ પણ સમાનપદવી કોઈને આપતુ નથી

અરિહંતની આરાધનાથી અરિહંત પણ બની શકે

મોટા થયા પછી મોટાઈના માલિક બને છે પછી મોટાઈ કોઈ પાસે ન જવી જોઈએ, એ સ્થિતિ અહીં નથી અરિહંત [illegible] અરિહંત કરવામા મદદગાર થાય છે અરિહંત જે [illegible] તેવા યોગ્ય આત્માઓને

છે, સુથાર જબરો કારીગર, પણ એરંડાનુ લાકડુ લાવે તેનો ઘાટ શું કરે? તેમાથી થાભલો પાટડો શાખ ન બનાવે તેમા સુથારની કચાશ નથી વસ્તુમા લાયકાત ન હોય ત્યા કારીગરની કચાશ ન ગણાય, તેમ જીવો તેવા લાયક ન હોય તો ઉપદેશનુ ફળ ન મળે 'અકર્માના પડિયા કાણા' પ્રથમ દેનાર ન મળે, દેનાર મળે તો પડિયા કાણા નિકળ્યા કાણા પડિયાવાળાને દાતા અને વસ્તુ નકામી છે તેમ જીવ અકર્મીના કાણા પડીયા જેવો બને તો તેમને આરાધના, શાસન તે નકામા થાય દાનેશ્વરીને ત્યાથી કોઈ ખાલી હાથે ન જાય સદાવ્રતમાથી ખાલી હાથે જવાનુ ન હોય તીર્થંકરોએ મોક્ષનુ સદાવ્રત માડેલુ છે આ અરિહત મહારાજનુ પદ દેવદત્ત, યજ્ઞદત્ત, મિત્રદત્ત, ચિત્રદત્ત વિ નામો મળશે, પણ મનુષ્ય નામ કોઈનુ નથી હોતુ, તેમ ઋષભ અજી તાદિ નામો જુદા કહ્યા, પણ અરિહત પદ જેવી ચીજ જુદી નથી, પણ મનુષ્યત્વ દરેકમા હતુ તેમ દરેક ઋષભાદિકમા અરિહતત્વ છે તેથી અરિહતપણુ જુદુ નથી, જે બધા અરિહતોમાં રહેલુ છે નાનુ બચ્ચુ હોય તો મનુષ્ય આવો ન હોય તેમ માન્યુ તે વખતે મનુષ્યના લક્ષણમા જુઠા પડ્યા, તેમ એક પણ અરિ હતાદિકને અંગે અરિહતાદિક નહિ, તો બાકીનાને માનીએ તો પણ જુઠા માટે અરિહતાદિક તેને માટે જે વ્યાપકલક્ષણ તે સ્વરૂપ વ્યક્તિ પરત્વે પણ છે, જે દરેકમા હોય બાળક કે બુઢ્ઢામા મનુ ષ્યત્વ રહેલુ છે, તેમ અહિ એક પણ અરિહતને ઓળવે ત્યારે બધાને ઓળવ્યા ગણાય ગોશાળો જમાલી બાકીના ત્રેવીશ તીર્થંકરને માનનાર હતા માત્ર એક જ તીર્થંકરના વિરોધી હતા પ્રથમપદમા અરિહતપદ ન રાખે તો ૨૩ ની માન્યતાનો લાભ થાય. માટે નવપદોને પદ ગણ્યા તેમના પ્રભાવથી દેવપાળ વિગેરે સુખ પામ્યા અજ્ઞાનપણામા આરાધે છે જઘન્ય આરાધના કરનારો દ્રવ્ય આરાધના કરનારો હોવા છતા આવી સ્થિતિમા આવી શકયો આ લોકમા દેવપાળને રાજ્ય મળ્યુ પરલોકમા કાર્તિક શેઠ મુનિસુવ્રત મહારાજની આરાધનાથી ઈન્દ્ર થયા ગૈરિકતાપસને લીધે બળ્યો

જન્મ્યો હતો પણ તે સાધુપણું લઈ મુનિસુવ્રત ભગવાનની આરા
ધનાથી ઇન્દ્રત્વ પામ્યા બરોબર આરાધના તીર્થંકરપદ આપનારી
છે શ્રેણિકને તીર્થંકરપદ પ્રાપ્ત થયું, તે તેમની અંતઃકરણની
આરાધનાથી. આમ અરિહંતપદનો મહિમા જણાવ્યો હવે બીજા
પદની આરાધના કેવી રીતે કરવી જોઈએ તે અધિકાર અગ્રે વર્તમાન.

## શ્રી સિદ્ધપદ વ્યાખ્યાન. ૩

સંવત ૧૯૯૨ આસો શુદિ ૮. જામનગર

सिद्धपयं झायना के के सिवगगय न सवरा ।
सिरिपुंडरिय-पउम-पउमगुणिसाहणा सम्म ॥ १३०६ ॥

શાસ્ત્રકાર મહારાજા શ્રી રત્નશેખરસૂરીશ્વરજી મહારાજા શ્રી
શ્રીપાળચરિત્રની રચના કરતા ભગવાન ગૌતમ સ્વામીજી રાજગૃહીમાં
સમોસર્યા છે તે વખતે શ્રેણિક મહારાજને નવપદનો મહિમા
જણાવે છે શ્રીપાળની કથાનું માત્ર ધ્યાન રાખે, તેમને પ્રાપ્ત થએલી
ઋદ્ધિ સિદ્ધિનું ધ્યાન રાખે, અને નવપદનું ધ્યાન ન રાખે તો મૂળ
વગરનું પડી ગએલું ઝાડ સમજવું બન્નેમાં થડ ડાળી ફૂલ ફળ
પણ છે ઉભા અને પડી ગએલા ઝાડમાં બીજો ફરક નથી, માત્ર
પેલું જમીનમાં મૂળ સાથે જોડાએલું છે, બીજું મૂળથી છુટું
પડી ગએલું તેવું જ છે પણ ત્રીજે દહાડે પડી ગએલાનું નામ
નિશાન રહેવાનું નથી, તેમ આપણે શ્રીપાળચરિત્રમાં મૂળરૂપ
નવપદની આરાધનાનું ધ્યાન ન રાખીએ તો શ્રીપાળની
દેવતાઈ રિદ્ધિ સિદ્ધિ વિગેરે પર આપેલું ધ્યાન ઉખડી ગએલા
ઝાડ જેવું છે નવપદનો સમુચ્ચય મહિમા કહી પ્રથમ
પદનો મહિમા જણાવી ગયા. હવે બીજા સિદ્ધપદનો
જણાવે છે અરિહંત ભગવાનને માનવા છતાં સિદ્ધ
ન માને તો છાપ ન મળે. સિદ્ધપણાને
લક્ષ્યતની

**અભવ્ય કેટલા તત્ત્વ માને ?**

આઠ તત્ત્વ માને ત્યાં સુધી તો અભવ્ય પણ હોય અભવ્ય મોક્ષ સિવાય આઠ તત્ત્વની માન્યતા કરે અભવ્યને સિદ્ધપણાની માન્યતા ન હોય જીવાદિક આઠ તત્ત્વની માન્યતા ન હોય તો દેવલોક માટે તપસ્યા કરી શકે નહિ, દેવલોકની માન્યતા કરનારે આઠ તત્ત્વ માની લીધા, નહિતર તપસ્યા થાય નહિ નવકારશી કરવાવાળાએ જિનેશ્વર, તપસ્યા નિર્જરા બધુ માન્યુ, નહીંતર તે માન્યા વગર નવકારશી પચ્ચખ્ખાણ કરવાનુ બને નહિ જેણે દેવલોક માટે સાધુપણુ સ્વીકાર્યું છે, તે આઠ તત્ત્વ માને છે જો જીવ ન માને તો દેવલોકમાં ઉપજવાનુ નથી અજીવ ન માને તો દેવલોકના વિમાનાદિક માનવાના નથી આશ્રવ માને તો શુભમા ઉદ્યમ કરે, પાપને રોકવું ન માને તો નરકાદિકે જાય, અને રોકવું માને તો દેવલોકમા જાય, તે ક્યાંથી માને ? પાપથી નરકાદિક ફળ મળે અને પુણ્યથી સ્વર્ગાદિક ફળ મળે છે પહેલાના પાપકર્મ તોડ્યા વગર દેવલોકમા નહીં જવાય માટે નિર્જરા માનવી પડે આઠ તત્ત્વ અભવ્ય માની લ્યે, જિનેશ્વર હોય ત્યારે તેમની સમૃદ્ધિ પૂજા દેવતાઆગમન વિગેરે જોઈ અભવ્યને આઠ તત્ત્વ માન્યા વગર છુટકો નથી, પણ મોક્ષ સિવાય પુણ્યાદિક માનવાથી ભવ્યપણાની છાપ ન લાગે જ્યારે સિધ્ધપણું માને ત્યારે જરૂર ભવ્ય ગણાય. મોક્ષની શ્રધ્ધા, સિદ્ધિ, સિધ્ધિની શ્રધ્ધા ભવ્ય સિવાય બીજાને ન હોય

**અરિહંતપદની જડ સિદ્ધપણુ**

બીજા પદમા આરાધના કોની કરીએ છીએ દીવો ઉપયોગી શામા ? દેખાવની વસ્તુ હોય તેમા. દેખવાની વસ્તુ ન હોય તો ઉદ્યોતનુ ઉપયોગીપણુ ગણાય નહિ જો સિદ્ધો ન હોય, સિદ્ધપદ ન હોય તો તીર્થંકરનુ ઉપયોગીપણુ નથી, સિદ્ધો થયા છે, અષ્ટકર્મ રહિત થઈ શુદ્ધ આત્માની સ્વરૂપદશા પ્રાપ્ત કરી શકાય છે આ હોવાથી અરિહંતને માની શકાય છે, અરિહંતપણુ મૂળ વગરનુ ક્યારે ? સિદ્ધપણું ન હોય અને સિદ્ધપણુ ન માને તો

અરિહંતપણું બને નહિ અરિહંત ન હોય તો ઉપદેશ કોઇ દે નહિ મોક્ષ કોઈ મેળવે નહિ સિદ્ધતા પ્રયત્નથી થાય છે પ્રયત્ન જણાવનાર અરિહંતો છે તમે તો ઉલટું કહો છો સિદ્ધપણું હોય તોજ અરિહંતપણું, આ શી રીતે માનવું ? અરિહંત થયા પછી સિદ્ધ થાય છે, સિદ્ધ થયા પછી કોઈ અરિહંત થના નથી કાર્ય સિદ્ધપણું કાર્ય કારણ સિવાય ન હોય તે સ્વાભાવિક. અરિહંતપણું કારણ છે સિદ્ધપણું કાર્ય છે, તો તમારી વાત કેવી રીતે બેસે ? વાત ખરી, આગળ ને પાછળ નજર રાખે તો આખી વસ્તુ માલુમ પડે આખા શરીરનું સંસ્થાન આખે। ફોટો લે તો માલમ પડે અરિહંતના જન્મથી માંડી મોક્ષે ગયા ત્યાં સુધીની સ્થિતિ લેવાની સિદ્ધપણામાં અરિહંતપણું કારણ કહો તો વ્યાજબી, પણ અરિહંતપણામાં સિદ્ધપણાનું કારણ છે અરિહંતપણાનું પુણ્ય બાંધ્યું ક્યારે ? આખા જગતનો ઉદ્ધાર કરવાની ઉત્તમ ભાવના થઈ ત્યારે

અરિહંત કરતાં અધિક આદર સિદ્ધ ઉપર હોવો જોઈએ

જેમ નદી પાસે બેઠેલાને ઠંડક આપે, ચંદન પણ પાસે રહેલાને સુગંધ આપે, તેમ પોતે જે કુટુંબમાં આવ્યો તે કુટુંબને તારૂં એવી ભાવનાવાળો જીવ ગણધર થાય પોતાને તારવાની બુદ્ધિવાળો અંતકૃત કેવલી થાય બધા જીવો તરવા જોઇએ, એક પણ ડૂબે કેમ ? તેવી ધારણાવાળો તીર્થંકર થાય, તો તીર્થંકરપણાની જડ કઈ ? સિદ્ધદશાને લીધેજ તીર્થંકરપણું મેળવ્યું તરવાનું ન બનતું હોય તો વિચાર કરતે ક્યાથી ? અરિહંતપદની જડ સિદ્ધપણું અરિહંતનો ઉપકાર, આપણને સિદ્ધના ઉપાયો બતાવે તેથી છે આંધળાને મશાલ મળે ત્યાં વળે શું ? તેને દેખવામાં ઉપયોગ ન થાય તેમ સિદ્ધપણાની ઈચ્છાવાળા પ્રયત્ન કરવાવાળા કહીએ તો અરિહંત મહારાજા રૂપી મશાલ ધરવાવાળા આપણા ઉપકારી ગણાય અરિહંત મહારાજા મૂળમિલકત નહિ, મૂળમાલ નહિ પણ તે તો દલાલ છે, માલમાં કિંમત નહિ તો દલ

કયાથી ? અરિહંતપણાની કિંમત એ તો સિદ્ધની દલાલી છે મૂળ વસ્તુની મોઘવારી ન હોય તો દલાલની મોઘવારી ન હોય અરિહંત ભગવાનના આદર કરતા સેકડો ગુણો આદર સિદ્ધ ભગવંત ઉપર હોવો જોઈએ દેશમા આગેવાન-નેતા પાકયા, પ્રજાને સ્વતંત્ર થવા માટે ભાષણો આપ્યા, પણ સ્વતંત્રતા અસભવિત લાગે તો આગેવાનનો ઉપદેશ-પ્રયત્ન તે અગવડના ડુંગરા ઉભા કરનારો થાય અરિહંત મહારાજાએ કર્મથી સ્વતંત્ર થવા માટે ઉપદેશ આપ્યો ઉત્કેર્યા છતા તે થઈ શકે તેવુ ન હોય, થતુ ન હોય તો અરિહંત મહારાજા અથડામણમા નાખનારા ગણાય

અણીયાલીને બદલે પણુયાલી ગામ ગયા જેવુ ન કરો

સિદ્ધિસ્થાન અને સિદ્ધો ન હોય તો અરિહંત મહારાજા અથડામણમા નાખનાર ગણાય, પણ અરિહંત ઉપકારી ગણાય, કારણ કે તે સિદ્ધિ લભ્ય-શકય વસ્તુ છે તપ જપ સમાધિ બધાનો છેડો મોક્ષમા છે, પરિણામની સુંદરતા ન હોય તો પ્રયત્ન નકામો ગણાય મોક્ષ જેવુ સુંદર પરિણામ-લક્ષ્ય ન ધરાય તો અરિહંતના ઉપદેશથી થતા પ્રયત્નની કોડીની પણ કિંમત ન ગણાય, સિદ્ધપદની પ્રાપ્તિ લક્ષ્ય-પરિણામને આભારી છે અરિહંત મહારાજાએ પોતે એ ધ્યેય-સાધ્ય રાખ્યુ, ને બીજાને જણાવ્યુ, ને તેની સિદ્ધિ કરવા માટે આપણને પ્રયત્ન કરવા ઉપદેશ આપ્યો. જેમ અણીયાલી ગામને બદલે 'પણુયાલી આવ્યુ ?' એમ પુછવા લાગ્યો આખો દહાડો ફરીને પુછીને ટાટીયા ઘસાઇ ગયા ચાલવા પુછવામા ખામી ન રાખી, તેમ કાયાદિ ત્રણે વ્યાપાર બરાબર કર્યા, પણ સાધ્ય પહોચાડવાનુ બરાબર યાદ ન હોવાથી મહેનત નકામી ગઈ જ્ઞાનાદિક તમામનો ઉદ્યમ કરીએ, પણ મોક્ષનુ સાધ્ય ભૂલી જઈએ તો અણીયાલીને બદલે પણુયાલી થઈ જાય.

એટલા માટે કહ્યું કે, આ લોક માટે કે પરલોક માટે તપ ન કરવુ ફક્ત કર્મની નિર્જરા માટેજ તપ કરવાનુ પ્રયોજન રાખવું.

અસગપણે તપ વિગેરે કરવા, કર્મક્ષય માટેજ તપ-જપ-જ્ઞાન-દર્શન-ચારિત્ર-વિનય-વૈયાવચ્ચ-ભક્તિ કર્મક્ષયનો મુદ્દો રહે તોજ બધુ સાર્થક છે ધર્મની દરેક ક્રિયા સિદ્ધિપદને ઉદ્દેશીને કરવાની, અર્ધી મિનિટનો પ્રયત્ન નવકાર ગણવાનો તે પણ 'સવ્વપાવ પ્પણાસણો' સર્વ પાપનો નાશ કરવા માટે, બીજા કોઈ પણ સાથે સબધ ન જોડાય. વીજળીના તાર ઓરડે ઓરડે બધે હોય, પણ મેઈનલાઈન સાથે કનેકશન-જોડાણ તૂટેલુ હોય તો બધા તાર નકામા તેમ સિદ્ધિનુ કનેકશન તૂટી જાય તો અધારૂ છે અજવાળુ કનેકશનથી રહે સિદ્ધિપદપ્રાપ્તિ, કર્મમુક્તિ સાધ્ય રહે તો તમારી દરેક ક્રિયા અજવાળા રૂપ છે કોઈ પણ ધર્મક્રિયા કરો એ નિર્જરાના-દોર સાથે કનેકશન કરી કરો, તે લક્ષ છૂટી જશે તો ઉદ્યોત થવાનો નથી અરિહતની ભક્તિ, સિદ્ધની માન્યતાના આધારે ફળ છે મનુષ્યને પારકી પચાત સુઝે, પોતાની સુઝતી નથી પૈસા શરીર કુટુબાદિકનો વિચાર કરીએ, પણ આત્મામા કેટલી નિર્મળતા કે મલિનતા થઈ, તેમા વધારો કે ઘટાડો થયો, તેનો વિચાર મગજમા નથી આવતો જે મનુષ્ય પોતાના રોગને પોતે ન પારખે તેની દશા શી થાય ! તારા રોગને તુ જો ! ડૉક્ટર કયા ઉપાય કહે છે તે જો ! ધ્યાનમા ન રાખે, ચાહે જેવો આખી દુનિયાની પચાત કરનારો હોય તો પોતાના રોગને ટાળવાનો ઉદ્યમ ન કરે તો અતે મરણ શરણ થાય તેમ પુદ્ગલ-અર્થ-આબરૂ ઈજ્જત શાખ પૈસા શરીર કુટુબની બધાની ચિંતા તે ચિતા આપનારી છે પોતાનુ તપાસતો નથી અને બહારનુ જ તપાસે છે સિદ્ધપદનુ સ્મરણ ધ્યાન કરનારો જરૂર સિદ્ધ થાય અરિહતમા અમુક દૃષ્ટાત લેવાય. સિદ્ધ-પદને અગે જેટલા મોક્ષે ગયા તે બધા સિદ્ધ પામ્યાના દૃષ્ટાત છે સિદ્ધપદ ધ્યાયુ ને સિદ્ધ ન થયો હોય તેવુ એક પણ દૃષ્ટાત નહિં મળે

સિદ્ધગિરિ નામ શાથી ?

અરિહતનુ ધ્યાન કર્યું તે અરિહત થયો, તેવો નિયમ બધા અરિહત થાય તેવો નિયમ નથી પણ

છે સિદ્ધપદનુ પામવું, સિદ્ધપદના ધ્યાન વગર ન થાય શ્રી ઋષભદેવજી, મરૂદેવામાતા અને ભરત ચક્રવર્તી ન લેતા, પુડરિક સ્વામી કેમ લીધા ? વિશિષ્ટતા છે પ્રથમ તીર્થંકર શ્રી સુખે પોતા ક્સ્તા સિદ્ધગિરિને ભળાવ્યા. બન્યુ એવુ કે સિદ્ધાચળજી ઉપર ઋષભદેવજી સમોસર્યા દેશના દીધા પછી વિહાર માટે તૈયાર થયા, પુડરિકસ્વામી પણ વિહાર માટે સાથે તૈયાર થયા, ત્યારે ભગવાને તેમને કહ્યુ કે હે પુડરિક ! તમે મારી જોડે ન આવો, અહીં રોકાઈ જાવ, એમ કહી રોકી દીધા, ખુદ ભાવતીર્થંકર પોતાના પ્રથમ ગણધરને ન આવો તેમ કહે, તે કેવુ વજ્રઘાત જેવુ લાગે આ ક્ષેત્રના બળ અને પ્રભાવથી તમને અને તમારા પરિવારને કેવલજ્ઞાન થશે, તમે બધા અહીં મોક્ષ પામશો. માટે તમે અહીં રોકાવ ! પુડરિક સ્વામીજીને શ્રી ઋષભદેવજીએ પોતાના આલંબનમાથી ખસેડી સિદ્ધના આલંબનમા મેલ્યા, તેથી સિદ્ધગિરિ નામ અષ્ટાપદજી આઠ પગથીયા તેથી અષ્ટાપદ આ સિદ્ધિગિરિ તે સિદ્ધ થવાનો પર્વત તેનુ આલબન પુડરિકસ્વામી ગણધરને સોપે છે આ ક્ષેત્રના પ્રભાવે તમને ને તમારા ઘણા પરિવારને કેવલજ્ઞાન તથા મુક્તિપદ મળશે આવી સ્થિતિ હોવાથી પુડરિકસ્વામીજીનુ દૃષ્ટાત આપે છે તેમ પાડવો, નેમનાથજી ભગવાનને વદન નિમિત્તે નીકળે છે, ત્યા રસ્તામા ભગવાન નિર્વાણ પામ્યા સાભળી આલંબન તુટી ગયુ, પણ એક આલબન મજબુત છે ત્યાથી નીકળી સિદ્ધાચળજી આવ્યા સિદ્ધિપદને અગે આ સ્થાન ગણી અણસણ કરી પાડવો સિદ્ધિપદ મેળવી શકયા તીર્થંકરનુ આલબન છૂટી ગયુ તો પણ સિદ્ધિપદના આલબનથી તરી ગયા

તેમ પઉમ–રામચદ્રજી રામ અને સીતાના સ્નેહની ઘટના ન કરી શકાય સીતાજી બારમે દેવલોકે ગયા રામચદ્રજી કાઉસ્સગ્ગમા છે તે વખતે સીતા ઉપદ્રવ કરવા આવી સીતા બારમા દેવલોકના ઈન્દ્રત્વને પામેલી છે, છતા રામને ઉપસર્ગ કરે છે પણ રામચન્દ્રજી આત્મસ્વરૂપમા રમણ કરે છે, તેથી, ઉપદ્રવો હોવા છતા સિદ્ધિ વરી શકયા. જિનેશ્વરનો સંજોગ હાજરી નથી, ત્યા પણ

ઉપદ્રવમા સિંહપણુ રાખી શક્યા, તે સિદ્ધપણાનો જ પ્રતાપ આલબને સિદ્ધિપદના પ્રભાવે જ કાર્ય સાધી શક્યા કલ્પવૃક્ષ પાસેથી લેવુ હોય તો ઉપાય કરવો જોઈએ નામ સ્વરૂપ ન જાણી શકીએ તો તે પાસ કરવાનો ખ્યાલ કેવી રીતે આવે, તે ખ્યાલમા હોય તો તે રસ્તે જઈ શકાય આ બે પદની આરાધના થવાથી સપૂર્ણપદની આરાધના થઈ અરિહત સિદ્ધને કશુ સાધવાનુ નથી, કૃતકૃત્ય–નિષ્ઠિતાર્થ થએલા તેજ દેવ છે તેના બે ભેદ અરિહત સાકારદેવ અને સિદ્ધ નિરાકાર દેવ તેની આરાધના જણાવી. હવે ત્રીજુ આચાર્યપદ તેનો અધિકાર અગ્રે વર્તમાન.



## શ્રી આચાર્યપદ વ્યાખ્યાન ૪

સવત ૧૯૯૨ આસો શુદિ ૯ શનિવાર જામનગર.

नाहियवायसमच्छिन्न पावमराऽवि हु मयसिनरनाहो ।
ज पावइ सुररिद्धि आयरियप्पयपमाओ सो॥ १२०७॥

શાસ્ત્રકાર મહારાજા શ્રીમાન રત્નશેખરસૂરીશ્વરજી આગળ સૂચવી ગયા કે આ સસારમા બે પ્રકારના શ્રોતા છે તત્વશુશ્રૂષાવાળા અપરમશુશ્રૂષાવાળા એટલે રસકથા સાભળવાવાળા અને તત્ત્વ સાભળવાવાળા શ્રીપાળચરિત્રમા બન્ને વાના છે નવપદોનુ યથાસ્થિત સ્વરૂપ આમા ઓળખાવામા આવ્યુ છે શ્રીપાળ મહારાજની સ્થિતિ દેખાડેલ હોવાથી રસકથા પણ કહી શકાય પણ સૂત્ર ટીકા ચરિત્રમા શાસ્ત્રકાર જે રસકથા કહે છે તે રસકથાના મુદ્દાથી, માત્ર અનુવાદ તરીકે રસનો અધિકાર અને વિધાનમા કરે તત્ત્વનો અધિકાર, વિધાનમા આમ લગ્ન લડાઈ સુવર્ણસિદ્ધિ કરજો, એમ નહીં કહે રસકથામા આમ બન્યુ, રાજ્ય કન્યા બધુ મળ્યુ તે અનુવાદ તરીકે વિધિ તરીકે દરેક જગોએ તત્ત્વનો અશ હોય. વિધિ નવપદઆરાધન કરવુ જોઈએ, પણ ઋદ્ધિ સમૃદ્ધિ ઠકુરાઈની વાતોમા આમ કર્યુ આટલુ મળ્યુ તે કહેવાય

કે પણ તમે રિદ્ધિ આમ મેળવો લગ્ન કરો, એમ શાસ્ત્રમા ન કહેવાય. રસની વાત અનુવાદથી, વિધાન તરીકે તત્ત્વની વાત કહી છે, રસની વાતો ચાલતી હોય ત્યા 'કરવું-કરણીય' એમ ન બોલે શાસ્ત્રકાર તત્ત્વની વાતોમાંની પૌદ્‌ગલિક વાતો લેનારને જન્મ હારી જવાનો છેલ્લામા છેલ્લો ઓલભો દે છે જો આરાધન ન કર્યું તો તારો જન્મ નકામો સજ્જનને આનાથી વધારે શબ્દ ન કહી શકાય તે અધિકારમા તે શબ્દ કામનો સુખસમૃદ્ધિ ન મેળવી તો જન્મ નકામો એમ ન બોલાય રસની વાતમા અનુવાદ તત્ત્વની વાતમા વિધાન શ્રીપાળચરિત્રમા તત્ત્વની વાત કઈ? નવપદની આરાધના કરી તો જન્મ સફળ, એ વિગેરે જણાવવુ તે

ત્રણ ન કહેતા નવપદ કેમ કહ્યાં?

હરકોઈ આસ્તિક મતવાળાને ત્રણ ચીજ માન્યા વગર ન ચાલે દેવ ગુરૂ અને ધર્મ, તો પછી આ નવપદમા બીજુ કશું નથી. દેવાદિ ત્રણ નવપદમા સમાઈ જાય છે, તો પછી ત્રણજ પદ કહેવા હતા ને? નવ શા માટે કહ્યા? ત્રણમા બધા આવી જતે તેના ઉત્તરમા જણાવે છે કે આવવામા તો વાધો ન હતો, પણ એક વાત ધ્યાનમા રાખવી કે 'नमो मणुस्साण' કહેવાથી રાજાને નમસ્કાર આવી જતો નથી. જે રાજા તરીકે ઉલ્લાસ આવવો જોઈએ, પાલકતા ભાસવી જોઈએ, તે મનુષ્ય શબ્દમા ન આવી જાય તેમ 'नमो देवस्स' બોલવાથી, ઉપદેશક ને ઉપદેશ્ય એ બે જુદા પડી શકે નહિં દેવસ્સ કહેવાથી આ બેનો નિર્ણય થવો જોઈએ, કે કોના હુકમથી કયા નિર્ણયથી ચાલ્યુ કે ચાલવુ જોઈએ આ બે પદ જુદા પાડીએ તો જ નક્કી થાય અરિહંતના વચન પ્રમાણે મારે ચાલવાનુ હુ કર્મ રાજાની સામે સમરાંગણમા ઉતરેલો યોદ્ધો છુ મારા જનરલ અરિહંત છે તેમના હુકમ પ્રમાણે મારે વર્તવાનુ, મુદ્દો જિત મેળવવાનો છે તેમ અહીં જિનેશ્વર ભગવાન રૂપી સેનાધિપતિના [illegible] વર્તવાનુ, પણ મુદ્દો સિદ્ધિ પામવાનો સિદ્ધિનો ઉપદેશ દેનારા તે જ અરિહંત, સિદ્ધિ પામ્યા

તેથી તેઓ મુરબ્બી સંપૂર્ણ ગુણવાળા છે અરિહંતને હવે નવો ગુણ મેળવવાનો નથી ચાર ઘાતિકર્મનો ક્ષય થવાથી ચાર ગુણો મળી ગયા છે ચાર કર્મ તો બાકી છે ને? નાણાં ભરપાઈ કર્યાં છે માત્ર જમે ઉધાર લખવાના બાકી છે તેમાં શાહુકારને દેવાનો વાંધો નથી વેદની નામ ગોત્ર ને આયુષ્ય આદિ ચારે કર્મના હવાલા નખાઈ ગયા છે

અધુરા ગુણવાળાને કેમ આરાધાય?

સંપૂર્ણ ગુણવાળાને આરાધીએ તો સંપૂર્ણ ગુણ મળે તે સ્વાભાવિક છે માટે દેવતત્ત્વ આરાધવાથી કલ્યાણ થાય તેમાં બે મત નથી, પણ આચાર્ય-ઉપાધ્યાય-સાધુ એ તો અધુરા છે, સંપૂર્ણ ગુણ પામી ગયા નથી, તો ભક્તિની માળામાં આ કાચના કટકા ક્યાંથી ઘાલ્યા? કહો અરિહંતને સિદ્ધ એ બે પદ આરાધવા જોઈએ. આચાર્યાદિને વચમાં ક્યાં ઘાલ્યા? મહાનુભાવ! જેણે માર્ગ-રસ્તાનું ચિહ્ન ગણતા સમજવાનો ન લીધો, તેને સમા નામનું ઠ હાવું આવે તેમાં શું વળે? તેનું આવેલું એવું કામ ન લાગે, આચાર્યાદિ એ તો મોક્ષની વાટના વળાવા છે તેને જો ન લઈએ તો વાટના વિસામે શું થાય? વાટમાં મળેલા ભગારૂ પખને વળાવો જોઈએ. તો જ આપણા ગામની દુકાનની માહિતી મેળવી શકાય જિનેશ્વર સિદ્ધ મહારાજ ધીરની પેઢી છે ત્યાં મુસાફરીનો માર્ગ મોકળો કોણ કરે? સંપૂર્ણ ગુણવાળા હોય તો જ આરાધનીય, પણ ગુણ તેમનામાંથી આપણે લેવાના છે કે આપણા ગુણો આપણે ઉત્પન્ન કરવાના છે? કાગળ વાંચતા માસ્તરે શીખવ્યું, પણ અજવાળું નથી શીખેલાને અજવાળા વગર મુંઝાવું પડે, તેમ અરિહંત મહારાજે માર્ગ બતાવ્યો, પણ પહેલું ન ચાલે તો બધું નકામું થાય. દીવો નામું ભણ્યો નથી, તેમ વિચારી વાંચનારો દીવો ન કરે તો શું થાય ભલે નામું નથી ભણ્યો, આંક નથી શીખ્યો, પણ આપણે લાયક અજવાળું કરી દે તો નામું વાંચી શકાય જિનવચન જેવું દીવા— તેવું વચન આચાર્યો આપણા કાને નાખે, આચાર્ય મોક્ષ પામ

ઉપાધ્યાય કે સાધુ મોક્ષ કે કેવલ પામ્યા નથી, છતા તેઓ સ દેશો લાવી દે છે, શહેનશાહ સ દેશો કાઢે પણ સ દેશો સંભળાવનાર તો શેરીફ તે દેશનો માલિક નથી શેરીફ પોતા તરફથી સ દેશો નથી કાઢતો આચાર્યાદિ ત્રણે સ્વતંત્ર ઢંઢેરો કાઢનારા નથી મોક્ષમાર્ગ સ્વતંત્ર બતાવનાર નથી જિનેશ્વરે બતાવેલો માર્ગ જણાવે છે, શેરીફ ઢંઢેરો ન વાંચે તો આપણે અજાણ્યા રહીએ, તેમ આચાર્યાદિ વાણી ન સંભળાવે તો જિનેશ્વરની વાણીથી અજાણ્યા રહીએ, વસ્તુસ્થિતિએ વિચારીએ તો ગુરૂપદને ગુરૂપદ તરીકે આરાધનાની જરૂર છે સોનાનાણુ કિંમતી પણ તેની કિંમત રૂપીઆ દ્વારાએ, સોનાનો ભાવ પૂછો છો, પણ રૂપીઆનો ભાવ પૂછયો? સોનાના લેવાવાળાને દેવાવાળાને ભલે સોનુ વધારે કિંમતી, પણ તેની કિંમત તો રૂપીઆ દ્વારાએ જ કરવાની તેમ અહીં જિનેશ્વર મહારાજ થયા હતા, તેમણે મોક્ષમાર્ગ કહ્યો છે, એ કયાથી જાણ્યુ? ગુરૂથી રૂપીઓ સોના કરતા હલકી કિંમતનો છતા સોનાની કિંમત રૂપીઆ દ્વારાએ ગુરૂતત્ત્વ ઓછી કિંમતવાળુ દેવતત્વની કિંમત ઉંચી, છતા તેમની કિંમત ગુરૂદ્વારાએ બને સોનાથી વ્યવહાર કરનારને રૂપીઆથી નિરપેક્ષ રહેવુ ન પાલવે. તેમ જેને દેવતત્ત્વ માનવુ છે, અરિહંત સિદ્ધો માનવા છે, તેમને ગુરૂ માન્યા વગર ચાલતુ નથી માટે ગુરૂતત્ત્વ માનવાની જરૂર

### કેટલીક વખત દેવ કરતા ગુરૂતત્ત્વ ઉપકારક બને

કેટલીક વખત ગુરૂતત્વ કામ કરી દે છે, સુદૃઢ દેવતા મહાવીર મહારાજને અંગે રોષે ભરાયો બસ! નાવડી ડુબાડી મારી નાખુ! ગંગાનદી ઉતરતાં ઉપદ્રવ કર્યો, હાલિક થઈ બ્રાહ્મણ થયો એ જીવ ત્યાથી મરી બ્રાહ્મણ થયો તે શ્રીગૌતમસ્વામીજી સિવાય પ્રતિબોધ થાય તેમ ન હતુ મહાવીર મહારાજને પામી–દેખી પરિણામથી પડયો દેવશર્માને પ્રતિબોધ કરવા શ્રીગૌતમસ્વામીજીને જે મોકલવા પડ્યા. તમારા ઘરમાં છોકરા હોય, છોકરા રીસાયતો જોડેના ગોઠીયા કે ધાવમાતા તમારા કરતા જલ્દી સમજાવી શકશે નોકરડી કે ગોઠીયા

માતા પિતાથી વધતા નથી, પણ રસ્તે પાડી દે માબાપથી ઠેકાણે ન આવે તેમ અરિહંત મહારાજથી જે ઠેકાણે ન આવ્યા તેવાને ગુરૂ મહારાજ ઠેકાણે લાવ્યા. વ્યક્તિદ્વેષ હાલિકને હતો માર્ગ દ્વેષ ન હતો. હાલિકને મહાવીર ભગવાન પર વ્યક્તિદ્વેષ હતો. બીજી વ્યક્તિથી માર્ગ પામી જાય તેનુ દૃષ્ટાંત ન દેતા માર્ગ દ્વેષવાળાનુ દૃષ્ટાંત દે છે

પ્રદેશીરાજા ગુરૂના પ્રતાપે ઠેકાણે આવી સદ્‌ગતિ પામ્યા. પરસ્પર મતદ્વેષી નથી સ્થાનકવાસી દિગબરો પરસ્પર મતદ્વેષી. અહીં માર્ગદ્વેષ છે આખા જિનેશ્વરના માર્ગના વિરોધી છે પ્રદેશીરાજાના મતે આત્મા નથી પરિણામી આત્મા જેવી ચીજ નથી, પરભવ નથી, કર્મ નથી, કર્મનો યોગ નથી કર્મથી છુટા થવાનુ હોતુ નથી તેના મતે આત્મા–કર્મ–દેવલોકાદિક નથી, તો મોક્ષ હોય જ ક્યાથી ? આટલી વિરૂદ્ધ માન્યતાવાળાને મત અનગીકાર કહો, પણ મતદ્વેષ કેમ કહો છો ? એકેન્દ્રિયાદિક મત અગીકાર નથી કરતા, તેમ સાધુ બોલે તે પણ પ્રદેશીને ગમતુ નથી. કેશીકુમાર ધર્મદેશના આપતા હતા. ત્યા ચિત્રસારથીને પ્રદેશીરાજા કહે છે, કે મુડીયો શાના બરાડા પાડે છે આસ્તિકને પ્રથમ ધર્મકરનારા પર અરૂચી નથી હોતી. પહેલા ધર્મઉપદેશકો પર દ્વેષ હોય ચોકીદાર જાગે તો ચોરને ન ગમે તેમ ચોકીદારો ધર્મોપદેશકો પર ચોટ મારવી તે દરેક જમાનામા ધર્મવિરોધીનુ કર્તવ્ય છે ચોટ કયા છે ? શ્રોતાઓ ઉપર છે બાપુભાઇ ! ચોટ્ટાઓની ચોટ ચોકી ને ચોકીદાર પર હોય તેમ પ્રદેશીરાજા એટલો માર્ગ વિમુખ કે જેથી કેશીકુમારને અગે કહે છે કે મુડીયો બરાડા પાડે છે દેશના દે છે તે વખતે આણે પાપ પેદા કરવામા કેટલી પાછી પાની રાખી ? મુદ્દલ નહીં

નાસ્તિક કેટલાક બીચારા વેદીયા ઢોર જેવા હોય છે 'ઘૃતાધારે પાત્ર' કે 'પાત્રાધારે ઘૃતં' એ વિચારતા ઘીનુ ભાજન ઉંધુ વાળ્યુ તો ઘી ઢોળાઈ ગયુ બીજી કોઈ વખત ખીચડી

હતા, ચૂલા ઉપર ખદબદ શબ્દ થતા વિચારે છે, કે આ ધાતુ-ક્રિયાપદ નવો કયાથી નિકળ્યો 'અપશબ્દ બોલે તેના મોમા ધૂળ' ખીચડીમા ધૂળ નાખી શાસ્ત્રસિદ્ધ શબ્દ બોલે વ્યાકરણ વિરૂદ્ધ કેમ બોલે છે ? પ્રદેશીરાજા આવા વેદીયા પંડીત જેવા નથી, દરેક વસ્તુ નથીરૂપે જૈનોએ માનેલી છે ઘટ તે પટરૂપે નથી માટે જે પરલોક મોક્ષ સદ્ગતિ, દુર્ગતિ, પાપાદિ ન માને તેવી બુદ્ધિવાળા તે નાસ્તિક આટલા માટે નાસ્તિક શબ્દનો વ્યાકરણમાં નિપાત કરવો પડયો નાસ્તિક કોને કહેવા ? પરલોક પુણ્ય પાપ જીવ નથી એવું કહે તેનું નામ નાસ્તિક ચોકખી રીતે નિપાત કર્યો છે નાસ્તિક શબ્દ શાસ્ત્રસિદ્ધ છે નાસ્તિક છના પાપનો ઢગલો ભરાય નહિં નહિંતર ઉંચા આવવાનો વખત ન આવે એકેન્દ્રિયાદિ અમસ્રી પણામા શુ માનતા હતા ? તેથી એકેન્દ્રિય વિગેરે ભલે આસ્તિક ન હોય તો પણ નાસ્તિક તો નથી નાસ્તિક આમ ધારણાવાળો થાય, જીવાદિક નથી એવુ ધારવાવાળો થાય વાદમા જે ઘુસ્યો હોય તેથી જીવ માનનારાને ખોટા ઠરાવુ ! પુણ્ય પાપ માનનારાને ખોટા ઠરાવુ ! આવો પ્રદેશીરાજા એકલો નાસ્તિક નથી, પણ નાસ્તિકપણાનો ઝંડો રોપનાર છે વિચારો ! સ્વતંત્ર, વિદ્યમાન પદાર્થ માને નહિ, એટલુ જ નહિ પણ જીવાદિક માનનારાને ધક્કા મારે એ કઈ દશાનો ? આસ્તિકપણાના ખંડનને અંગે પાપના પોટલા બાંધ્યા છે લોહીએ ખરડાએલા જ હાથ હંમેશા રહે છે રાતદિવસ હિંસકપણુ તેના પાપોપાર્જીતમા બાકી શુ ? વાહ, નાસ્તિક વર્તન હંમેશા, લોહીથી ખરડાએલો હાથ તેવાઓને પાપ ઉપાર્જન કરવામા શુ બાકી રહે ? એવો પ્રદેશીરાજા 'सर्वं हि महता महत्' સાતમી નરકે ચક્રવર્તી અધિકારી મોટા છે મોટામા મોટી દુર્ગતિ, રાજેશ્વરી તે નરકેશ્વરી અન્યમતમા કહ્યુ છે કે 'राज्य हि नरकांत' તે સામાન્ય સ્થિતિમા હતે તો નરકે કદાચ ન જતે નાસ્તિકવાદી હિંસક રાજેશ્વરીપણું ત્રણ એકઠા થાય ત્યા પાપ કરવામા શુ બાકી રહે ?

આચાર્ય મહારાજનો પ્રભાવ

જ્યા અનર્થનો સભવ ત્યા ઇષ્ટસિધ્ધિ થાય, ત્યારે દેવતાઈ ચમત્કાર ગણવો પડે સાપ કરડી સાપ પાછો આવી ઝેર ચુસી લે તે આશ્ચર્ય લાગે તેમ આવો પાપિષ્ઠ તેને નરક બચી તો બચી પણ તે દેવતાઈ ઋધ્ધિ પામ્યો, ઘોર નરકના કર્મો ઉપાર્જન કરેલ તે પ્રદેશીરાજાને નરકે જવાની વાત તો દૂર રહી, પણ દેવતાઈ સિધ્ધિ મળી. તે બધો આચાર્ય મહારાજના ચરણકમલનો પ્રભાવ છે, રાજાને સમ્યગમાર્ગે આવવાનુ તેમા કેશી ગણધર આચાર્ય મહારાજ મૂળ કારણ છે દેવતાઈ સમૃધ્ધિ જેને અગે આખુ રાયપસેણીસૂત્ર છે જેમા પ્રદેશી રાજાનુ વૃત્તાત છે સુર્યાભદેવતા તેજ આ પ્રદેશીરાજાનો જીવ. એવી દેવતાઈ સ્થિતિ મેળવી આવા નાસ્તિકશિરોમણિ હિંસામા પ્રથમનબર છતા પણ સૂત્રમા સુપ્રસિદ્ધિ પામ્યો તેવો જીનપૂજારસિક ધર્મિષ્ઠ દેવતા થાય છે એ પ્રભાવ ગુરૂ મહારાજનો છે નથી તો પાર્શ્વનાથ તીર્થંકરની વિદ્યમાન અવસ્થા, તેમ મહાવીરસ્વામી કેવલજ્ઞાન પણ પામ્યા નથી સિધ્ધનો સજોગ હોય નહિ એવુ છતા આચાર્ય કેશીકુમારના પ્રતાપે સૂર્યાભદેવના સૌધર્મવાસી દેવતા થયો, શાસનના સુકાની તરીકે આચાર્યપદની આરાધના કરવી જોઈએ હવે એ આરાધના કરવા લાયક જણાવી તેમના પછી ઉપાધ્યાય સાધુ પદ પણ શાથી આરાધનીય છે તે અધિકાર અગ્રે વર્તમાન



## શ્રી ઉપાધ્યાય પદ વ્યાખ્યાન ૫.

સવત ૧૯૯૭ આસો શુદિ દશમ રવિવાર જામનગર.

ज्हुयपि गुरुपद्ध आराहतेहिं धयरमुज्झाय ।
पत्तो सुमाहुवाओ सीमेहिं सीहगिरिगुरुणो ॥ १२०८ ॥

શાસ્ત્રકાર મહારાજા ભગવાન આચાર્યમહારાજ રત્નશેખર સૂરીશ્વરજી શ્રીપાલચરિત્રમા સૂચવી ગયા કે શ્રીપાલચરિત્રને

રસ કથાના મુદ્દાથી સાભળવાની જરૂરીયાત નથી તત્ત્વકથાના મુદ્દાથી શુશ્રૂષા–સાભળવાની ઈચ્છા હોવી જોઈએ આખાનુ રક્ષણ ધ્યાનમા નથી, તે કેરીઓ મેળવવા ધારે તો પણ મેળવી શકે નહિં આરાધના કલ્યાણ કરનારી છે, તેમા કટિબદ્ધ કેમ થાઉં તે વિચારો જ્યા સુધી ન આવે, ત્યા સુધી સુતો રાજા કથા સાભળે તેના જેવી શુશ્રૂષા ગણાય, તે માટે કહે છે કે તત્ત્વ તરફ ધ્યાને દો તત્ત્વ કયુ ? નવપદો શ્રીપાળચરિત્રનુ ઉત્થાન અને પર્યવસાન બધે નવપદ આરાધન જ છે તે માટે વિચાર બહુ ઓછા કરીએ છીએ

નવપદના દૃઢ સસ્કાર

ધવલશેઠ કપટથી દરિયા વિષે વહાણમા ચાલતા સાત મોઢાનો મગર કહે છે શ્રીપાળકુમાર તેને જોવા આવે છે તે માત્ર કુતુહળ-વૃત્તિ છે એવી વૃત્તિમા દોર તુટે છે નીચે દરિયો છે બચાવનુ સાધન નથી, મરવાની અણી છે કુતૂહલમાથી મરવાની અણી વખતે 'નમો અરિહંતાણં' આવવુ તે કઈ દશા હશે ? આપણા માબાપ મરી ગયા છે તે સાભળતા નથી, બચાવ કરવા આવવાના નથી, છતા ભય વખતે ઓ બાપરે! ઓ મારે! શા ઉપર? જાણે છે કે આટલા વરસોથી મરી ગયા છે, મદદ કરવા આવવાના નથી તે જાણે છે, છતા બાળપણથી સસ્કાર પડયો. આટલી અવસ્થા થઈ છતા તે સસ્કાર નથી ગયા આટલી દશા ફેરફારવાળી થઈ છતા આપણને હજુ એ સંસ્કાર છુટતા નથી જ્યારે શ્રીપાળને આવા સસ્કાર તે વખતે આવે છે તો કુતુહલમા જોવા ગએલો દરિયામા પડે ત્યારે 'નમો અરિહંતાણં' આવે તો કેટલા દૃઢ સસ્કાર જામેલા હશે ? આવો સસ્કારવાળો સિદ્ધપણુ પામે તેમા નવાઈ શી ? આપણે એ સસ્કારમા આવ્યા ? કાટા કાઢતા લગીર વેદના થાય તો ઓ બાપરે ! ઓ મારે ! થાય છે તો મરવાની અણી વખતે પણ જેને 'નમો અરિહંતાણં' આવે છે આવુ ઓતપ્રોતપણુ જ્યારે નવપદનુ કરવા તૈયાર થવાય તો જ સસ્કાર દૃઢ થાય, તે તત્ત્વ

તરફ વળેલા ગણાય. માટે તત્વ તરફ તરફ વળો ! રસકથા તત્વના પોષણ માટે છે તેને અગે નવપદનુ સમુદાયે વર્ણન કરી એક એક પદનુ વર્ણન કરે છે

**આચાર્યો તરનારા અને તારનારા.**

જો કે આચાર્ય મોક્ષ પામેલા નથી મોક્ષના મુસાફર નથી ખલાસી દરિયામા હોય તે જ વખને તે પાર લઇ જાય, પોતે પાર નથી પામ્યો તે પાર શી રીતે લઈ જશે ? તે વિચાર ન થઈ શકે, કારણ ? તેની પાસે પાર ઉતરવાનુ ને ઉતારવાનુ સાધન છે આચાર્ય પાસે સ્વતત્ર શક્તિ ન હોય, પણ શાસન એવુ છે કે, પોતે તરે ને બીજા આરાધન કરનારાને પણ પાર ઉતારી શકે અરિહતને સિદ્ધ બે દેવનત્વો પણ આરાધવા લાયક છે, તેમા બે મત ન રહે, પણ ત્રણને અગે એમ કહેવામા આવે છે કે પોતે નથી તર્યા તો અમને શી રીતે તારશે ? આચાર્યાદિ હજુ પોતે તરે છે, તરેલા નથી. નહિં તરેલા બીજાને શી રીતે તારે ? 'સ્વયમ્ દરિદ્રો ન કર્તુમન્યમિશ્વરીકર્તું સમર્થો પોતે દરિદ્ર હોય તે બીજાને શી રીતે માલદાર કરવા સમર્થ થાય ? પોતે ઉત્કૃષ્ટ સ્થિતિ પામ્યા નથી, તે બીજાને શી રીતે પમાડે ? આમ શકા હતી, પણ જેમ ખલાસી કાઠામા નથી, દરિયામા છે છતા નાવડી રૂપી સાધનથી ખલાસી બીજા બેસારૂને પોતે પાર પમાડે છે, તેમ આચાર્યપાસે જિનેશ્વરનું શાસનરૂપી વહાણ મજબુત હાથ આવ્યુ છે, જેથી પોતે તરે ને બીજાને સસારસમુદ્રનો પાર પમાડી શકે શહેનશાહી ઢઢેરાને શેરીફ સાભળે તે જગતને સભળાવે છે આ ઢઢેરાની જાહેરાત પોતાને માટે અને પ્રજાજન માટે છે જિનેશ્વરનો ઢઢેરો જાહેર થયો છે તે ભવ્યજીવોને અગે તે વખતે જાહેરાત છે, તીર્થકર મહારાજ અસખ્યાતમા ભાગ જેટલો વખત તારનારા આચાર્યો અસખ્યાત ગુણવખત સુધી તારનારા. ઋષભદેવજીનો કેવલીકાળ એક હજાર વર્ષ ન્યૂન ... ોપમ સુધી ભવ્યજીવને તારવાનો વખત. આચાર્ય ... ાતપાટ સુધી મોક્ષમાર્ગ

કહે નમો अरिहंताणं નો અર્થ કરો, શત્રુને હણનારાને તમારો નમસ્કાર થાય છે ને ? શત્રુને મારનાર પક્ષ છે તે બધાને તમારો નમસ્કાર પહોચ્યો ? અરિ એટલે કર્મ રૂપી શત્રુ એવો અર્થ કયાથી લાવ્યા ? ટીકા કે નિર્યુક્તિકાર એમ કહે કે આઠ પ્રકારનુ કર્મ શત્રુભૂત છે તેને હણનાર તેથી અરિહંત કહીએ છીએ તે અર્થ નિર્યુક્તિએ કહેલો માનો તો જ અર્થ થઈ શકે અર્થ રૂપ નિર્યુક્તિ ન માને તો સાપ-ચોર-વાઘ-મારનાર શત્રુ પણ તમારે નમવા લાયક છે તીર્થંકર તો શત્રુનો માર ખાનારા છે ગોવાળીયો તથા સંગમનો માર ખાનારા તીર્થંકર મહાવીર પ્રભુના ઉપસર્ગો કેવા છે તે જાણવા માટે નિર્યુક્તિ ટીકા બાપ્યો માનો તો જ 'કર્મરૂપી શત્રુ' એજ અર્થ કરી શકો મૂળસૂત્ર પર જાવ તો કર્મશત્રુ અર્થ આવી શકે નહિ.

ઘીની ચોરી છાની ન રહે

ઉપાધ્યાયજી સૂત્રદાતા હોવાથી આરાધનીય છે અર્થ ઘી જેવા, લેવા દેવાની રકમ સૂત્રભાજન તરીકે છે અરિહંતો આરાધનીય 'अत्थं भासइ अरिहा सुत्त गंथंति गणहरा निउणं' નિપુણ સૂત્ર ગણધરો ગુંથે, તીર્થંકરો આચાર્યો અર્થ આપે, તે કબુલ નહિ ઉપાધ્યાય સૂત્ર આપે તે કબુલ આવુ બોલનારને આચાર્ય અને અરિહંત આ બે પદ ઉડી જાય છે, વગર સમજ્યા બોલવાવાળાને કેટલીક વખતે ગરાસીયાના ઘી ચોરવા જેવુ થાય ગરાસીયાએ માથાના ફેંટામા થીજેલા ઘીનો કટકો બાંધી દીધો. કોઈકની નજર પડી ગઈ, અર્ધો કલાક તડકામા ઊભો રાખવો પડયો ચોર કહેવાની કે તપાસવાની જરૂર ન પડી આપોઆપ ઘી ટપક ટપક થવા માંડયુ ઘીની ચોરી છાની ન રહી આમ સૂત્ર માને પણ નિર્યુક્તિ નથી માનવી, પણ નિર્યુક્તિ વગર મૂળ સૂત્રની ગાથા આવી ત્યાં શું કરે ? ચૈત્ય શબ્દનો અર્થ લેવો હોય તો અત્યારે ભાષાન્તરની ચોપડી બહાર પાડી છે આર્દ્રકુમારના અધિકારમા પ્રતિમા મોકલ્યાની ચોકખી વાત છે ભાષાન્તરની વાતો માનવી છે, નિર્યુક્તિ

માનવી નથી. પ્રતિમાની જગો પર તેઓએ ઓઘો મુહુપત્તી મોકલ્યાના જુઠા કલ્પિત ગોળા ફેકયા છે, સુવર્ણગુલિકાની વાત પણ ખોટી ૧૯ મી સદી પહેલાના પુસ્તકોમાથી આર્દ્રકુમારને ઓઘો મુહુપત્તી મોકલ્યા તેવી વાત તેઓ કાઢી આપે!

વજ્રસ્વામિની ગભીરતા

ઉપાધ્યાયજી સૂત્ર આપનાર હોવાથી સૂત્રદાતાર. ઉમરે અને દીક્ષાએ કરી નાનો હોય તો પણ સર્વને વદનીય છે શાસ્ત્રકારોએ ઉપાધ્યાય આગળ દીક્ષાના પર્યાયને પણ ધક્કો માર્યો, મોટી ઉમરવાળાને પણ નમસ્કરણીય ગણ્યા, કારણ ? સૂત્રદાતા હોવાથી વજ્રસ્વામિજી બાળક છે, પાટી ઉપર ધૂળ નાખી લીટા કરનારા જેવડા છે તે માટે લખે છે કે; જે સ્થવિરો શીખવવા માટે બોલાવે છે તેઓ કુટ કુટ કર્યા કરે છે, ભણેલા છે પણ ભણેલુ ન જણાવવા માટે કુક કુટ ભાગ્યુ તુટયુ બોલાવે તેમ બોલ્યા કરે છે, સ્થવિરો રગડાવે તો રગડયા કરે છે આવી સ્થિતિ છતા અગિયાર અગના પાઠી. ૧૧ અગ પારણામા આવડી ગયા છતા સાધુઓ ગોખાવે તેમ ગોખે છે બાળક છતા એવા ગભીર કે પાણી પેટનુ હાલતુ નથી કોઈ વખત સાધુ ગોચરી ગયા છે, આચાર્ય મહારાજ સ્થડિલ નીકળી ગયા છે એકાત દેખી બાળક હોવાથી કુતુહલ થવાથી ઉમળકો જાગ્યો, બધા સાધુના આસન લાવી બિછાવ્યા, પોતે આચાર્યની માફક આસન નાખી સાધુઓને વાચના આપે છે આચાર્ય વહેલા આવ્યા. શુ સાધુ વહેલા આવ્યા કે વાચના શરૂ થઈ ? બાળકનો મધુર સ્વર તે સાથે સૂત્રની છાયા સાભળ્યા કર્યું ? અગના પાઠ કયાથી બોલે છે, આ બધુ ભણેલો છે પણ એમને એમ ગોપવીને બેઠો છે આવા જ્ઞાની પુરૂષની અવજ્ઞા રખે થાય ! ન જાણતા હતા ત્યા સુધી તે વાત જુદી, જાણ્યા પછી અસહ્ય. હવે શુ કરવુ ? સાધુઓને સ્પષ્ટ ન કહેવાય કે આ બાળક આવા જ્ઞાની છે પોતે ખાનગી કહેવા જાય તો પ્રતીતિ કેવી રીતે કરાવવી ? તે માટે એક રસ્તો વિચાર્યો, મારી જગો પર

એને મેલવો, મારી જગો પર કેમ મેલવો, ગ્રામાંતર જાઉં તો બને, થોડા દિવસમા આવીશ તેમ શિષ્યોને કહ્યુ પાડવાળાએ ભોગવાળાએ કહ્યુ કે અમારૂ શું ?, આ બાલવજ્રમુનિ તમને પાઠ આપશે વિચાર કરો કે કેવી છાયા જામી જાય ? પાટી પર ધુળ નાખનારો પાઠ આપશે ? ભરોસો છે તહત્તિ.

શિષ્યોની ગુરૂવચનમા શ્રદ્ધા

જે ગુરૂમહારાજે કહ્યુ તે ગુણ દેખી કહ્યુ હશે તેમ તહત્તિ વાચનાનો વખત થયો કે આસન ગોઠવી વજ્રસ્વામીને બેસાડી શિષ્યો પાઠ લેવા બેસી ગયા, વાચણા માગી. અહીં તૈયારી હતી, વાચના આપી. ચારેક દિવસમા ગુરૂ પાછા ફર્યા ને પૂછ્યુ કે વજ્રસ્વામીનો પરિચય થયો કે ? પાઠ ઘણી શાન્તિથી ચાલે છે, મહેરબાની હોય તો એમને જ વાચના કાર્ય સોંપો. એને મુરબ્બી ઠરાવ્યો તે કબુલ માગણી ઉલટી કરી, થોડા દિવસમા સૂત્ર તૈયાર કરાવ્યુ આચાર્યે કહ્યુ કે હજુ યોગ કર્યા નથી કાનની ચોરીથી જ્ઞાન લીધુ છે તેથી વાચના ન કલ્પે, પણ જ્ઞાનીની અવજ્ઞા ન કરો માટે આટલુ કરવુ પડ્યુ છે, અહીં વજ્રસ્વામીમા નથી પર્યાય મોટો, નથી વય મોટી ગુરૂમહારાજે બતાવ્યા કે આમને તમે વાચનાચાર્ય તરીકે રાખો શિષ્યો પણ વિનીત કે વજ્રસ્વામિજી ઉપાધ્યાય–સૂત્રદેવા વાળાને આરાધન કરતા પૂજ્યબુદ્ધિએ સેવકબુદ્ધિએ આરાધન કરતા આખા શાસનમા ડંકો વાગી ગયો સિંહગિરિના શિષ્યોને શાબાશ કે બધાએ ગુરૂનો હુકમ માથે ચડાવ્યો. સારા સાધુપણાનો જશ જે સિંહગિરિના શિષ્યોને મલ્યો તે શાથી ? ઉપાધ્યાયની આરાધનાને લીધે ? સૂત્ર માત્ર શીખવનાર હોય તો તે પર્યાયે અવસ્થાએ લઘુ હોય તો પણ તે આરાધવા લાયક હોય, માટે ચોથે પદે ઉપાધ્યાય પદની આરાધના રાખી. અર્થરૂપ શાસન આચાર્ય આપે. સૂત્ર ઉપાધ્યાય આપે તે એ નમસ્કાર કરવા લાયક, પણ સાધુ શાથી આરાધના લાયક ? તે અધિકાર અગ્રે વર્તમાન

સં. ૧૯૯૨, આસો સુદિ ૧૧ ને સોમવાર. જામનગર.

साहुपयविराहणया आराहणया दुक्खसुक्खाइं ।
कोसितिरोहिणिजीवेहिं किं नहु पत्ताइं गुरुयाइं ॥ १२०२ ॥

શાસ્ત્રકાર મહારાજા શ્રીમાન્ રત્નશેખરસૂરીશ્વરજી શ્રી શ્રીપાલ ચરિત્ર રચતા થકા આગળ જણાવી ગયા કે બે પ્રકારની કથા હોય. એક પરમશુશ્રૂષા કથા ને બીજી અપરમશુશ્રૂષા કથા. હેયાદિકનો વિભાગ કરી આરાધના વિરાધનાના માર્ગો જેમાં જણાવેલા હોય તે આદરવાની ઇચ્છાએ શ્રવણ કરાય તો પરમશુશ્રૂષાકથા. જેમાં માત્ર મનને ખુશ કરવાનું હોય કંઈ પણ આરાધવાનું આદરાય નહીં અને વિરાધવાનું છોડાય નહિં, દાનાદિક કંઈ પણ ન આદરાય તે રસકથા. તેવી કથા સાંભળવાની ઇચ્છા તે અપરમશુશ્રૂષા કથા. 'सुप्तनृपकथानकतुल्या' નાના બચ્ચાને ઉંઘાડવા માટે ન જગાવે તે કથા તે રસકથા. તે તત્ત્વ સમજતો નથી, માત્ર માગ્યું એક જ કે છોકરો ઉંઘી કેમ જાય. તે બધી અપરમશુશ્રૂષા કથા કહી. શ્રીપાળ ચરિત્રમાં વિચારીએ તો જ્યાં જ્યાં નવપદ સંબંધી મહિમા છે ત્યાં ત્યાં નવપદ પર ખ્યાલ ન રહે, અને શ્રીપાળે આખા લશ્કરને એકલાએ જીત્યું સુવર્ણસિદ્ધિ મેળવી તે જોઈએ, અને આરાધવા લાયક નવપદ તે ખ્યાલમાં ન રહે તો તે રસકથા થઈ જાય. તત્ત્વકથા ત્યારે જ બને કે જ્યારે હેયાદિક પદાર્થોનો વિભાગ કરી કલ્યાણ આદરાય ને પાપ છોડાય ત્યારે ભોજન કરવું છે તેમાં ઠામડાં વધારે ખખડ્યાં કે ધૂમાડો વધારે નિકળ્યો કે ઓછો નિકળ્યો તે જોવાનું ન હોય. ધૂમાડામાં રસોઈ છે છતાં તત્ત્વ તેમાં ન હોય પણ તત્ત્વ ભોજનમાં હોય

ચૌદશ સુધી હતા માટે એક જ

ભગવાન ઋષભદેવજીનું એક વ્યક્તિનું જન્મક

આ ... દિવાળી કરીએ, મેરૂતેરસ

ક્તિના પર્વો છે જ્ઞાનપંચમી તે ચૌદ પૂર્વના જ્ઞાન માટે, બીજ દર્શન માટે, આ એક એક ગુણો આરાધવા માટે તિથિ અને પર્વો છે, છતા પર્યવસાન ત્યા નથી વ્યક્તિને સીધો સબંધ ત્યા નથી એમણે મોક્ષમાર્ગ બતાવ્યો, આ આરાધવા દ્વારા મને મોક્ષ મળે, ત્યા ઉદ્દેશ વ્યક્તિ બની પણ સાધ્ય મોક્ષ, સાધ્યમા મહાવીર મહારાજા કે ઋષભદેવજી મારા પર પ્રસન્ન થાય તે નથી સાધ્ય તેમની આરાધના દ્વારાએ મને મોક્ષ થાય મહાવીરના જન્મ-નિર્વાણને ઉદ્દેશીને જ્ઞાન દર્શન ચારિત્ર ગુણના ઉદ્દેશથી તિથિ પર્વો છે, સાધ્ય તરીકે નહિ સાધ્ય બધે મોક્ષ, ઉદ્દેશ ભલે જુદા જુદા રહ્યા છતાં સાધ્ય એક જ જૈન શાસનના તહેવારો પર્વો બધા મોક્ષના ઉદ્દેશથી હોય છે, તેથી કોઈ પણ તહેવારમા-પર્વમા વિષય કષાય ઈન્દ્રિઓના યોગની છુટી આપવામા આવતી નથી બધા માર્ગમા મોક્ષનુ બીજ રાખવુ પડે છે, વિષય-કષાય-આરંભની નિવૃત્તિ કરી પણ તેમા સાધ્ય મોક્ષ છે મોક્ષને અનુકૂળ ક્રિયા થાય દાદરો મેડા તરફ છેડાવાળો હોય, બીજી દીશા એ છેડો જાય તે ન પાલવે અહીં સિદ્ધચક્ર મહારાજને અંગે આખુ ચરિત્ર કહે છે, પણ સાધ્ય ગુણ ગુણીની આરાધના પર છે ગુણ ગુણી સિવાય જૈન શાસનમા બીજુ આરાધવાનુ સ્થાન નથી ચાહે જન્મ-દીક્ષા-કલ્યાણક આરાધીએ, એ ગુણો કે ગુણીને ઉદ્દેશી પ્રવર્તવાવાળા છે

**વધામણી આપનારને સોનાની જીભ અપાય**

આરાધ્ય પદાર્થોના વિભાગને અંગે નવ સિવાય બીજો દસમો આરાધ્ય પદાર્થ નથી તે નવેની એક સરખી સામટી આરાધના કરવાનુ બનતુ હોય તો તે ઓળીના દિવસોમા છે તેટલા માટે નવપદજીની ઓળીને સર્વ દેવતાએ માન્ય રાખી, તેથી તેનુ નામ શાશ્વતી અટ્ઠાઈ તેમા નવે પદોની આરાધના કહેલી છે તેમા ઉપાધ્યાયનુ પદ વિચારી ગયા અરિહંત અજવાળુ કરનારા, જીવજીવન જીવવાની રીતિ સમજાવનાર ત્રિજગતનાથ છે માટે તે પૂજ્ય હોય, તેમજ સિદ્ધદશા આત્માનુ ખુદ ધ્યેય માટે ધ્યેયનુ લક્ષ્ય ન ભૂલાય તે

સ્વાભાવિક છે, જેવી રીતે હોકાયંત્રની સૂચિ સીધી હોવી જોઇએ એ આધારે જ સ્ટીમરને ચાલવાનુ છે, તેવી રીતે સિદ્ધદશા ઉપરનો ખ્યાલ ઉડી ગયો, તો ચાહે જેટલી આરાધના હોય તો પણ ફળીભૂત ન થઈ શકે, તેમ અરિહંત મહારાજનો સંદેશો લાવનાર આચાર્ય મહારાજ જન્મ આપનાર બાયડી છતા વધામણી કહેવા આવનારને સોનાની જીભ અપાય રાજા પણ મુગટ સિવાયના તમામ અલંકારો વધામણિમા આપી દે, જિંદગીનુ દાસત્વ કાઢે એક વધામણી કશું નવું જુનુ કરી નથી દેતી, વધામણી કહેનાર ઉપર આટલા તુષ્ટ થવાય છે, શબ્દો કે દાસીની કિંમત નથી કુંવર જન્મ્યો તેની કિંમત છે તો જિનેશ્વર મહારાજે દેખાડેલુ તત્ત્વ–મોક્ષમાર્ગ આપણને આચાર્ય મહારાજ સમજાવે છે આચાર્ય તો મોક્ષમાર્ગ બતાવે છે, આચાર પાળે પળાવે, વિઘ્નો દૂર કરે તે પૂજ્ય ન હોય તો કોણ પૂજ્ય હોય ? સૂત્ર એ આખા મોક્ષમાર્ગની જમીન છે આચાર્ય અર્થ આપે તે ઇમારત છે, બચાવ ઇમારત કરે છે જમીન ઠંડી ગરમી વરસાદથી બચાવ નથી કરતી, પણ બચવાનો આધાર ઇમારત છે, તેમ હેયાદિક સમજીએ, માર્ગમા આગળ વધીએ ઇત્યાદિક અર્થ દ્વારા થાય મકાન દ્વારા ઠંડી–ગરમી શરદી ટાળવાનુ બને છતા બધાનો આધાર જમીન છે બચાવ નાર મકાનનો આધાર જમીન છે મકાનની ઈચ્છાવાળાએ પહેલા જમીન ખરીદવી પડે છે જે અર્થ આપે તે આચાર્ય મહારાજ, અને મૂળસૂત્ર આપે તે ઉપાધ્યાય એમ ચાર પદનુ સ્વરૂપ સમજાવી ગયા

સાધુનો ઉપકાર કેવી રીતે ?

પંચમપદે સાધુ તે શા કામના ? સાધુ નથી સૂત્ર આપતા નથી અર્થ આપતા સાધુ શા માટે પૂજ્ય ? એક મનુષ્યે વેપાર કરવા માંડ્યો દુકાન જમાવી ઘર જમાવ્યુ, કરીયાણું લાવ્યો પણ જોડે રહેવાવાળા લોકો બીજે ચાલી ગયા અને કોઇએ તિરસ્કાર સરખો કર્યો નથી, પણ એ મકાન દુકાન ઉઠાવ્યા જ છૂટકો. જોડેવાળા

ખમી જાય તો ? વ્યાપાર અને રહેઠાણ સાથે સમુદાય હોય તો જ વેપાર અને રહેઠાણ, સમુહ વગર નથી વ્યાપાર તેમ નથી રહેઠાણ જગલમા મફત મકાન મળે તો પણ કોઈ ન લ્યે સમુદાય હોય ત્યા જિંદગીને ભય આવે તો બચાવવાના સાધનો હોય, મિલકતને ભય આવે ત્યારે બચાવવાના સાધનો હોય ત્યા જ રહી શકીએ. શાસનમા ઉપાધ્યાયજી સૂત્ર ભણે દે, આચાર્ય અર્થ દે, છતા સાધુ સમુદાય સહાયકારક ન હોય તો મોક્ષની સાધના ન થઈ શકે કારણ જૈનશાસન સમજનારો ન કહી શકે કે એકલો હોય તો શુ અને બેકલો હોય તો શુ ? એ જ્ઞાની છે કે અજ્ઞાની ? જો જ્ઞાની છે તો રિદ્ધિવાળાની માફક એકલો રહેવા ન માગે. એકલો રહે તો ચોર લુટારાથી રિદ્ધિ લુટાય જાય જ્ઞાની છે તો જ્ઞાનનુ રક્ષણ શી રીતે થવાનુ ? પોતાનુ જ્ઞાન રક્ષિત શી રીતે થવાનુ ? પોતે જે જ્ઞાન લીધુ છે તે બીજાને આપીશ કેવી રીતે ? અજ્ઞાનીને સયમ ટકાવવા માટે ગીતાર્થનિશ્રિત સમુદાય વગર ન ચાલે

ગીતાર્થોને પણ સાધુસહાયની જરૂર

જ્ઞાનાવરણીયનો ક્ષયોપશમ અને મોહનીયનો ક્ષયોપશમ જુદી ચીજ છે જ્ઞાનાવરણીયનો ક્ષયોપશમ થયો છતા મોહનીયનો ઉદય થાય ત્યારે બચાવનાર કોણ ? ગીતાર્થોને પણ મોહનીયનો ઉદય અટકાવવા માટે સાધુની સહાયની જરૂર છે ઘરબાર મસાણ છોડી નીકળ્યા તો કલ્યાણ સાધવા માટે જ્ઞાન વિનય વૈયાવચ્ચ દ્વારા સાધવા માટે મધપુડામા હજારો માખો છે એક માખ એક કાણુ પકડે છે, મોક્ષના અસખ્યાત આલબનો છે, તેમાથી એક પણ આલબન પકડવુ પડશે મોક્ષના અસખ્યાત યોગ છે અ તો માગે શિર સાટે છે, કાચા તાતણાને બે હાથે પકડે તેમા શુ વળે ? કેડે બાધીએ તો પણ શુ વળે ? આરાધના ઘણી પકડી પણ તે કાચા તાતણા જેવી, પડતાને બચાવે તેવી આરાધના પકડી નથી આપણે આરાધના નેકટો જાતની કરીએ પણ આરાધના કાચા તાતણા જેવી છે, એકેય મજબુત આરાધના નથી અ

આરાધનાનુ ફળ ન મળે ત્યા સુધી ભલે મરવું પડે, તો પણ આરાધનામા ટકી રહે આપત્તિમા આવે તો પણ નહિં ડગુ, મરણના સકટપ આગળ તે આરાધના તૂટી જાય છે, મરી જઈએ એ સકલ્પ આવ્યો કે આરાધના તૂટી આપણે કઈ સ્થિતિની આરાધનામા છીએ કાચા તાતણાના સરખી આરાધના કરીએ છીએ. ધન્ય ભાગ્ય કે આરાધના કરતા મરુ ! આરાધનાના કાચા તાતણા, રૂપીયાભાર જેટલુ પણ જોર ખમી શકતા નથી, તેમ આપણી આરાધના એટલી દુર્બળ કે કલ્પનામા પણ તૂટી જાય છે માટે બીજા સાધુની શી જરૂર કોઈ દિવસ પણ સહચારી સહાયક સિવાય તુ સયમ તપ જ્ઞાનાદિક સાધી શકીશ નહિં

એકલા સાધુને ધર્મ ન હોય

એકલા સાધુને ધર્મ જ ન હોય એકાકી વિહારની નિંદા પર નથી ઉતર્યો આપણો આત્મા એકલો હોય તો આપણે મોક્ષને અર્થે પણ સાધી ન શકીએ મોક્ષની પ્રાપ્તિ થવી તે સાધુ મહાનુભાવોનો પ્રતાપ છે જે જે જગોપર ગૃહસ્થો રહે છે, ત્યા હજારો જાતની ખાવા–પીવા–રહેવાની સગવડ જોઈએ છે, તો નિર્ભયતા ખોરાક, પાણી, અગ્નિ જીવનજરૂરી સામગ્રી બરાબર આવવા જોઈએ, ચોર ધાડપાડુનો ઉપદ્રવ ન જોઈએ, જમીન સુખાકારી જોઈએ, એમા ખામી ન હોય કેટલીક જગોપર સારા ફાયદા હોય, પણ જમીન પાણી હવા ખરાબ હોય તો તેવા સ્થાનમા ગૃહસ્થો રહેવા જતા નથી અહીં આપણે શારીરિક સ્થિતિએ વિચારીએ તો આપણુ શરીર મીણનુ પુતળુ, જે સવારે જામેલુ હોય પણ તડકો ચડે તેમ મીણુ ઓગળે–નબળુ પડે છે તેમ આ શરીર એક દહાડો જોર મારે, ને એક દહાડો નબળુ પડે આ પુતળાને કેટલા સાધન જોઈએ ? તેને સાધન પુરા પાડનાર કોણ ? જ્ઞાની ગીતાર્થનો સાધુ સમુદાય

સાધુ નિઃસ્વાર્થ સહાયક છે

પહેલ વહેલા દીક્ષિત થયા, વેષ કેમ પહેરાય ? દાડો તરપણી ઝોળીપાત્રા કેમ લેવાય ? શું લેવાયને શું ન વહોરાય, કયાથી શીખ્યા ?

મહાનુભાવ! સાધુ મહાત્માના પ્રતાપેજ આપણે શીખ્યા. હજુ આપણને વૈયાવચ્ચ માવજત શીખવનાર, શીખામણ આપનાર સાધુ મહાત્મા છે તે સમજ્યા નથી તીર્થદર્શન તેમા સાધુમહારાજની મહાયતા, પ્રાચીન રાજા શહેરનુ સ્થાપન કરી ગયા, વર્તમાન રાજા તમારા જાન માલનુ રક્ષણ કરે છે, પણ નાત શેરીવાળા શુ કામ કરે છે. જગતમા જીવન બચાવવાનુ, સસ્કાર નાખવાનુ, ટકાવવાનુ અને વધારવાનુ તે નાત અને પાડોશીઓથી છે, અરિહંત મહારાજાએ મોક્ષ નગરની સ્થાપના કરી, વર્તમાનમા આચાર્ય મહારાજા રક્ષણ કરે છે, પણ સયમ જીવન ટકાવનાર, સાધન સામગ્રી માહોમાંહે સાધુઓ પુરી પાડે છે, મોક્ષમાર્ગની આરાધના સાધુમહાત્માના પ્રતાપે જ છે જેમ નાત જાન વેપારીઓ શહેરીઓ ન હોય તેવા ગામમાથી ઉચાળા ભરવા પડે, તેમ અરિહતાદિક છતા સાધુ સમુદાય ન હોય તો શાસન ડગલુ પણ ન ચાલી શકે, આટલા માટે સાધન સામગ્રીની હૈયાતી વગર સગો પણ સારવાર કરવા ઉભો ન રહે, હવે અહીં શું લેવું ને શું દેવું ? બીજા સાધુની સારવાર વિનય વૈયાવચ્ચ શા માટે કરે? સાધુ ન કરે તો અહીં બીજુ કરનાર કોણ? જગતની સ્થિતિ વોસરાવી છે, આ સ્થિતિમા એકલો સાધુ નિરાધાર છે સથવારો અને સાધન વગરના મોક્ષના મુસાફરને મદદ કરનાર કોણ ? સાથ અને સાધન વગરનો મુસાફર છે, એને મદદ કરનાર કોણ ? તેવા પરોપકારી સહાયક સથવારા હોય છે સાથ ને સાધન વગરના હોવાથી દુનિયામા નિરાધાર કહેવાય તે તો કલ્પના છે બીજા લોકોમા તો ખાવાની પીવાની ફરવાની છુટી છે અહીં તેમ નથી સાધુ મોક્ષનો મુસાફર બન્યો મોક્ષના માર્ગે પ્રવર્તવાવાળા જગલના મૃગની પેઠે નિરાધાર હવે એવી નિરાધાર સ્થિતિમા સહાય કરનાર નિવડે કોણ ? સાધુ મોક્ષમાર્ગમા મદદ ટેકો સહાય આપનાર હોય તો કેવળ આ સાધુવર્ગ છે સહાય કરવાથી ડૉકટર ફી માગે, કુટુબ આશા કરે, સાધુ શું ધારે? મારા આત્માનુ કલ્યાણ થયુ મોક્ષમાર્ગના ઉદ્દેશથી વૃદ્ધિને અગે નિરાધારને મદદ કરનાર આ સાધુ સ્વયસેવકના બીલ્લા ધરાવી

-કૂડો ઉધરાવવા તેમ અહીં નથી - મદદ કરવા-ઊભુ રહેવુ તેવો વર્ગ આ સ્વય નિસ્વાર્થી સ્વયસેવકવર્ગ છે પરમાર્થનો દાવો કયા છે તે વિચારજો આગળ પાછળ પણ લેવાની બદલાની ઈચ્છા કરે તો નિસ્વાર્થપણુ ટકી ન શકે પરમફળ મોક્ષ મળે ત્યા સુધી સહાય કરનાર આ સાધુ વર્ગ છે માટે 'નમો લોએ સવ્વસાહૂણ'

આખા રાજ્યની પ્રજા, આખા રાજ્યનો રાજા દીવાન ન કહેવાય, પણ આખા રાજ્યની પ્રજા કહેવાય, તેમ અરિહતાદિક માટે બહુવચન મેલી બધા અરિહતો જણાવ્યા, પણ સાધુને અગે બહુ વચન અને સર્વ શબ્દ બે મેલ્યા. હવે સર્વસાધુ, પણ મારુ લશ્કર મારા દેશનુ રક્ષણ કરે સ્વયસેવકને પોતાની ટુકડી તે મોટોદોષ કારણ કે તેમા મ્હારૂ ત્હારૂ ન પાલવે સ્વયસેવકો—સાધુઓ મોક્ષમાર્ગ માત્રને માટે મદદ કરે તેને દેશ કુળ જાતિ સગા પેટાભેદ ન હોય, એવો સ્વયસેવક વર્ગ નિસ્વાર્થી સાધુવર્ગને આખા જગતમા જેને દેશ જાતિ કુળ ગામ પરત્વે પ્રતિબધ નહિં કોઈ ગામમા એક સાધુ બીમાર પડયા હોય ખબર પડી પછી તે ગામના પાદરમાથી બીજા સાધુ વિહાર કરી બીજે ગામ તપાસ કર્યા વગર આગળ જાય, તો જેટલા ડગલા ચાલે તેટલા ડગલા પ્રમાણે ઉપવાસ આલોયણ આવે. આ શિક્ષા શાને અગે સહન થાય? મોક્ષમાર્ગનુ સાધ્ય હોવાથી મોક્ષ રાજધાની જીતવા માટે તાબે કરવામા આવે પછી રાજ્યાભિષેક થાય ત્યારે થાય પણ લશ્કરને ઝડો લઈ રાજધાનીમા પ્રવેશ કરવાનો હુકમ રાજા પાછળ રહે, તેમ અહીં મોક્ષ માર્ગને અગે કિલ્લો સર કરવો, નિર્વિઘ્ને મુસાફરને આગળ વધારવો, આ બધુ કાર્ય સાધુ કરે જગતભરના સર્વ સાધુઓનુ પાચમુ પદ તેની આરાધના જણાવી આરાધના કબુલ, આરાધનાથી ઈષ્ટ સિદ્ધિ થાય, પણ વિરાધનાથી અનિષ્ટતા થતી નથી આ કલ્પવૃક્ષ આરાધીએ તો ઈષ્ટ આપે પણ કુહાડાથી કાપીએ ...
બધ થાય, પણ નુકશાન ન થાય કેટલાક પદાર્થો
ઈષ્ટ સિદ્ધિ હોય ને વિરાધનાથી નુકશાન, તેમ ...

ઇષ્ટ ફળ મળે, અને વિરાધનાથી અનિષ્ટ ફળ મળે સાધુ-સ્વય સેવક તેને ધોલ મારી તેની ફરિયાદ ન હોય ફોજદાર મામલતદારને ધોલ મારે તો ફરિયાદ કરાય, પણ સ્વયસેવક ક્ષમા રાખે, પણ નુકશાન કરવાનો સભવ ન હોય સાધુ તેવો છે કે કેમ ? સ્વય સેવકની સામો કોઇ થાય તો પણ સ્વયસેવક સ્થિર રહે, પણ પ્રજાજન જરૂર શિક્ષા કરે, તેમ સાધુવર્ગ ઉપસર્ગ અપમાન વિગેરે સહન કરે, પણ પ્રજાવર્ગ એ સ્વયસેવકવતી રીતસરનુ ખાતુ ઉભુ કર્યા વગર ન રહે ધર્મપક્ષ તેના આત્માનુ પોષણ કરે કર્મ પક્ષથી પણ તે વિરાધના સહન થતી નથી, તેથી તે પણ કેદમાં નાખે છે, પણ સાધુમા સાધુના છે, તેથી તે પદની વિરાધનાથી ભયકર દુખો છે રૂપ્પિણી સાધ્વીએ વિરાધનાથી દુખ મેળવ્યુ, તેમ આરાધનાથી રોહિણીના જીવે મોટા સુખ મેળવ્યા સાધુ પદની વિરાધનાથી મોટા દુખ મળે છે, માટે વિરાધનાથી સાવચેત રહેવુ હવે છઠ્ઠુ દર્શનપદ કેવું તે અધિકાર અગ્રે વર્તમાન



## શ્રી દર્શનપદ વ્યાખ્યાન ૭.

સવત ૧૯૯૨ આશો શુદિ ૧૨ જામનગર

दसणपय विसुद्ध परिपालंतीइ निश्चलमणाए ।
नारीइवि सुलसाए जिणराओ कुणइ सुपसम ॥३१०॥

શાસ્ત્રકાર મહારાજા શ્રીમાન્ રત્નશેખર સૂરીશ્વરજી મહારાજે શ્રીપાળ ચરિત્રમા રસમય કથાને સ્થાન સ્થાન પર સ્થાન આપ્યુ છે, પણ તે રસકથાથી આત્મકલ્યાણ થવું મુશ્કેલ છે જો રસકથામા કલ્યાણ હોય તો લૌકિક કથા ઈતિહાસ સાભળવાથી પણ કલ્યાણ થાય તત્ત્વનુ ઓતપ્રોતપણું કરવા માટે આ કથાઓનુ નિર્માણ છે ચરિત્રકાર ભાટ ચારણ નથી, જેથી આ કથાઓ કરે છે શ્રીમાન્ રત્નશેખરસૂરિજી જગતને વોસરાવી, સસારત્યાગ કરી નિકળેલા, એવા મહાપુરૂષ તમને જે કથા સભળાવે તે આત્મકલ્યાણ માટે જ

સમજાવે છે કથા એક જ મુદ્દાથી કહે છે તમે તત્ત્વશ્રોતા થાવ! રૂવાડે રૂવાડે તત્ત્વશ્રોતા બનો! તે દ્વારા કલ્યાણ કરો! તેથી કલ્યાણ બુદ્ધિવાળા વક્તાને એકાન્ત લાભ કહે છે

> न भवति धर्मः श्रोतुः, सर्वस्यैकान्ततो हितश्रवणात्।
> ब्रुवतोऽनुग्रहबुद्ध्या, वक्तुस्त्वेकान्ततो भवति ॥ २८ ॥
>
> तत्त्वार्थकारिका.

તમામ શ્રોતા હિતની વાત સાભળે તો દરેકને એકાન્ત ધર્મ થાય તેવો નિયમ નથી પરમશુશ્રૂષાવાળા શ્રોતા હોય તો ધર્મ થાય, ઉપકારબુદ્ધિથી ઉપદેશક ઉપદેશ આપે તેથી એકાત કલ્યાણ પામે, એ તારવાની બુદ્ધિથી ઉપદેશકને એકાતે ધર્મ થાય છે કહે છે રસકથા પણ તત્ત્વ એ છે, કે તમે તેનાથી પરમશુશ્રૂષાવાળા બનો, તત્ત્વગવેષક થાવ, તત્ત્વ આત્મામા ઓતપ્રોત થઇ જાવ! માટે તેમને એકાત ધર્મ છે શ્રોતા વક્તાને ધર્મ કયા? બન્નેને તત્ત્વપ્રાપ્તિની દિશામા ધર્મ છે

ચક્રરત્ન કરતા ચઢિયાતુ શ્રી સિદ્ધચક્ર

શ્રીપાળ ચરિત્રમા નવપદ–સિદ્ધચક્રજીનુ આરાધન એ તત્ત્વ રૂપ છે, સિદ્ધચક્ર ચક્રરત્ન કરતા પણ જબરજસ્ત કામ કરનાર છે ચક્રવર્તી વાસુદેવના ચક્રો સ્થૂળ પુદ્ગલોમા કામ કરે છે સૂક્ષ્મ પુદ્ગલને ચક્રથી અટકી શકાતુ નથી, ભાષા શ્વાસોશ્વાસ વર્ગણાને તે ચક્ર અસર કરી નથી શકતુ, તો પછી બારીકમા બારીક કર્મ વર્ગણા ઉપર અસર નિપજાવે જ કયાથી? કર્મશત્રુનો સહાર કરવા માટે સમર્થ હોય તો તે સિદ્ધચક્ર છે સિદ્ધચક્રને અગે સામર્થ્ય માન્યુ ચક્રવર્તી વાસુદેવનુ ચક્ર, ઇંદ્રનુ વજ્ર જે શક્તિ ધરાવતુ નથી, તે શક્તિ સિદ્ધચક્ર ધરાવે છે એ નવ આરાનુ ચક્ર છે યોગીઓએ એને પદ્મકમલ કહ્યુ છે તેથી જ સિદ્ધસેન દિવાકરે કર્ણિકામા ભગવાનનુ સ્થાન છે તેમ જણાવ્યુ છે 'पद्मस्य सम्भविपद ननु कर्णिकाया' ધ્યાનની અપેક્ષાએ પદ્મની ઉપમા પામે

છે ત્યારે-કર્મક્ષય માટે ચક્રની ઉપમા પામે છે પઠનમાત્રથી સિદ્ધ - સાધવા માટે બીજુ કરવાનુ નહિં વિદ્યાઓ પઠિતસિદ્ધ અને સાધનથી પણ સિદ્ધ હોય તેમ આ પઠન માત્રથી સિદ્ધ છે. પઠન માત્રથી સિદ્ધ ન હોય તો અંત અવસ્થાએ સર્પ—વાઘરો ચોર સ્મરણમાત્રથી દેવલોકાદિ શી રીતે મેળવે ? પૂર્વચરણ ન હોય, ઉત્તર સાધન ન હોય, અહીં કશાની જરૂર નથી

સુભગ ભરવાડમાથી સુદર્શન શેઠ

સુદર્શનશેઠની સ્થિતિ લાવનાર નવકાર સુદર્શનનો જીવ પૂર્વભવમા સુભગ નામનો ઢોર ચરાવનાર હતો ઢોર ગયા વનમા ને વચમા નદી આવી મારવાડ મેવાડમા ડુગરાની પાસે રહેવાવાળાને માલમ પડે કે જોતજોતામા નદીમા પાણી આવી જાય પાણી આવી ગયુ ઢોર પેલી બાજુ અને પોતે આ બાજુ નદીમા પડયો ને વાગ્યો ખીલો, નવા વરસાદમા બધુ તણાઈ આવે ઢોરો માટે વહેતા પાણીમા જાય છે અચાનક પ્રાણઘાતક ત્યા ખીલો વાગ્યો છે તે વખતે નમો અરિહંતાણ બોલ્યો આથી બીજા ભવમા સુદર્શનશેઠ જેટલી ઉચી દશાએ આવી શકયો પૂર્વચરણ કે ઉત્તરચરણ કશુ નથી પાઠ સિદ્ધમંત્ર છે વગર સાધવાનુ—આપોઆપ સિદ્ધ થએલુ તેમા એવુ શુ છે કે આટલો બધો પ્રભાવ છે ? જગતમા પૂજ્યમા પૂજ્ય અને સર્વ ગુણોનુ સ્થાન સિદ્ધચક્ર છે ? તમામ પૂજ્ય ગુણો તેમા છે સર્વ પૂજ્યનો સર્વ ગુણનો સમુદાય જેમા હોય તે અદ્વિતીય શક્તિ ધરાવે તેમા નવાઈ શી ? પંચપરમેષ્ઠિ ગુણી અને સર્વોત્કૃષ્ટ ચાર ગુણો હોવાથી સિદ્ધચક્ર ઉત્કૃષ્ટ સામર્થ્ય ધરાવે છે

ગુણી વગર ગુણ ન રહી શકે

પાચપરમેષ્ઠિનુ વિવેચન કરી આવ્યા જગતમા હીરાને છોડી તેનુ એકલુ તેજ કોઇ પણ લઈ શકતુ નથી મોતીને છોડી તેનુ પાણી કોઈ લઈ શકતુ નથી કસની જરૂરવાળાએ સોનુ, તેજની જરૂરવાળાએ હીરો લેવો પડે, તેમ સમ્યગ્દર્શનાદિ ગુણો તેજ પાણી કસ તરીકે છે કસ—પાણી—તેજ એક પણ આશ્રય

વગરના ન હોય. તેમ દર્શનાદિ ચાર ગુણો આધાર સિવાય રહે નહિં 'द्रव्याश्रया निर्गुणा गुणाः' દ્રવ્યથી જુદો રહેલો ગુણ કોઈ પણ ઠેજ નહીં, તેથી ગુણાધાર પચપરમેષ્ઠિ લીધા. એકલી ગુણપૂજા પોકારનાર ઢોગી છે, ગુણી ન પૂજે તો ગુણ પૂજા તે ઢોગ છે ગુણીની સેવા કરનાર ન હોય, ભક્તિ આરાધના ન કરે ને ગુણ માત્રને પૂજે આરાધે તે ઢોગ છે મોતી હીરા સોનુ ફેકી, તેના પાણી, તેજ, કસને સારા ગણનારા બને તો તે બનાવટ છે, ગુણીને છોડીને તેણે ગુણ ઈચ્છ્યા પણ આથી ગુણ છોડેલા છે જેમ કસની, પાણીની, તેજની વાત કરનાર સોનુ, હીરા, મોતી ફેકી દે તો તે લબાડ છે ગુણીને પકડનાર જેમ હીરાના, મોતીના, સોનાના તેજ પાણી કસ જાણ્યા વગર તે વસ્તુ પકડનાર કઈ પણ લાભ ન મેળવે, તેમ ગુણીને આરાધનારો ગુણ ન જાણે તો પણ કઈ પામનારો થશે ? વ્યક્તિની પૂજા વગર ગુણપૂજા તેની આરાધના શી રીતે ? માટે આ પાચ વ્યક્તિઓ સિદ્ધચક્રમા અગ્ર પદે મેલી

પરમેષ્ઠિપદોમા બહુવચન કેમ રાખ્યુ ?

પાચ વ્યક્તિ ન ગણી હોત તો અને જાતિ ગણી હોત તો બહુવચન મુકાતે નહિ, બહુવચનમા ઘડાપણું–ઘટત્વ જાતિ ન બોલાય સોનાપણું ન બોલાય, માણસપણું ન બોલાય પણ બહુવચનમા ઘડા મનુષ્યો બોલાય જાતિમા એક જ હોય તેથી બહુત્વને અવકાશ નથી 'नमो अरिहंताणं' મા અરિહ તો વિગેરે વ્યક્તિઓ ઘણી હોવાથી બહુવચન મૂકેલુ છે અનેક વ્યક્તિ છે પરમેષ્ઠિ માત્રને તેમા સ્થાન છે વ્યક્તિપૂજા વગર ગુણપૂજાની વાત આકાશ પુષ્પ જેવી છે હ મેશા પચપરમેષ્ઠિનો નમસ્કાર રાખ્યો છે નવેપદ નવકારમા દાખલ નથી કર્યા 'એસો નવ નમુક્કારો' કેમ ન કહ્યુ ? વ્યક્તિ છે ત્યા ગુણ છે એ નિયમ ગુણ હોય ત્યા વ્યક્તિનો નિયમ નહિં પરમેષ્ઠિ છે ત્યાય સમ્યક્ત્વાદિક છે સમ્ય હોય ત્યા પરમેષ્ઠિપણાનો નિયમ નથી.

**પરમેષ્ઠિમાં હોય તેજ પૂજ્ય**

શ્રેણિકરાજા ક્ષાયિકસમ્યક્ત્વવાળા ખરા પણ પરમેષ્ઠિ નથી. ભરતચક્રવર્તિ ગૃહસ્થપણે કેવલજ્ઞાન પામ્યા છતા તેઓ ગૃહસ્થ વેષમાં હતા ત્યાં સુધી પંચપરમેષ્ઠિમાં નથી; સંપૂર્ણ ગુણ છતાં પરમેષ્ઠિમાં દાખલ થઈ શક્યા નહિં. માજીસ્ટ્રેટ જજમાં સાથે ઓર્ડર કરે ને ન માને તો કોર્ટનું અપમાન ગણાય. જજમાં વગર હુકમ કરે ને ન માને તો કોરટનું અપમાન નથી જૈનશાસને સ્વીકારની સ્થિતિ રાખી છે, તે સ્થિતિમાં ન હોય અને ગુણવાન હોય તો પણ માનવા પૂજવા લાયક નથી પંચપરમેષ્ઠિમાં દાખલ થયા હોય તેજ પૂજ્ય કેવલજ્ઞાન જાણવા છતા ચોથા ગુણઠાણાવાળો અવિરતિ જીવ બાહ્ય સાધુલીંગ વગરના કેવલીભરતને વંદન નથી કરતા માજીસ્ટ્રેટ જજ્જો પહેરી ખુરશી પર બેસે નહિં ત્યાં સુધી ધારાનો હિમાયતી સલામ કરે નહિ આહિ જેવા સમ્યગ્દર્શનાદિને ધારણ કરનારો હોય પણ જ્યાં સુધી જૈનશાસનની રીતિમાં ન આવે ત્યાં સુધી પરમેષ્ઠિમાં આવી શકે નહિ ગુણવાન વ્યક્તિ તેજ શાસનને શિરોધાર્ય ગુણીની પૂજાથી ગુણનું પૂજન આપોઆપ થાય ગુણપૂજાથી ગુણીનું પૂજન થતું નથી ચાર નમસ્કાર રાખવા હતા ને ? ગુણીને નમસ્કાર ફાયદાકારક છે અંધારે સોના, હીરા, મોતીને ન દેખીએ, મુઠ્ઠી ભરીને પેટીમાં નાખ્યા તો સવારે કિંમત મળે. અંધારે કંઈ દેખ્યું ન હતું પણ ગુણીને અજાણે પકડયા તો ફાયદો-લાભ કરે છે, પણ મારે એકલા તેજ પાણી કામનું કામ છે હીરા-મોતી–સુવર્ણનું કામ નથી, તેમ કરી ફેંકી દે તેમનું શું થાય? જૈનશાસનમાં પ્રથમ વ્યક્તિને પકડે વ્યક્તિ ગુણવાળી ચોક્કસ જોઈએ અંધારે હીરા પકડાય તો સારા, કાકગમાં કંઈ ન વળે ગુણ પકડવાવાળાએ પ્રથમ નજરે ગુણવાળી વ્યક્તિ પકડવી જોઈએ

**રિખવદેવજી ઉપર મરૂદેવીનો રાગ કયા પ્રકારનો હતો?**

ગુણી આરાધનાનું ફળ ગુણ દ્વારાએ આપે ઋષભદેવજી ઉપર મરૂદેવામાતાનો અપૂર્વ રાગ હતો સામાન્ય માતાને પુત્ર પર

રાગ રહે તે સ્વાભાવિક છે નાભિરાજા આધળા નથી થયા મરુદેવા માતા પુત્ર વિયોગથી અધ થયા, આટલો પ્રેમ-સ્નેહ છે પુત્રને અંગે જે સ્નેહમા આખો ગઈ તે સ્નેહ ખરો ને? તે વખતે કેવલ જ્ઞાન કેમ ન થયુ? હજાર વરસના વિયોગમા આખ ખોઈ પણ કર્મો ન ખોવડાવ્યા હજાર વરસનો રાગ, મારો છોકરો હતો તીર્થંકરમા, પણ છોકરાપણાની બુદ્ધિએ અતર્મુહૂર્તનો રાગ છોકરા બુદ્ધિએ નહિ, પણ તીર્થંકર બુદ્ધિએ રાગ હતો એજ વ્યક્તિના રાગથી અતર્મુહૂર્તમા કેવલજ્ઞાન રૂપી આખ મેળવાવી દીધી, કર્મ ખપાવ્યા ને મોક્ષ મેળવ્યો વ્યક્તિ એની એજ પ્રથમ પુત્ર તરીકે ધારણા હતી તીર્થંકર તરીકે ધારણા થઈ ત્યા મોક્ષે ગયા વ્યક્તિની આરાધના કરતા ગુણ તરફ દૃષ્ટિ હોય તો યથાર્થ ફળ મેળવી શકાય ગુણ તરફ દૃષ્ટિ થયા વગર પચ પરમેષ્ઠિની આરાધના યથાસ્થિતિએ પહોચાડી ન શકે કર્મના ક્ષયને આત્માના પરિણામથી થવાવાળા માનવાવાળા છે તે સર્વને એમ માનવુ પડશે કે આત્માના પરિણામની શુદ્ધિ એ કર્મક્ષયનુ કારણ છે આપણે આત્માના પરિણામને આધારે કર્મ બધે કર્મ ક્ષય માનનારા હોઈએ તો શુદ્ધ પરિણામને અગ્રપદ આપવુ પડે

વિચારની ક્રાન્તિ.

ચારે ગુણમા પ્રથમ ગુણ આત્માની શુદ્ધિ આત્માની શુદ્ધિ દર્શન છે શાતિ ફેલાવવી હોય બળવો જગાડવો હોય દેશને તૈયાર કરવો હોય તેવા મનુષ્યોને વિચારની ક્રાતિ માટે સજ્જડ પ્રયત્ન કરવો પડે વિચાર પરિવર્તન નહિ કરાવે તે ધારેલા કાર્યો કરી નહિ શકે જૈનશાસન માગ્યુ આપે એવુ કલ્પવૃક્ષ છે માગ વામા લાયકાત ઓછી હોય તો લાબા કાળે મળે, પણ આપે ચોક્કસ જૈનશાસન માગનારને ખાલી નથી કાઢતા મોક્ષની ઇચ્છા કરનારને એક પુદ્ગલપરાવર્તને જરૂર મોક્ષ મળે, માગનારો માગે તેટલી જ વાર. માગનારો માગતા ચૂકે ઇન્દ્રાસનના બદલે નિદ્રાસન માગી

હો ! તો આપનાર શું આપે ? કલ્યાણ માગવાની જગો પર ઢેખાળા ઈંટાલા માગીએ તેમાં કલ્પવૃક્ષ શું આપે ? માગનારો ચૂકી જાય તેમાં જૈનશાસનનો ઉપાય નથી માગવામાં બીજું ન માગીશ ! તેમ ચેતવે છે મોક્ષ તો મળશે ત્યારે મળશે પણ બાયડી છોકરા તો મેળવી લેવા દે, આવું માગનારા કલ્યાણની જગો પર ઠલેશ, કોહીનુર બદલે કાચ માગે છે

**ભુવસાની પરીક્ષા**

સમ્યક્ત્વ શી ચીજ ? રૂવાડે રૂવાડે એક ચીજ ભરી ઘો, દેવ ગુરૂ ધર્મને જીવાદિકના જ્ઞાનને પછી વળગજો પણ સમકિતિને પહેલા વળગજો, મોક્ષ સિવાય બીજી સ્વપ્નમાં પણ માગણી ન હોય, દેવગુરૂ ધર્મ જીવાદિક માનવા જાણવા તે મોક્ષ માટે છે બદુક ભરી નિશાન બીજે રાખો છો ? માટે મોક્ષની નિશાનીની દિશા નક્કી કરો, મોક્ષ 'પણ' જોઈએ છે મોક્ષ 'જ' જોઈએ છે તે નક્કી કરો પ્રાચીનકાળમાં દેવતા તુષ્ટમાન થાય ત્યાં માગ ! માગ ! તુ કહે તે આપુ ! સમકિતિ શું કહે ? મારે જોઈએ છે મોક્ષ, તે તારી પાસે નથી તુ શું આપીશ ? એ આત્માની સ્થિતિ કેવી હશે ? આપણે દહેરા ઉપાશ્રયમાં મોક્ષ, દુકાને પૈસા, ઘેરે કુટુંબ જોઈએ છે માગણીના નિશ્ચયમાં આવો તેનું નામ સમ્યગ્દર્શન જૈનશાસનરૂપી કલ્પવૃક્ષ મળ્યું તેમાં પથરાની માગણી કરવાનું મન કેમ થાય છે ? માગણી કરતાં તો શીખો ? માગણી માગણી કરતા શીખેલા હોય છે અરિહંત પાસે માગવું તો એક જ સિદ્ધ આચાર્ય ઉપાધ્યાય સાધુ પાસે મોક્ષ જ એક માગો ! ભુખ્યો ભિખારી સો શેરીમાં ફરે પણ માગે તો બધે રોટલો જ પથરો ન માગે તેમ મોક્ષના માગણ તો બનો ! હજુ જીવ એકવચની થતો નથી આ જીવ અનેકવચની છે માગણપણું કરવું તેમાં એકવચની થવાય, તો ધર્મને અંગે કેમ નહીં ? ચોવીસ કલાક એક જ માગણી કરે તો સમ્યક્ત્વ નિર્મળ સમ્યક્ત્વ ગણને પાલન કરતી બહુમાન અંતઃકરણ દર્શનમય છે પ્રતિ

નાગસારથી સમ્યક્ત્વના ઠેકાણા વગરનો છે તે દેવતાને પુત્ર માટે માનવા જાય છે, ત્યારે આ સુલસા ના કહે છે નિરર્થક આત્માનુ ન બગાડો તેમ કહે છે, બીજી પરણો ભલે, પણ આ માનતા ન કરો કહે છે! એને પુત્રની ઇચ્છા હોય તો બીજી ભલે પરણે પણ ધણી ધર્મ ચુકે તે ન પાલવે પતિને બીજી પરણવી નથી આ સ્થિતિને લીધે દેવતાને પરીક્ષા કરવા આવવુ પડયુ આપણે કહીએ છીએ કે આજે દેવતા આવતા નથી, પણ દેવતા માટે સિંહાસન રાખ્યુ છે? આગણામાથી દુર્ગંધ કીચડ ખસેડતો નથી, ને રાજા મહારાજા પધારતા નથી, પણ દેવતા માટે જમીન તૈયાર કરી? દેવતા ઉખરડામા આવીને બેસે? હૃદય વાસના નિર્મળસિદ્ધાંતવાળુ નથી નિશ્ચયવાળુ નથી તો દેવતાના ભોગ લાગ્યા હોય કે જાણી જોઈને દુર્ગંધી કચરાના ઉકરડામા આવે? ત્રણ જ્ઞાનવાળા દેવતાને અહીં બોલાવવા હોય તો હૃદયઉકરડો સાફ કર. પરીક્ષા કરવા દેવતા આવ્યો, દેવતા સામાન્ય સાધુવેષે સુલસાને ત્યા આવે છે લક્ષપાક તેલ તમારે ત્યા છે? જે તેલના એક શીશાને તૈયાર કરતા લાખ સોનૈયા થાય તેવુ કિંમતી તે તેલ છે સુલસા કહે છે, ધન્યભાગ્ય મારા જ ભાગ્યમા આ લાભ! બીજે ન મળ્યુ તેથી હરખુ છુ તેમ નહિં સાધુના રૂપમા દેવતા છે દેવતાએ પહેલો શીશો ફોડી નાખ્યો, અરરર મ્હારા દાન અંતરાયનો ઉદય નુકશાન બુદ્ધિનો અફસોસ ન થયો. બીજો શીશો લાવી, દેવતા બીજો પણ ફોડી નાંખે છે મારા સાધુને સયમ સાધવામા, અડચણ રોગ ટાળવામા મારી ઋદ્ધિનો ઉપયોગ થતો નથી મારી ઋદ્ધિ કેવી? ત્રીજો લેવા ગઈ ત્રીજી વખત શીશો જાળવીને લાવે છે, એના પ્રમાદે નથી ફુટતો પણ દેવતા પ્રભાવથી ત્રીજો શીશો પણ ફુટી ગયો અરર! મારી ઋદ્ધિ ધર્મઋદ્ધિ નહિ હોય, મોક્ષમાર્ગનો અંતરાય તુટશે ક્યારે? ત્રણ લાખ સોનૈયાનુ નુકશાન તે [illegible] નથી દેવ તુષ્ટમાન થયો, ઇન્દ્રની પ્રશંસાથી [illegible] યો છું. હવે તુષ્ટમાન થયો છુ માટે વરદાન [illegible]

જેની માગણી મજબુત હતી મોક્ષ 'જ' જોઈએ પછી દેવતાને માલમ પડયું કે ઇન્દ્રમહારાજાએ કરેલી સુલસાની પ્રસંશા સાચી પડી પછી પુત્રદેનારી ગુટિકાઓ આપી જેનું મન નિશ્ચલ છે નારી અબળા પણ નિશ્ચલમને સમ્યકૃત્વ આરાધ્યું - આગલાભવે સુલસા તીર્થંકર થશે. પણ અહીં મહાવીર મહારાજે અત્યંત જેની પ્રશંસા કરી તે કોના પ્રતાપે ? સમ્યકૃત્વ પદના પ્રતાપે માટે છઠ્ઠા પદમાં સમ્યકૃત્વની આરાધના કરવાની જરૂર છે હવે જ્ઞાનપદ તે કેવી રીતે આરાધાય તે અધિકાર અગ્રે વર્તમાન

---

## શ્રીજ્ઞાનપદ વ્યાખ્યાન ૮.

સંવત ૧૯૯૨ આસો શુદિ ૧૨ બુધવાર જામનગર.

नाणपयस्स विराहणफलम्मि नाओ हवेइ मासतुसो ।
आराहणाफलम्मी आहरण होइ सीलमई ॥१२११॥

શાસ્ત્રકાર મહારાજા શ્રીમાન રત્નશેખર સૂરીશ્વરજી શ્રીપાળ મહારાજાનું ચરિત્ર રચતા ગૌતમસ્વામીજીએ શ્રેણિકને શ્રીપાળની કથા સંભળાવી મૂળવસ્તુ ઉડી જાય, તિજોરીમાંથી ઘરધણીએ માલ કાઢી લીધો માલ લઈ ગયા પછી તિજોરીની કિંમત શી ? માલ વગરની ખાલી તિજોરી ઉપયોગની નહિ, જો શ્રીપાળની કથા સાંભળવામાં કહેવામાં વિચારવામાં આવે પણ નવપદનું લક્ષ્ય ચુકાઈ જાય તો માલ વગરની તિજોરી માફક નકામું છે માટે તત્ત્વકથામાં રહેનાર દરેક શ્રોતાએ નવપદ ઉપર પુરતું ધ્યાન આપવું જોઈએ

પરમેષ્ઠિ કે પરમાદર કલ્યાણ કરે ?

પરમેષ્ઠિ કલ્યાણ કરે કે પરમાદર કલ્યાણ કરે ? સોનું કિંમતી કે કિંમતી સોનાની સમજણ ? સોનાની સમજણ વગરનાને ભલે સોનું કિંમતી છે પણ તેને તો પીત્તળ અને સોનું સરખું છે

વસ્તુતાએ સોનુ અને તેની સાથે સમજણ પણ જોઈએ કુદેવાદિમા દેવાદિકની બુદ્ધિ હોય છે એટલે પીત્તળમા સોનાની બુદ્ધિ છે. આથી પરિણામે એકાત બધ નથી માનતા જેમ કુદેવને માનવાવાળો દેવબુદ્ધિથી માને છે, તેમ કુગુરૂ કુધર્મમા પણ પરિણામ ચોકખા છે એકલા પરિણામ ચોકખા હોય તે કામ ન લાગે, વસ્તુ પણ ચોખ્ખી જોઈએ સુદેવાદિ હોય તોજ કાર્ય થાય મુખ્ય આધાર બુદ્ધિ ઉપર ગુરૂપણુ માનવાના સાધનો હોય ત્યા કથચિત્ ન્યૂનતા પણ હોય તો આરાધકને ગુરૂની આરાધના થાય છે કથચિત્ ભવિતવ્યતાએ ગુરૂત્વ ધર્મત્વ ન હોય તો પણ ધર્મ થાય છે તીર્થ કર મહારાજા નિર્વાણ પામે પછી શરીરમા જીવપણુ નથી પણ મડદુ છે તેની આરાધનામા તીર્થ કરની ભક્તિ કેમ ? તીર્થ કરપણાની બુદ્ધિ હોવાથી તીર્થ કરની આરાધનાનુ ફળ મલ્યુ. ઇન્દ્રાદિક તીર્થ કરને ગર્ભથી આરાધે છે ચ્યવનથી કલ્યાણક માને છે તીર્થ કરપણાનો આરોપ કર્યો પણ ખરૂ ફળ તો કેવલી થશે ત્યારે, તો પણ કલ્યાણક ગર્ભથી માનીએ છીએ આરોપથી તીર્થ કરપણુ મનાય, આરાધના કરાય તેથી ફળ થાય તે બધો પ્રભાવ તીર્થ કરપણાની બુદ્ધિનો. માટે પરમેષ્ઠિ વડા કે પરમાદર વડો ? પરમાદર. તે પરમપુરૂષનો આદર તે જ મોટો.

**અરિહતાણુ નમો ન કહેતા, નમો અરિહતાણુ કેમ કહ્યુ?**

'અરિહતાણુ નમો' ન કહેતા 'નમો અરિહતાણુ' કહ્યુ. બીજાઓ 'હરયે નમ' પહેલા પુરૂષને લે છે આપણે પહેલો નમસ્કાર લીધો. કારણ ? અરિહત અરિહતરૂપે જગતનુ કલ્યાણ કરનાર નથી. પણ આરાધના કરનારની બુદ્ધિ ઉપર આધાર રાખે છે આરાધના કરનાર કલ્યાણ પામે છે, ઝાડમા ફળ છે, પણ ઝાડ પાસે જાય તે ફળ મેળવે નદીમા પાણી છે તેટલા માત્રથી તરસ ન મટે, તે તરફ મો કરવુ પડે ગામને એમને એમ ફળ કે પાણી મળતા નથી સમીપે જનારા તરસવગરના ને ફળવાળા થાય છે અરિહતના અરિહતપણાથી જગત તરી જતુ નથી. સૂર્ય હેમ-

જોવામા કારણ પણ આંખો ખોલે તો ત્યાં જોવામા કારણ બને સૂર્યની હૈયાતી માત્રથી પદાર્થ પ્રકાશક નથી અરિહંતમા અરિહંતત્વ છે, પણ પરમઆદરવાળાને ઉપકાર કરે ક્યારે ? આકાશ સામું મો રાખે તેવાનો લોટો ખીરસમુદ્રમા પણ ન ભરાય દરિયો તો લોટો ભરવા તૈયાર છે, પણ લોટો તે તરફ મો ન કરે તો પાણી ન ભરાય. તેમ અહીં અરિહંતપણાદિક પાંચેપરમેષ્ઠિ તરફ આરાધનાવાળા પરમઆદર ન કરે તો ન તરી શકે સાધ્ય અને એની ઉત્તમતા તરફ વળગ ! વિદ્યમાન પરમેષ્ઠિ છતા આંધળા માટે મધ્યાહ્નનો સૂર્ય અંધારી રાત્રિ છે તેમ જે મનુષ્ય સાધ્યને ન વળગે તેવા માટે પરમેષ્ઠિ હો કે ન હો, બન્ને સરખા છે પરમેષ્ઠિના ધ્યાનમા તન્મય થવુ જોઇએ આંધળાના હાથમા કંચન આવ્યુ છતા તેને કંઈ લાભ નથી પંચપરમેષ્ઠિ હાથમા આવ્યા છતા હેય જ્ઞેય ઉપાદેય ન સમજીએ તો શું થાય ? શ્રદ્ધા જ્ઞાનથી થવાની, માટે તે પહેલા મૂકવુ જોઈએ જ્ઞાન સિવાયની શ્રદ્ધા શ્રદ્ધા ન કહી શકાય, માટે છઠ્ઠું જ્ઞાનપદ રાખ્યુ છે ઝવેરીના નાના નાના બચ્ચાઓને અંગોપાંગે હીરા હોય, તે જાણીને નથી લીધા પણ પહેલા ભવનુ ભાગ્ય છે, તેથી પથરા પહેરવા ન મળતા હીરા મળ્યા છે છોકરો એકાસણા આંબેલમા શું સમજે, કે તે કરાવવુ ? વિરતિ, તપસ્યા, સંવર, નિર્જરા કરનાર જે છોકરો સમજતો નથી, તેને કરાવવાથી શો ફાયદો ? તેમ કહેવાવાળાને કહેવુ કે નાનો છોકરો હીરા મોતીમા ન સમજે, તો પણ બીજા સમજણવાળાથી રક્ષણ કરાય, પણ નથી સમજતો તેથી તફડાવી ન લેવાય, જગત અને કોર્ટ કહે છે કે બાળક ન સમજે તો માબાપને સોંપવાની ફરજ, પણ દાગીના ઉતારી ન લેવાય, તેમ બચ્ચાઓ એકાસણા-દિકામા ન સમજે તો પણ તેનુ રક્ષણ કરવુ, પણ મુકાવવા નહિં અહીં અજ્ઞાનજીવો ધર્મકાર્ય કરતા હોય તેને સમજણ આપો ! ભવિતવ્યતાની અનુકૂળતાએ વગર સમજણે પણ વસ્તુ મળે છે, દરેક ઉત્તમ ચીજ પહેલી મળે છે તે વગર સમજણે મળે છે એકેન્દ્રિય-

માથી બેઈન્દ્રિયપણામા આવ્યા, તે વગર સમજણે કે સમજણમા ? તમે અહીં આવ્યા પછી મનુષ્યત્વ કુળ જાતિ પિછાણી કે પિછાણીને આવ્યા ? સમજણ વગર અહીં આવ્યા તો મળેલુ નકામુ, માટે બધુ છોડી દો ! કહો સારી ચીજ અજાણના મળી જાય તે સમજ્યા પછી અક્કલવાન આદમી છોડવા ન કહે.

પ્રથમ દેવગુરુની જોગવાઈ ભવિતવ્યતાથી મળે

પ્રથમ દેવગુરૂ ધર્મની જોગવાઈ ભવિતવ્યતાના યોગેજ મળે છે ધનાસાર્થવાહ વેપાર માટે સાર્થ લઈને જાય છે શ્રીધર્મઘોષસૂરિજી સાર્થમા સાથે આવશે, જ ગલમા ચોમાસામા હેરાન થશે, કાળનિવેદક આમ અન્યોક્તિ બોલશે, આચાર્ય ધર્મોપદેશ કરશે ને ધનાજી તીર્થ કર થશે, તે માંહેલુ અત્યારે કશુ નથી, ભવિતવ્યતાએ પહેલો ઉત્તમ સયોગ મેળવી દીધો એક છોકરાને રમવા જવાનુ મન થયુ, ને એક છોકરાને ઉપાશ્રયે આવવાનુ મન થયુ તેની ભવિતવ્યતા પાકી એટલે ઉપાશ્રયે આવવાનુ મન થયુ, દેવગુરુની જોગવાઈ મળવી તે પ્રથમ ભવિતવ્યતાથી છે વિચાર [illegible] પૂર્વક મળનારી ચીજ હોત તો દશ'દાતે [illegible] પહેલવહેલી સુદર સામગ્રી સાપડે તે ભવિતવ્યતાને યોગે [illegible] શ્રેણિકરાજાનો પુત્ર થઉ એ ધારણા કરી ન હતી, [illegible] મનુષ્યપણુ પામ્યો અકામનિર્જરા હતી. મરતી [illegible] ભોગવી અકામનિર્જરાથી દેવલોકમા જવો [illegible] થયો. કુદરત પ્રથમ જન્મતાની સાથે દૂધ [illegible] છે [illegible] એમ ધારે કે હવે મારે રળવાની જરૂર નથી [illegible] ન રહેવાય પ્રથમ દેવગુરૂ આદિકનો [illegible] પણ તે યોગ મળ્યા પછી ભવિતવ્યતા [illegible] ન રહેવાય મોટો થયા પછી માતાના દૂધ [illegible]

પ્રથમ પ્રાપ્તિ ભવિતવ્યતાથી પછી ઉદ્યમે [illegible]

ભવિતવ્યતાથી પહેલી પ્રાપ્તિ [illegible]

હોય ધ્યાનમાં રાખી છકું [illegible]

સોનાના દાગીના ભાગ્યથી ભવિતવ્યતાથી મળી ગયા, પછી ભવિતવ્યતા ઉપર આધાર રાખે કે ભવિતવ્યતા હશે તો રક્ષણ થશે! તેમ ન કરાય ઘઉં વાવ્યા અંકુરા થયા છે ભવિતવ્યતા હશે તો ઘઉં થશે એમ વિચારી વાડ ન બાંધે, પાણી ન પાય તો ઘઉં ન મળે અંકુરા થયા છે માટે ઘઉં થશે એ ભરોસે બેસી રહે તો કણુબી પણ ગાંડો ગણાય સ્વભાવથી થએલી ચીજનું બીજાએ પોષણ રક્ષણ વૃદ્ધિ કરવાની જરૂર છે, મળેલી નિર્મળ શ્રદ્ધા તથા રત્નત્રયી સમજી હવે તેની સ્થિરતા વૃદ્ધિ માટે ઉદ્યમ કરવો જોઇએ

સરખી અક્કલ છતા ચોકીદારને શીરપાવ ચોરને શિક્ષા

નશીબ જોગે મળેલચીજમાં મલ્યા પછી કિંમત હોય તેમ દર્શનપદ સ્થાપ્યા પછી જ્ઞાનપદ લેવુ, જગતમાં દરેક મનુષ્ય અક્કલને ઉત્તમ ગણનાર છે, અક્કલને અધમ કોઈ ન ગણે પણ ઉત્તમની સજ્જનની અક્કલ ઉત્તમ પણ દુર્જનની અક્કલને કોઈ ઉત્તમ નથી ગણતા ખોટા દસ્તાવેજ કરનારા, બનાવટી નોટો કરનારા અક્કલબાજ હોય છે તેને કોર્ટ પ્રમાણપત્રો આપતી નથી ચોકીદાર કરતા ચોરની અક્કલ ચારગુણી હોય છે ચોકીદારને શિરપાવ-ઈનામ મળે, ને ચોરને સજા મળે, કારણકે એની અક્કલ આશીર્વાદ રૂપ ન થતા શ્રાપ સમાન થાય છે ગુનો સાબીત ન થાય તો સારી ચાલ માટે મચરકા લખાવાય છે દુર્જનની અક્કલ શ્રાપ સમાન છે, માટે તે બંધ થવી જોઇએ હમારે આત્માના કલ્યાણ તરફ દોરવાવાળી મોક્ષ મેળવવા માટે અક્કલ જોઇએ છે, જેમ દુનિયાદારીને અંગે સજ્જનની અક્કલ આશીર્વાદપાત્ર છે પૌદ્ગલિક ઈન્દ્રિયોના સુખ તરફ દોરે તેવી અક્કલ શ્રાપ સમાન છે, માટે તે બંધ થવી જોઇએ હમારે આત્માના કલ્યાણ તરફ દોરવાવાળી અક્કલ-જ્ઞાન જોઇએ છે પહેલા સજ્જનના જોઇએ દુર્જનતા સાથેની વધારે અક્કલ વધારે હેરાન કરે, ચાલાકીથી થએલ ગુનો વધારે સજા કરાવે મોક્ષ સાધવા માટે અક્કલનો-જ્ઞાનનો ઉપયોગ કર્યો નથી, સંસાર

વધારવા માટે અક્કલનો ઉપયોગ કરે તેનો અક્કલ ઉપયોગી નથી. હીરો મળી ગયો, નશીબ જોગે ન રહે પણ મહે નતે રહે, જેમ ભાગ્યથી ખેતરમા અનાજ ઉગી ગયુ પણ ઘેર લાવવા મહેનત કરવી પડે તેમ તત્ત્વત્રયી મળી ગઈ પણ ટકાવવા-વધારવા સ્થિર કરવા માટે ઉદ્યમ કરવો પડે ભવિતવ્યતાના યોગે સમ્યગ્ દર્શન મળી ગયુ એમને એમ મળ્યુ કે ગુરૂપદેશથી મળી ગયુ પણ મળી ગયા પછી સજ્જડ પકડી રાખે, માટે દર્શન જોડે જ્ઞાનપદની જરૂર છે

જ્ઞાનવગરની ક્રિયા નિષ્ફળ

આઠમા પદમા ચારિત્ર-વર્તન કરવાવાળાએ વિજ્ઞાન મેળવવુ જોઈએ, જ્ઞાન ન હોય તો વર્તન શી રીતે કરે? પજાબ તરફ ઢુંઢીયા વૃદ્ધ સાધુ હતા, ચોરપટ્ટો સીવીને પહેરે છે દરજી સીવી લાવ્યો પહેરવા જતા કેમ પહેરવો તે ખબર ન પડી ટાકા માર્યા પણ ઉલટા સુલટી છેડાના ટાકા માર્યા, હવે કેમ પહેરવો? સીવવાની મહેનત કરી દોરો-વખત ખર્ચ્યા છતા દરજીને બરોબર સીવવાનુ જ્ઞાન ન હોવાથી ક્રિયા નિષ્ફળ ગઈ મોક્ષનુ સાધ્ય છેડો ન દેખતા પૌદ્ગલિક ચીજમા છેડો જોડી દઈએ તો શું થાય? સીવેલુ ફેર કાપવુ પડે તેવુ થાય. આથી ચારિત્ર અગીકાર કરવાવાળાએ પ્રથમ જ્ઞાનનો પ્રયત્ન કરવો જોઈએ

ઘેલછાવાળુ જ્ઞાન ન જોઈએ

જ્ઞાન ઘેલછારૂપે ન જોઈએ. મુતર અને પાણીનો વિભાગ જે ન સમજે, અને કાકરો ને ખોરાકનો વિભાગ ન સમજે, પાણી પીવાનો હક બેરિસ્ટર (જ્ઞાની) થયા પછી, એમ કહે તો શુ થાય? બધુ જાણું પછી ખવાય પીવાય આમ કહેવાવાળો જ્ઞાનની ઘેલછાવાળો છે જીવની હિંસા છોડો તો મને પ્રથમ જીવ જાણવા દ્યો બધા શાસ્રો જાણું પછી સૂક્ષ્મ-બાદર બધા જીવોને સાક્ષાત્ પચ્ચક્ખાણ લઉ જીવનુ અજ્ઞાન ન રહે પછી આવાને જ્ઞાનની ઘેલછાવાળો કહેવો પડે

પહેલા આપવુ, મહાવ્રતો છજીવનિકાયઅધ્યયન ભણે ત્યારે આપવા સકલશાસ્ત્ર ભણે પછી મહાવ્રતો આપવા તેવો નિયમ નથી વર્તનને ઉપયોગી જ્ઞાન થવુ જોઈએ સર્વ જાણવુ એટલે સુપચ્ચક્ખાણ નથી રાખ્યુ ત્રસ બાદરના ભેદો સામાન્યથી જાણે, હિંસાના પચ્ચક્ખાણ કરનારે ત્રસ બાદરના સામાન્ય જ્ઞાન પૂર્વક કરવાથી સુપચ્ચખાણ છે એક વિષયમા બધા વિષયની ફરજ પાડવા જાય તો ઘેલછા જ્ઞાનવાળા ગણાય, તેવા ન જોઈએ

ચારિત્રપદ કરતા પહેલા જ્ઞાનપદ મેલ્યુ હવે સાતમે પદે જ્ઞાન રાખ્યુ તેમા શું કરવું ? જેમ આકાશનો રગ રોજ દેખો છો તેને નથી જાણતા એમ નથી કહેતા જાણ્યા છતા પણ રગ લેતા નથી કારણ કે તે ગ્રાહ્ય નથી, કિન્તુ રગ જાણવાનો છે, તેમ ઈષ્ટપદાર્થ જાણી ગ્રહણ કરવાનો છે, અને અનિષ્ટ જાણી દૂર કરવાનો છે કેટલાક પદાર્થો જાણવા આદરવા છાડવા લાયક છે, તો જ્ઞાન જાણવા લાયક તો પ્રથમથી છેજ છાડવા અને આદરવામા ગ્રશે છે જ્ઞાનની વિરાધના છાડવી, આરાધના આરાધવી, આરાધનાને વિરાધનામા પ્રથમ પ્રયત્ન કોનો કરવો ? જે વિરાધના છોડે તે આરાધના સફળ કરી શકે માટે પ્રથમ વિરાધના છોડવાની જરૂર ! વિરાધના ન છોડનારો આરાધના કરે તો પણ ગ્રીડ આવે છોકરાને ૨૩ કલાક રમાડે તે કોઈ ન જાણે, પણ મિનિટ રોવડાવ્યો તો આખી શેરી, ગામ રોવડાવ્યો જાણે જ્ઞાનપદની આરાધના તેવો ફાયદો ન કરે પણ વિરાધના નુકશાન જરૂર કરે વિરાધના ઝાડ તરીકે આશાતના આબા તરીકે રાજાની જિંદગી સુધી સેવા કરે અને એક દિવસ અડપલુ કરે તો શું પરિણામ આવે ? વિરાધના વાદળમા વ્યાપી જાય, સેવા સતાઈ જાય, સૂર્યનો પ્રકાશ વાદળમાં ઢકાઈ જાય તેમ આરાધના ચાહે તેટલી હોય તો પણ ઢકાઈ જાય

માસતુષમુનિની વિરાધના તથા આરાધના

માસતુષસાધુએ દીક્ષા લીધી છે પ્રથમ દિવસે કરેમિભતે

શીખવે છે તે આવડતુ નથી ગુરૂમહારાજે દેખ્યુ કે હવે શું કરવું ? ભાવાર્થ આપુ મા રુષ મા તુષ કોઈ ઉપર રોષાયમાન ન થઈશ, તેમ તુષ્ટમાન ન થઈશ, અર્થાત્ રાગ-દ્વેષ ન કરીશ. બે વાક્યો શિખવ્યા. પેલા સાધુ તેવા ટુકા બે શબ્દો પણ સીધા ગોખી શકતા નથી. ભૂલી જાય છે છોકરાઓ માસતુષમુનિ ઉપનામ પાડે છે છોકરાઓ ટીખલમા માસતુષ બોલે છે, છતા મુનિ મૌન રહે છે ભૂલેલા શબ્દો તે છોકરાઓ સભારી આપે છે, તેમા મારા ચાળા પાડે છે તેમ નથી લાગતું, પરતુ ઉપકાર માને છે કે બાળકો ભૂલકણા મને સભારી દે છે આવું ટુકુ સામાન્ય વાક્ય ગોખ્યા ન આવડે કેટલો જ્ઞાનાવરણીયનો ઉદય ? પહેલા ભવમા ભણ્યાની પચાત થઈ દુનિયામા ડાહ્યો છોકરો દેશાવર ભોગવે છે ગાડાને ઓરડામા પુરે છે ડાહી થાય તો ધુમાડો ખાવો પડે છે તે દેખીને ડાહ્યા થયા તેજ મહારામાયણ થઈ જે ભણેલા આચાર્યો ઉપાધ્યાય સાધુ હોય તેવાને એકડો પૂછવાવાળા મળે છે અભણને કોઈ ન પૂછે આ કરતા ન ભણ્યો હોત તો સારૂ થતે પહેલા ભવમા માસતુષ આમ બોલી ગયા હતા કે ભણ્યા તો આ પચાત થઈને ? આટલુ જ બોલાયુ વિચાર પ્રયત્ન તો બધા કરતા જ હતા. એ વિરાધના એક પદમા આવીને નડે છે એ દૃષ્ટાત સાભળી જ્ઞાનની વિરાધનાથી હમેશા દૂર રહેવુ સાપ રીઝાય તો કઈ ન મળે પણ ખીજાય તો કરડે તેમ જ્ઞાનપદની વિરાધના થાય તો ભુક્કા, આરાધનામા ફળ મોટુ છે

### શીલવતીની જ્ઞાન આરાધના

જેને ઘેર મોકાણ મોટી હોય ત્યા વધામણા પણ મોટા હોય, તેમ આરાધનામા પણ શીલવતી એટલી ચકોર હતી કે પોતાનો ધણી પ્રધાનપણુ, શીલમતીની અક્કલે કરે છે પશુપક્ષીની ભાષા નીતિ સમજે છે, તે પહેલા ભવમા પાણીભરનાર ચાકરડી હતી પોતાની શેઠાણી જ્ઞાનપદનુ આરાધન કરે છે તે પુછે છે કે હુ શુ કરૂ ? સ્વાધીન નથી, પૈસા નથી પણ.

તેણે દુર્ગતાના ભવમા જ્ઞાનઆરાધનાની તિથિએ આરાધના કરવાની રાખી તો આ ભવમા શીલવતી થઈ આમ આરાધના વિરાધનાનુ ફળ ધ્યાનમા રાખી વિરાધના ટાળી જેઓ જ્ઞાનપદનુ આરાધન કરશે તે પરપરાએ કેવલજ્ઞાન પામી મોક્ષ પામશે



## શ્રી ચારિત્રપદ વ્યાખ્યાન, ૯.

સ ૧૯૯૨ આસો શુદિ ૧૪ ને ગુરૂ જામનગર

चारित्तपय तह भायओवि आराहिय सिवमग्गमि ।
जंण जंबुकुमारो आओ क्यजणचमुक्कारो ॥ १२१२ ॥

શાસ્ત્રકાર મહારાજા શ્રી રત્નશેખર સૂરીશ્વરજી શ્રીપાળચરિત્ર રચતા જણાવી ગયા કે બે પ્રકારના શ્રોતા હોય છે એક પરમ શુશ્રૂષા ને બીજા અપરમ શુશ્રૂષાવાળા પહેલા શ્રોતાનુ ધ્યાન તત્ત્વ તરફ હોય પરણવા જનાર બધો આડબર કરે પણ દૃષ્ટિ લગ્ન તરફ હોય જેની દૃષ્ટિ તત્ત્વ તરફ હોય, તે પરમ શુશ્રૂષાવાળા અને જેવા આવેલા લોકોની દૃષ્ટિ આડબર તરફ હોય તે તો વાજા ને વરઘોડો કેવો છે તેજ જેયા કરે, તત્ત્વ તરફ દૃષ્ટિ ન રાખે, તેવી રીતે જે કેવળ રસકથામા લીન થાય તે અપરમશુશ્રૂષાવાળા ગણવા, હુ ગ્રથ કરૂ છુ તે તત્ત્વકથા, અદર રસકથા આવે છે, તેમા મારૂ તત્ત્વ નથી પરમશુશ્રૂષાથી સાભળો એ મારૂ ધ્યેય છે આ ધ્યેય હોવુ જોઈએ નવપદ શી ચીજ ? પાચપરમેષ્ઠિ ગુણવાળાને ગોઠવ્યા પછી જેમ ઝવેરીઓ હાથમા હીરા લે, ચોકશી હાથમા સોનુ રૂપુ લે લીધા પછી તેજ પાણી કસ રૂપે જેવાય તેમ પદાર્થ લીધા પછી ગુણ જેવાય આથી પચપરમેષ્ઠિમા ગુણીને આગળ કર્યા છે આગળ શાથી કર્યા છે ? ગુણવાન હોવાથી જગતમા જે આત્મીય ઉત્કૃષ્ટગુણનુ નિધાન તે પચપરમેષ્ઠિમા છે તે સિવાય આત્મીય ગુણનુ સ્થાન કોઈ નથી માટે પાચપરમેષ્ઠિને આગળ કર્યા છે

કલ્પવૃક્ષ પાસે તુચ્છ માગણી ન કરાય

કલ્પવૃક્ષ આરાધનારો જે બુદ્ધિએ-ઇચ્છાએ આરાધે તે વસ્તુ પામે કેરડા માગે તો કેરડા મળે કારણ કે કલ્પવૃક્ષનો સ્વભાવ છે કે માગો તે આપે, તેમ પચપરમેષ્ઠિ એવા છે કે જેવી બુદ્ધિએ આરાધો તેવુ ફળ આપે બાહ્ય પૌદ્ગલિકદ્રષ્ટિએ આરાધે તો તે ફળ આપે આત્મિકદ્રષ્ટિએ આરાધે તો આત્મિક ગુણ મળે સહેલાઈથી ન મળતી હોય તેવી ચીજ માટે કલ્પવૃક્ષનુ આરાધન હોય ઓર કે કેરડા માટે કલ્પવૃક્ષનુ આરાધન ન હોય દુર્લભ ચીજ માટે કલ્પવૃક્ષનુ આરાધન હોય વિષયો આરસો વિગેરે સસારમા દુર્લભ નથી, અનતી વખત પ્રાપ્ત કર્યા માટે પરમેષ્ઠિ પાસે શરીરાદિ ઇન્દ્રિય સુખના સાધનોની ઇચ્છા ન રાખવી. પરમેષ્ઠિને આરાધન કરે છતા ફળ ન મળે તો બેનશીબ કહેવો પડે ધારણાથી પ્રવર્તે તો ખરૂ ફળ મળે (જ્ઞાન-દર્શન-ચારિત્ર અને તપ) આ ચાર ગુણની ધારણાથી સેવા પૂજા, ધ્યાન, જાપ અને ભક્તિ કરીએ તે બધામા એક ધ્યેય હોવું જોઈએ અન્ય ફળની ધારણા ઇચ્છા હશે તે ફળીભૂત થશે, પણ તત્ત્વથી આરાધન થયુ ગણાશે નહિ શરીરાદિ વિષય કષાય એમણે છોડવાની ધારણા રાખવી કે તેમણે આદરેલી વસ્તુની ધારણાએ સેવાદિ કરવા ? જેની પાસે જે ચીજ હોય તે ચીજ મેળવવા મુખ્યતાએ આરાધના હોય હવે પચ પરમેષ્ઠિ પાસે કઈ ચીજ મ ગાય ? ચાર ચીજો છે દર્શન જ્ઞાન ચારિત્ર અને તપ, તેમની આરાધના આ ચાર ગુણો મેળવવા માટે હોય

પરમેષ્ઠિપદોની આરાધનામા ધ્યેય ગુણપ્રાપ્તિનુ રાખવુ

પરમેષ્ઠિના પદોમા ફરક છતા આરાધકના ધ્યેયમા ફરક નહિ, અરિહતને આરાધીએ તે પણ સમ્યક્ત્વાદિકને અગે, સિદ્ધાદિકને આરાધીએ તે પણ તેજ માટે જો ક્ષાયિક સમ્યક્ત્વાદિક થઈ જાય તો આરાધનાનો સવાલ રહેતો નથી સિદ્ધ થયા સાધનની જરૂર ન રહે ચૂલો સળગાવવા માથા'

રસોઈ થયા પછી ચૂલો ઓલાવવા તૈયાર થાય છે સાધ્યની સિદ્ધિ થયા પછી સાધનને સંઘરવાનું હોતું નથી સમ્યગ્દર્શન જ્ઞાન ચારિત્ર તપને માટેજ આરાધના જગતમા જેમ જેમ લાભ મેળવતો જાય તેમ તેમ વેપારમા વધતો જાય અહીં જેમ જેમ ગુણો વધતા જાય, તેમ તેમ આરાધના વધે, જેને વેપારમા લાભ મળે તે લક્ષ્મીનો અર્થી હોય તો મહેનત કરવામા ખામી ન રાખે અહીં સમ્યગ્ દર્શનાદિ મેળવતો જાય તેમ આરાધનામા વધતો જાય પરમેષ્ઠિના ગુણો દ્વારા ગુણો મેળવવા માટે તેમની આરાધના પચપરમેષ્ઠિ સાથે ચાર ગુણપદ કહ્યા, તેમાં સમ્યગ્દર્શન અને જ્ઞાનની વાત જણાવી ગયા

ચારિત્ર-વિરતિ માટે જ્ઞાન સાધન રૂપ છે

માને, સમજે છતા કરે નહિ તેનુ શુ થાય, સમીરણાઈ રાણીએ રાજયની વ્યવસ્થા પહેલાની ગોઠવેલી હતી તેને ચરપુરૂપે ખબર આપી કે ફલાણા રાજા હલ્લો કરવાની તૈયારી કરે છે, જાણ્યુ, લશ્કર તૈયાર થયુ છે તે જાણ્યું, ચઢતુ લશ્કર નીકળ્યુ તે જાણ્યુ અર્ધે રસ્તે આપણી સરહદ ઓળગી અને અર્ધો દેશ લીધો, કિલ્લા આગળ આવ્યુ બધી વખતે જોયુ છતા 'સબૂર' કહે છે એવી સબૂરીને શુ કરવુ ? સબૂરીમા અને જાણવા છતા ૭૨ કિલ્લા ખોયા આ સસારનુ કટુકસ્વરૂપ દુખસ્વરૂપ કર્મની કૂટિલતા, નરકતિર્યચ ગતિના દુખો કૈઈ ભવેથી જાણવા છતા 'થાતા હૈ !' પ્રમાદથી દુખ દૂર કરવા તૈયાર થતા નથી જેને માનવામા આવ્યુ અને સાધનો જાણ્યા માન્યા છતા તે પ્રમાણે પ્રયત્ન ન કરે તે આરાધનાના રસ્તામા આવી શકતો નથી માટે આઠમુ પદ ચારિત્ર છે શાસ્ત્રમા 'पढम नाण तओ दया' એનો ભાવાર્થ એવો કાઢ્યો કે જ્ઞાન પહેલા ભણવુ, તે પાછળ મચી રહેવુ પહેલુ ઝાડ અને તે પછી ફળ તેનો અર્થ એવો ન થાય કે ફળ તરફ બેદરકારી કરવાની પ્રથમ ચૂલો ને પછી રસોઈ તો રસોઈની વાત કોરાણે ન મૂકવાની જેમ ઝાડ રોપતા દૃષ્ટિ

ફળ તરફ હોય, તેમ જ્ઞાન ભણતાં દૃષ્ટિ ચારિત્ર તરફ હોવી જોઈએ. દયા એટલે ચારિત્ર તે સિદ્ધ ન કરવું હોય તેને જ્ઞાનની જરૂર નથી, ફળ ન જોઈતું હોય તેને ઝાડ સિંચવાનું ન હોય, જેને વ્રત પચ્ચક્ખાણ ક્રિયા ન જોઈએ તેને જ્ઞાનની જરૂર નથી. પહેલું જ્ઞાન પછી દયા, બેની તુલના કરવાનો વખત આવ્યો ત્યારે કહેવું પડે જો નિરૂપણનું વાક્ય હતે તો પઢમ નાણં. બેમાં પહેલું ને પછી કહ્યું તે શાથી જણાવવું પડ્યું? જેને આ સ્થાન યાદ હશે તેને ખુલાસો તરત થશે.

ચોથું અધ્યયન શરૂ કરી છજીવનિકાય મહાવ્રતો જણાવ્યા, તેટલામાં સંતોષ ન થયો પછી હે ભગવાન! 'कह चरे.' ચાલવું કેમ? ઈત્યાદિ જેથી પાપકર્મ ન બંધાય 'जय चरे इत्यादि' જયણાથી ચાલ! બેસ! ઉઠ! ખા! ઈત્યાદિ, જેથી પાપકર્મ ન બંધાય પાપ રોકવાનું કારણ તે જયણા આ કહ્યું ત્યારે શિષ્યે કહ્યું કે જ્ઞાનને અધ્ધર ઉડાવ્યું પાપકર્મના ક્ષય માટે કે રોકવા માટે જ્ઞાનને સ્થાન નથી આપ્યું જયણાપૂર્વક બોલે ચાલે તેને પાપ કર્મ લાગતું નથી આમાં જ્ઞાનને સ્થાન નથી, તેથી શંકા કરી, ત્યારે જ્ઞાન નકામું ને? તો કહે છે કે જયણા આવશે ક્યાથી? જીવોના વધથી પાપ થાય છે જયણાથી પાપ રોકાશે, તે નહિ જાણે તો ક્યાંથી જયણા આવશે? પહેલા જ્ઞાન આવી ગયું છે જ્ઞાનના નિરર્થકપણાને અંગે જેઓ ગણતા હતા, તે જણાવવા માટે જયણા જ્ઞાનથી બનેલી છે આ અધિકારની વાત છોડી પહેલાની આગળની વાત પડતી મુકીને વચનું પદ પકડી રાખ્યું जया जीवे० જ્યારે જીવ અજીવ જાણે ત્યારે પુણ્યાદિ મોક્ષાંત જાણે જીવોની ભ્રમણાની સ્થિતિ જાણે, જ્યારે સંસારની સર્વ વિચિત્ર ગતિ જાણે, ત્યારે કામભોગોથી વિરક્ત થાય જ્યારે દેવતાઈ મનુષ્ય કામભોગોથી વિરક્ત થઈ દીક્ષા લે, એ અનુક્રમ પાછળનો ઉપક્રમ ઉપસંહાર જોયા વગર પકડી [illegible] ગણાય? માટે જયણામાં

છે. પણ ચિટ્ટદ્ર સચ્ચસજાયે પહેલા જ્ઞાન છે પછી દયાના પરિણામ થયા, તેથી સર્વસયતો ચારિત્રમા રહ્યા છે અજ્ઞાની હતે તો સારા નરસાને સમજતે શું ? આ બધો અધિકાર ન સમજતા એક પદ પકડી રાખ્યુ

એકના પણ અભાવમા આરાધના ન ગણાય

હવે બીજી બાજુ જ્ઞાનને અગે ફળ માનનારા આપણે નથી નહીંતર દેવતા મરીને ચોક્કસ દેવતા થાય સમ્યગ્દષ્ટિ દેવતા ત્રણ જ્ઞાનવાળા હોય છે, જ્ઞાનવાળા હોવાથી દેવતા મરી દેવતા થતે, પણ થતા નથી નારકી દેવતા તિર્યંચમા મનુષ્યમા સમ્યકૃત્વ છે ચારિત્રનો જે ગતિમા સદ્ભાવ તે ગતિમાં મોક્ષની છુટ દેવતાદિકની ગતિમા દર્શન જ્ઞાન છે પણ મોક્ષે જવાની છુટ નથી. કારણ કે ત્યા ચારિત્ર નથી ચારિત્ર ન મેળવી શકીએ ત્યા સુધી મોક્ષના માર્ગમા નથી ચારિત્ર પામીએ ત્યારે મોક્ષ છે વક્તરા-કમાચે. આ ત્રણમાથી એકનો પણ અભાવ હોય તો મોક્ષના સાધન નહિ. ભગવતીસૂત્રમા આરાધનાનો અધિકાર ચાલ્યો છે, તેમા જઘન્ય જ્ઞાન આરાધના કરે તો આઠ ભવે મોક્ષે જાય, જઘન્ય દર્શનની આરાધનાથી આઠ ભવે મોક્ષે જાય જણાવ્યુ છે બીજી બાજુ પલ્યોપમના અસખ્યાતમા ભાગના સમય થાય તેટલા ભવે મોક્ષ થાય. આ કયા રહ્યુ ? અસખ્યાતભવો (સુધી ચારિત્ર વગરનુ) સમ્યકૃત્વ જ્ઞાન આવ્યુ, છતા મોક્ષ ન થયો જઘન્ય જ્ઞાન આરાધના ચારિત્ર આવે તો જ, જઘન્ય દર્શનઆરાધના ચારિત્ર આવે તો જ આરાધના માર્ગ છે ત્રણમાથી એકના પણ અભાવમા આરાધના ન ગણાય જ્ઞાનની જોડે ચારિત્ર હોવુ જ જોઈએ, તો આઠભવમા મુક્તિ પામે

ભાવ ચારિત્ર કોનું નામ ?

હવે ચારિત્રને અગે કેટલાક એવા હોય કે અમારા પરિણામ ભાવચારિત્રમા છે મનમા ચારિત્રની ઈચ્છા છે પહેલા ભાવચારિત્ર કોનુ નામ ? આશ્રવનો ત્યાગ કરવા માટે તલપાપડ થાય તે ભાવ ચારિત્ર આશ્રવ છોડવાની બુદ્ધિ નથી થઈ આશ્રવો કષાયો

વિષયો છોડવા માટે તલપાપડ થાય, તેમા વિલબ થાય તો ઉચો નીચો થાય તેવો માણસ ચારિત્ર ન લેવા છતા ભાવ ચારિત્રનુ ફળ મેળવી શકે

**શીવકુમારની ચારિત્રભાવના અને આરાધના**

જબુસ્વામીનો પૂર્વભવ–શીવકુમાર, પહેલા ભવના ભાઈ સાગરચદ્ર દીક્ષા લઈ અહીં આવ્યા છે અવધિજ્ઞાની પહેલા ભવમા ભાઈ હતા તુ ભવદેવ, હું ભવદત્ત હતો આમ દીક્ષા આપી, નાગિલાએ પ્રતિબોધ કરી પાછા ગુરૂ પાસે મોકલ્યા શીવકુમાર માતા પિતાને કહે છે કે મારે દીક્ષા લેવી છે અહીં રાજારાણી શીવકુમારને છોડતા નથી બીજા મનુષ્યના કબજામાથી છૂટવુ તેમા કાયદો કામ કરે સત્તાધીશના કબજામાથી નિકળવુ તેમા કાયદો કામ ન કરે રાજાના કબજામાથી કુવરને શી રીતે નિકળવુ ? જ્યા સુધી રાજા રજા ન આપે ત્યા સુધી ખાવુ પીવુ નથી રાજકુવર કહે કે ખાવુ પીવુ નથી, તે સમયે રાજા રાણીની શી દશા થાય ? સ્નેહથી રોકે છે જેને અગે સ્નેહ છે, તેને દીક્ષાની રજા નથી અપાતી અને ભૂખ્યો રહે તે પાલવતુ નથી પ્રબધ કર્યો કે કઈ નહિં અમારી નજર નીચે રહે સાધુપણાની સ્થિતિમા રહે નિરવદ્યવૃત્તિથી છટ્ઠ તપસ્યાને પારણે આએલ કરી ચારિત્ર પદની તીવ્ર આરાધના કરે છે આ શીવકુમાર સપડાયો ગણાય બીજા સપડાવાના બાના કાઢે તે ઢોગ છે રાજકુવર તરીકે જવુ આવવુ રાખનાર કર્યું નથી. એક દૃઢધર્મ નામનો મિત્ર શ્રાવક ફાસુક આહાર પાણી લઈ આવી વપરાવે છે આ મનુષ્ય ચારિત્રની કેટલી ચોટવાલો રાજકુવરપણામા આવી રીતે રહેવુ આ સ્થિતિમા તપસ્વી હતો તેની તપસ્યાના પ્રભાવે દેવલોકમાથી ચવવાનુ અઠવાડીયુ બાકી છે, છતા ભગવાનના સમવસરણમા બધાની છાયા પોતાના અનુપમ તેજથી આછી નાખી એટલો તેજવાળો શ્રેણિકે ભગવાનને પૂછયુ કે આ તેજસ્વી કોણ છે ? શીવકુમાર અને તે હવે જબુસ્વામી થશે. આઠ કન્યાથી ન મુઝાયા. ચોરોને ચમત્કાર પમાડયો

તે જોવાય છે? પહેલાભવની કરણી તપાસી? જમના જમવા બેસતી વખતે સોનાનો થાળ જોઈએ, ને દાયજામા કશું કરતા નથી કારણો તરફ ધ્યાન આપવું નથી, તે કાર્ય તરફ ધ્યાન આપે તેમા વળે શું? તે શીવકુમારના જન્મની અંદર ચારિત્રપદ અપૂર્વપણે આરાધ્યુ બીજ કયુ વાવ્યુ તે ખબર ન પડે, પણ ફળ દેખવાથી બીજ માલમ પડે છે ગોટલો વાવ્યો હતો ત્યારે કેરી મળી. અહીં જબુકુમાર થયા, હવે તો ફળ દેખ્યુંને? જે ઉત્કૃષ્ટ સ્થિતિ મેળવી છે તે બધાનુ કારણ કોણ? શીવકુમારના જન્મની અંદર ચારિત્રપદ એવુ આરાધ્યુ આવી રીતે ચારિત્રની ભાવથી કરેલી આરાધના હતી તેને લીધે જબુસ્વામી થયા

વિરાધના અને આશાતના

એજ શીવકુમારના ભવમા પૂર્વે કરેલી વિરાધના વિરાધના રૂપમા ફળી, ફક્ત ભાઈની શરમે, ભવદેવના ભવમા દીક્ષા લીધી ત્યા ક્યારે ભાઈની શરમ તુટે ભાઈ જીવ્યા ત્યા સુધી ભાઈની શરમથી સાધુપણામા રહ્યો ભવદત્તભાઈ કાળ કરી ગયા પછી સાધુપણું છોડયા વગર ઘર તરફ જાય છે વિરાધના માત્ર પરિણામથી પલટાઈ અને નાગિલા પામે ગયો માત્ર મનની વિરાધના, સાધુપણું નથી ચૂક્યો ભવદેવના ભવમા મનની વિરાધનાએ તેણે શીવકુમારના ભવમા ચારિત્ર મળવા ન દીધુ સાગરચદ્રભાઈ મળ્યા ઉપદેશ દે છે ચારિત્રનો વિચાર કર્યો છતા મનની વિરાધનાથી ચારિત્ર ન મળ્યુ ચારિત્રે ચડયા તે પણ તેમાજ ભવદત્તના ભવમા વિરાધ્યુ શિવકુમારના ભવમા આરાધ્યુ આ ચારિત્રપદ જેની આરાધનાએ ચારિત્રને મેળવી શકાય આર્દ્રકુમારને મનથી થએલી વિરાધનાના યોગે ચારિત્ર ન પામે તેવા દૂર ક્ષેત્રમા રહે છે અનાર્ય દેશમા ઉત્પન્ન થયા અહીં પણ ધર્મથી દૂર રહેવું પડયુ બન્ને ફળો દેખી આરાધનામા તત્પર થયા વગર કોણ રહે? કોઈ પણ તીર્થંકર ચારિત્ર વગર તીર્થંકર ન થાય દીક્ષા લીધા વગરના કોઈ તીર્થંકર ન હોય અતગડ સિદ્ધ દ્રવ્યલિંગે ન પણ લે તીર્થંકર જેવો એક પણ

ન નિકળે. દ્રવ્યને સાવ બન્ને ચારિત્ર લેવાવાળા હોય. વૈદ રસાયણ આપે તે પહેલા કોઠો સાફ કરે મોક્ષમાર્ગ આરાધવાવાળાએ આત્માના કોઠાને સાફ કરવાની જરૂર છે કર્મનો કોઠો સાફ કરનાર ચારિત્ર છે માટે ચારિત્રપદના આરાધનની જરૂર છે તેથી આઠમા પદે 'नमो चारित्तस्स' પદ જણાવ્યુ ચારિત્ર કઈ ચીજ? આઠ કર્મને તોડવાવાળી જે ક્રિયા તે ચારિત્ર, દર્શનથી માન્યુ, જ્ઞાનથી જાણ્યુ, પછી આદર અમલ કરાય તેમા નવાઈ શી?

દર્શનના નામે ચારિત્ર ન ઉડાવો'

ચારિત્રપદના વિવેચનમા કેટલાક એવી ધારણાવાળા છે કે સમ્યક્ત્વ બરાબર પકડી રાખવુ. ચારિત્ર હોય તો ઠીક ન હોય તો પણ ઠીક

> दसण भट्ठो भट्ठा, दसणभट्ठस्स नत्थि निव्वाण।
> सिज्झन्ति चरण रहिया दसणरहिया न सिज्झंति ॥

જે સમ્યક્ત્વથી ભ્રષ્ટ થયો તે મોક્ષમાર્ગથી ભ્રષ્ટ થયો ચારિત્રરહિત મોક્ષે જાય છે, સમ્યક્ત્વરહિત મોક્ષે જતા નથી તેઓ આ ગાથાને આંગળ કરે છે, પરતુ એ ગાથા રજુ કરનારાએ ધ્યાન રાખવુ કે આ શાસ્ત્રકારનો પક્ષ છે કે વાદીનો પક્ષ છે? આ ગાથા શાસ્ત્રકારની નથી. શાસ્ત્રમા છે ને શાસ્ત્રકારની નથી એટલે શું? રાયપસેણીમા 'જીવ નથી' એમ સાબિત કરવા કહ્યુ તે વચન શાસ્ત્રકારનુ કે પ્રદેશીરાજાના મોઢાનુ? શાસ્ત્રકારના મતવ્યનું નથી પ્રદેશીરાજાએ સ્વર્ગ પુણ્ય પરભવ જીવ મોક્ષ નથી, આ કહ્યું, શાસ્ત્રકાર પણ પ્રદેશી રાજાનુ મતવ્ય બોલ્યા વાદીના મોઢાની ગાથા શાસ્ત્રકાર બોલ્યા છે, શાસ્ત્રકારે ત્રણે સયુક્ત મળી મોક્ષમાર્ગ છે એમ જણાવ્યુ, ત્યારે વાદીએ સમ્યક્ત્વ મોક્ષમાર્ગ જણાવ્યો કેમકે સમ્યક્ત્વથી ખસ્યો તે મોક્ષથી ખસ્યો ચારિત્ર રહિત મોક્ષે જાય છે, સમ્યક્ત્વ સહિત મોક્ષે આમ કહી ચારિત્રને મોક્ષમાર્ગ જણાવ્યો હતો

ગાથાથી ઉડાવી દીધો આમ દર્શનના નામે ચારિત્ર ઉડાવવાની વાતો કરે તે માર્ગભ્રષ્ટ ને સંસારમાં રખડવાવાળા સમજવા.

**માર્ગ ઉડાવનારને નજરે પણ ન જોવા**

આવા કોઈક વખત બનવાવાળા બનાવને આગળ કરી જિનેશ્વરના ચારિત્રમાર્ગનો નાશ કરનારાને નજરે પણ ન જોવા. કારણ કે દર્શનભ્રષ્ટને મોક્ષ નથી થતો, ચારિત્ર રહિત મોક્ષે જાય છે, માટે દર્શન મોક્ષમાર્ગ છે, ચારિત્રની જરૂર નથી, એમ કહેનારાને જવાબ આપે છે, માર્ગમાં ચાલતાં એક છોકરાને ઠેસ વાગી ઇંટ ઉખડી ગઈ ને ઇંટ નીચેથી સોનામહોર નિકળી આવી પિતાને કહ્યું કે મે મહોર ન લીધી કેમ ન લાવ્યો ? જ્યારે જોઈએ ત્યારે ઠેસ મારી ઇંટ ઉખેડવી કોઈક વખતે ભાગ્યયોગે ઠેસ વાગવાથી મહોર નિકળી, તેથી દરેક વખતે મહોર ન નિકળે મરૂદેવા સરખા દ્રવ્યચારિત્ર વગર મોક્ષે ગયા તેથી દ્રવ્યચારિત્ર રહિત મોક્ષ મનાય નહિ ચારિત્રથી જ મોક્ષ આમ ભરત-મરૂદેવાના દાખલા આપનારાઓ બોધિ દુર્લભ બને છે

ચરિતભણી બહુલોકમાંજી ભરતાદિકના જેહ
છોડે શુભ વ્યવહારનેજી, બોધિ હણે નિજ તેહ ઉ યશોવિ

ગૃહસ્થપણે કલ્યાણ કયાં નથી થતું ? તેમ બોલનારા જૈન-માર્ગથી બહાર છે ઘેર બેઠાં કલ્યાણ થતું હોય તો જિનેશ્વરો રાજ્ય છોડી કેમ નીકળ્યા ? તમારા કરતાં તે મહાપુરૂષો આત્મા વધુ વશ કરી શકે તેવા હતા ? ઘેર બેઠા આત્મા વશ કરી શકાતે તીર્થંકર જેવા સબળઆત્માને મોક્ષમાર્ગે જવા માટે ઘર છોડવું પડે, તો આપણા મનના ઠેકાણાં નથી. તેવા ઘેર બેસી શું કરવાના ? અણસમજમાં એક શબ્દથી કેટલો અનર્થ થાય છે તે ધ્યાનમાં રાખવું બીજી બાજુ તીર્થંકર મહારાજાએ એ મોક્ષમાર્ગ જાણ્યો ત્યારે જ આદર્યો

**તિર્યંચોને સમ્યક્ત્વ-વ્રતો છતાં મોક્ષ કેમ નહિ ?**

તિર્યંચોને સમ્યક્ત્વ અને વ્રતો હોઈ શકે છે કેટલાક

અસખ્યાતા તિર્યંચો સમ્યક્ત્વપૂર્વક વ્રતને ધારણ કરનાર છતા તિર્યંચગતિમા મોક્ષ કેમ ન ગણ્યો ? જાનવર સમ્યક્ત્વપૂર્વક વ્રત ધારણ કરનારા છે ઘેર બેઠા કલ્યાણ હોય તો તિર્યંચગતિમા પણ કલ્યાણ થાય તિર્યંચગતિમા કોઈ મોક્ષે જતુ નથી ત્યા ચારિત્ર નથી તેથી મોક્ષે નથી જતા, માટે ઘેર બેઠા કલ્યાણ નથી આ સમજે ત્યારે ચારિત્રપદની મહત્તા સમજાય સર્વ કાળે અસખ્યાતા તિર્યંચો દેશવિરતિવાળા હોય, અસખ્યાત દ્વીપ સમુદ્રોમા બધે તિર્યંચો છે કોઈ પણ કાળે તો તિર્યંચમા મોક્ષ હોવો જોઈએ કહો કે ઘરે કલ્યાણ કોને ? સર્વવિરતિની તીવ્ર અભિલાષાવાળાને 'ગૃહસ્થલિંગે સિધ્ધ એ શબ્દ આગળ લાવતા હો તો આગળ સમજો કે 'ગૃહિભાવે સિદ્ધ' નથી રાખ્યુ ગૃહિલિંગ એટલે ધ્યાન સાધુભાવનુ હોય મૂળ વાતમા આવો

ચારિત્ર એ મોક્ષનો રસ્તો આવવાના બે માર્ગ—બે દાદરા. શુ બાળી તોડી બારીથી ન અવાય ? તો તે માર્ગ નહિં, તેથી ચારિત્ર આઠમુ પદ રાખ્યુ નહીંતર નવપદમા ચારિત્રને પદ તરીકે રાખવાની જરૂર ન હતી ચારિત્ર હોય તો મોક્ષ થાય, ન હોય તો પણ મોક્ષ થાય તેમ હતે તો ચારિત્ર પદ જુદુ ન કહેવાને, પણ પદ રાખવાથી ચારિત્ર સિવાય મોક્ષ નથી જ

હાથી પાટડો ઉપાડી શકે પણ સોય ન ઉઠાવી શકે

ત્રણે પુરેપુરા મળી જાય તો પણ મોક્ષથી છેટા કેમ રહે છે ? ૧૩મા ગુણઠાણાની શરૂઆતમા સમ્યક્ત્વમા ક્ષાયિક તેમ જ્ઞાન ચારિત્ર ત્રણે ક્ષાયિક છે હવે મોક્ષ કેમ નથી ? વાત ખરી, પહેલાના જુના બાધેલા કર્મનુ શુ ? ચારિત્ર આવતા કર્મને રોકી દે આવેલાને તોડી પણ દે જેમ હાથી સુંઢથી પાટડો થાભલો ઉપાડે,પણ સોય ન ઉપાડી શકે, તેમ સમ્યક્ત્વાદિ એ ઘાતિકર્મનો ક્ષય કરે, પણ અઘાતિનો ક્ષય કરવાની તાકાત તે ત્રણમા નથી ભવોપગ્રાહી કર્મ કાઢવાની તાકાત તપની છે તપસ્યા અઘાતિનો ક્ષય કરે જ્ઞાન દર્શન ચારિત્ર ઘાતિકર્મનો ક્ષય કરે, તે પણ દીક્ષાઘાતિ, કઠણઘાતિ

નિકાચિત ઘાતિકર્મ હોય તો જ્ઞાનાદિકનું જોર ન ચાલે નિકાચિત કર્મ તોડવાની શક્તિ હોય તો કેવળ તપમાં છે તપ સિવાય જ્ઞાન દર્શન ચારિત્રમાં પણ તે તાકાત નથી હવે નવમા પદમાં તપનો અધિકાર કેવી રીતે સમજાવશે તે અગ્રે વર્તમાન.



## શ્રી તપપદ વ્યાખ્યાન. ૧૦.

સં ૧૯૯૨ શરદપૂર્ણિમા લક્ષ્મીઆશ્રમ, જામનગર.

वीरगइए तइ कहवि तत्र्वयमाराहिय सुरत्तरुव्व ।
जह दमयतीइ भवे फलिय त तारिसफलेहिं ॥१३१३॥

શાસ્ત્રકાર મહારાજ રત્નશેખરસૂરીશ્વરજી નવપદની આરાધના ઉપદેશ કરતા જણાવી ગયા કે જેઓ પ્રભુસંમિત મિત્રસંમિત વચનથી ન સમજી શકે તેવાઓને કાન્તાસંમિત વચનોથી સમજાવવા જોઈએ એ નીતિને અનુસરીને વિધિ હેતુ યુક્તિ માનથી ન સમજે તેવાને ચરિતાનુવાદે કરી પણ સમજાવવા જોઇએ આથી ચરિતાનુવાદ કેવળ વિધિ અને હેતુવાદને નહિં સમજનારા માટે છે. જેઓ વિધિવાદને, હેતુવાદને બરોબર ન સમજે, તેવાને ચરિતાનુવાદથી પણ સમજાવવા અબોધને સમજાવવા માટે ચરિતાનુવાદ' કહેવાય તો, 'अदग्ध दहन न्याये' આદિધાર્મિકને માટે ધર્મકથાનુયોગ રહે. શાસ્ત્રકારો આગળ વધીને જણાવે છે કે શ્રદ્ધાનુસારી જે હોય વિધિવાદથી સમજનારો હોય, તર્કાનુસારી-હેતુવર્ગથી સમજનારો હોય, તેઓને પણ પ્રતીતિ કરાવવા માટે ચરિતાનુયોગ જરૂરી છે, ચરણકરણાનુયોગમાં પ્રયત્નવાળો દ્રવ્યાનુયોગમાં સંપૂર્ણ જ્ઞાન મેળવ્યું હોય, તેને પણ દૃઢતા માટે ચરિતાનુયોગની જરૂર છે આ હિસાબે ધર્મકથાનુયોગની જરૂર, પણ શાસ્ત્રકારો કહે છે કે ચાહે તે અનુયોગ હોય પણ ફળ કઈ જગો પર માને? પરમશુશ્રૂષા હોય ત્યાં.

સમકિતિને જાણવા માટે ત્રણ ચિંગો. -

- સમ્યગ્દૃષ્ટિનું લક્ષણ બતાવતા પ્રથમ લક્ષણ શુશ્રૂષા જણાવે છે ધર્મરાગ અને ગુરૂ ઉપર ભક્તિ,ગુરૂ અને દેવની વૈયાવચ્ચ,આ ત્રણ સમ્યગ્દર્શનીના ચિહ્ન,શમાદિક સમ્યગ્દર્શનના ચિહ્નો છે અધર્મીમા સમકિત માની ભક્તિ કરી તો સમ્યક્ત્વ જાય એટલા માટે સમ્યગ્દર્શનના લક્ષણ છના સમ્યગ્દૃષ્ટિના લક્ષણ કહ્યા આ ત્રણ ચીજ દેખો તેમા અશ્રદ્ધા ન લાગે તો તે અંતરથી મિથ્યાત્વી હો તો પણ તમે નિર્દોષ છો આ ચિન્હો દેખો ને વિરૂદ્ધ ચિન્હ ન દેખો તો તે મિથ્યાદૃષ્ટિ હોય તો પણ તમારા સમ્યક્ત્વને કોઈ જાતની અડચણ નથી એક મનુષ્ય અશ્રદ્ધાવાળો હોય તેને શ્રદ્ધાવાળાના ચિન્હો દેખીને ભક્તિ કરો તો અડચણ નથી શુશ્રૂષા જિનેશ્વર મહારાજના વચનો દેવતાઈ ગીત માફક પરમ આહ્લાદથી સાંભળે, તે સાંભળી આનંદ થાય. ધર્મના કોઈપણ કાર્યમા રાગ કરે, અને ગુરૂ તથા દેવના કામની અદર વિદ્યાસાધક માફક નિયમિત પણ. આ ત્રણ વસ્તુ જે આત્મામા હોય તેને સમ્યગ્દૃષ્ટિ માને સાધર્મિક ગણી તેની ભક્તિ કરો તો તમારા આત્માને નુકશાન નથી

રસકથાઓ તત્ત્વના પોષણ માટે કહી છે

શ્રીપાળરાજાના રાસમા ત્રણખંડ વળને સભા ચીકાર. અને ચોથો ખંડ શરૂ થયો એટલે સભા ખાલી દેખાય ત્રણ ખંડમા ભરતી અને ચોથા ખંડમા ઓટ એનુ કારણ? તત્ત્વશુશ્રૂષામા ખામી છે રસમા શુશ્રૂષા થઈ છે ત્રણ ખંડમા વીરરસ, શૃગારરસ વગેરે રસના વર્ણન આવે છે તેમા રસ-આનંદ આવે છે, અને ચોથા ખંડમા તત્ત્વ રસ છે, તેની શુશ્રૂષા-સભાળવાની ઇચ્છા થઈ નથી તેનો દાખલો આ પ્રત્યક્ષ છે તો ઉપા વિનયવિજયજી મહારાજે રાસ રચ્યો શું કરવા? કાંટો પગમા ભાગ્યો તો જગતના કાંટા બાળી નાખવા? ના સમજવું કે એજ કાંટો વાડ કરવામા ઉપયોગી છે તેમ અહીં રસકથા કહી તે તત્ત્વકથાના પોષણ માટે કહી છે. છોકરાને દવા આપવી હતી તેથી પીપરમીટની

લાલચ આપી દવા પીનાર પીપરમીટ ખાઈ ગયો ને દવા ઢોળી નાખી પીપરમીટ શા માટે આપી હતી? દવા તુ એમને એમ ન પીએ માટે દવા પાવા માટે, તેમ ઉ વિનયવિજયજી મહારાજએ ત્રણખંડનુ વર્ણન કર્યું તત્ત્વશુશ્રૂષામા દાખલ થવા માટે, તે જગ્યે પર રસશુશ્રૂષા જોડે રાખીને તત્ત્વશુશ્રૂષા ગોઠવી માટે બે શુશ્રૂષા રાખી રાજાઓ આખો દિવસ રાજ્યના દરેક કાર્યમા માથુ મારી કંટાળી ગયા હોય સુઈ જાય તો પણ ચિંતા થાય ઉજાગરો કર્યો ન પાલવે, તેથી પાસે કથકો–ચતુર કથા કહેનારા રાખે તે હાસ્ય કુતુહલ રાજ્યનીતિની વાતો કરે, તેમા ચિત્ત લાગે ને ઉંઘી જાય. નાના છોકરાને ઉંઘાડવો હોય ત્યારે વાત કહેવા માંડે એવી રીતે, જૈનશાસનમા ધર્મકથાનુયોગમાં ભળનારા પરમશુશ્રૂષાવાળા નહિ હોય તો કેવળ રસશુશ્રૂષા ધારણ કરીને બેસશે માટે જે ચરિતાનુરુ ચરિત્રકથાનકો તે તત્ત્વ જાણવા માટે, તત્ત્વમા ઉતારવા માટે, જો તત્ત્વમા ન ઉતારવામા આવે તો ચરિતાનુયોગનો ભાવાર્થ મળેલો ગણાય નહિ અહીં નવપદની આરાધનામા વિધિવાદે સ્વરૂપ, હેતુવાદે યુક્તિ જણાવી, તેમા ચારિત્ર પદ ઉપર ગઈ કાલે સમજાવી ગયા

અવિરતિ ગુમડાના રૂઝાણા એ જ ચારિત્ર

ચારિત્ર એટલે અવિરતિના ગુમડા મટાડના આપણને વ્રત પચ્ચક્ખાણ ગુમડા લાગે છે કેટલાકને હજુ ચારિત્રનુ સ્વરૂપ ખ્યાલમા આવ્યુ નથી, નહીંતર અવિરતિના જેટલા ગુમડા તેટલા ચારિત્રના રૂઝણા આપણે હજુ શ્રદ્ધાવાળા ન કહેવાઈએ, જેટલા વ્રતો નિયમો એ બધા મારા ગુમડાના રૂઝણા છે સમજનાર ભય-દુ ખ ગુમડાને અંગે થાય છે, રૂઝાય ત્યારે આનંદ થાય કે ભય થાય છે? વ્રતો નિયમો આપણને આનંદ ઉત્પન્ન કરે છે? અવિરતિ છોડવી પડે છે તે કેવી આકરી પડે છે? પ્રત્યાખ્યાનાવરણીનો ઉદય હોય અપ્રત્યાખ્યાની કષાયનો ઉદય હોય, તેથી વ્રત લેવા આકરા પડે છે, પણ લીધા પછી આનંદ

કેમ નથી આવતો? વ્રત પચ્ચક્ખાણ સારા માને, છતાં આસક્તિ છોડી શકે, પણ નિયમ લીધા પછી કેમ આનંદ નથી થતો? છોકરું કરડ્યું ને જે આનંદ થાય છે તેવો આનંદ મનમાં કેમ નથી થતો? હજુ અવિરતિ તેવા ચુમડારૂપે આત્મામાં ઉતરી નથી. નહિંતર વિરતિ પ્રાપ્તિ વખતે તેવો આનંદ કેમ ન થાય? નહિ છોકરો ઝુમરુ મટવાના આનંદને સમજતો નથી.

[illegible]

પુરોહિતપુત્ર અને રાજપુત્ર તોફાની છે સાધુઓને હેરાન-પરેશાન કરે છે તે વાતની એક વખતના ત્યાંના રાજા હતા તેઓ મુનિ થયેલા હતા તેમને ખબર પડી. વિહાર કરી તે ગામ જઈ રાજાના મહેલે પહોંચી મોટા શબ્દથી ધર્મલાભ આપ્યો. એટલે રાજપુત્ર કહે છે કે ઠીક થયું નાચતા આવડે છે? હા. ઢોલ બરાબર બજાવો તો. પછી ઢોલ બરાબર ન વગાડતા હોવાથી મુનિએ બંને કુંવરોના અંગો ઉતાર્યાં, અંગ ઉતાર્યાં, પછી મુનિ શહેર બહાર જઈને બેઠા. રાજાને માલમ પડયું કે કુંવરના હાડકાં ખસેડી નાખ્યા છે. ઉપાશ્રયે અને સર્વત્ર મુનિની તપાસ કરાવી સાધુપણું પરાણે પહેલાં દીધું, પછી અંગ ઠેકાણે આણ્યા. આના કરતાં બીજો બળાત્કાર કેવો હોય? પાત્રને દેખીને બળાત્કારે પણ દીક્ષા અપાય છે. રોગીનો રોગ મટાડવા પરાણે પણ ડૉક્ટરો ક્લોરોફોર્મથી ઑપરેશન કરી રૂઝ લાવે છે. પ્રથમ ઉપદેશથી પરિજ્ઞાન કરીને પ્રતિજ્ઞા દેવી, અવિરતિ ટાળી વિરતિ અંગીકાર કરો છો. ત્યાં વિરતિનો આનંદ આવવો જોઈએ તેવો આનંદ આવતો નથી. આ પહેલું વ્રત-નિયમ નામના કરીએ છીએ.

વ્રત-નિયમમાં પરીક્ષા સમયે દઢતા અને આનંદધ્યાનનો અભાવ

આપણા વ્રત-નિયમો કર્મબંધનના હલ્લા આગળ બચાવ કરી શકે તેવા નથી કારણ પડે નિયમમાં છૂટ રાખીએ. છૂટ, આ નિયમો કેવા? કર્મનો હલ્લો કારણે હોય, તે બધું છૂટ તે વખત એમ કેમ નથી આવતું કે

કસોટી અહીં છે સોનુ કસોટીએ ન લગાડવુ, કાપવુ નહિ, અને અગ્નિએ લગાડવાની પણ ના કહે તો શી રીતે સોનાની પરીક્ષા કરવી? તેમ કર્મથી બચવા માટે વ્રત કરીએ, પણ કર્મના હલ્લા વખતે છૂટી આર્તધ્યાનની શંકા થાય વિવાહાદિક કાર્ય વખતે, રોગ વખતે, છૂટ ચોવિહાર પચ્ચક્ખાણ લીધા પછી પાણી પીવાનો વિચાર થયો, વ્રત પચ્ચખ્ખાણ છે એમ થયુ તે આર્તધ્યાન નથી એ આર્તધ્યાન ગણો તો તે કરતા ધર્મધ્યાન વધેલુ છે વ્રતની રૂચિ અને વ્રતખંડનભય વધેલા છે તરસ લાગી છે પણ તે સાથે ચોવિહાર છે તરસ ભૂખની વેદના કરતા વ્રતનો રાગ વધેલો છે વ્રતના રાગનુ કાર્ય થઈ રહેલુ છે ત્યા આર્તધ્યાન શી રીતે ગણવુ? એવો પણ વિચાર ન આવે તે સારી વાત, પણ અહીં ધર્મધ્યાન વધેલુ છે આર્તધ્યાનમા વાત ગઇ એટલે ફરી ઉપવાસ ન કરવો પડે, આમ લઈ જાય છે પાણી પીવાની, ખાવાની ઇચ્છા રોકી કોણે? વ્રતની રૂચિએ, માટે અહીં ધર્મધ્યાન છે મૂળમા ખાવાપીવાનો રમીયો જીવડો તેમા તેવા ઉપદેશકો મળ્યા ધર્મની અંદર ઢીલાશ ન ચાલે માથુ મૂકી માલ મેળવવાનો છે કારણ? નિયમની પરીક્ષાનુ સ્થાન છે નિયમ બરોબર રાખ્યા તેની પરીક્ષાનુ સ્થાન ત્યા કારણ છે વહાલના પૈસા નથી પણ વટના પૈસા છે.

### અંદરનો વિકાર ન મટે ત્યા સુધી ઉપરના મલમપટ્ટા નકામા છે

મૂળ મુદ્દો એ કે કારણ પચ્યા જે દૃઢ રહેવાતું નથી, તેનુ કારણ એ કે અવિરતિને ગુમડા તરીકે ગણી નથી. ગુમડા ઉપર મલમ લગાડી ચામડી આણી દેવાય પણ અંદરનો વિકાર ન મટે તો એક મટેને બીજુ થાય બીજુ મટેને ત્રીજુ થાય તેમ આ વિરતિથી અવિરતિના ગુમડા ભલે મટાડો, પણ અવિરતિના કારણ રૂપ જે આત્માનો વિકાર તે વિકાર નાશ ન કરો તો વિરતિ આવી પણ પાછી અવિરતિ ઉભી રહે વિરતિ મલમપટ્ટો છે કોઠાની નિર્મલતા નથી લોહી અને કોઠો ન સુધરે ત્યા સુધી એક મટે ને અનેક થાય તેમ અહીં વિરતિ કરીએ, નિયમ કરીએ ધરાધર

ચારિત્ર હોએ છતાં અંદરનો વિકાર, આત્માનો કર્મરૂપ વિકાર ન મટે તો પાછા પછડાઈ પડો ૧૧મે ગુણઠાણે પહોંચેલા એવા મહાપુરુષો પછડાઈને પહેલે ગુણઠાણે આવે છે ૧૧મે ગુણસ્થાને વિરતિમાં કઇ ઓછાશ છે? જ્યાં યથાખ્યાત ચારિત્ર છે, તે નીચે પછડાય તો પહેલા ગુણઠાણા સુધી આવી જાય કોનો ગુનો? અંદરના વિકારનો. જે પાણીમાં કચરો નીચે રખાય તો તે પાણી મેલું થાય. કચરો કાઢી નાખ્યો હોય તો મેલું ન થાય સત્તામાં રહેલા કર્મ આત્માને મેલો કરે આથી પહેલું સાધ્યબિન્દુ કયું હોવું જોઇએ? કોઠો સુધારી લેવાય પછી મલમપટ્ટો ફેર ન કરવો પડે ચારિત્ર મલમપટ્ટો છે અંદરના વિકાર ન જાય ત્યાં સુધી મોક્ષ થતો નથી બાહ્યચારિત્રના વર્તાવમાં ૧૧-૧૨-૧૩માં ગુણઠાણાનું એકજ સયમ સ્થાન. જે સયમસ્થાન એક જ છે, તો એક સીધા મોક્ષે પહોંચે ને એક કામ પડે તો અર્ધપૂદ્ગલ રખડી જાય અગિયારમા ગુણસ્થાનકવાળાએ માત્ર મલમપટ્ટો કરી ઉપરનું સારૂં કર્યું છે, પણ અંદરનો વિકાર એમને એમ છે બારમાવાળાએ ઉપરનું ને અંદરનું સારૂં કર્યું છે અગિયારમાવાળાને સત્તામાં હજુ કર્મનો વિકાર રહેલો છે બધ, ઉદય કે સત્તામાં હવે બારમાવાળાને કર્મવિકાર નથી લોહી મૂળમાંથી સુધર્યું તો હવે ગુમડું નહિં જ થાય ગુમડું રૂઝાવા માત્રથી સર્ટિફિકેટ નહીં આત્મામાંથી કર્મકચરો સર્વથા નીકળી જાય પછી ત્યાંથી પડવાનું નહિં અગિયારમે જાય ત્યાં અવિરતિના ગુમડાં ન થવાનું સર્ટિફિકેટ મળતું નથી બારમે જાય તો અવિરતિના ગુમડાં નહિં જ થાય જો અંદરનો સુધારો થયો તો સર્ટિફિકેટ એકલા વર્તનના સુધારામાં સર્ટિફિકેટ ન મળે લોહી સુધારવાવાળાએ બહારનું ગુમડું સુધારવું જ પડે, અંદર લોહિવિકાર ન હોય અને બહાર ગુમડાં હોય તેમ ન બને બહારના ગુમડાને મલમપટો રૂઝાવે, અંદરના વિકારને દવા તોડે, તેમ બાહ્ય વર્તાવનો રોગ ચારિત્ર તોડે આથી સમજવાનું કે બાધક ગુમડે લગાડે તો ગુમડું ન ગુમડે તો [illegible] બાધક, તેમ બાહ્યવર્તાવ કે

તપ કરવા જવું તે ન ચાલે, તેમા બહારના ગુમડા રૂઝાવા માટે સિન્દૂર તરીકે ચારિત્ર બતાવ્યુ, બહાર સિન્દૂર લગાડીએ પણ અંદરનો લોહિવિકાર ન મટે તો? એ માટે તપપદની આરાધના કહી છે ચારિત્રની આરાધના માત્ર બાહ્ય ગુમડા મટાડનારી થાય.

પાચે પરમેષ્ઠિ ભરેભાણે આરતિ

જ્ઞાનની, દર્શનની ને ચારિત્રની ઉત્પત્તિ તે કોને આભારી? કર્મના ક્ષય ક્ષયોપશમને આભારી છે કર્મનો ક્ષય ક્ષયોપશમ ન થયો હોય તો જ્ઞાનાદિક ત્રણે થતા નથી ભરેભાણે આરતી, ભાણુ ભર્યું એટલે ભાઈ તૈયાર! તેમ સમ્યગ્દર્શનાદિ ભરેભાણે આરતીવાળા છે, કર્મનો ક્ષય થાય એટલે જ્ઞાન-દર્શન-ચારિત્ર આવીને બેસે સમ્યગ્દર્શન, જ્ઞાન કે ચારિત્ર કર્મક્ષય કરવા ન બેસે. કર્મનો ક્ષય કર્યો હોય તો આવીને બેસવા તૈયાર છે જ્ઞાન માત્ર પ્રકાશક, દર્શન શ્રદ્ધારૂપ, ચારિત્ર નવા કર્મ ન આવવા દે નિર્જરા રૂપ નથી નિર્જરામાં સમ્યગ્દર્શન, જ્ઞાન, ચારિત્ર નથી, વાચના પૃચ્છના કરવાથી થયુ ત્યારે જ્ઞાન કહેશોને? તો ભરેભાણે આરતી, પાચે પરમેષ્ઠિ ભરેભાણે આરતી, કર્મક્ષય-ક્ષયોપશમ થાય ત્યારે જ્ઞાનાદિક થાય, એ થાય એટલે પરમેષ્ઠિપણું આવ્યુ પહેલા ક્ષય અને ક્ષયોપશમ થાય, પછી થાય ગુણ, પછી થાય ગુણી. કારણ વગરનુ કાર્ય તો કહેવા માત્ર ગણાય બાકી કારણ વગરનુ કાર્ય હોય નહિં, તો આઠ પદો કાર્ય, કારણ નવમુ તપ પદ કોઈક અનતર કાર્ય, કોઈ પરપર કાર્ય કારણ કયુ? સમ્યગ દર્શનાદિ સ્વય કારણ નથી, આઠે પદોની આરાધના કાર્યરૂપે થઈ કાર્યરૂપે થઈ તેનુ કારણ! તપ ચારિત્રના ભેદો લઈએ તેમા એકે ભેદ કર્મક્ષય કરનાર નથી પાચ ચારિત્રમાથી કોઈ પણ ચારિત્ર લઈએ તો એક પણ ચારિત્ર નિર્જરાનુ કારણ નહિ રહે જ્ઞાન છતા ધર્મ-શુક્લ ધ્યાનમા ન આવે તો નિર્જરા ન થાય કર્મના ઉદયથી આશ્રવ, તે નવા બધને આભારી છે જેમ જેમ આશ્રવરોધ, તેમ તેમ તૃષ્ણારોધ, તેમ તેમ પ્રત્યાખ્યાન વૃદ્ધિ ચારિત્ર જે

કર્મક્ષયનુ કારણ બને તે બીજા દ્વારાએ પ્રત્યાખ્યાનને ચારિત્રરૂપ ગણ્યુ છે તેથી બોલે કષાય તે પ્રત્યાખ્યાનાવરણી, અપ્રત્યાખ્યાનાવરણીનો ક્ષય તે ચારિત્રરૂપ ન હોત તો પ્રત્યાખ્યાનવરણી ન કહી શકત તપસ્યા કર્મક્ષય કરવા માટે જબરજસ્ત સાધન છે

ચારિત્ર અને તપસ્યા જુદી ચીજ છે

ચારિત્ર કર્મબધને રોકે તપ જેમ શરીરની અદરનો વિકાર સુધારો તે ગધકનુ કામ, તેમ આત્માના કર્મવિકારો સુધારવા તે તપસ્યાનુ કામ અહીં જ્ઞાન-દર્શન-ચારિત્ર એ ત્રણને ઉત્પન્ન કરાવનાર, ટકાવનાર, વધારનાર પ્રકર્ષ કરાવનાર તપ છે આજ વાત લક્ષ્યમા રાખશો તો, આપણે કઈક વિદ્વાન બન્યા, પોથા ઉકેલતા શીખ્યા તો સતોષ માની લઈએ છીએ, કે સ્વાધ્યાય પણ અભ્યતર તપ છે, તો ભગવાન મહાવીર સરખા તીર્થકર જે સમ્યક્ત્વના ધણી નિરતિચાર ચારિત્રવાળા, ચાર જ્ઞાનના માલિક છતા તે બાહ્ય તપમા કેમ પ્રવર્ત્યા ? આપણે વિનય વેયાવચ્ચ કરીએ તો, બે ઘડી સામાયક પૂજા કરીએ તો સતોષ આ અવિરતિની હુડી પાકેલી હુડી છે ચારિત્રની મિશ્કત પહેલી આવે પછી અદરના કર્મો મુદતની હુડી છે કેટલાક કર્મો ભોગવવા ન પણ પડે તીર્થકરો ચારજ્ઞાની શુદ્ધ સમ્યકૃત્વવાળા, નિરતિચાર ચારિત્રવાળા તપસ્યાની જરૂર ગણતા હતા એ સમજતા હતા કે આ બધો બહારનો સુધારો છે અદરનો સુધારો ન થાય તો લાંબો કાળ આ સુધારો ટકવાનો નથી પણ જેને હમેશા પેઢી ટકાવી રાખવી હોય તેણે મુદતની હુડીની સવડ રાખવી પડે તો સમ્યગ્દર્શનાદિ એ પાકેલી હુડીની સવડ કરનારી, પણ મુદતની હુડી વગાવવા માટે તપની પેઢી ખોલવી પડશે આપણને ૧-૨ ઉપવાસ કરતા આમ થાય છે, તો છ મહિના સુધી ઉપવાસ કરતા તેમને ક્ષુધાવેદની કે તૈજસનામ કર્મ ઉદયમા ન હતુ તેમ નહિ, ઉપસર્ગો તેમને ... ખ દેતા ન હતા ? લોઢા કે લાકડા ઉપર ઘા પડતો
શરીર ત્રસ્ત તાડ-તડકો દેવનાઈ ઉપસર્ગ પ...

કર્યા હશે ? જેને દેખાવ રાખવો હોય તેને ચાલે, પણ શાહુકારી રાખવી હોય તેને મુદતની હુંડી બધી ધ્યાનમા લઇ નાણા ચૂકવવાની સગ્ડ કરવી પડે ને તેવી હુંડી કેવળ તપ છે

કર્મસગ્રામમા મોરચો માડનાર હોય તો તપ છે

તપ સિવાય નથી કર્મયુદ્ધની શરૂઆત કે સમાપ્તિ મોખરે પણ એ અને પાછળ પણ એ સમ્યગ્દર્શનાદિ મોખરે કે પુઠમા નથી રહેતા એ વચમા મ્હાલશે શુક્લ ધ્યાનમા ૩-૪ પાયારૂપ તપ નથી આવ્યો, ક્ષપકશ્રેણીની શરૂઆતના એ ધ્યાનરૂપ તપના જોરે. અને એ અપૂર્વકરણમા એવી તાકાત છે કે જે નિકાચિત કર્મ હોય તેને પણ બાળીને ભસ્મ કરવાની તાકાત ધરાવે છે મહાવીર ભગવતે સાડાબાર વર્ષ સુધી અખડ દર્શન-જ્ઞાન-ચારિત્ર પાળ્યુ તેમા તેટલી તાકાત ન હતી, જેટલી અપૂર્વકરણ વિષે શુક્લધ્યાનમા એ તાકાત છે કે કોઈ પણ નિકાચિતકર્મ તપ તોડી શકે શુક્લધ્યાનની શ્રેણીનો પ્રવેશ અપૂર્વકરણમા ચોથેથી શ્રેણી માડે છે, પણ ચારિત્રમોહની સાથે યુદ્ધ થાય તે અપૂર્વકરણથી, મોહમહીપતિ સામે મોરચા શુક્લધ્યાન રૂપી તપે માડ્યા સમ્યગ્દર્શનાદિથી મોરચા નહિ મડાય મોરચા માડનાર સાથે મદદમા બીજા ભલે હો સમ્યગ્જ્ઞાન ન હોય તે અજ્ઞાની હોય, તેથી તે મોરચા માડવાનો નથી. મોરચાનો મુખ્ય મુખત્યાર હોય તો તપ સમ્યગ્દર્શનાદિ એ ધ્યાનના પટાદારો, મુખ્ય જુમ્મેદાર નહિ મોહની સામે મોરચા માડનાર તે તપ મોરચા માડ્યા પણ જીતનો વાવટો ચઢાવતી વખતે સમ્યગ્દર્શનાદિની વાવટો ચઢાવવાની તાકાત નથી, એ તો જોડે જાય જો તેમ હતે તો તેરમે ગુણઠાણે પહેલે સમયે મોક્ષ થાત. કેવલજ્ઞાન, ક્ષાયિક દર્શન ચારિત્ર આવ્યા છતા કિલ્લા પર વાવટો ચડાવવાની સ્વતત્ર તાકાત તેમની નથી શુક્લધ્યાનનો ચોથો પાયો સરદારી (સર કરી) લે તો વાવટો ચડાવી શકે, કર્મના સમરાગણમા મોરચા માડે વાવટો ચડાવી દે તે પણ તપ.

### શુક્લ ધ્યાન અને તપનું સ્વતંત્ર સામર્થ્ય

આદિમા કે અંતમા સમ્યગ્દર્શનાદિની તાકાત નથી ધ્યાન કોનુ નામ ? સમ્યગ્દર્શન જ્ઞાન ચારિત્ર સહિતને ધ્યાન એ પહેલામા પહેલો પાયો લઈએ ત્યા હેય, ઉપાદેય ઉપેક્ષણીય સબધી જે આજ્ઞા તેનો નિશ્ચય કરવો તે પહેલા પાયામા છે અહીં તપનું સ્વતંત્ર સામર્થ્ય કેટલુ છે તે વિચારીએ છીએ આથી તપ કેટલુ જરૂરી, કેટલુ અસાધારણ કામ કરે છે તે સમજી ગયા તેથી આઠપર માફક તપને ઓછુ સ્થાન નથી હુવે આ સ્વરૂપ બતાવ્યુ પણ ભેદ વગર સ્વરૂપ શુ કરવાનુ ? સ્વરૂપ પારખવા માટે સ્વરૂપનો નિર્ણય કરવા માટે વ્યક્તિ જાણવાની જરૂર પડે. આ તપ ખુબીદાર છે સમ્યગ્દર્શનાદિ કારણ કાર્યનો, બાહ્ય અભ્યતરનો બધાનો સમાવેશ કરતા નથી સમ્યગ્દર્શન પોતાનુ સ્વરૂપ કહી ચાલે પોતાના કારણોને લેતા નથી જ્યારે આ તપ એવો સરદાર છે કે પોતાના કારણોને પોતાની કુખમાથી નીકળવા દેતો નથી

### બાહ્ય અભ્યતર તપની લૌકિક લોકોત્તર દૃષ્ટિએ વ્યાખ્યા

તપના બાહ્ય અને અભ્યતર આ મુખ્ય બે ભેદ કારણને કુખમાં રાખ્યુ તેથી બાર ભેદે તપ સમ્યગ્દર્શનમા જ્ઞાનમા, ચારિત્રમા, કાર્ય કારણ કહી બે ભેદ કહેતા નથી જ્યારે તપ બાહ્ય અભ્યતર કારણ કાર્ય સાથે રાખે છે બાહ્ય અને અભ્યતર એટલે શુ ? બાહ્ય એટલે અન્યમતિ પણ જેને કરે તે બાહ્યતપ એ લક્ષણ શાસ્ત્રકાર બહુ લક્ષમા લેતા નથી, દેખાય તે બાહ્ય વિનય વૈયાવચ્ચ અદૃશ્ય નથી, તો બાહ્ય અભ્યતરનો ભેદ કર્યો. કર્મનાશને અગે જે એકાતિક હોય તે અભ્યતર અને અનેકાતિક હોય તે બાહ્ય આથી વિનય, વૈયાવચ્ચ, પ્રાયશ્ચિત્ત તે ખરેખર કર્મનો નાશ કરે. શાસ્ત્રમા કહ્યા મુજબ એ વિશેષણ લગાડો તો બાહ્યમા કર્મનાશ નિયમિત છે અને શાસ્ત્રના મુદ્દા ન [illegible] તો વિનયાદિક અભ્યતર તપ ભલે કરો તો પણ કર્મનાશ સહકાર ન લો-તો અભ્યતરમા અભ્યતરપણુ ન

ન કરો ! આવું દુષ્કર કાર્યને કરનારૂ તપ કર્મક્ષય માટે છે, જેનો તમે પ્રયોગ કર્યો છે, તપ પવિત્ર રાખો ! આવા તપનુ તે બરોબર પાલન કરો ! તેમ જે જાપ, પૂજન, આરાધન તે બધું તપગુણ લાવવા માટે છે જેમ વરઘોડો, માંડવો હસ્તમેળાપ માટે છે, તેમ આરાધના માટે તપને આચરો ! કલ્પિત નહિં, શાસ્ત્રકારોએ નિરૂપણ કરેલુ છે માટે નિયાણુ પરભવની કે આ ભવના સુખની આકાંક્ષા ન હોય તેવુ તપ કરો આગમિક તપમા કર્મક્ષય સિવાય કોઇ ઈચ્છા આશંસા ન કરવી

તપની તાકાત

સમ્યકૃત્ત્વ પામવાની પહેલા બે ઘડીમા જેણે નિકાચિત પાપ કર્મ બાધ્યા હોય, એ પરિણામમા એટલી તાકાત માનવામા આવે તો ક્ષપક શ્રેણિમા તોડી નાખવાનો નિયમ રાખવો પડે એક અતર મુહૂર્ત્ત પહેલા ઘોર પાપકર્મો એક મુહૂર્ત્ત પછી મોક્ષ પામે છે ૭૦ કોડાકોડીની કર્મસ્થિતિ અતરમુહૂર્ત્તમા જે ધ્યાનના પરિણામ તોડનાર ગણીએ તેનુ જ નામ અભ્યતરતપ નિકાચિત કર્મ તોડનાર પરિણામ ધ્યાનરૂપ અભ્યતર તપ અઘાતિ તોડવા માટે છે નિકાચિત ઘાતિકર્મ નાશ કરવા માટે તપસ્યાની જરૂર છે એક બાહ્ય અને એક અભ્યતર તપ અભ્યતર તપ કર્મક્ષયનુ જબરજસ્ત સાધન, બાહ્યતપ સામાન્ય સાધન સોનૈયો કિંમતીચલણ, પૈસો તેવુ સાધન નથી, પણ પૈસા પૈસામાથી સોનૈયો મેળવાય તેમ બાહ્યતપની પ્રવૃત્તિથી અભ્યતર તપમા મજબુત થવાય બાહ્યતપ સાધન મેળવનાર હથિયાર વગરનો શૂરો સરદાર હાથ તળે છે હથિયાર વગરનો સરદાર કાર્ય કર્તા ન નિવડે કર્મ તોડનાર આત્માના પરિણામ બાહ્યતપની સામગ્રી હોય છે નાના છોકરા રીસાય છે ત્યારે ગેલે વહેતો, બે કલાક થાય, એટલે ખાવા આપો ! પરિણામ પલટ્યા, રીસ મટી ગઈ, જે તપસ્યાથી શરીરને ન કેળવે, ભૂખ-તરસ તાઢ, તાપ, વેઠવાથી કેળવે નહિં, તેવાઓ જે મનની વાતો કરે તે રદ બાતલ છે કેળવાએલુ શરીર હોય તેજ

સહન કરે ને મનની આડુ ન આવે શરીર ન કેળવ્યુ હોય ત્યા શી રીતે ચાલે ? ટાઢ તડકો ભૂખ કુદરતી આવી પડેલુ દુ ખ છે, તેમા મન સ્થિર રાખના નથી શીખ્યુ કુદરતીમા મન નહિં કેળવો તો કોઈએ દીધેલા દુ ખમા મન શી રીતે કેળવશો ? ગજસુકુમાળે સમરાને દુ ખ દેવા બોલાવ્યો ન હતો દીધેલુ દુ ખ છે હાથી પાછળ છોકરા ગાડો કહેતા એકઠા થાય છે, કુતરા ભસે તો જોવા માટે પણ ડોક ફેરવતો નથી, તેમ આત્માના પરિણામ દુ ખ વખતે ડોક કે ચહેરો પણ ન ફરે. માથા પર ધગધગતા અગારા વખતે મન ન ચમકે તેવી જુડી કલ્પના તો કરો ! જ્યા જુડી કલ્પનામા ગભરાઈ જવાય છે, ધ્રુજી જવાય ત્યા સાચા બનાવ વખતે શુ થશે ? સામાન્ય અવાજથી ઘોડો ભડકે તે તોપ વખને શું કરે ? તોપનુ વાહન ન બની શકે જે ઘોડાને તોપનુ વાહન બનાવવો હોય તેને સેકડો વખત જુડા તોપના ભડાકા કરી ટીઢો કરવો જોઈએ બાહ્ય તપથી આત્મા ટીઢો ન કરીએ તો આગળ ઉપસર્ગ વખને સ્થિર નહિં રહી શકીએ પરિણામમા ઉચા ચડો તે વખતે હાથીવત્ ડોક પણ ફેરવાય નહિં બાહ્ય તપ તૈયારી કરનાર, અભ્યતર તપ કાર્ય કરનાર જેને કાર્ય સાધવુ હોય, કર્મનો નાશ કરવો છે, તેવાને બાહ્ય ને અભ્યતર બન્ને પ્રકારના તપ જોઈશે વીરમતી રાણી હતી, છતા તપપદની અપૂર્વ આરાધના કરી ઝાડ ઉગવાથી ફળ જણાય, તેથી બીજ ગણાય કલ્પવૃક્ષનુ બીજ નાનુ હોય તેથી ઉગેલુ સર્વ ઇષ્ટ સિધ્ધ કરી દે વીરમતિએ તપપદ એવુ આરાધ્યુ કે દમયન્તિના ભવમા તપ ફળ્યુ કપાળમા તિલક સૂર્ય જેવુ ઝળહળે, ઘોર અધારામા પણ તિલક ઝગઝગે મહા-કષ્ટમા સતીપણું ટકાવ્યુ ને પ્રભાવવાળી થઈ ચમત્કારનુ મૂળ હોય તો તપપદનુ આરાધન એવી રીતે તપનુ આરાધન કર્યુ કે દમયન્તિના ભવમા પ્રભાવવાળી થઈ આ સમજી જે કોઇ નવપદ આરાધે તે આ ભવ પરભવને વિષે કલ્યાણ માગલિકમાળાને પામી મોક્ષ સુખને વિષે બિરાજમાન થશે.

ઇતિ નવપદ વ્યાખ્યાન

## શ્રી અષાડ ચાતુર્માસિક વ્યાખ્યાન.

સંવત ૧૯૮૭ અખાડ સુદિ ૧૪ વિદ્યાશાળા અમદાવાદ

प्राप्त षष्ठ गुणस्थान भवदुर्गाद्रिलङ्घनम् ।
लोकसज्ञारता न स्यामुनिर्लोकोत्तरस्थिति ॥

શાસ્ત્રકાર મહારાજા ન્યાયાચાર્ય ઉપાધ્યાજી શ્રીયશોવિજયજી મહારાજ ભવ્યજીવોના ઉપકાર માટે ૨૩મા લોકસંજ્ઞા ત્યાગ નામના અષ્ટકમા સમજાવી ગયા કે અનાદિથી આ જીવ આહારાદિ સંજ્ઞા-વાળો છે સંજ્ઞીપણામા આવ્યો ત્યા પણ લોકસંજ્ઞા હોવાથી કલ્યાણના માર્ગે આવ્યો નથી છઠ્ઠુ ગુણઠાણુ સર્વ વિરતિ-સાધુપણું પામે ત્યારે જ કલ્યાણનો રસ્તો શરૂ થાય ચોથુ ગુણસ્થાનક જો કે શ્રદ્ધામય છે, પરતુ તે ગુણઠાણે ૧૦૦ વાર ગજથી માપે, પણ તસુ પણ ફાડે નહિ તેવી સ્થિતિ છે જાણવા-માનવા છતા વિરતિમા આગળ વધી શકતો નથી દરિદ્રના મનોરથ મનમા જ રહે કુવાની છાયા કુવામા રહે, તેમ ચોથા ગુણઠાણાવાળાના મનોરથો ઉત્તમ હોય છતા વર્તનમાં મુકી શકતો નથી પાચમે દેશવિરતિ ગુણઠાણે જો કે થોડા વ્રત પચ્ચખ્ખાણ હોય છે, છતા સગવડ પ્રમાણે દુનિયાદારીમા હરકત ન આવે તે પ્રમાણે ધર્મ કરે છે

ચોમાસામા મોટા શહેરમા જ્યા ભાવિક શ્રાવક સમુદાય વસતો હોય, ત્યા આગેવાન શ્રાવકો મુનિમહારાજાઓને આગ્રહ પૂર્વક ચાતુર્માસ સ્થિરતા કરવા વિનંતિ કરી પધરામણી કરાવે છે ચાર મહિના સુધી ગુરૂમહારાજ ચતુર્માસમા વ્યાખ્યાન શ્રવણ કરાવે છે, તદુપરાંત વ્રત-પચ્ચખ્ખાણ-તપસ્યામા પ્રેરણા કરી સામુદાયિક ધર્માનુષ્ઠાનો કરાવે છે આસન્ન મુક્તિગામી આત્માઓ સાધુ સમાગમનો સારો લાભ લે છે ચિંતામણિરત્નાધિક દુર્લભ મનુષ્યભવમા એક વખતનો સાધુ સમાગમ કલ્યાણ કરનારો થાય, તો પછી નિરંતર સતત ચાર ચાર મહિના સુધી સાધુ-સેવા-ભક્તિ કરનારને જે આત્મિક લાભ થાય

છે તે અવર્ણનીય કેમ ન હોય, ધર્મ કરવાની મોસમ હોય તો અનાદી ચાતુર્માસ છે મીઝનમા જો વેપારી આળસ કરે તો બાર મહિનાની કમાણી ગુમાવે તેમ શ્રાવકને ચોમાસામા ધન કમાવા માટે મીઝન મદી હોય, પણ ધર્મધન કમાવા માટે તેજીવાળો સમય છે બીજા કાળ કરતા ચોમાસામા કરેલો ધર્મ અધિક ફળ આપે છે જેટલો સમય ધર્મમા જાય તેટલો સમય છકાયની વિરાધનાથી બચે છે પ્રથમ આજ મોટો લાભ. શ્રાવકોએ મુખ્યતાએ ચોમાસાના ચાર મહિના માટે મુસાફરી ન કરવી ચોમાસામા અનેક જીવજતુની ઉત્પત્તિ હોય જ્યા ચાલે પગ મૂકે ત્યાં જીવવિરાધના થાય શ્રાવકને શાસ્ત્રમા તપેલા લોઢાના ગોળાની ઉપમા આપી છે તપેલો લોઢાનો ગોળો જ્યા ગબડે ત્યા બાળે, તેમ શ્રાવક જ્યા પગ મૂકે કે સાસારિક કાર્ય કરે ત્યા છકાયની વિરાધના થયા સિવાય રહે નહિં માટે ચોમાસામા ખાસ કેટલાક વધારે અભિગ્રહો ધારણ કરવા અછતી વસ્તુના ત્યાગમા પણ મોટો લાભ થાય છે નહીંતર અવિરતિ પશુ માફક વિરતિના લાભથી ચૂકી જાય છે એક વખત ભોજન કરનાર પચ્ચખ્ખાણ ન લે તો એકાસણાનો લાભ ન મેળવે. ગુરૂએ આપેલા એક સામાન્ય નિયમથી વકચૂલને કેટલો લાભ તેજ ભવમા થયો ? અજાણ્યુ ફળ ન ખાવુ કોઇના ઉપર હથિયાર ઉગામતા પહેલા સાત ડગલા પાછા જવું રાજાની રાણી ન ભોગવવી કાગડાનુ માસ ન ખાવુ આવા અપ્રાસંગિક નિયમ લીધા તેના પ્રત્યક્ષ ફળ અનુભવ્યા, આપણે વ્રત-અભિગ્રહના લાભ સમજવાવાળાએ વિશેષ નિયમો ચાતુર્માસમા કરવા જોઇએ લૌકિકધર્મોમા પણ ચોમાસામા કેટલાક કાર્યો કરવાનો નિષેધ છે ચોમાસામા બે ત્રણ વખત પાણી ગાળીનેજ વાપરવું કોલસા-લાકડા વિગેરે બહુજ બારીકીથી નજર કરી પુજણીથી પ્રમાર્જના કરી અગર જે પ્રકારે કોઈ પણ ત્રસ કુથુઆદિક જીવો મરી ન જાય તેની જયણા રાખી પછીજ ઉપયોગ કરવો. જૈનોએ સાવરણી પણ કોમળ અને વાપરી જોઇએ. ઘી-તેલ-પાણી-આદિના ભાજનો

કારણ કે અંદર ઉડતા ત્રસ જીવો પડે તો તે મરી જાય. સુકવણી શાકમાં જીણા ન દેખાય તેવા કુંથુજીવો થાય છે તો ચાલે ત્યાં સુધી સુકવણીનો ઉપયોગ ન કરવો, અને કરવાની જરૂર પડે તો બરાબર નજર કરી જીવવિરાધના ન થાય તે પૂરેપૂરૂ લક્ષ રાખવું વળી પાપડ કે તેવી કોમળ વસ્તુમાં ચોમાસામાં હવા લાગવાથી અનંતકાય-સફેત ફુગ થઈ આવે છે, તો તેને હવા ન લાગે તેવી રીતે જાળવી રાખવા નહીંતર અનંતકાયની વિરાધનાનો પ્રસંગ આવી જાય શ્રાવકે કોઇ સંયોગમાં રાત્રિભોજન કરવાનું હોય જ નહિં કારણ કે રાત્રે એવા સૂક્ષ્મ અદૃશ્ય જંતુઓ ઉડે છે કે દેખી પણ શકવા મુશ્કેલ પડે. ચોમાસાના કાળમાં તો ઉડતા જંતુનો પાર જ નથી, જેથી ચોમાસામાં તો કદાપી રાત્રિભોજન ન કરવું તેનો અભિગ્રહ ગુરૂમહારાજ પાસે કરી લેવો રાત્રિભોજન કરનાર ઘણે ભાગે હલકી તિર્યંચ યોનિમાં ઉત્પન્ન થાય છે ઘુવડ કાગડા, ગીરોલી, બિલાડી, સમડી એવી તુચ્છ અને નિંદનીય ગનિમાં ઉત્પન્ન થઈ ત્યાં પણ ફેર ઘણા જ હિંસાદિક પાપ કરી નરકાદિક દુર્ગતિમાં ભવપરંપરા કરે છે અલ્પપ્રમાદથી જીવો નિરર્થક કેટલા દુર્ગતિના દુઃખો ઉભા કરે છે અભક્ષ્ય, અનંતકાય કંદમૂળ, બટાટા, આદુ, સૂરણ, કાંદા, ગાજર, રતાળુ વિગેરેમાં સોયની અણી ઉપર રહે તેટલા માત્ર કંદમૂળના અંશમાં એક શરીરમાં અનંતાનંત જીવો કેવલજ્ઞાની ભગવતોએ દેખ્યા-જાણ્યા-પ્રરૂપ્યા છે તો શ્રદ્ધાળુ કોઈ પણ જેને ક્ષણવારના સ્વાદ ખાતર તેટલા જીવોની વિરાધનાનું પાપ ન વહોરવું જીવને પાપકર્મ કરતી વખતે ખ્યાલ નથી આવતો, પણ બીજા જીવના પ્રાણો લઇએ તો આપણને એ હિંસાનું કર્મ ગમે ત્યારે પણ ઉદય આવવાનું છે દરેક પાપકર્મનો જઘન્યથી દસગુણો વિપાક ફળ તો ભોગવવો પડે તેમાં જો ખાવાપીવામાં કે ભોગવવામાં આસક્તિ-અનુમોદના-વખાણ કર્યા તો તેના ફળનો હિસાબ જ નથી કોઈ પણ પાપકાર્ય કરીને કદાપિ પણ વખાણવું નહિં પાપના વખાણ કરવાથી નિકાચિત પાપકર્મ બંધાઇ જાય ભોજન

કરતા જરૂર પુરતુજ થાળીમા લેવું એંઠુ ન છડાવુ જોઈએ મનુષ્યના એંઠા પાણી અને વધેલા ભોજનમા પંચેન્દ્રિય સમૂર્છિમ આપણા જેવા જ માત્ર આંખથી ન દેખી શકાય તેવા જીવો ઉત્પન્ન થાય છે તેના વધનુ પાપ આપણને લાગે, માટે શ્રાવકે પોતાના કુટુંબમા પાણી એંઠુ ન થાય તેવા સરંગર પાડવા પાણી પીધા પછી તે જ પ્યાલો ફેર ગોળીમા ન બોળાય તેની કાળજી રાખવા બાળકોને સરકાર પાડવા એંઠા હાથથી બીજી રસોઈ કે ખાવાની વસ્તુને ન અડકવુ ૧૪ સ્થાનકે સમૂર્છિમ મનુષ્યો-(માતાપિતાના સયોગ વગર જે ઉત્પન્ન થાય તે સમૂર્છિમ પંચેન્દ્રિય મનુષ્યો) ઉત્પન્ન થાય છે સમૂર્છિમ મનુષ્યને ઉપજવાના ચૌદ સ્થાનક ૧ વડી નિતિ (ઝાડા)મા, ૨ લઘુનિતિ (પીસાબમા), ૩ નાકના શ્લેષ્મમા, ૪ શરીરના મેલમા, ૫ કાનના મેલમા, ૬ ઉલટીમા ૭ પિત્તમા ૮ પરૂમા, ૯ લોહીમા, ૧૦ શુક્ર-વીર્યમા ૧૧ મરેલા કલેવરમા, ૧૨ સ્ત્રી પુરૂષના મૈથુનમા, ૧૩ નગરની ખાઈમા, ૧૪ સર્વ અશુચિ સ્થાનમા એટલે એંઠુ પાણી-ભોજન, બળખા, શુક આખનો મેલ વિ. વિવેકપૂર્વક કાળજી રાખવામા આવે તો સમૂર્છિમ જીવોની વિરાધનાથી બચી શકે છે કાચુ દૂધ કે દહીં સાથે કઠોળ ભેગુ કરી ન ખાવા કે વાપરવા, તેમા બેઈન્દ્રિયાદિક જીવો તરત જ ઉત્પન્ન થાય છે માટે જિનેશ્વરપ્રભુના વચનમા શ્રદ્ધાળુ એવા શ્રાવકવર્ગે જયણાએ તેમજ ગુરૂમહારાજ જે નિયમો લેવા માટે ઉપદેશ આપે તે જરૂરી નિયમો-અભિગ્રહો-વ્રત-પચ્ચક્ખાણનો વિરતિનો સ્વીકાર કરે વિરતિ કરવાથી મહાલાભ થાય છે અવિરતિથી પાપ ન કરવા છતા પણ પાપકર્મ બધાય છે એકેન્દ્રિયાદિ જીવોને તેવા પાપ ન કરવા છતા અવિરતિ હોવાથી પાપકર્મ બધાયા કરે છે મન-વચન-કાયાથી અવિરતિનુ પાપ તમને વધારે બધાય દાન-શીલ-તપસ્યા ઓછાવત્તા પ્રમાણમા બને, તે કદાચ પરાધીન વસ્તુ છે, પણ આ પાપો જીવ વિરાધનાના ટાળવા તે તો સ્વાધીન તાની વાત છે ચોમાસાના કાળમા જો આ લક્ષ્ય બીજા કાળ કરતા આ અષાઢ ચોમાસાના કાળમા વધારે

આષાઢ ચાતુર્માસી પર્વની માન્યતાના કારણો

જગતમા સામાન્ય રીતે સર્વ આર્યલોકો કાર્તિકી, ફાલ્ગુની અને આષાઢી એમ ત્રણ ચોમાસીઓ માનેજ છે, અને જૈનજનતામા પણ જે શાસ્ત્રો મનાએલા છે, તેમાં પણ અસલથી કાર્તિકી વિગેરે ત્રણ ચોમાસીઓ મનાએલી છે, છતા પણ સર્વ આર્યપ્રજા અને સામાન્ય રીતે જૈનજનતા કાર્તિકથી અને ફાલ્ગુનથીજ શરૂ થતા ચોમાસાને ધર્મશાસ્ત્રની દૃષ્ટિએ તથા જ્યોતિષશાસ્ત્રની દૃષ્ટિએ ચોમાસા માને છે, છતા તે કાર્તિક મહિને અને ફાલ્ગુન મહિને ચોમાસા બેઠા એમ બોલવાનો વ્યવહાર કરતા નથી, પણ આષાઢ મહિનાની ચોમાસાની વખતે વરસાદની શરૂઆત થાય ત્યારેજ સર્વ આર્યલોકો અને સામાન્ય જૈનજનતા ચોમાસુ બેઠુ એમ વ્યવહાર કરે છે જો કે ચોમાસા શબ્દના અર્થથી વિચારીએ તો ચાર માસના સમૂહને ચોમાસી કહેવાય અને તેથી કાર્તિક અને ફાલ્ગુને પણ ચોમાસુ બેઠુ એમ કહેવામા ચોમાસીશબ્દના અર્થની કોઈ પ્રકારે સ્ખલના થતી નથી. છતા આષાઢ મહિને ચોમાસું બેઠુ, એમ જે વ્યવહાર પ્રવર્તેલો છે, તે ચોમાસીશબ્દના અર્થની અપેક્ષાએ નથી, પણ ત્રણે ચોમાસામા આષાઢ ચોમાસુજ દુનિયાદારી અને ધાર્મિક દૃષ્ટિએ તત્ત્વરૂપ હોઈ આષાઢ માસમાજ ચોમાસાનો વ્યવહાર કરવામા આવે છે, કોઈ પણ જિજ્ઞાસુ કોઇ પણ મુનિમહારાજ વિગેરેને પ્રશ્ન કરે છે ત્યારે પણ એમજ કહે છે કે આપ ચોમાસું કયા કરવાના છો? અથવા ગયે વર્ષે કયા ચોમાસુ કર્યું હતુ? અને વિનતિ કરવા તરીકે પણ જ્યારે અમારે ત્યા ચોમાસું પધારો એમ કહે છે ત્યારે તે સર્વમા આષાઢી ચોમાસીનુ જ લક્ષ્ય હોય છે, અને ઉત્તર દેનાર મુનિમહારાજ પણ તે આષાઢના ચોમાસાના વર્ષથીજ તેના ઉત્તરો અને વિનતિનો સ્વીકાર કરે છે આ બધી વસ્તુને વિચારનારો મનુષ્ય સ્પષ્ટપણે સમજી શકશે કે આવા આષાઢના ચોમાસાનેજ ચોમાસી કહેવાના વ્યવહારમા તે આષાઢ ચોમાસીના તાત્ત્વિકપણાની લૌકિક અને લોકોત્તર દૃષ્ટિએ છાયા છે તેમાં

શી રીતે ઊપાડે છે? તમે જીવતત્ત્વ એકલા ત્રસકાયમા વર્તન અપેક્ષાએ માન્યુ બાકીના પાચ સ્થાવરમા શુ જીવ નથી એમ કહી શકો છો? છ કાયની શ્રદ્ધા કેવી રીતે કરી, જ્યારે હિંસામા પાપ માનો છો તો પાપથી ડરો છો કે નહીં? જો ડરો છો તો પછી માટી ઉપર કોદાળો કેમ ઉપાડો છો? ઘર કેમ બધાવો છો? તો કે પાપ તો માનીએ છીએ, પાપ માનો તો પાપ-ભીરૂ કયા રહ્યા? એમ તો પાપમા ભીરૂ છીએ પણ અમારી સગવડતામા ખામી ન આવે તેવી રીતે વિરતિ કરીએ છીએ અમે પાપથી ડરવાવાળા તો છીએ, સમ્યક્ત્વવાળાને દર્શન મોહનીય અસ્યુ છે, તેથી તત્ત્વની પ્રતીતિ–શ્રદ્ધા થઈ છે જો કે અપ્રત્યા ખ્યાનાવરણીયનો ઉદય હોવાથી મારી સાસારિક સગવડ સાચવીને ધર્મ કરવો પણ મારે અગવડતા વેઠીને ધર્મ કરવો નથી સ્થાવર જીવોની દયાના તો પચ્ચક્ખાણ નહીં કરૂ, હાલતા ચાલતા ત્રસ જીવની દયા કરૂ છુ, કામ કરતા મરી જાય તો પણ તે કામ છોડવુ નથી, ત્રસની દયા પણ ત્યા રહેતી નથી અગ્નિ સળગાવ્યા વગર મારે ચાલે નહીં, પચ્ચક્ખાણ તો એવુ જોઈએ કે ચાલી શકે, કોઈ મારવા આવ્યો તો મારાથી સહન થાય તેમ નથી અપરાધી ન હોય તો ન મારૂ, પણ મારી દુનિયાની સ્થિતિ અખડિત રહેવી જોઈએ, મારા મનના આશયો પણ અખડિત રહેવા જોઈએ એ બધી મારે છૂટ, તેના પચ્ચક્ખાણ નહીં, અપરાધીને મારવાના પચ્ચક્ખાણ નહીં કરીશ, જેમા હુ ટકી શકુ એવા મારે પચ્ચ-ક્ખાણ કરવા છે કહો કેટલી સગવડતા જોઈએ છે? જેમ શરીરને આમવાયુ હેરાન કરે છે, તેમ આ આત્માને પણ આમવાયુ થાય છે, ત્યારે નિરપેક્ષના પચ્ચક્ખાણ અને સાપેક્ષની છૂટ રાખવી છે નિરપરાધીને જાણી જોઈને મારવાનો પ્રસગ આવે તો ન મારૂ, સગવડતાની કેટલી સીડીઓ ગોઠવી, આવી રીતે ધર્મના રસ્તે ચડવાનુ પરમ ધ્યેય કયુ? દુનિયા જાળવીને ધર્મ કરવો તે દુનિયાદારીએ પ્રથમ ધ્યેય થયુ બીજા આનુવનમા જુઠને પાપ માનવું છે એક પણ જુઠ નાનુ કે મોટુ પાપ વગરનુ નથી એમ

માનવુ છે સમ્યક્ત્વ થયુ એટલે માનવુ તો બરોબર પડશે. અત કરણથી પાપ માન્યુ છતા મારે જુઠ વગર ચાલે કેમ ? એ વારવાર લક્ષ્ય દેવાય શી રીતે ? મોટા પાપના કારણ જુઠ તેને છોડીએ, નાના જુઠની છુટી એટલે શું થાય ? સગવડ પ્રમાણે ધર્મ કરવાનો, ચોરી, જુઠ, બ્રહ્મચર્ય પરિગ્રહના પચ્ચક્ખાણમા પોતાની સગવડ કરી લીધી, સર્વથા જુઠ ન છોડાય માટે મોટા જુઠ પણ કા ન છોડો ?

પાપ બીરૂતાં જાગી નથી.

પરદેશીસ્ત્રીને અગે પાપ નથી માનતા ? માનો છો પણ સગવડ પુરતી જ પરદેશી ત્યાગ કરવી છે લેપાયા એટલા લેપાયા, પણ હવે અધિક ન લેપાઇએ. જેને બારમાર ક્રોડ સોનૈયા હતા, તેઓએ છ ક્રોડ ઉપર કોડી રાખવી નહીં આવા પ્રકારના પચ્ચક્ખાણ કર્યાં નવુ ઉપાર્જન ન કરવુ બાકીની બધી રિદ્ધિ વોસિરાવી દીધી.

કેટલાક મહાનુભાવ શ્રાવકો કહે છે કે ખેતર રાખે તેમા અડચણ શી ? આણંદ શ્રાવકને કેટલી બધી જમીન હતી ? એ જમીન જે વખતે એકઠી કરી તે વખતે સમ્યક્ત્વ પામ્યા ન હતા મહાવીર પ્રભુની દેશના સાભળી ન હતી, તે વખતની વાતને ધર્મી થયા પછી લાવીને ગોઠવી દીધી અજ્ઞાનપણામા બનેલા દૃષ્ટાંતો એ કોઈ દિવસ પણ આલબન લાયક હોતા નથી ચાર ક્રોડનો માલિક તેનાથી અધિકના પચ્ચક્ખાણ કરે એ કઇ સ્થિતિએ વિરતિ કરે ? એ વિચાર પરિગ્રહધારીએ કરવો આરભમા શૂરાઓને કદી પણ પચ્ચક્ખાણ કરવાનો વિચાર થતો નથી પરિગ્રહનુ પાપ પણ હજુ રૂવાડે રૂવાડે લાગ્યુ નથી, કારણ કે અધિકનુ માર્જન કેમ રખાય ? પાસે પાચ રૂપિયા હોય ત્યારે ક્રોડનો અભિનય કરે તેમા પાપભીરૂપણુ કયા રહ્યુ ? ખરેખર હજુ પણ પરિગ્રહથી જીવડો ડર્યો જ નથી આ જીવને વિદ્યમાન પણ પરિગ્રહ શલ્યમાફક પીડા કરે, તો પછી નવો પરિગ્રહ આવે એ ગમે કેમ ? [illegible] આવડપથી ધર્મી છીએ, આ કોને

માટે કહુ છુ ? જે લોકો પરિગ્રહનુ પરિમાણુ બિલકુલ કરતા નથી, તેનાથી તો આ સારા છે જેઓ પચ્ચક્ખાણુ નથી કરતા તેઓની તો વાત છોડો 'असमर्थो गृहारम्भे समर्थो गृहभजने' મારે પચ્ચ-ક્ખાણુ કરવુ નથી પણુ બીજો કરે છે, તેને તોડવા છે, વાદરાપણું કરવા માગે છે જેવી રીતે વાદરો ઘર કે માળો કરે નહીં અને બીજાએ માળા-ઘર કર્યા હોય તેને ભાગી નાખે, તેવી રીતે વ્રતધારી કોઈ અજ્ઞાની કદાપિ કોઈ દોષ સેવે તેને ઉતારી પાડે છે પણુ તુ તો જ્ઞાની છે, અને કેમ બીલકુલ કાઇ પણુ વ્રત નથી કરતો ? બોલવાનો અધિકાર તેને છે કે જેઓ પોતે કાઇ પણુ સારૂ વ્રત પચ્ચખ્ખાણુ કરી બતાવે, સુગરીપક્ષીને ઠપકારવી હતી કઇ કરવુ હતુ નહિ ? કરવુ નહિ અને શીખામણુ દેનારને ઠપકારવા જાય તે કઈ ગણુતરીમા ? વાદરાની ગણુતરીમા પોતે કરીને પછી જ સુચના કરો તો બોલવુ શોભે થોડુ પણુ તમારુ ધર્માચરણુ નાશ કરવુ છે માટે તેઓથી દૂર રહેજો ? જેઓ પોતે ધર્માચરણુ કરવાવાળા નથી માત્ર ધર્મ કરનારની ટીકા કરવી છે તમો કલ્યાણુને માટે કરો છો, તે બરોબર કરશો તો કલ્યાણુ જ થશે

થોડી મમતાનુ મહાપરિણુામ

ગચ્છના ધોરી, શ્રુતના પારગામી ઘણુા શિષ્યોના ગુરૂ આચાર્ય છતા પણુ આસન સારુ જોઇએ શાતાગારવમા ઉતરી ગયા આવી સ્થિતિમા આટલી નજીવી કુટેવથી બીજા ભવમા અનાર્ય દેશમા ઉત્પન્ન થયા અને હાથ પગ લ બાઈ ગયા ચાલી શકાતુ નથી. પૂર્વભવના અવધિજ્ઞાનવાળા છ મહિના ઉપવાસ કરવાની તાકાતવાળા એમના ચેલા અનાર્ય દેશમા જઈને પ્રતિબોધ કરી અહીં યુક્તિથી લાવ્યા આચાર્ય જેવાની પણુ શાતાગારવની કુટેવ આ દશા કરે, તો આપણી શુ દશા ? વિધિવાળાએ ધ્યાન રાખવાની જરૂર છે. મૂળવિધિએ વર્તમાન પરિગ્રહથી વધારે કઈ પણુ પરિગ્રહ રાખવો ન જોઇએ એ પણુ સગવડિયો પથ છે, હજારો માણુસો પાસે લહેણુા છે તે કેમ છોડી દઉ ? મારી પાસે છે એમાથી પૈસા ખસેડવા ન પડે, એવો સગવડિયો પથ જોઇએ છે

**ચોમાસામાં લીલફૂગની બેદરકારીથી વિરાધના**

ચોમાસાનો ટાઇમ છે, જગો જગોપર લીલફૂલ-વનસ્પતિ સમૂર્છિમ ત્રસજીવો ઉત્પન્ન થઈ જવાના, તેનો ઉપાય કર્યો ? ચાર પૈસાનો ચુનો લગાવી દીધો હોત તો લીલફૂગ ન લાગત. ઉપયોગની ખામી તેથી લીલફૂગ થઈ, ચીકટવાળા-થાભલા-ઠામ ભીંત-ઉપર ચુનો લગાડયો ? ખરચ હીસાબમાં નથી, મહેનત હીસાબમાં નથી, પણ આ જીવમાં તે સમજણ આવી નથી શું તમારી જિંદગીમાં પહેલું ચોમાસું છે ? વરસો વરસ લીલ અનંત-કાયને દેખો છો, અનંતકાય ભક્ષણના પચ્ચક્ખાણ પણ કરો છો, શા માટે ? કંદમૂળ કડવા લાગે છે તે માટે કરો છો ? અનંતા જીવોની વિરાધના થાય તેથી દુર્ગતિ થાય તેથી બચવા માટે, ચોમાસામાં પાપડ વિગેરેમાં લીલફૂલ થાય પછી તેને લુછી નાખો છો તેનું કારણ શું ? તમારા ઘરમાં ઘી તેલની બરણીઓ ઉપર અનંતકાય મરે તેની વિરાધના ટાળી ? પછી સનવડિયા પદ સિવાય બીજું કયું નામ દેવું ? આમાં સનવડતામાં ખામી આવતી નથીને ? પોતાના ઘર આગળ લીલફૂલ થાય છે વાત એક જ, ચોમાસું આવ્યું એનો અર્થ એજ કરે કે આ સાધુઓ ચાર મહિના સુધી સ્થિર રહેશે, બીજું કઈ નહિ, અષાડ ચોમાસામાં મારે શું કરવાનું છે, એવું જે લક્ષ્ય પહોચવું જોઇએ તે તો પહોચ્યું જ નથી, ચોમાસાના અંગે ખાંડવું-દળવું-પીલવું-પીસવું-લીંપવું વિગેરે આરંભ કાર્યો બંધ કરવા જોઈએ ઉપાશ્રયમાં કે દહેરાસરમાં જઇએ ત્યારે કંઇક ધર્મ કરવાનું મન થાય છે

**દહેરાસર-ઉપાશ્રયના ધર્મી**

આપણે-દહેરાસર ઉપાશ્રયે જઈએ એટલે ધર્મની બુદ્ધિ થાય અને ત્યાંથી નિકળ્યા એટલે ખંખેરી નાખીયે આ આત્મા જો ધર્મમાં રંગાયેલો હોય તો ચાહે દહેરાસર કે ઉપાશ્રયે કે ઘેર હોય તો ધર્મની લેશ્યા કેમ ન આવે ? કેવળ ઉપાશ્રયના જ આપણે ધ[illegible]વહાર માટે હતા એવાને એવા જ નિશાળ

છોકરો જવાબ આપે અને ઘેર ઉત્તર ન આપે, એ છોકરાને આપણે ભણેલો ગણુવો કે ઠોઠ ગણુવો? તેવી રીતે, આ આત્મા પણુ ઉપાશ્રયમા ધર્મ કરે અને બહાર નીકળે એટલે કાઈ પણુ ધર્મની લેશ્યા નહિં, ચાર મહિના ચોમાસામા ભાગતા ચોરની લ ગોટી એવી રીતે તમો સાધુપણુામાં ન આવો, દેશવિરતિમા પણુ ન આવો તો કઈક ચોમાસામા તો આરંભ પરિગ્રહ ઓછો કરો!

કૃષ્ણુ મહારાજા ચોથે ગુણુઠાણે છે એ ભલે કર્મવશાત પચ્ચકૃખાણુ ન કરી શકયા, પણુ દયા કેટલી પરિણમી હશે તે વિચારો? જેઓએ એટલી ઋદ્ધિ સમૃદ્ધિમા એટલા બધા રાજ્યના આડબરમા, પોતે અગિયારસથી રાજ્યનો દરબાર ભરવો નહિં, ત્રણુ ખડના માલિકને ચોમાસામા રાજ્ય દરબાર ભરવો જીવ વિરાધના થવાથી કેટલો આકરો પડયો હશે? કહો કેવી દયાની પરિણુતિ હશે! દરબાર ભરવો બધ એટલે રાજ્યની આખી વ્યવસ્થા બધ, જેને દયાની ખાતર રાજ્ય દરબાર ચારે મહિના બધ કર્યો, તેથી દુનિયામા દેવપોઢી અગિયારસ કહેવાય છે સામાન્ય રાજાના બે નિયમ, કાતો જનાનામા પોઢવાનો, ને કાતો દરબારમા બેસવુ, એટલે દરબાર બધ થયો દુનિયા પોઢી ગયા એમ કહેવા લાગી. ધ્યાન રાખજો! તેથી મિથ્યાત્વીની સ્થિતિ પણુ આ જગો પર સમજી શકો છો એ લોકો શું એમ માને છે કે દેવ સુઈ ગયા? ત્યારે તેમના દેવ કુભકરણુના ભાઈ હતા? ત્યારે આવા દેવને તમો દેવ માનો છો? કૃષ્ણુજી કાઈ ઉઘી ગયા નથી. આ સાચુ તત્ત્વ એ લોકોથી બોલ્યુ જાય નહીં, કારણુકે એ લોકો પાણીના કીડા છે નાવુ ધોવુ એમા જ ધર્મ માને છે હિંસાને લીધે દર બાર બધ રાખ્યો એમ માને તો કેટલુ બધુ શોષવુ પડે

### જૈનોની દયા નીંદનારા જુઠા છે

તમો ઘણી વખત સાભળી ચુકયા છો કે જૈનોની દયાએ જ હિન્દુસ્તાન ગુમાવ્યુ છે હવે આ જગો પર એક વાત ધ્યાનમા લેજો! લુચ્ચા છોકરાઓ જ્યારે એક ચીજ ફોડી નાખે ત્યારે

તે છોકરાઓ બીજાનું નામ દઈ દે આ લુચ્ચા છોકરાને શોભે પણ મોટાઓને ન શોભે. મોટાઓ સાવચેતીથી જ ચાલે, કદાચ ભૂલ થઈ જાય તો, પહેલેથી જ કહી દે કે મારાથી આ ભૂલ થઇ છે દુર્જન ગુનાથી ડરે નહી, અને ગુનો કરે તો પણ બીજાના ઉપર ઢોળે, મહાવીરમહારાજાના સમયમા શ્રેણિક કોણિક બીજે નબરે, સપ્રતિ મહારાજા ત્રીજે નબરે, કુમારપાળ ચોથે નબરે, જૈન ધર્મના રાજાઓ થઇ ગયા એ વખતે રાજ્ય વધ્યુ છે કે ઘટયુ છે? શ્રેણિક અને કોણિકના વખતમા આખો આર્યદેશ–માલવા–સિંધ વિગેરે દેશો તાબામા લેવાયા હતા. મહારાજા કુમારપાળ વખતે કુરૂદેશ, મુલતાન વિગેરે તાબામા લેવામા આવ્યા હતા જૈનના કયા વખતમા મ્લેચ્છનુ આવવાનુ થયુ? પૃથ્વીરાજ ચૌહાણ અને જયચદરાઠોડના વખતમા જ મ્લેચ્છોનુ આવવાનુ થયુ પૃથ્વીરાજ અને જયચદ રાઠોડના હાથમાથી હિન્દનુ રાજ્ય ગયુ શું પૃથ્વીરાજ અને જયચદ રાઠોડ જૈન હતા? તેનાથી રાજ્ય ગયુ તો પછી જૈનના નામો ખોટી રીતે વગોવવા છે તે શીવાય બીજુ શું! જયચદરાઠોડ અને પૃથ્વીરાજ ચૌહાણનુ એ વખતે રાજ્ય કયા નિમિત્તે ગયુ? વિષયઅભિલાષા માટે ગયુ છે

અનવરિયા પથમા પણ રહેતા નથી.

વિષયને તોડનાર જૈન ધર્મ છે, અને તમારો જ ધર્મ વિષયાનદી છે પરમાનદ વિષયમા મનાય છે જૈનધર્મની વિરૂદ્ધ એવી રાજ્ય નીતિ છે એના બોતાણે જૈનોની હલકાશ કરે છે રાજ્ય રહેવુ અગર તો જવુ અગર નાશ પામવું, એને શ્રેયસ્કર જણ્યુ કોણે? આરભ પરિગ્રહમા લીન હોય એણે જ! આ બધી વિચારણા કોને હોય? જેઓ આત્માને સમજનારા હોય એને જૈનધર્મમા પરિગ્રહ બાબતની અભિલાષા હોતી નથી, પ્રભુને આપણે અવ્રતી માનીએ છીએ, એ મહાપુરૂષ ચોમાસાના ચારે મહિના દરબાર બધ રાખે તો આપણે શું કયુ? તમે ચોમાસામા પણ સાવચેત થાવ અને દયા તરફ લક્ષ્ય રાખો! જુઠું ન બોલો

પાચે અણુવ્રતો, બારે વ્રતો વધારે ન બને તો ચોમાસા પુરતા પણ સ્વીકારો! ચક્રવર્તીને ધર્મનુ બંધન પાલવે, વાસુદેવને બંધન પાલવે, પણ તમારા આત્માને વિરતિનુ બંધન પાલવતુ નથી ચોમાસુ એેઠુ છતા કાઈ પણ બંધણીમા આવ્યા? અમે તો સાભળવા માટે આવ્યા છીએ, ઘેરથી ટ્રસ્ટ-નિશ્ચય કરીને આવ્યા છીએ ઘેરથી વખાણ સાભળવા માટે નક્કી કરીનેઆવ્યા છીએ,અમે અનલકરવાની વાત રાખી જ નથી. છતા કરીએ તો અમારુ બંધારણ ખોટુ ઠરે! આવી ધારણા ન હોય તો, ત્રણખંડનો માલિક દરબાર બધ કરે અને તમો આરંભ બધ ન કરો તો સગવડિયા પથમાથી નીચે ઉતર્યા, ચાર મહિના બધ કરવુ એમા કઈ અગવડ આવે છે? સગવડ માટે ધર્મને ધક્કો નથી માર્યો? સંસારની સગવડ માટે ધર્મને ધક્કો માર્યો જ છે, સગવડ રાખીને પણ ચોમાસામા ધર્મ કરી શકો છો, તે પણ તમારે કરવો નથી, રવિવારે રજા મળે છે, તે દિવસે પૌષધ કરો તે પણ સગવડ છે, છતા ધર્મ કરવો નથી પાચમા ગુણઠાણામા માત્ર સગવડિયો પંથ પકડયો છે પણ અંદર ધર્મ પરિણમ્યો નથી જ્યા સુધી છઠ્ઠુ ગુણઠાણુ આવ્યુ નથી, ત્યા સુધી સગવડિયા પંથમા જ રહેવાનુ છે કલ્યાણના રસ્તાની સડક ત્યારે જ કહેવાય કે તમે એ દશામા જ્યારે આવો કે મારૂ પરમધ્યેય આત્મકલ્યાણ આત્મકલ્યાણને પરમ ધ્યેય ગણીને જ્યારે તમો ચાલવા માડશો ત્યારથી જ સડક શરૂ થશે કલ્યાણની પાછળ ગાડા થશો તોજ કલ્યાણ થશે. હુ તો કલ્યાણની પાછળ છુ દુનિયા બધી સુખ સગવડ પાછળ ગાડી છે જેમ પજુસણમા સાભળો છો કે વીરાશાલવીએ પોતાની સ્ત્રીની પાછળ વનમાળામય જગત બનાવ્યુ હતુ તેમ આત્માને કલ્યાણમય બનાવીશ ત્યારે જ કલ્યાણને રસ્તે ચડીશ. હવે એ ક્યારે બનવાનુ છે?

"ધર્મઘેલા કહેનાર ધર્મ વિમુખ છે

ધર્મવિમુખ લોકો કહે છે કે ધર્મઘેલા, તો તેમને કહે જો કે

ધનમાન્ય, ભાઈ! એટલુ સારૂ છે કે હમે પાપઘેલા થયા નથી ઈચ્છીએ છીએ કે ધર્મઘેલા થઈએ પણ હજુ ધર્મ સિવાય બીજી બધી વસ્તુને ઠોકરે મારીએ એવી રીતે અમે ધર્મઘેલા થયા નથી, ઘેલાઓમા જે વાતનુ રટન થઈ જાય તે વાત સિવાય તે બીજામા લક્ષ્ય રાખતો નથી એવુ અમે ઈચ્છીએ છીએ. એ તમને ધર્મઘેલા ક્યારે કહે છે? એ પાપઘેલા થયા છે ત્યારે તમો અકલ્યાણના માર્ગથી ખસો, વિષયોથી ખસો, અને કલ્યાણ માર્ગ પકડો ત્યારે તમને કલ્યાણઘેલા કહેવાય. એ તો ધર્મિષ્ટોને અવળે રસ્તે ઉતારવાને માટે શબ્દ ગોઠવેલો છે કાઠિયાવાડના છોકરાએ પોતાના હાથે ફેંટો ફાડયો, તેમ તમે ન ફાડશો ધર્મ ઘેલા શબ્દ સાભળી તમે ધર્મ ન છોડશો જિનેશ્વર મહારાજનૂ પવિત્ર શાસન પામ્યા છો તે દુર્જનો તમારા ધર્મને છોડાવશે, માર્ગે ચડેલાને પાડશે અને તમે પડશો એટલે તાળીઓ પાડશે. હાડકા સુધી ધર્મપ્રેમથી રગાઈ ગયા હોય એ સમ્યક્ત્વનુ ધર્મનુ લક્ષણ છે

કોઈ પણ પ્રકારે પાચ આશ્રવનો ત્યાગ કરવા લાયક

કોઈ પણ ઈચ્છાએ પાચ આશ્રવનો ત્યાગ કરનારો થાય તો તે પૂજ્ય પદીમા છે કોઇ પણ કારણથી ખૂન કરનારો ખૂન કર તો રોકાઈ ગયો તો ફાસીથી બચ્યો કોઈ પણ પ્રકારે આશ્રવથી હઠી ગયો તો ઉત્તમ મતિવાળો એ તો ચોક્કસ આ જીવ રાજ્યની ઈચ્છાએ સ્ત્રી–દેવવિમાન-ઋદ્ધિ સમૃદ્ધિ કોઇ પણ ઈચ્છાએ સાધુ થયો તેનુ ફળ પણ મળ્યુ તો પણ તે સારૂ છે તાપનો પણ સદ્ગતિ પાની ગયા છે ગુણસેન રાજાના પજામાથી છુટવા માટે અગ્નિશર્મા તાપસ થયો આવી રીતે દેવલોક મળવાની ઈચ્છાથી થએલો તાપસ પાચમા દેવલોક સુધી જાય છે, તો પછી જૈનક્રિયા કરનારા કેમ ચડિયાતી સ્થિતિ ન પામે? તમારા છોકરાને દવા શી રીતે પીવરાવો છો? તે પીધેલી દવા શરીરને ફાયદો કરે છે તો આ આત્માનો કર્મરોગ મટાડનાર ફાયદો કરનાર માર્ગ વિરતિ મને ફાયદો કેમ નહિં કરે? સમ્યક્ત્વ બે ઘડી આવે ? હમેશા મિથ્યાત્વ

રહે એ બેમા કાઈ ફરક દેખો છો? અખડ ચારિત્રની ભાવના વાળા ઉત્તમ છે, પણ ઉપલા બેમા કહો કે અતરમુહર્ત સમ્યક્ત્વ પામ્યો, જાવજ્જીવ કેવલી એ કહેલો ધર્મ માન્યો છતા કર્મયોગે કરેલી પ્રતિજ્ઞા કદાચ તૂટી જાય, પણ પ્રતિજ્ઞા નહિ કરવાવાળા કરતા ઘણા સારા છે પ્રતિજ્ઞા તૂટવાને અગે જે બળાપો-પસ્તાવો કરે છે તેની આલોયણા લે છે આ અર્ધપુદ્ગલપરાવર્તનમા જરૂર મોક્ષે જશે! એનો એકડો લખાઇ ગયો, પણ પેલાના મીંડાનો હજુ એકડો વળ્યો નથી મીંડુ કાયમ રહ્યુ છે

પતિતદશામાએ ત્રણ સ્થાન છોડી દેવા

કાયાથી પ્રતિજ્ઞા સાચવે તો પછી મન ઠેકાણે આવી જાય, તેને પુરૂષોત્તમ કહેવાય આ વાત ઉડી શાસ્ત્રમા લેવા જવાની નથી ચતુર્થવ્રતધારી સચિત્તત્યાગી શ્રાવકને દશવૈકાલિક સૂત્રના ચાર અધ્યયન ભણવાની છુટ છે રહનેમિ રાજીમતીને દેખી પોતે મનથી પરિણામથી પડયા હતા, અને રાજીમતીને પાડવા તૈયાર થયા હતા. પ્રથમ મનુષ્ય પડવાથી શરમાતો હોય તો બીજાને પાડવા તૈયાર ન થાય, પછાડીયુ ખાતા આવડવું જોઈએ નહીં તો રાહના અવતારથી પણ ભુડા! જેને પછાડીયુ ખાતા ન આવડે, તેના હાડકા ભાગી જાય પતિત થતા આવડવું જોઈએ, પતિતનો પણ વિધિ છે, શાસ્ત્રકાર કહે છે કે પહેલા પોતાની પ્રતિજ્ઞાના પરિણામ સાચવવા વિહાર કરવો વિગઈ ત્યાગકરવી, તપસ્યા કરવી, છતા પતિતજ થવાનુ હોય તો તેણે ત્રણ જગા છોડી દેવી ભૂતકાળની વિહાર ભૂમિ જન્મ અને દીક્ષાનુ સ્થાન, આ જગ્યા છોડીને રહે

ક્ષમાના પાચ પ્રકાર

જગતમા થતા દુખો કયા કારણથી થયા, એ કોઈ દહાડો વિચારતા નથી શાસ્ત્રકારો કહે છે કે વિપાકક્ષમા એ મિથ્યાત્વીને પણ હોય ક્ષમાના પાચ પ્રકાર-ઉપકાર, અપકાર, વિપાક આજ્ઞા અને ધર્મક્ષમા. 'ખંતિમદ્દવ'૦ દસ પ્રકારના શ્રમણધર્મમા પહેલી ક્ષમા કેમ? ચાર કષાયોમા પહેલો ક્રોધ ગણ્યો છે, ક્રોધની

શાન્તિનુ કારણ ક્ષાંતિ-ક્ષમા છે. તેથી પહેલી ક્ષમા કહી. સર્વે કષાયોમા આગેવાન લોભ ગણાય છે, લોભ આધીન આત્મા લગાર સુખ પામતો નથી. અભિમાનથી એક વિનયગુણ નાશ પામે છે 'સર્વગુણવિનાશીલોભ' પણ લોભથી સર્વગુણો નાશ પામે છે શ્રેણીએ ચઢે તે વખતે આત્મા પહેલો ક્ષય ક્રોધનો કરે, પછી માન, પછી માયા અને પછી લોભનો ક્ષય કરે. શ્રેણીમા જે પ્રમાણે ક્ષય થાય છે તે અનુક્રમ અહીં લીધો છે અનુભવની રીતિમા ક્રોધ વગીર વાતના ઉત્પન્ન થવાનો, માન બીજાના કારણથી થાય. માયા ત્રીજાના કારણથી થાય, બીજા મનુષ્યની ચીજ ઉડાવી લેવાનો લોભ થાય ત્યારે પારકી વસ્તુ ઉઠાવી લેવાની ઈચ્છા થાય ત્રીજો મનુષ્ય અને ત્રીજી વસ્તુ માયા-પ્રપચનુ સ્થાન છે લોભ એ પણ ત્રીજી વસ્તુના અંગે થાય છે ક્રોધ સિવાય બાકીના કષાયો વધારે સાધનની અપેક્ષા રાખે છે પણ ક્રોધ સાધનની અપેક્ષા રાખતો નથી, બચપણથી મોટા થયા. પહેલી ઉત્પત્તિ કોની થાય? નાના છોકરાને અભિમાન ન થાય, માયા ન થાય, પણ ચૂટી ભરીએ તો ક્રોધ સહેજે થઈ જાય છે આ કારણથી પહેલા ક્ષાન્તિ કહેવી પડે, ક્ષમાના પાચ પ્રકારમા પહેલી ઉપકાર ક્ષમા, આપણા શેઠ છે, ધનથી કુટુબથી શરીરથી ફાયદો-હિત કરનારા છે, તેને કઈ પણ વચન કડવુ ન કહેવાય. એક વખત ક્રોધ આવ્યો હોય પણ મુખની બહાર ક્રોધના શબ્દો ન આવવા દેવા આનુ નામ ઉપકારક્ષમા ક્રોધ આવ્યા છતા ક્રોધનુ ફળ ન બેઠુ, તે ક્રોધ ન થયા જેવો જ ગણવો

જૈનશાસન એકલા મનને એકલા વચનને કે એકલી કાયાને કર્મનુ કારણ માનતુ નથી જો એકલુ મન જ કર્મનુ કારણ છે, તો પચ્ચક્ખાણના ૪૯ ભાગાની જરૂર નથી પચ્ચક્ખાણ કોના કરવા? કર્મબધના કારણના કે કર્મ રોકવાના કારણના પચ્ચક્ખાણ કરવા? સવરનિષેધના પચ્ચક્ખાણ ન હોય પણ

અ ... હોય કર્મબધના કારણના પચ્ચક્ખાણો ...

... ોયા ત્રણથી પચ્ચક્ખાણની જરૂર

મનથી કર્મબધ હોય તો ત્રણ પદ કેમ બોલો છો ? 'મણેણ વાયાએ કાયણં' શા માટે ? જેઓ એકલા મન ઉપર જવાવાળા છે, તેઓને ત્રણ જોગ માનવાની જરૂર નથી કારણ કે કાયા એ મનને આધીન છે, વચન પણ મનને આધીન છે. આવુ જૈનશાસ્ત્ર માનનારો કહી નહીં શકે સજ્જડ પાપનુ કારણ હોય તો કાયા કહેવાય છે મનને તમો કાયા કેમ કહો છો ? ઉંડા ઉતરશો તો તમને માલમ પડશે મન પેદા કરે છે કોણ ? કાયા મનને પેદા કરનારી ચીજ કે મન કાયાને કરનારી ચીજ ? આ બેમા કોણ કોને કરે છે, કહો કે કાયા મનને કરે છે પર્યાપ્તિની અપેક્ષામા કાયપર્યાપ્તિ પછી મન પર્યાપ્તિ કાયપર્યાપ્તિવાળા મન પર્યાપ્તિ વગરના પણ છે પણ મન પર્યાપ્તિવાળા કાયપર્યાપ્તિ વગરના કોઈ જીવ છે ? મનોજોગ ન હોય અને કાયજોગ હોય એવા અનતા છે આ ઉપરથી નક્કી થયુ કે કાયજોગ હોય એને જ મનજોગ હોય. જીવ કાયાએ ગ્રહણ કરેલા મનના પુદ્ગલોને મનપણે પરિણમાવે છે સડેલા બીજમાથી ઝાડ ઉત્પન્ન ન થાય એવી રીતે કાયા બગડેલી હોય તો મન કોઇ દિવસ પવિત્ર નહીં બને સકલ્પો કઈ ચીજના આવે ? દેવલોકની દેવાંગનાઓ નદનવન મેરૂ પર્વત વિ સાભળ્યા છે, એમાથી રત્ન ફળ ફુલ લાવવાને માટે મન કોઈ દિવસ થાય છે ? કહો કે નદનવન ન સસર્ગમાં''આવેલુ નથી આ પરથી માનવું પડશે કે કાયાના સસ્કાર પછી જ મનનો સસ્કાર છે ધર્માસ્તિકાય વિગેરે કાયાના સ્પષ્ટ સસર્ગમા આવેલા નથી, તેથી સ્વપ્નમા પણ તે દેખાતા નથી જે પ્રકારે ક્રિયા કરે છે, તે પ્રમાણે જ મન પરિણામે છે એ વાત અનુભવથી જોઇ લો મન વશ ન પણ થાય, વચન વશ ન પણ થાય, તો પણ કાયાને વશ રાખો, ત્યા સુધી મન ,વચન અકુશમા છે

પાપી-મહાપાપીપણુ ગણાવનાર શીંગડે ખાદા ને પુછડે ખાદા બળદ જેવા છે

પચ્ચક્ખાણ લેવુ એ પણ પાપ, અને પચ્ચક્ખાણ લઇને

ન પાળવુ એ મહાપાપ, આવુ માનનારાએ સમજવાનુ કે, જો એવી રીતે મહાપાપ થઈ જતુ હોય તો મનનુ ચચળપણુ હોય ત્યા સામાયિક લેવાનુ શાસ્ત્રકારો રાખત નહીં સામાયિકના અતિચારો વર્ણવ્યા છે મન વચન કાયા એ ત્રણેને અગે અતિચાર છે દુપ્રણિધાન એટલે ત્રણેની ખરાબ એકાગ્રતા એ અતિચારો કહ્યા એને ભગાભગ રૂપ સામાયિક કહ્યુ બે માણસ બેઠા હતા, એમા એક સામાયિકમા અને એક છુટો હતો એવામા એક કુતરૂ આવ્યુ, એટલે સામાયિકવાળાએ ઉઉ કર્યુ છૂટાએ કુતરાને મારીને કાઢ્યુ ઉઉ કર્યુ એટલે કુતરાને માર્યુ ને ? હા ત્યારે ! એવી રીતે સામાયિકવાળાની મન વચન અને કાયાથી પાપ કરીશ નહીં, આ પરિણતિ ચોકકસ હતી સયોગ આવે ત્યારે પરિણતિ ફરી જાય, પણ આશ્રવ કારણ કેટલામા પલટ્યુ ? તો કે તેટલામા વ્રત લઈને ભાગવાનો વખત આવે ત્યારે મહાપાપ વિચારવાનુ વ્રત નહીં લેનારને મહાપાપ બોલવાનો હક નથી ત્યારે બોલવાનુ ક્યા ? વ્રત લીધુ, કેટલુક પાળ્યુ અને ભગનો વખત આવ્યો ત્યારે મહાપાપી એમ વિચારવાનુ શાસ્ત્રકારો આ વાક્યથી વ્રત ભગ ન થાય, અને તેનાથી બચાય તે માટે કહે છે ? કે વ્રત લઈને ભાગવા માટે કહે છે ? શાસ્ત્ર અને શસ્ત્ર આમા માત્ર આકારનો જ ફરક છે એવી રીતે જે આકારે શાસ્ત્રકારોએ જે વાક્ય કહ્યુ હોય તે આકારને બદલી નાખીએ તો શાસ્ત્રનો શસ્ત્ર થઈ જાય જે વાક્ય વ્રતભગથી બચવા માટે કહ્યુ ત્યારે તે તમે વ્રત આવતુ અટકાવવા માટે વાપર્યુ શાસ્ત્રકારો જાણે છે કે વ્રત લેનારા અતિચારમા આવશે, ભગમા આવશે, એને શુદ્ધિના સ્થાનની જરૂર છે પણ શીંગડે ખાટો અને પુછડે ખાટો હોય તે બળદને પકડવો ક્યાથી ? તેવી રીતે આપણે વ્રત ન લેવું તેમાં પાપ અને લેઈને ભાગવુ એમા તો મહાપાપ, આવો ખાડો અને ખાડો તેને પકડવો ક્યાથી ? તમારી શીખામણે છોકરાઓ નિશાળે ન જાય કહો ? કલમ ન પકડે તે

અફીને ... ફક્ત – બેભાન વિગેરે

છોકરાએ સમજવુ જોઈએ કે ભણુશુ તો વળી વધારે સાભળવી પડશે, અને નહીં ભણીએ તો માત્ર 'મૂર્ખો' સાભળીશુ, માટે ભણવું જ નહીં એમ છોકરો વિચારે તો ? મહાપાપીએ વ્રત ભાગતી વખતે વિચારવાનુ, વ્રત લેતા પહેલા ન વિચારવાનુ ભણીશ તો મોટી ગાળ સાભળીશ અને નહીં ભણીશ તો એક જ ગાળ સાભળીશ આવુ છોકરાને સમજાવો છો ? એ સાભળવાનુ કોને ? ભણેલાને, નહીં ભણનારને નહીં સાભળવાનુ પ્રતિજ્ઞા ભ ગ કરનારને ખરાબ થયુ એમ મનમા આવ્યુ કેમ આવ્યુ ? તો કે તેને પચ્ચક્ખાણની જડ હતી તેથી

ઉપકાર ક્ષમા

એવી રીતે મનથી ક્ષમા રાખી માત્ર મુખથી સામે વચન બોલ્યા નથી તેને આગળ કશું નહીં બોલવાનુ આટલી જ ક્ષમા રાખે છે જો શેઠ ન હતે અને આ જગ્યા પર બીજો હતે તો સાભળુ ખરો કે ? કઇ કઇ કરી નાખતે ! આને ક્ષમા કેમ કહી છે ? આમા ક્રોધની શાતિ છે અદર ક્રોધ તો છુપાઈને બેઠો છે, છતા એને ઉપકાર ક્ષમા કહે છે સળગેલુ ઘર બચી જાય, સળગેલુ ઘર ક્યારે બચે ? મનથી, પાછળ વચન નથી, કાયાની ચેષ્ટા નથી આગોશ પકડી લીધી એ જ ક્ષમા આવેશ રોકયો એ જ ઉપકાર ક્ષમા જેને ભૂતકાળના ઉપકારનો વિચાર તે જ ઉપકાર ક્ષમા કુતરા સરખુ જાનવર પોળના છોકરા તેનુ પુછડુ પકડે છતા કાંઈ કરતો નથી કેમ ? એક રોટલાના ટુકડાની ખાતર કુતરૂ પણ ઉપકાર ક્ષમા રાખે છે

અપકાર ક્ષમા.

અપકાર ક્ષમા, ભવિષ્યના વિચારથી બને છે ફોજદારની ભૂલથી આપણને ધક્કો વાગ્યો, જો કાંઈ તેને બોલીશ તો વધારે નુકશાન કરશે આમ હેરાન કરશે, તેમ નુકશાન કરશે તેથી આવેશને કાબુમા રાખે તેનુ નામ પણ ક્ષમા કહે છે. અપકાર નુકશાન કરશે એટલા વિચારોથી જે ક્રોધના આવેશને દાબી દેવે

તે અપકાર ક્ષમા. આ બે ક્ષમા મનુષ્યને અને જાનવરને પણ હોય છે આ ઉપરથી આપણે મનુષ્ય થવા છતા અપકાર ક્ષમામા ન ઉતરીએ તો આપણે કઈ સ્થિતિમા? મનુષ્યપણાની કુટેવ શી?-ઉપકાર ખાઈ જવાની. 'नमो अरिहंताण'નુ પદ કોણે શીખવ્યુ કક્કો શીખવનાર મહેતાજી કયો? જ્યા ઉપકાર જ ધ્યાનમા નથી લેવો તો ઉપકારી ધ્યાનમા કયાથી આવે? તો પછી ઉપકાર ક્ષમા ધ્યાનમા કયાથી આવે? ઉપકાર કોઇનો પાડ ન માનવો આ દશામા આપણે છીએ અપકાર ક્ષમા દુર્જનથી ડરવા માટે કરવા તૈયાર છીએ, સજ્જનને અપકાર કરીએ તેની અડચણ નહીં. સજ્જન કાઈ પણ શિક્ષા કરવાનો નથી, તેથી તેનો ડર નથી દીલ્હીના રાજ્યાભિષેક વખતે દેશીરજવાડાઓથી પુઠ થતી ન હતી શહેનશાહથી રાજા મહારાજાઓ ડરે ત્રણ લોકની આગળથી પુઠ કરીને નીકળે કે તીર્થકર પરમાત્માની પુઠ કરવાથી આશાતના થાય છે તેનો ખ્યાલ રાખો છો? દેરાસરમાથી નીકળતી વખતે ભગવાનને પુઠ વળી ન જોઈએ. અહીં પોલીસ કે સીપાઇ બેસાડે અને પુઠ કરે તો બે ધોલ ઠોકે તો ક્ષમા રાખશો!

વિપાક ક્ષમા.

રોગ થયો હોય તે વખતે ચરી પાળવાની સાવચેતી રહે છે તેવી જ સાવચેતી વ્રત-પ્રતિજ્ઞા માટે પણ રાખવી જોઇએ અહીં વ્રતમા દૂષણ લગાડીશ તો તેના માઠાફળો ભવાતરમા ભોગવવા પડશે. વ્રત વિરાધનાનુ ક્રોધ કરવાનુ ફળ ચડકોશીકને ભોગવવુ પડયુ હતુ તેમ જો હુ વ્રત ખડન કરીશ તો દુર્ગતિ થશે. ક્રોધ કરીશ તો મારે પણ સર્પ-કીડી જેવી ક્રૂરજાતિમા જન્મ લેવો પડશે, એમ ધારી દુર્ગતિના દુખના ભયથી ક્રોધ ઉપર કાબુ રાખે ક્ષમા રાખે તો તે ક્ષમાનુ નામ વિપાક ક્ષમા, આ ત્રણ ક્ષમા તિર્યંચગતિમા અને મિથ્યાત્વી મનુષ્યને પણ હોય

આજ્ઞા ક્ષમા-વચન ક્ષમા.

તીર્થકર પરમાત્માની આજ્ઞા છે કે ક્રોધ ન કરવો ચાહે

તેવો સામો નિષ્કારણ ક્રોધ કરે, અપશબ્દ સંભળાવે, મારે, લોહી લુહાણ કરે, છેદન ભેદન કરે, બાળે યાવત્ ગજસુકુમાળ માફક માથે ધગધગતા અંગારા મુકે તો પણ પ્રભુવચન યાદ કરી, આજ્ઞા સંભારી ક્રોધ ન કરે પણ ક્ષમા રાખે એમ વિચારે કે ભલે ગાળ દે છે પણ મારતો તો નથી ને? મારે છે પણ પ્રાણ તો લેતો નથી ને? પ્રાણ લેતો હોય તો પણ વિચારે કે પ્રાણ લે છે પણ મારા ભાવપ્રાણ રૂપ ધર્મથી ચૂકવતો તો નથી ને? સામાની ભાવ દયા વિચારે કે બીચારો અજ્ઞાનતાથી પોતાના આત્માને પાપથી ભારે કરે છે, તે દુર્ગતિએ જશે મારા તો કર્મ ખપાવવામા તે સહાયભૂત થાય છે આથી મારો ઉપકારી છે, તેમ વિચારે પણ લગીર પણ તીર્થંકર ભગવાનનુ વચન યાદ કરી ક્રોધ ન કરે, તેનુ નામ આજ્ઞા-વચનક્ષમા આવી ક્ષમા હોય ત્યારે સમજવુ કે સમ્યક્ત્વ આવ્યુ છે

ધર્મક્ષમા

ધર્મક્ષમા એટલે હવે આજ્ઞા ઉપર તત્ત્વ ન રાખતા આત્માનો સ્વભાવિક ધર્મ ક્ષમાનો છે આજ્ઞા વિપાક અપકાર ઉપકાર કોઈ પણ ખ્યાલ રાખ્યા વગર ક્ષમા સ્વરૂપ આત્મા છે ચાહે તેવા નિમિત્ત મળે તો પણ તેને ક્રોધ થાયજ નહિ આવી સ્થિતિમા જે ક્ષમા તે ધર્મક્ષમા આ પ્રમાણે પાચ પ્રકારની ક્ષમા પ્રસંગોપાત સમજવી

ત્રણ ક્ષમા મિથ્યાત્વી આત્મમા પણ સંભવે, તમો શ્રાવક એટલે પાચમે ગુણઠાણે છો આથી વચનક્ષમા સમકિતિમા હોવી જ જોઈએ ચાલુ વિષયમા ઘણા આગળ વધી ગયા છીએ વ્રતભંગના ભયથી આપણે અભિગ્રહો નથી લેતા, પરંતુ ન ભાગે તેવી સાવચેતી રાખવાની ખરી, પરંતુ વ્રત લેતા, ન અટકવું શ્રાવકપણાના નાના વ્રતોથી રાજ્ય ઋદ્ધિ દેવઋદ્ધિ મલ્યાના ઘણા દૃષ્ટાંત છે તો ચોમાસીની અંદર જરૂર સામાયક-પૌષધ-પ્રતિક્રમણ-પ્રભુપૂજા-સ્નાત્રમહોત્સવ-બ્રહ્મચર્ય-દાન-તપસ્યાદિક કરવાના ઉત્તમ અભિ-

ગમનને ન રોકે, આશ્રવો એમના એમ પ્રવર્ત્યા રહે તો તપસ્યાથી ફાયદો થાય, પણ જોઈએ તેવો ફાયદો ન કરે માટે ઉપધાનમાં એકલી તપસ્યા નથી રાખતા, પણ જોડે સંવરનું બળ જોઈએ, સંવરના બળવગર તપસ્યા એકલી બળવાન થતી નથી, સંવરનું જોર મળે તોજ તપસ્યા બળવાન્ થાય ઉપધાનમાં ખેતીનો, ઢોરપાળવાનો, કે દુનિયાદારીનો વ્યાપાર એટલા દિવસ તો બંધ થવો જ જોઈએ આરાધનાની ક્રિયા ચાલે તેટલા દિવસ સંસારિક કામ વ્યાપાર બંધ થવો જ જોઈએ. ચાર પ્રકારના પૌષધમાં પ્રથમ આહારપૌષધ, તેનું અવ્યાપારપૌષધ ને અંગે નિયમિતપણું કર્યું દવા કરતા હોઈએ, માંદા હોઈએ તે વખતે ખોરાકમાં નિયમિત રહેવાનું હોય. સાજા થઈએ પછી વાંધો નહિ તેવી રીતે કર્મની બીમારીને હઠાવવા માટે અત્યારે દવા લેવી જોઈએ, દવા ચાલતી હોય ત્યારે ડૉકટર કહે તે મુજબ પરેજી બરાબર પાળવી જોઈએ તેમ આજીવિકા માટે અવ્યાપાર ન રહે, પણ આરાધના વખતે તો જરૂર અવ્યાપાર પાપવ્યાપારરહિત રહેવું જોઈએ આગળ તપસ્યા વાળવા માટેનો ક્રમ શાસ્ત્રકાર જણાવશે અમુક પોરસી કે આટલી નોકરશીથી ઉપધાનનો તપ વાળી શકાય પણ 'અવ્યાપાર' જેટલા દિવસ ઉપધાન્ તપ ચાલે તેટલા દિવસ વ્યાપાર કે સાંસારિક પાપકાર્ય વર્જવું જોઈએ

વ્યાપાર વિકથા વર્જન

જે બાળકો શક્તિહીન હોય તેવા માટે તે વાળી આપવાનો તપ, આગળ વધેલા હોય તેવા માટે અવ્યાપાર છે તપસ્યા ફારફેર થાય,પણ દિવસોમાં ફારફેર ન કરવો દિવસ એટલા તો થવાજ જોઈએ કોઈ પણ જાતની આરાધના પૂરી ન થાય ત્યાં સુધી દુનિયાનો વ્યાપાર ન કરવો જોઈએ છોકરો પહેલા એટલા ઘરનો હતો, હવે ગામનો થયો તેમ વ્યાપાર વર્જી ઓલામાથી ચૂલામાં પડવાનો, પહેલા એક ઘરનો હતો હવે ગામનો, તેમ વ્યાપાર વર્જી ચૂલામાં પડનારો ન થાય તે માટે 'વિગહા'

બધાનો વિચાર સરખો હોય, પણ કામ કરનાર બધા સરખા ન હોય, કર્નલ સેનાધિપતિ, લડવૈયા વિગેરે વર્તનમા સરખા ન હોય, તેમ ૪ થી ૧૪ મા ગુણઠાણા સુધીના જીવોનો વિચાર મોક્ષનો, પણ દરેક ગુણઠાણે વર્તન જુદા હોય. મોક્ષમાર્ગમા, દુનિયાદારીમા વિચાર સરખા, પણ વર્તનમા ઐકય નથી, તો ઉપધાનમા વર્તનનુ ઐકય શી રીતે થાય ? પ્રાયે તો આ રીતિ, છતા આ રીતિલાયક નાનો બાળક હોય, વૃદ્ધ હોય, જે તપસ્યા ન કરી શકે, તરૂણ હોવા છતા શકિત ન હોવાથી તપસ્યા ન કરી શકે તો તેને પણ ઉપધાનનુ તપ વિધિ પ્રમાણે તો પુરૂ કરવું જ જોઈએ શકિત ઓળગવી નહિં, તેમ અદર પણ ન પેસી જવુ

**અશકતે નવકારશી આદિ કરીને તપ પુરૂ કરી આપવાનું**

'રાઇમોયણવિરઇ' રાત્રી ભોજનની વિરતિ જરૂર કરવી જોઇએ ચાહે દુવિહાર તિવિહાર કે ચઉવિહારથી પણ રાત્રી ભોજનની વિરતિ દરેકે કરવી જોઇએ આવી રીતે રાત્રી ભોજનની વિરતિ કરતો એવો અશકત બાળક-વૃધ્ધ કે યુવાન રાત્રી ભોજનની વિરતિ કરવા પૂર્વક નોકારશીથી પણ ઉપધાન તપ પુરૂ કરે એક શુધ્ધ આયબિલ, એકધાન સામાન્ય આયબિલ બે યાવત્ ૪૫ દિવસ સુધી નોકારશી કરે તો એક ઉપવાસ ગણાય, ચોવીસ પોરષી, દસ અવડ્ઢ, ત્રણ નીવી, ચાર એકાસણાએ ઉપવાસનુ પરિમાણ લેવુ એ આચરણાથી જાણવુ પરિમુઢ ૧૬, એકાસણા ૪, બેસણા ૮ બરાબર એક ઉપવાસ આવી રીતે ઉપધાનનો વિધિ નિયમિત જણાવ્યો અહીં શિષ્ય શકા કરે છે કે એટલો ટાઇમ કેમ નીકળે ? ગુરૂ કહે છે કે ધર્મ કરવા તૈયાર થાય તેણે હરેક ભોગે ધર્મ કરવો જોઈએ, જેને ધર્મારાધન કરવુજ છે, તેને હરકોઈ ભોગે કરવાનુજ એ વાત ઠીક, પણ મને બીજો વાધો છે પ્રભૂતકાળ ૪૭ દિવસ થાય, ૩૫-૨૮ ગણો તો તે વધારે, સાધી વિધિએ ઉપધાનમા ૧૧૦ દિવસો થાય, ૧૮+૧૮+૪+૭+૩૫+૨૮= ૧૧૦ પણ આયુષ્યમા ક્ષણનો ભરોસો નથી, એવી રીતે વિધિ

કરવા ગયા, અને વચમાં ચ્યવી ગયા તો ? એમ લાખો કાળ જાય, કથંચિત્ એ વિધિ કરવા માંડે અને તેનું વચમાં મરણ થાય તો ? આરાધનામાં મરણ થાય છે, પણ નવકાર તો ન મળ્યોને ? શિષ્યોનો કહેવાનો આશય એ છે કે, પ્રથમ નવકાર આપો, પછી વિધિ કરાવો નવકાર ન આપ્યો, ધ્યેય નક્કી ન થયું મુમુક્ષુનું ધ્યેય આ પાંચ જ વસ્તુ અરિહંતાદિ પાંચ વસ્તુ જગતમાં આદરવા લાયક છે ધર્મને અંગે 'इणमेव निग्गंथ पावयण अयमट्ठे परमट्ठे, से से अनट्ठे' તેમ અહીં જગતમાં આ પાંચ વસ્તુનું જ મુમુક્ષુને ધ્યેય હોય પંચપરમેષ્ઠિ સિવાય જગતના તમામ પદાર્થો અનર્થ રૂપ આ સાધ્ય નિશ્ચિત થયું અને તે મુમુક્ષુને અંગે જરૂરી

ઉપધાનની પરિણતિ થઈ ત્યારથી આરાધક

નવકાર વગર મોક્ષને મેળવે કેવી રીતે ? માટે પ્રથમ નવકાર શીખવી દેવો. 'વાણીયા જમે આજ અને ભાટ જમે કાલ.' વગર આરાધનાએ નવકાર શીખવો, પહેલા નવકાર દઇ દેવો, પછી આરાધના કરો વા ન કરો થાય કે ન થાય, એમ શિષ્ય કહે છે, ત્યારે ગુરૂ મહારાજ કહે છે કે પહેલા શુદ્ધ થવાનું, પછી આલોયણ લેવાની એમને ? આલોયણ જ શુદ્ધ કરે, માટે શક્તિ-વાળો આલોયણ પુરી કરે ત્યારે આરાધક કહેવાય આલોયણ લેવા જતો વચમાં આયુષ્ય પુરૂ-સમાપ્ત થઈ જાય. નથી કરી તપસ્યા કે નથી લીધી આલોયણ, છતાં શુદ્ધ થાય આરાધક બને એ જ વાત અહીં ઉતાર ! નવકાર લેવા માટે ઉપધાન શરુ કર્યાં, ત્યારથી આરાધક છે, આલોયણની પરિણતિ થઇ, લેવા ચાલ્યો એટલે શુદ્ધ છે નવકારના ઉપધાન કરવા તૈયાર થયો એટલે આરાધક છે આ શ્રુતજ્ઞાન માટે તે ઉપધાન કરવા માંડે ત્યારથી તે જ સમયે એનો અર્થ-મૂળસૂત્ર વિ તે બધું તેણે ગ્રહણ કરેલું જ છે જિનેશ્વરપ્રભુની આજ્ઞા સમજ સાધુ વહોરવા ગયા, ગૃહસ્થ હાથમાં લઈ વહોરાવે છે, વચમાંથી પાતરામાં પડતા પહેલા સમડી ઉપાડી ગઈ, તો ગયું કોનું ? સાધુનું કે શ્રાવકનું ? ગૃહસ્થના

હાથ અને સાધુના પાત્રના વચલા ભાગમાથી સમડી ઉપાડી ગઈ તો સાધુનુ ગયુ, ગૃહસ્થનુ નથી ગયુ દેવા માડ્યુ એટલે દીધું 'क्रिय माण कृत' જમાલીના મતે શ્રાવકનુ ગયુ, ભગવાનના મતે સાધુનુ ગયુ જમાલીના મતે શ્રાવક ત્યા સ્વર્ગવાસી થઈ જાય તો તેને દાનનો લાભ નહિ, શ્રી મહાવીર ભગવાનના મતે એ શ્રાવકને દાનનો પુરો લાભ થયો છે

ઉપધાન કરનાર સુલભબોધિ થાય

આ સ્થિતિ એ चलमाणे चलिद कहेमाणे कहे' એ જિનેશ્વરપ્રભુના મતે આ દૃષ્ટાતના મતે આરાધના કરવા માડી ત્યાર થી કરી ચુકયો 'एव कयउवहाणो' એવી રીતે ઉપધાન કરનાર અહીં નવકાર ગણે હવે ઉપધાન કરી ભવાતરમા ધર્મની પ્રાપ્તિરૂપ ફળ જણાવે છે આમ ઉપધાન શરૂ કર્યા હોય, કરતો હોય, પુરા કર્યા હોય તેને ભવાતરે સુલભબોધિ-ધર્મપ્રાપ્તિ સહેલાઈથી થાય ઉપધાન કરવાના વિચાર કરી ઘેરથી નીકળ્યો, રસ્તામા આવતા આવતા કાળ કરી ગયો, તો પણ આરાધનામા છે, સુલભબોધિ છે ઉપધાનના પરિણામ જ્યારથી શરૂ થયા ત્યારથી આરાધક જ છે જે આ ઉપધાનની તપસ્યા કર્યા વગર નમસ્કારમત્ર ગ્રહણ કરે, તો તે પોતાને નવકાર ધારણ કરવાવાળો ગણે, પણ નવકાર મેળવ્યા વગરના લોકો જેવો તેને જાણવો. ભલે ભક્તિવાળો હોય, તો પણ નહિગ્રહણ કરનારા જેવો સમજવો માબાપ નવકાર બોલતા હતા, તે સાભળીને છોકરો શીખી ગયો, તો તે આરાધક ખરો કે નહિ ? વિધિ જાણ્યો નથી, તેને તો આરાધનામા વાધો નહિ ને ? મોટા તો વિધિ જાણે છે ને કરતા નથી તો પહેલા કર્ણદ્વારા સાભળવા માત્રથી નવકાર આવડી ગયો, છતા પછી ઉપધાન તો કરવાજ જોઈએ નવકાર સાભળવાદ્વારા આવડી ગયો છતા પછી ઉપધાન કરે તો જ બીજે ભવે ધર્મપ્રાપ્તિ સહેલી થાય આખુ ચૈત્યવદનનુ બધુએ વિધાન વિધિપૂર્વક નિપુણપણે કરવુ જોઈએ. વિધિ જાળવવામા તત્પરતા જોઈએ, ભક્તિશૂન્ય ન

થવુ જોઈએ. જિનેશ્વરપ્રભુની પૂજા કરવા પૂર્વક શાસ્ત્રમાં કહેલી વિધિપૂર્વક ઉપધાન કરવા જોઈએ

સૂત્રોની શુદ્ધિ

જે જે સ્વર બોલો તે શુદ્ધ હોવા જોઈએ અરિહંતાણની જગો પર ઉરહંતાણ કહી દે તો ? એનો અર્થ કર્મરૂપી શત્રુને હણનારને બદલે છાતી હણનાર થઈ જાય. માટે सद्दत्त शद्दत् વિગેરે જે જે સ્વર અક્ષર હોય તે તે શુદ્ધ બોલવા જોઈએ. मगद्दयाण ની જગોપર मगदयाण न चाले દીર્ઘ હ્રસ્વ સ્વરો-માત્રા-વ્યંજન પણ બરાબર બોલવા જોઈએ પદચ્છેદ પણ બરાબર કરવો જોઈએ 'નમો અરિહંતાણં' એમ કરી નાખે તો ન ચાલે નમસ્કાર ભણતી વખતે ઉચ્ચાર વિગેરે શુદ્ધ ભણવા, તેના અર્થને ગુરૂગમથી જાણવો ઉપધાન વહેતા જે જે જગો પર સૂત્ર કે અર્થમાં શંકા થાય તેને બીજા સાથે વિચારી નિશંકિત કરવો જોઈએ આ પ્રમાણે ચૈત્યવંદન સૂત્ર સ્પષ્ટ કરવુ હવે આવી રીતે ઉપધાન થયા પછી, સાધુને જેમ જૈન થયા પછી ઉપસ્થાપના-વડી દીક્ષા અ ર પદવી હોય, તેમ શ્રાવકને માળારોપણ તે કયારે કેવી રીતે કોને કરવી ? તેમ જ પછી આખી જિંદગી કઈ જવાબદારીથી વિતાવવી ?

માળ પહેરવાની વિધિ.

તિથિ કરણ અનુકૂળ હોય, મુહૂર્ત-નક્ષત્ર-યોગ-લગ્ન-ચન્દ્રનુ બળ અનુકુળ હોય, સારો વખત હોય ત્યારે, પોતાનો વૈભવ જે પ્રમાણે હોય તે પ્રમાણે જિનેશ્વર પ્રભુની પૂજા કરી, પરમભક્તિથી વિધિપુર્વક સાધુવગને વસ્ત્ર કાબળી આદિ પ્રતિલાભી માળારોપણ વિધિ કરવી. ભક્તિના સમુદાયે કરી રૂવાડા પ્રફુલ્લિત થયા હોય, શ્રધ્ધા સંવેગ વિવેકથી યુક્ત પરજ્ઞાનથી મુક્ત થઈ, સજ્જડ રાગ દ્વેષ હણી નાખ્યા હોય, મોહ મિથ્યાત્વ રૂપી કલંક દૂર કર્યા હોય, નિર્મળ અધ્યવસાય હોય, દરેક વખતે ઉલ્લસાયમાન થવુ. ત્રિભુવનગુરૂ જિનેશ્વરની પ્રતિમા વિષે નેત્ર મન સ્થાપન કરેલ છે, તેના દર્શનથી મારો જન્મ ધન્ય છે એમ માનતો હોય,

કીડી મ કોડી વિગેરે જતુના ઉપદ્રવ રહિત સ્થાનમા, ડગલે પગલે સૂનાર્થ વિચારતો, જિનેશ્વર મહારાજે દેખેલા ગભીર ભાવવાળા શાસ્ત્રો તેમા કુશળ, શુભ ચારિત્રવાળા-અપ્રમાદ વિગેરે ગુણોથી સહીત, તેવા ગુરૂમહારાજ સાથે ચારે પ્રકારના સઘ સહીત, પોતાના કુટુબ કબીલા સાથે આવી, વિધિપૂર્વક જિનેશ્વરદેવની પ્રતિમાને વદન કરવુ જોઈએ જિનેશ્વર પ્રભુને વદન કર્યા પછી, ગુણવાળા સાધુને પરમભક્તિથી વદન કરે, પછી યથાયોગ્ય સાધર્મિકોને પ્રણામ કરે કિમતી ઉત્કૃષ્ટ વસ્ત્ર પહેરે અને પછી અનેક પ્રકારે સઘનુ બહુમાન કરે જેમણે શાસ્ત્રનો-ગભીર રીતે સાર ગ્રહણ કર્યો હોય તેણે આક્ષેપણી વિગેરે કથા જણાવવી તત્વમા સસાર તરફ ઉદ્વેગ થાય શ્રદ્ધા સવેગનો વધારો કરવામા નિપૂણ હોય તેવી ધર્મકથા કરવી આવી રીતે માલારોપણ મહોત્છવ કરવો દેવ-ગુરૂ સાધાર્મિકોની ભક્તિ કરવી તેવે વખતે ગુરૂ-મહારાજે સવેગાદિવાળો જાણી ચૈત્યવદનાદિ વિગેરે સૂત્રોના અર્થ સમજાવવા

ધર્મની પરિણુતિ વીજળીના ઝબકારા જેવી છે

હવે ઉપધાન પછી કયો પ્રતિબધ રહે છે તે અહીં સમજાવે છે હે દેવાનુપ્રિય ! ભવિષ્યમા જન્મ સાફલ્ય તમારે કરવાનુ છે તે માટે આજથી ત્રણે કાળ, છ મહીના કે વરસ, બે વરસ માટે નહિ, પણ જાવજજીવ માટે આવો નિયમ રાખવો જિનેશ્વરની મૂર્તિઓનુ ત્રીકાળ દર્શન વદન પૂજન કરવું એકાગ્રપણે સ્થિરચિત્તે વદન કરવુ હાર તુટી ગયો હોય, એક મોતી નીકળી જાય, વીજળીના ઝબકારામા એ મોતી પરોવી લીધુ તેમ મનુષ્ય જન્મમા ધર્મની પરિણુતિ વિજળીના ઝબકારા સરખી છે, તેમા પરોવીએ તો પરોવાય, નહિતર મનુષ્યત્વ ક્ષણભગુર છે અગ્નિ પાણી હથીયાર સામે બાથ ભીડી શકે તેમ નથી, બધાથી ડરીને ચાલે છે જ્યા સુધી તેનો ઉત્પાત નથી, ત્યા સુધી જિંદગી સલામત. ક્ષણમાત્ર જેનો ભરોસો નથી તેવી જિંદગીમાં

જો મેળવી શકીએ તો, જિનેશ્વરપ્રભુને વદન પૂજન કર્યું તે જ સાર છે સૂર્યોદયથી પહેલાનો પહોર, તેમા પાણી પણ ન પીવુ જ્યા સુધી દહેરાસરના દર્શન ન થાય, સાધુ મુનિરાજને વદન ન થાય, ત્યા સુધી તમારે પાણી ન પીવુ સવારે જિનેશ્વરદેવને, ગુરૂને વદન કર્યા વગર પાણી ન પીવુ, તેમજ મધ્યાન્હે બીજી વખત જિનપૂજન વદન કર્યા વગર ભોજન કરવુ ન કલ્પે, તેવી જ રીતે સંધ્યાએ પણ અગ્રપૂજા વદન કર્યા વગર શયન કરવુ ન કલ્પે.

જૈનશાશનના આશીર્વાદ કયા ?

આવી રીતે અભિગ્રહ કરાવી પછી ગુરૂ મહારાજ વર્ધમાન વિદ્યાથી મત્રી સુગધી વાસક્ષેપની મુઠ્ઠી લે, પછી ઉપધાન વહન કરનારાના મસ્તક ઉપર नित्थारपारगो भव', આ વિચારોને પાલનારો થા, 'સસાર સમુદ્રનો પારગામી થા' એમ આશીર્વચન બોલી વાસક્ષેપ નાખે જિનેશ્વરદેવના શાસનમા ધનવાળો થા આયદીવાળો થા કે પુત્રવાળો થા એવા આશીર્વાદ અપાતા નથી છોકરો કુપથ્યથી રાજી થાય, પણ સમજુ મા બાપ કુપથ્ય ન આપે, તેમ સસારના જીવો અર્થથી રાજી થાય પણ અર્થકામનુ ભયકરપણુ જાણનારા એવા માતા પિતા સમાન ગુરૂ એવી આશિષ ન દે. પ્રતિજ્ઞાના પારગામી—સસાર પારગામી થાઓ! આમ ઉચ્ચારણ કરતા વાસક્ષેપ કરે સ્થિર મનથી વાસક્ષેપ કરે, આ વિદ્યાના પ્રભાવથી આ ભવ્યજીવ આ અભિગ્રહ કરે, તેમા પ્રતિજ્ઞા પારગામી નિર્વાહ કરી, સસારનો પાર પામો! એમ કહી ચારે પ્રકારનો સઘ તે ભાગ્યશાળી પર પર વાસક્ષેપ કરે સાધુ—સાધ્વી કહે કે પ્રતિજ્ઞાનો નિર્વાહ કરનારો થા, અને શ્રાવક શ્રાવિકા કહે કે તુ ભાગ્યશાળી અને સારા લક્ષણવાળો થા; તેમ કહી વાસક્ષેપ કરે.

માળા સમયે ધર્મોપદેશ

તેના બેએ ખભામા શુદ્ધ ચિત્તપૂર્વક માળા આરોપવી. નિ.શક ચિત્તે આવુ વચન ગુરૂએ કહેવુ તેમજ હે'ભાગ્યશાળી! આરી રીતે મેળવેલો મનુષ્ય જન્મ તેની અદર'તે અત્યત મોટો

પુણ્ય સમુદાય ઉપાર્જન કર્યો તારી નારક તિર્યંચ દુર્ગતિ કાયમ માટે રોકાઈ ગઈ છે હે સુદર ! હે ભાગ્યશાળી ! અપયશ નિચ-ગોત્ર એ બંને તો તું હવે બાધવાનો નથી, તેથી ભવાંતરમાં ધર્મ તને દુર્લભ નથી, નમસ્કાર પ્રાપ્તિ પણ હવે દુર્લભ નથી આ પંચ નમસ્કારના જાપના પ્રભાવથી આવતા જન્મમાં ઉત્તમ ફળ રૂપ જાતિ સંપત્તિઓ અવ ઉચ્ચ અંને શુભ મળશે. વળી હે મહા-ભાગ્યશાળી ! આ નમસ્કાર બરોબર ધારી રાખીએ તો આ પંચ નમસ્કારથી ભવાંતરમાં દાસ-ગુલામની જીંદગી આવતી નથી તેમજ દુર્ભાગ્યવાળો કે નિચગોત્રવાળો, વિકલેન્દ્રિ, આંધળા બહેરા કે લુલા-લંગડાની દશામાં પણ જીવ-આવતો પામતો નથી આંબાનુ બીજ વાવો, પછી ટોચ સુધી જાવ તો પણ આંબાની જાત હોય ઉત્તમ પુણ્ય પ્રકૃતિથી બીજનું આગળ વધવું થાય છે, તેમાં આશ્ચર્ય નથી વધારે શું કહેવું ? આ પંચનમસ્કાર આદિ બધા સૂત્રો જે ભણે, તેમજ શાસ્ત્રમાં કહેલ વિધિએ જે તલ્લીન થાય, તેને ભાવથી અંતર્મુહૂર્તમાં મોક્ષ થાય ક્રિયાને અંગે સાધુપણું જોઈએ, પણ પરિણામને અંગે સાધુપણું જોઈતુ નથી તેથી જ આપણે ગૃહસ્થલીંગે કેવળ-સિદ્ધતા માનીએ છીએ ચારિત્ર સિવાય મન પર્યવજ્ઞાન ન આવે, તેનાથી ઉત્કૃષ્ટ કેવલજ્ઞાન ભાવથી પ્રાપ્ત થાય છે ચારિત્રના ફળથી વધારે ફળ આપનાર ભાવ છે મારાથી બનતુ નથી, એમ કહી ગૃહસ્થણામાં કલ્યાણ માનનારા સમકિતમાં નથી ઘેર બેઠા કલ્યાણમાનનારા પંચપરમેષ્ઠિ માને છે, તે ભૂલ કરે છે પંચપરમેષ્ઠિમાં કોણે ધર્ન અી ઘર રાખેલા છે ? હાલતા ચાલતા એમ બોલાય છે કે શું ઘેર બેઠા કલ્યાણ નથી ? ના અહીં કલ્યાણ નથીજ આમજ ગૃહસ્થ માને પણ ગૃહવાસથી પરાંગમુખ હોય ત્યારેજ પરિણામ શુદ્ધ થાય પરિણામની તીવ્રતા એવી જબરજસ્ત ચીજ છે કે ક્રિયા આચાર કરતા પણ ચડીયાતી છે સાધુપણું પાળવા કરતા પરિણામના પ્રતાપે કેવલ જ્ઞાન-મોક્ષ મેળવી શકે છે, પણ ત્યાગની બુધ્ધિ પૂર્વક પરિણામનો ઉલ્લાસ કાર્ય કરે છે, ઘેર બેઠે કલ્યાણ માની

ન તો વનરહાન દીધે કલ્યાણ થાય છે દેવાની બુદ્ધિમા કલ્યાણ નથી. તેમ ઘેર બેઠા કલ્યાણ કોને? ઘર છોડવાની બુદ્ધિવાળાને કલ્યાણ છે

ભાવની પ્રબળતા

આપણો મૂળ અધિકાર ભાવનો છે, તે ભાવ એવી જબરજસ્ત વસ્તુ છે કે કેટલીક વખત ક્રિયાની પ્રવર્તિ કરતા પણ ભાવ ચડી જાય છે ઘણા ભાગે એવો ભાવોલ્લાસ થાય કે તે ભવે મોક્ષ પામે, કદી ન પામે તો જરૂર ત્યાગી થઈ, પાચઅનુત્તર કે નવગ્રૈવેયકે જાય. ત્યાવી ચ્યવી ઉત્તમકુળમા જ જન્મે. જેવી રીતે ઉત્તમકુળમા મૃગાલોઢીયો જન્મ્યો હતો, માને ભોયરામા રાખીને પાળવો પડતો હતો. તેવી રીતે નહિં, પરતુ ઉત્કૃષ્ટ મનોહર સર્વાંગ સુદર થાય, સર્વકળાઓમા નિપુણ, બાહેર લોકોના મનને આનદ દાયક બને ઈન્દ્રના સરખી ઋદ્ધિવાળો થાય ઋદ્ધિ ચાર પ્રકારની છે સાકરની, મધની, શ્લેષ્મની અને પત્થરની માખીના બોઝવગ સરખી સાકરની માખ મીઠાશ લે, પણ લગીર ભય લાગે તો ઉડી જાય, મધની માખ મીઠાશ લે, પણ પછી એમાને એમા તે ચોટી મરી જાય, શ્લેષ્મની માખ તેની અદર લપટાઈ જાય, અને મીઠાશ ન પામે, પત્થરની માખ મીઠાશ ન પામે, પણ ભય લાગે તો ઉડી જાય. તેવી રીતે ભરત સરખાને ચક્રવર્તિની ઋદ્ધિ-લક્ષ્મી સાકર સરખી, કારણ કે ભોગ મેળવીને ઋદ્ધિ છોડી તો મોક્ષ મેળવી શક્યા બ્રહ્મદત્ત ચક્રવર્તિની લક્ષ્મી મધની માખ સરખી, દરિદ્રો બિચારા ઋદ્ધિ પામે નહિં, ધર્મ પણ પામે નહિં, તેથી શ્લેષ્મની માખ જેવા. કેટલાક એવા કે આ ભવમાં લક્ષ્મી નથી મેળવી. પણ ત્યાગ કરેલ હોવાથી પરભવમા ધર્મ પામી શકે, તે પત્થરની માખી સરખા. દયામા તત્પર હોય, બીજાનુ દુઃખ દેખી હૃદયમા અનુકપા થાય, કેટલાક દયા દેખાડે પણ જીવ બચાવવામા ખરચ કરવુ પડે તે ન કરે દાનેશ્વરી થાય, છતા વિનય ન આવે તો? ઋદ્ધિમા અહકાર આવી જાય તો?

જમતાને તણખલું ભળે તો ? પણ તેમ નહિ, ક્યાંમાં હોય તે ઉપર વિનયથી યુક્ત હોય. ઋદ્ધિ-દયા-દાન-વિનય-આચાર હોય, છતાં આ ધર્મનું ફળ હોય તો 'બાર વરસે બાવો બોલે, તેમ ફળ હોય, તો અલ્પફળ હશે એમ કહે.' કામભોગમાં આસક્તિ ન હોય, સકળ ધર્મની વિધિને આચરે, એ આરાધન કરનારો ભવાંતરમાં આવી સ્થિતિવાળો હોય યાવત્ કામભોગથી વૈરાગ્યવાળો હોય તેવો પ્રાણી ધર્મારાધન કરે પદાર્થને બાળવો હોય તો અગ્નિ સિવાય કોઈ સાધન નથી, તેમ કર્મ બાળવામાં ધ્યાન એજ અગ્નિ, કર્મે ધન બાળવામાં ધ્યાન સિવાય કોઈ બીજો અગ્નિ નથી ધર્મ અને શુક્લધ્યાન એ કર્મેન્ધન બાળવામાં અગ્નિ સમાન છે. તે ઘાતીકર્મરૂપ ઇંધન સર્વથા બાળી મુકે છે આત્માના જ્ઞાનાદિ ગુણોને નાશ કરનાર જ્ઞાનાવરણી આદિ ચારઘાતિ કર્મ, આત્માના ગુણોનો ઘાત કરે છે. વેદનીય આદિ અઘાતિકર્મો પોતાનું કાર્ય કરે, પણ આત્માના ગુણોનો ઘાત ન કરે મહાસત્વ અને ધૈર્યવાળો હોય, તેથી નિર્મળ કેવલજ્ઞાન ઉત્પન્ન કરે, પછી અઘાતી કર્મરૂપ મેલ નાશ કરી જલ્દી મોક્ષ પામે છે આમ સંક્ષેપથી ઉપધાનવિધિ જણાવી. ઉપસંહાર કરતા જણાવે છે કે જિનેશ્વરપ્રભુના શાસનમાં "નિર્મળ ફળવાળું" એવું ઉપધાન તપ વહન કરવાનું છે. દેવતાઓ આચાર્યો બધા પૂજા કરી રહ્યા છે, તેવા જિનશાસનમાં ઉપધાન વહન કરી, મુનિમહારાજે ભવિષ્યનું ફળ પોતે મનથી કલ્પના કરી ઉભું કરી જણાવ્યું નથી, પણ શ્રી મહાનિશીથસૂત્રમાં કહેલ છે. તેજ પ્રમાણે અહીં કહ્યું છે આ પ્રમાણે જે પ્રાણી મહાનુભાવ ભગવંતે કહેલી વિધિપૂર્વક આ ઉપધાન તપની આરાધના કરી માળા પહેરશે તે ઉત્તરોત્તર પુન્યાનુબંધી પુન્ય યોગે સુલભબોધિ થશે યાવત્ સિદ્ધિને મેળવશે.

ઉપધાન તપ વ્યાખ્યાન સંપૂર્ણ

# શ્રી મહાવીર જન્મકલ્યાણક વ્યાખ્યાન.

## સંવત ૧૯૯૧ ચૈત્ર સુદિ ૧૩ રાજકોટ.

कल्याणपादपाराम श्रुतगङ्गाहिमाचलम् ।
विश्वाम्भोजरविं देव वन्दे श्रीज्ञातनन्दनम् ॥१॥

### "જયંતી" શબ્દથી થતું નુકસાન

મહાનુભાવો ! આજનો વિષય આસન્નોપકારી વર્તમાન શાસનાધિપતિ શ્રીમહાવીર પ્રભુના જન્મકલ્યાણક દિવસનો છે ખાસ ધ્યાન રાખવાની જરૂર છે કે કેટલાક આવા પ્રસંગોને "જયતી" શબ્દથી સંબોધે છે તેને માટે મારે જણાવવું પડે છે કે તેઓની મહોર-ગીનીને પૈસો દેખાડવો અંગર કહેવો એવી અક્કલની ખુબી દેખાય છે, નહિંતર જે દિવસ નારકીને પણ સુખ કરનાર તરીકે વખણાયેલ છે, જે દિવસ ચૌદે રાજલોકને શાંતિ કરનાર તરીકે હોય, જે દિવસ સામાન્ય કેવલી, ગણધરો, શ્રુતકેવલી, આદિ અંગે ન હોય ને ફક્ત તીર્થંકરોને જ અંગે હોય, તેવા ઉત્તમ કલ્યાણક દિન શબ્દ છોડી જયંતી કે જે દેશનેતા દાદા, બાપની પણ ઉજવાય છે, હિંદુ યા મુસલમાનો પણ ઉજવે છે, તે સર્વસાધારણ જયન્તી શબ્દને અહિં મૂકવો ને પેલો ઉત્તમ કલ્યાણક શબ્દ ભૂંસી જવો કે ખસેડી નાખવો એ ઉચિત લાગતું નથી જો કે ઈરાદાપૂર્વક તમો તીર્થંકરપ્રભુના અપમાન તરીકે કરતા હોય એમ તો હું ન કહી શકું, પણ એટલું તો સ્પષ્ટ કહું કે અજ્ઞાન કે અણસમજથી વપરાયેલ શબ્દ નુકશાનકારક છે, માટે આ ધ્યાનમાં રાખજો કે આવા પવિત્ર દિવસને કલ્યાણક શબ્દથી બોલવામાં ચૂકશો નહિ

### કલ્યાણકનો મહિમા

જે કલ્યાણકનો દિવસ એટલો બધો પવિત્ર છે કે જેને અંગે ઇન્દ્રોના સિંહાસનો પણ ડોલાયમાન થાય છે અને જેને અંગે ભગવાન હરિભદ્રસૂરિજી મહારાજ પણ પોતાના જીવ

પંચાશકગ્રંથમાં જણાવે છે કે, જે મનુષ્ય આવા કલ્યાણકના દિવસમાં તપસ્યા, પૂજા, સાધર્મિકભક્તિ આદિ કરતો નથી ને બીજા દિવસોમાં એટલે કલ્યાણક સિવાયના દિવસમાં તપસ્યાદિક કરે છે તે કપોલકલ્પિત અર્થાત્ સ્વમતિકલ્પના સમજવી, કારણ એ છે કે જેને તીર્થંકરપ્રભુના કલ્યાણકને અંગે માન નથી, તેવો મનુષ્ય બીજી તિથિઓ કયા હિસાબે આરાધે છે? વિવાહની વખતે ચાલ્લો ન કર્યો ને લગ્ન પતી ગયા પછી ચાલ્લો કરવા આવે તો કોઈ લે ખરો? ના કેમ? ટાણું ક્યાં છે અર્થાત્ ચાલ્લાના રૂપિયાને આપવાનું પણ ટાણું નથી એમ કહી આડો હાથ કરે છે, તેવી રીતે કલ્યાણક દિવસોમાં તપસ્યા આદિ ન કરે ને બીજા દિવસે કરે તે કેવળ કપોલકલ્પિત છે, ૧૪૪૪ ગ્રંથના પ્રણેતા એવા આચાર્ય ભગવાન શ્રી હરિભદ્રસૂરીશ્વર મહારાજાએ યાત્રા પંચાશકમાં જણાવ્યું છે કે ભગવાન મહાવીરપ્રભુનો જન્મકલ્યાણક દિવસ તપસ્યા પૂજા, સાધર્મિક ભક્તિથી આરાધવો જોઈએ

શંકાકારનો પ્રશ્ન બધાને સરખા આરાધો!

તે દિવસની આરાધનાથી બાકીની આરાધના શાસ્ત્રાનુસારી ગણાય હવે સહેજે શંકા થાય કે પ્રભુ મહાવીરના જન્મકલ્યાણકની આરાધના વિશેષ કેમ? ઋષભદેવજી ભગવાન, અજિતનાથજી આદિ સર્વ તીર્થંકરો મોક્ષે ગયા, તીર્થો પ્રવર્તાવ્યા, જગતને તારવાના પ્રયત્નો સંકલ્પો કર્યા બધા તીર્થંકરો સરખી રીતે કરે છે મહિનામાં ૩૦ દિવસ બધા દિવસે પહો ફાટે, અરૂણોદય થાય, સૂર્યોદય થાય કે દિવસ ગણાય, તેવી રીતે એક પણ તીર્થંકર મહારાજ જગતને તારવાની બુદ્ધિ કે સંકલ્પ સિવાય બની શકતા નથી. આપણે ત્રીજા ભવે તીર્થંકર નામકર્મ નિકાચિત થયાનું કહીએ છીએ, તીર્થંકર નામ કર્મ ક્રોડાક્રોડ સાગરોપમ પહેલા બાંધેલું હોય છે, પરંતુ વાવેલું બીજ વરસાદ વગરની જમીનમાં જેમ બળી પણ જાય છે, તેમ આ કર્મ કદાચ તૂટી પણ જાય છે, પરંતુ નિકાચિત તીર્થંકરનામકર્મ તો જે ત્રીજે ભવે એટલે તીર્થંકર થતા

પહેલા દેવ કે નારકીનો ભવ થાય તે પહેલા મનુષ્ય ભવમા નિકાચિત કરે છે, તે તીર્થંકર થયા સિવાય રહે જ નહિ, તેને હાથે તારવાવિરૂધ્ધ કે ડુબાડવાનુ બને જ નહિ, ત્યારે શાસ્ત્રકારો કહે છે કે નિકાચિત કર્યું કહેવાય દરેક તીર્થંકરોએ તીર્થંકરનામકર્મ બાંધેલુ, ત્રીજા ભવે નિકાચિત કરેલુ, તેમને તીર્થ સ્થાપ્યુ, તેનો માર્ગ સ્થાપ્યો તો પછી તમે ગુણના પૂજારી કે વ્યક્તિના ? ગુણના પૂજારી હો તો બધા તીર્થંકરોના કલ્યાણકો સરખી રીતે આરાધો. જો કે તેરત્રયોદશી વિગેરે આરાધો છો છતા આ વીર જિનેશ્વરનુ કલ્યાણક વધારે કેમ ઉજવો છો ? તેને અંગે શકાકાર કહે છે કે તમે ગુણના પૂજારી નથી, તમારી મહોરના રૂા. ૩૫)ની કિંમત ગણો, તો તમે કિંમત કરનારા ન કહેવાઓ, પણ તમારી મહોરની કિંમત કરનાર કહેવાઓ ગમે તેની મહોર હોય, પણ સરખી કિમત કરવી પડે ત્યારેજ ચીજની કિમત કરનારા કહેવાઓ, તેમ કલ્યાણકની કલ્યાણક તરીકે કિંમત કરતા હો તો ઋષભાદિક સર્વે તીર્થંકરોના કલ્યાણકોની આરાધના કરો, પણ એકલા પ્રભુ મહાવીરની કિંમત વધારો, ને બીજાની ન વધારો તો કહેવુ પડશે કે કઈક ગર્ભિત બીજો હેતુ હોવો જોઇએ

### મહાવીર પ્રભુને વધારે આરાધવાનુ કારણ ?

જેવી રીતે મ્હારી, કુટુબની, મિત્રની કે શત્રુની મહોરની કિંમત કયા કરૂ તો કે જ્યા મહોર દેખાય મારી મહોર હોય છતા પેટીમા હોય કે શત્રુ-મિત્રની હોય છતા થેલીના હોય તેની કિમત ન કરૂ એટલા માત્રથી કિમત કરનારાઓ કોઈ નથી એમ કહી શકાય નહિ જો કે હુ ચોવીસે જિનેશ્વરોના કલ્યાણકો આરાધવા લાયક ગણુ છુ, છતા અત્યારે મને સસારરૂપી સમુદ્રથી પાર પમાડનાર, વિષય કષાય આદિ પાપોથી બચાવનાર, મોક્ષમાર્ગ તરફ દોરનાર જો કોઈ હોય તો વર્તમાન શાસનપતિ વીરજ છે, મ [illegible] આ દિવસ ઉજવુ ઉપેક્ષા કર્ [illegible] સર્વ તીર્થંકરોના

આરાધ્યે ગણું છુ, છતા શાસનના માલિક કે જેનાથી મારૂ શ્રેય થઈ રહ્યું છે, જે શ્રેયને લીધે દુષમાકાળ છતા દુષમાકાળને ધન્યવાદ આપું છુ સૂતા હોઇએ અને સાપ આવ્યો ને ઓરમાન માતાએ સોટી મારી આપણને જગાડે તો તે વૈરીણી કે ઉપકારી ? જો કે સગી માતા તો ભાઈ! કહી ચાચવીને ઉઠાડે, પણ સાવકી માતા સોટી મારી ઉઠાડે ખરી, પણ જિંદગી બચાવે તેનુ કેમ કશું બોલતો નથી ? સોટીનુ નુકશાન વધારે કે જિંદગીનુ રક્ષણ વધારે ? કહેવુંજ પડશે કે જિંદગીના રક્ષણની કિંમત જુદીજ છે, તેમ આ દુષમકાળ એ ઓરમાન માતા જેવોજ છે આપણને વિચિત્ર સંજોગોમા મુકવા છતા પાચમા આરામા શાસનના પ્રભાવે મિથ્યાત્વ સર્પથી બચી શકીએ છીએ આ વાત વિચારશો ! ભગવાન હેમચંદ્રસૂરીશ્વર મહારાજે કહેલ "सुषमातो दुःषमाया कृपा फलवती तव" અર્થાત્ હે ભગવન્! સુષમાકાળમા જો કે આપની જગત ઉપર મહેર હતી, મને ડુબાવવાનુ ધાર્યું ન હતુ, મને તારવાનો આપે પ્રયત્ન કર્યો હતો પણ મારૂ નસીબ પાતળુ કે તે વખતે કાણા એશ પડવે (ખેસનો છેડો) કંચન મળે તે કરતા સાજા પાલવે ત્રાંબિયા-પૈસો મળે તો ભુખ ભાગી જીવતા રાખે. આપે તો ચોથા આરામા કંચન વરસાવ્યુ કોઈ પૂછવા આવે તેને કંચન વરસાવી ઉપકાર કર્યો છતા હું કાણા પાલવવાળો! મારૂં શું? જો કે દાતા દાન, ગ્રાહક, સામગ્રી સુરંકેલ છતા કાણું ઢુંગરૂં હોય ત્યા શું થાય ? તે કરતાં દુષમાકાળમા ત્રાંબિયો મળે તે સારો, અત્યારે નથી તો તીર્થંકરો, નથી સામાન્ય કેવલી, નથી ગણધરો, નથી મનઃપર્યવજ્ઞાની, નથી અવધિજ્ઞાનીઓનો યોગ કે જાતિસ્મરણ, જો યોગ હોય તો માત્ર ભાગ્યુ તુટ્યુ શ્રુતજ્ઞાન છે તે પણ સંપૂર્ણ નથી તે ત્રાંબિયા રૂપેજ વર્તે છે, રૂપિયા નથી તો હીરા મોતીની વાત કયા કરવી ? કેટલાક ચોરા હોય છે કે 'સોનાનો વરસાદ વરસશે ત્યારે ચાલવ ધરશું તેઓએ યાદ રાખવુ કે મળેલા ત્રાંબિયા ન લે, અને હીરાના ભરોસે રહેશે તો ભૂખે

આરાધ્ય ગણ્યું છુ, છતા શાસનના માલિક કે જેનાથી મારૂ શ્રેય થઈ રહ્યું છે, જે શ્રેયને લીધે દુષમાકાળ છતા દુષમાકાળને ધન્યવાદ આપુ છુ સૂતા હોઈએ અને સાપ આવ્યો ને ઓરમાન માતાએ સોટી મારી આપણને જગાડે તો તે વૈરીણી કે ઉપકારી ? જો કે સગી માતા તો ભાઈ! કહી સાચવીને ઉઠાડે, પણ સાવકી માતા સોટી મારી ઉઠાડે ખરી, પણ જિંદગી બચાવે તેનુ કેમ કશું બોલતો નથી ? સોટીનુ નુકશાન વધારે કે જિંદગીનુ રક્ષણ વધારે ? કહેવુંજ પડશે કે જિંદગીના રક્ષણની કિંમત જુદીજ છે, તેમ આ દુષમકાળ એ ઓરમાન માતા જેવોજ છે આપણને વિચિત્ર સંજોગોમા મુકવા છતા પાચમા આરામા શાસનના પ્રભાવે મિથ્યાત્વ સર્પથી બચી શકીએ છીએ આ વાત વિચારશો ! ભગવાન હેમચંદ્રસૂરીશ્વર મહારાજે કહેલ "सुषमातो दुःषमाया कृपा फलवती तव" અર્થાત્ હે ભગવાન ! સુષમાકાળમા જો કે આપની જગત ઉપર મહેર હતી, મને ડુબાવવાનુ ધાર્યું ન હતુ મને તારવાનો આપે પ્રયત્ન કર્યો હતો, પણ મારૂ નસીબ પાતળુ કે તે વખતે કાણા એવા પાલવે (ખેસનો છેડો) કંચન મળે તે કરતા આજ્ઞા પાલવે ત્રાબિયા-પૈસો મળે તો ભુખ ભાગી જીવતા રાખે આપે તો ચોથા આરામા કંચન વરસાવ્યુ કોઈ પૂછવા આવે તેને કંચન વરસાવી ઉપકાર કર્યો છતા હું કાણા પાલવવાળો ! મારૂ શું ? જો કે દાતા, દાન, ગ્રાહક, સામગ્રી મુશ્કેલ છતા કાણુ લુગડુ હોય ત્યા શું થાય ? તે કરતા દુષમાકાળમા ત્રાબિયો મળે તે સારો, અત્યારે નથી તો તીર્થંકરો, નથી સામાન્ય કેવલી, નથી ગણધરો, નથી મનઃપર્યવજ્ઞાની, નથી અવધિજ્ઞાનીઓનો યોગ કે જાતિસ્મરણ જો યોગ હોય તો માત્ર ભાગ્યુ તુટયુ શ્રુતજ્ઞાન છે તે પણ સંપૂર્ણ નથી તે ત્રાબિયા રૂપેજ વર્તે છે, રૂપિયા નથી તો હીરા મોતીની વાત કયા કરવી ? કેટલાક એવા હોય છે કે 'સોનાનો વરસાદ વરસશે ત્યારે પાલવ ધરશું તેઓએ યાદ રાખવુ કે ...તા ત્રાબિયા ન લે, અને હીરાના ભરોસે રહેશે તો ભૂખે

મરી અટવાઈ જશે, કુટુમ્બ પણ નાણુદ થશે, હીરા વિગેરેના વર સાદ વખતે તમારી કેઈ પેઢીઓ વઈ જશે, હીરા ન વરસે ત્યારે વરસતા ત્રાંબેયા ઝીલી રહેશો તો કુટુમ્બ જીવતુ રહેશે, ને પછી તે સોનૈયા આદિના વરસાદ વખતે તમારૂ કુટુમ્બ મોતુ મેળવી શકશે. અત્યારે સોનાના વરસાદરૂપી નથી જિનેશ્વરો, નથી કેવલીઓ, નથી ગણધરો, નથી મન પર્યવજ્ઞાનીઓ, નથી અવધિજ્ઞાનીઓ, એવી સ્થિતિમા જેઓએ જિનેશ્વર ભગવાનનુ મળતું જ્ઞાન કે જે ત્રાંબેયાના વરસાદ જેવુ છે, તેમાં આત્મા સસ્કારિત થયો હશે તે હીરા મોતીના વરસાદ વખતે ઝીલવા તૈયાર થશે, પણ જેઓ અત્યારે નહિ ઝીલે, તો ભવાતરમા તીર્થકર પ્રભુનો સયોગ છતા ધર્મ પ્રાપ્તિનો સભવ નથી

હે ભગવાન્ ! સુષમાકાળ કરતા દુષમાકાળમા શાસન મળ્યુ તે ખરેખર ફળવાળુ છે, સુષમાકાળમા આપ, કેવલી ભગવતો ગણધરો વિગેરે લાઇફબોટો દરિયામા હતી, તેથી ડુબવાનો ભય નહતો, તે વખતે તીર્થંકરોનો પ્રતિબોધ લાગ્યો તો કલ્યાણનીવાત, નહિ તો કેવલી આદિનો ઉપદેશ પણ લાગી જાય જે તળાવમા જગો જગો પર સાકળો નાખી છે, ત્યા ડુબવાનો ભય નથી ત્યા તરી જવુ એમા અધિકતા નથી આથી તીર્થંકરોની જરૂરિયાત ઓછી નથી, સાકળો તો એમજ નાખી હતી, તેમનાથીજ કેવલીઆદિ ઉત્પન્ન થાય છે તત્ત્વજ્ઞ સાકળ નાખનારનેજ દેખે, બચનાર સાકળનેજ દેખે, તેવી રીતે અધિકતા ન હતી, પણ જે તળાવમા એકજ સાકળ હોય, ને પાછુ તળાવ ઘોર જાનવરોથી ભરેલુ હોય, તે વખતે સાકળ હાથમા આવવી ને બચવુ કેટલુ મુશ્કેલ છે ? તેવી રીતે વિષમકાળમા કોઇ તીર્થંકર, કેવલી આદિ નથી અને તમારા શાસ્ત્રની સાકળ મળી ગઈ, જે વખતે તળાવમા ચારે બાજુ જાનવરો ઘુઘવાટા કરી રહ્યા છે દુષમાકાળમાં મિથ્યાત્વનો પાર નથી, તીર્થંકરપ્રભુના સમયમા ગોશાલક, જમાલિ, ગણ્યા ગા[illegible] ા, પણ અઢી વરસના મહિના બાર

પાખંડી તેર, તેવા વખતમા સાચુ શાસન પામવું મુશ્કેલ કેટલુ ? આપ જેવા કેવલી હોય તો નિર્ણય કરી લેત, પણ અહીં એવું નથી એક ગામ જવું હોય, અજાણ્યુ જંગલ હોય, સીધી પગ દંડી કે રસ્તો હોય તો અજાણ્યા ગામ પહોંચી જઇએ, પણ ગામ એક અને રસ્તા એકવીશ હોય ત્યા શું થાય ? ભવિતવ્યતા હોય તો સીધી વાટ મળી આવે, નહિ તો મળવી મુશ્કેલ, તેવી રીતે આ આત્મા એવો ધર્મના માર્ગથી અજ્ઞાત છે મોક્ષમાર્ગ જાણતો નથી, પાખંડીઓથી વ્યાપ્ત એવા દુષમાકાળમા આપના શાસનનો યોગ મળ્યો તો કૃપાનો પાર નથી, પૂરેપૂરો ભાગ્ય શાળી હોય તોજ ઘોર પ્રાણીઓથી વ્યાપ્ત અને ફક્ત એક સાંકળ વાળા તળાવમા સાંકળ મેળવી તરી જાય, તેવી રીતે સાચી શ્રદ્ધા મેળવવી, એ ભાગ્યશાળીપણાને લીધેજ બની શકે છે

मेरुता मरुभूमौ हि श्लाघ्या कल्पतरोः स्थितिः

કલ્પવૃક્ષ ઉત્તમ છે, કોઈ દિવસ હીન છે નહિ, પણ અરે ખર લોકોના આશીર્વાદને કયુ કલ્પવૃક્ષ મેળવે ? મારવાડમા હોય તે કે નંદનવનમા રહેલુ ? મારવાડનુ આશીર્વાદ મેળવે નન્દનવનનુ મેળવે નહિ કારણ ત્યા ઠગલાગધ કલ્પવૃક્ષના ઝાડ છે, જ્યા આડ ી મુશ્કેલી ત્યા કલ્પવૃક્ષની કિંમત જુદી જ હોય તેવી રીતે સુષમાકાળમા સંસારથી તરીયે એવા સાધનો મળે તે કલ્યાણ કારક જ છે પણ દુષમાકાળમા તરવાનુ સાધન મુશ્કેલ હોવાથી કિંમતી છે, જોકે મારવાડના અને નંદનવનના કલ્પવૃક્ષમા ફરક નથી, પણ વસ્તુના ઢગલા હોય ત્યા કિંમત ઓછી હોય છે, દુષમાકાળમા સંસારસમુદ્રથી તરવાના સાધન મળતા હોય તો આપ તરફથી મળે છે તે ખરેખર પ્રશંસનીય છે, સાધનમા ફેર નથી, સોનાની ખાણ પાસે એક ચીભડા પેટે ચાર તોલા સુવર્ણ મેળવે તે કરતા બીજે સ્થળે પાવલી મેળવે તો ખુશ ખુશ થઈ જાય છે, તેવી રીતે તીર્થંકરના વખતમાં પોતે હયાત શ્રુતકેવલી આદિ હાજર હતા ત્યા વધવા, ઘટવાની કિંમત નહિ, પણ દુષમા

કાળમા તરવાનો આધાર નહિ, ફકત આપનુ શ્રુતજ્ઞાન એ જ સસારસમુદ્ર તરવાનો આધાર

### શ્રુતજ્ઞાનના ઉત્પાદક ભગવાન્ મહાવીર

શ્રુતજ્ઞાન સર્વોપરિ હોવાથી, તેના ઉત્પાદક ભગવાન મહાવીર હોવાથી, તેમના જન્મકલ્યાણકનો દિવસ ઉજવવા વધારે તૈયાર થઇએ છીએ, શાથી ઉજવીએ છીએ ? ગર્ભમા નવ માસ રહ્યા તેથી, પારણે હિંચોળાયા તેથી ? ના ત્યારે ! આરીસો ચોકખો કરીયે તો મોઢુ ચોકખુ દેખાય તેવી રીતે ભગવાન તીર્થંકરોમા જે જે મોક્ષની જડો રહી છે, તે તપાસીએ ને દૃષ્ટિ કરીયે ત્યારે આપણા આત્મામા તે જડ રોપી શકીયે, મહાવીરપ્રભુ મોક્ષને અગે ક્ષાયોપશમિક ક્ષાયિક ગુણને અગે આરાધ્ય છે, દુનિયાદારીને અગે જો આરાધ્ય હોય તો પ્રથમ યુગલિકો પૂજવા જોઇએ કારણકે તેઓને રોગ નહિ, જગલી જાનવરોનો ભય નહિ, શોક નહિ, આજ કારણથી, તેઓ પૂજાવા જોઇએ અને ઋદ્ધિ સમૃદ્ધિ કુટુબ કબિલા આદિને અગે જો આરાધ્ય ગણીએ તો ચક્રવર્તીઓને પહેલા પૂજવા જોઈએ કારણ કે—ચક્રવર્તીઓ પાસે અનેક પ્રકારની ઋદ્ધિ હોય છે, છ ખડના અધિપતિ, નવ નિધાનના માલિક, ૧૪ રત્નોના સ્વામી, ૧ લાખ ૯૨ હજાર સ્રીયો વિગેરે સપૂર્ણ ભોગના સાધનોવાળા હોય છે પણ કર્મોદયથી થવાવાળી ચીજોને અગે તેઓનુ આદર્શપણુ નથી, પરતુ કર્મરાજાની સાથે યુદ્ધ કર્યું, તેને જમીનદોસ્ત કર્યો ને પોતાના શૂરવીર સરદારોને મજબુત કર્યા, કેવી રીતે ? કર્મની સામા ઉભા રહીને તેમને જમીનદોસ્ત કર્યા, ચક્રવર્તીઓ ને તેના સેનાપતિઓની જેમ, તેને જ અગે તેમનુ આરાધ્યપણુ છે

### મહારાણા પ્રતાપસિહનુ અનુકરણ શા માટે ?

મહારાણા પ્રતાપસિહનુ, શિવાજીનુ અનુકરણ શામા ? અણનમપણામા, પરતુ ખીણમાં નાસી જવાનુ કે કુશકાના રોટલા ખાવાનુ કે બીકાળી લઈ જાય ત્યારે રોકકળ કરવાનુ, આદિ

અર્થાત્ ધર્મધ્વંસ કરનારને નમુ નહિ, જામેલી મુસલમાન વિરો ધીઓની સત્તા ઉઠાડુ એમા પ્રતાપરાણાનુ અનુકરણ

'આંધળા બાવાની ટોળી હતી, દેખ્યુ કે નિભાવ થતો નથી તેથી દેખતાની ટોળીમા મળ્યા, કોઇએ નિમન્ત્રણ કર્યું', આંધળાની ટોળીમા એક જાતિઅંધ હતો, તેને અનુમાન ન હોય, પાછળથી થયેલાને હોય, તેથી ધાર્યું કે આને અહિં રહેવા દો, બધા જમવા ગયા, ખાઈ પીને આવ્યા, જન્મથી આંધળાને કુતુહલ થયુ ? શુ ખાધું ? અરે "આજ ખીરપુરી ખીલાઈ" ખીર કેવી ચીજ છે ? તો દેખતાએ કહ્યું કે "ગોકા દુધ, બગલા જેસા સફેદ ' ગાયની તો અનુમાનથી ખબર પડે પણ "વહ બગલા કયા" આકાર બતાવ્યો, અરે (ચીઢાઈને કહ્યુ) એસા તુમને ખાયા! મેરા તો ગલા ભી ફાટ જાવે, વાત મત કરો, પેલાએ કહ્યું "ભાઇ એતો દુધનો રંગ" આવી રીતે પ્રભુ મહાવીરના જીવનમાંથી તારનારી વસ્તુને બદલે, કર્મોદયની ચીજ લેવા જઇએ તો તેવી સ્થિતિ થાય, કલ્યાણક શાથી ઉજવીએ છીએ ? સંસારી પણાને અંગે નહિં, તેનુ અનુકરણ કરવા નહિ, પરંતુ આપણા આત્માના ઉદ્ધાર માટે એમણે તારક તરીકે જે ઉપદેશ આપેલા તે ઉપદેશના વચનો ધ્યાનમા રાખવા, તારક તરીકેના વર્તનો કરેલા તેનુ અનુકરણ કરવાનુ, જેમને રાઇપ્રતિક્રમણની ટેવ હશે તેને ધ્યાનમા હશે, તેમને તપચિંતવણિના કાઉસ્સગમા શું ચિંતવવાનુ ? પ્રભુ મહાવીરે છ મહિના તપસ્યા કરી, હે ચેતન ! તુ પણ તપ કર!, પરણવું આદિ કેમ ન લીધા ? તારકદૃષ્ટિથી માનીએ છીએ તેથી તે તરીકેનુ અનુકરણ કરવુ તે જ ભક્તિ

"જ્ઞાતનન્દન" એ નામ ખ્યાતિથી જ છે

આટલા માટે ભગવાન હેમચંદ્રસૂરિમહારાજે 'વંદે શ્રીજ્ઞાતનન્દનમ્' તે મહાવીર પ્રભુને હુ નમસ્કાર કરૂ છું—"જ્ઞાતનંદન" શબ્દ શાથી વાપર્યો? કારણ કે, માતાપિતાએ કરેલ નામ "વર્દ્ધમાન" છે, ખુદ મહાવીર નામ પણ માતાપિતાનુ નથી, પણ અવિરતિ

દેવતાઓએ સ્થાપેલું છે, એ આચારાંગ આદિના પાઠોથી સિદ્ધ છે, તો આ નામથી જરૂર શી ? વિચારો ! સોનાની કિંમત વધારે કે તેના બનાવેલ ઘાટની ? વર્ધમાન એ ગર્ભમાં આવ્યા પછી ઋદ્ધિ, સમૃદ્ધિના વધારાને લીધે નામ પાડયું અને તે નામ સ્થાપનાર ત્રિશલા રાણી, ને સિદ્ધાર્થ મહારાજ પાંચમે ગુણસ્થાનકે ને દેવતાઓ ચોથા ગુણસ્થાનકમાં હતા, છતાં મહાવીર એ નામ કેમ મનાયું ? કહો કે એ ગુણથી બનેલું છે, અને ગુણને લીધે બનેલું નામ જગો જગો પર લેવામાં આવ્યું છે, અર્થાત્ ગુણની પ્રશંસાદ્વારાએ અવિરતિ દેવતાઓએ કરેલ નામ બધાઓએ કબુલ રાખ્યું વદે શ્રી જગદ્ ગુરૂમ્ નહિ કહેતા આ કેમ ? કહ્યું, એ પ્રશ્ન અડી એટલા જ માટે કહું છું કે તે સ્વતંત્ર શબ્દ છે જેને માટે ખુદ શ્રી હેમચંદ્રસૂરીશ્વરજી મહારાજ પણ સ્વરચિત અભિધાનચિંતામણિ કોષમાં જણાવે છે કે મહાવીરો વર્દ્ધમાનો-દેવાર્યો જ્ઞાતનન્દન આ નામ એકલા તેમણે કહ્યું એમ નથી, પણ ખુદ તેઓશ્રીની ખ્યાતિમાં ને જન્મથી જ પ્રસિદ્ધ હતું. મહાવીર નામ જૈનસૂત્રોમાં પ્રસિદ્ધ છે, વર્દ્ધમાન નામ માત પિતાને લીધે છે, અને જગતમાં પ્રસિદ્ધિ પામેલ હોય તો 'જ્ઞાતનન્દન' એ જ નામ હતું

'જ્ઞાતપુત્ર' શાથી ?

જ્ઞાત નામના કુલમાં ઘણા પુત્રો હતા તેમાં આપની પુત્ર તરીકે પ્રસિદ્ધિ હોવાની શી ? ઉંડા ઉતરો, કારણ વિચારો, બ્રાહ્મણ કુલમાંથી દેવે ઉપાડી જ્ઞાતકુળમાં લાવી મુકયા, તે કુળ વિષે તીર્થ કરપણામાં થયેલપુરૂષ કોઈ હોય તો આ એકજ છે, નન્દિવર્ધન આદિ જ્ઞાતકુલમાં હતા, છતાં તીર્થંકરની પ્રસિદ્ધિ પામેલ આ એક જ છે, કદાચ કહેશો કે ભગવાનના ગર્ભની વાત કોઈને ખબર નહિં હોવાને લીધે— કારણ કે તે પલટતી ... અવસ્વાપિની નિદ્રા આપે છે, કોઈને ખબર પ... ... ન પડે તો આવી ... પ્રસિદ્ધિ કયાથી ... ! તમે દર વરસે

સાભળો છો પણ જરા વિચાર કરો કે -જે વખતે પ્રભુ મહાવીરનો જીવ દેવાનંદાની કુક્ષિમા આવે છે, ત્યારે દેવાનન્દાને ચૌદ સ્વપ્ન આવે છે ઉઠાવીને દેવ લઈ જાય છે ત્યારે એમ થાય છે કે ત્રિશલારાણી ચૌદે સ્વપ્ન ઉપાડી ગઈ છે, અર્થાત્ પુણ્યપ્રભાવક જે ગર્ભ હતો તે ત્રિશલાને ગયો, સવારે છાતી કૂટે છે, આ વાત જાહેર થાય કે નહિ ? બીજી બાજુ તે દિવસે મહાવીરનો ગર્ભ ત્રિશલાની કૂખે આવે, ૧૪ સ્વપ્નો દેખે છે, ને સવારે સિદ્ધાર્થ રાજાને કહે છે, સિદ્ધાર્થ રાજા સ્વપ્નપાઠક બોલાવે છે સ્વપ્ન-પાઠકો કહે છે કે- ત્રણ મહિનાનો ગર્ભ હતો પણ એવા કાલે ગર્ભ આવ્યો છે કે તે જીવ ચક્રવર્તી અગર તીર્થંકર થાય

બૌદ્ધો પણ તીર્થંકર મહાવીરને જ્ઞાતપુત્ર તરીકે સબોધે છે.

આ બધા ઉપરથી એટલે, દેવાનંદાનુ કલ્પાંત, ત્રિશલાનુ સ્વપ્નદર્શન, કથન, સ્વપ્નપાઠકનુ આવવું, આવું કહેવુ આ વાત જાહેર હોવાથી ને છ મહિને અવતાર થયેલ હોવાથી સર્વને પાકો નિશ્ચય થયો, આ જાહેર થવાને લીધે, ને દેવતાઈ મહિમાને લીધે જ્ઞાતનન્દન નામ જાહેર હતું, નન્દિવર્ધનનુ તો નામ જ્ઞાત-નન્દન સામાન્ય હતુ, તેથી બૌદ્ધ જેવા જૈનોના કટ્ટર વિરોધીઓ-ને પણ 'નિગણ્ઠ નાયપુત્તેણ' એ નામ બોલવું પડ્યુ ભગવાન હેમચંદ્રસૂરિજીએ આ માટે કહ્યુ ? અનાજ લેવા, ગામ લેવા કે દેશ લેવા નહિ, પણ સારા આત્માના કલ્યાણરૂપી વૃક્ષને નવપલ્લવિત રાખવા માટે જો કોઈ પણ હોય તો મહાવીર જ્ઞાતનન્દન રૂપી બગીચોજ છે બીજે તો સૂકાઈ જાય તથા શ્રુતજ્ઞાનરૂપી ગંગાના પ્રવાહને ચલાવનાર હિમાલય જેવા ભગવાન છે અને સમસ્ત જગતના પ્રાણીરૂપી કમળોને વિકસ્વર કરવા સૂર્ય સમાન છે આવા નિરૂપમેય, હિમાલય ને રવિની ઉપમાવાળા ભગવાનને હું નમસ્કાર કરૂ છુ